**પ્રકાશક : શ્રી અજિત સી. પટેલ**
**દાદા ભગવાન આરાધના ટ્રસ્ટ**
દાદા દર્શન, ૫, મમતાપાર્ક સોસાયટી,
નવગુજરાત કોલેજ પાછળ, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪, ગુજરાત.
**ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦, ૯૩૨૮૬૬૧૧૬૬/૭૭



**પ્રથમ આવૃત્તિ :** ૫,૦૦૦ ફેબ્રુઆરી, ૨૦૦૬
**રીપ્રિન્ટ :** ૧૦,૦૦૦ નવેમ્બર, ૨૦૦૮ થી જાન્યુઆરી, ૨૦૧૬
**નવી રીપ્રિન્ટ :** ૨,૦૦૦ ફેબ્રુઆરી, ૨૦૨૦

**ભાવ મૂલ્ય : 'પરમ વિનય' અને**
**'હું કંઈ જ જાણતો નથી', એ ભાવ !**

**દ્રવ્ય મૂલ્ય : ૧૨૦ રૂપિયા**

**મુદ્રક :** અંબા ઓફસેટ
B-99, ઈલેક્ટ્રોનિક્સ GIDC,
ક-૬ રોડ, સેક્ટર-૨૫, ગાંધીનગર-૩૮૨૦૪૪.
**ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૩૪૧, ૯૩૨૮૬૬૦૦૫૫

# સમર્પણ

વિશ્વના રહસ્યો, જ્ઞાની ખોલે અહીં ;
ન ભૂતો ન ભવિષ્યે, આવા જ્ઞાની 'કહીં' !

છ તત્ત્વોના ગુહ્ય મૌલિક ફોડ ;
આપ્તવાણી ચૌદમી આ અજોડ !

છ તત્ત્વોની અનાદિની ભાગીદારી ;
ન કોઈ કહી શકે વધુ, મારી કે તારી !

ગતિ, સ્થિતિ સહાયે, હેરાફેરી ;
આકાશ કહે ભાગમાં, જગા 'મેરી' !

કાળનો વહીવટ, જડનો માલ ;
ચેતન નિરીક્ષક, પણ કરી ધમાલ !

બની બેઠો માલિક, તૂટી પાળ ;
જ્ઞાની લાવે ઠેકાણે, એ જ કમાલ !

વિશ્રસા, પ્રયોગસા, મિશ્રસા ;
સમજાવી સહજમાં, પરમાણુ દશા !

ક્રિયાવતી શક્તિ, માત્ર પુદ્‌ગલ તણી ;
કલ્પે ચેતન, પુદ્‌ગલી ચિતરામણી !

તીર્થંકરી વિજ્ઞાન, પ્રગટ્યું દાદા થકી ;
ચૌદમી આપ્તવાણી, જગ ચરણે મૂકી !

**ડૉ. નીરુબેન અમીન**

# ત્રિમંત્ર






નમો અરિહંતાણં
નમો સિદ્ધાણં
નમો આયરિયાણં
નમો ઉવજ્ઝાયાણં
નમો લોએ સવ્વસાહૂણં
એસો પંચ નમુક્કારો;
સવ્વ પાવપ્પણાસણો
મંગલાણં ચ સવ્વેસિં;
પઢમં હવઈ મંગલં ॥૧॥
ૐ નમો ભગવતે વાસુદેવાય ॥૨॥
ૐ નમઃ શિવાય ॥૩॥
જય સચ્ચિદાનંદ





## દાદા ભગવાન પ્રરૂપિત આધ્યાત્મિક પ્રકાશનો



**(ગ્રં.-ગ્રંથ, સં.-સંક્ષિપ્ત, પૂ.-પૂર્વાર્ધ, ઉ.-ઉત્તરાર્ધ)**

પરમ પૂજ્ય દાદા ભગવાનના હિન્દી, મરાઠી, પંજાબી, ઉડીયા, બંગાળી, આસામી, તેલુગુ, તમિલ, કન્નડ, મલયાલમ જેવી પ્રાદેશિક ભાષાઓમાં તથા અંગ્રેજી, જર્મન, પોર્ટુગીઝ, સ્પેનિશ, રશિયન જેવી વિદેશી ભાષાઓમાં ભાષાંતરિત થયેલા પુસ્તકો પણ ઉપલબ્ધ છે.

**'દાદાવાણી' મેગેઝિન દર મહિને ગુજરાતી - હિન્દી - અંગ્રેજી ભાષાઓમાં પ્રકાશિત થાય છે.**

## 'દાદા ભગવાન' કોણ ?

જૂન ૧૯૫૮ની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતા સુરતના સ્ટેશન પર બેઠેલા એ.એમ.પટેલ રૂપી દેહમંદિરમાં 'દાદા ભગવાન' સંપૂર્ણપણે પ્રગટ થયા અને કુદરતે સર્જ્યું અધ્યાત્મનું અદ્‌ભુત આશ્ચર્ય ! એક કલાકમાં એમને વિશ્વદર્શન લાધ્યું ! 'હું કોણ? ભગવાન કોણ ? જગત કોણ ચલાવે છે ? કર્મ શું ? મુક્તિ શું ?' ઈત્યાદિ જગતના તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા.

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, મુમુક્ષુઓને પણ જ્ઞાનપ્રાપ્તિ કરાવી આપતા, એમના અદ્‌ભુત જ્ઞાનપ્રયોગથી ! એને 'અક્રમ માર્ગ' કહ્યો. ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનું. અક્રમ એટલે ક્રમ વિનાનો, લિફ્ટ માર્ગ! શોર્ટકટ!

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને 'દાદા ભગવાન કોણ ?'નો ફોડ પાડતા કહેતા કે, ''આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન્હોય, અમે તો જ્ઞાની પુરુષ છીએ અને મહીં પ્રગટ થયેલા છે તે દાદા ભગવાન છે, જે ચૌદ લોકના નાથ છે. એ તમારામાંય છે, બધામાંય છે. તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને 'અહીં' અમારી મહીં સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે. હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું પણ નમસ્કાર કરું છું.''

## આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લિંક

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી)ને ૧૯૫૮માં આત્મજ્ઞાન પ્રગટ થયું. ત્યાર પછી ૧૯૬૨ થી ૧૯૮૮ સુધી દેશ-વિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતા હતા.

દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ આત્મજ્ઞાની પૂજ્ય ડૉ. નીરુબેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ પૂજ્ય નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતા હતા.

આત્મજ્ઞાની પૂજ્ય દીપકભાઈ દેસાઈને પણ દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. વર્તમાનમાં પૂજ્ય નીરુમાના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ દેશ-વિદેશમાં નિમિત્ત ભાવે આત્મજ્ઞાન કરાવી રહ્યા છે.

આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને સર્વ જવાબદારીઓ પૂરી કરતાં પણ અંદરથી મુક્ત રહી આત્મરમણતા અનુભવે છે.

## વ્યવહારિક ને આધ્યાત્મિક પૂર્ણજ્ઞાન સભર આપ્તવાણી !

જ્ઞાની પુરુષ એટલે આ વર્લ્ડમાં કોઈ ચીજ એવી નથી કે જે એમને જાણવાની બાકી હોય. જ્ઞાની વર્લ્ડની ઓબ્ઝર્વેટરી કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ તમે જે જાણો છો એ બધું જાહેર કરી ના દેવાય ?

**દાદાશ્રી :** આ જાહેર જ કરીએ છીએ ને ! આ આપ્તવાણી લખાશે, એ એટલા માટે છે કે આ લોકોને આ જે પાછલી પરિભાષાના શબ્દો છે ને, લોકોને સમજાતા નથી એકુય. એટલે આ છે તે આપણી ભાષામાં, તળપદી ભાષામાં બધાને આપ્યું ને, તે બધા સમજી જાય, કે ધર્મ શું છે ને આત્મા શું છે.

**પ્રશ્નકર્તા :** તમે જે ત્રણસોને છપ્પન ડિગ્રી ઉપર બેઠા છો, તે ડિગ્રીનું જ્ઞાન બધાને આપવું જોઈએ ને ?

**દાદાશ્રી :** હા. તે આ આપ્તવાણી (પુસ્તક) છે ને, તેવી ૧૪ આપ્તવાણી નીકળશે. જ્યારે ૧૪ આપ્તવાણી પૂરી થશે, તે બધામાં ભેગું થશે ત્યારે એમાં પૂરું જ્ઞાન આવી જશે. એટલે મણકા પૂરા થવા જોઈએ ને ?

આ ચાર અંશ જ ઊણું કેવળજ્ઞાન છે. એટલે આ શાસ્ત્રો જ કહેવાય. પેલા શાસ્ત્રો તો સુઝેય નથી પડતી.

**પ્રશ્નકર્તા :** પેલાં જે છ દર્શન છે, એવું આ આપ્તવાણી એક દર્શન ના કહેવાય ?

**દાદાશ્રી :** ના, આપ્તવાણી એ છ દર્શનનું ભેગું સ્વરૂપ છે. છ દર્શન પોતપોતાનાં જુદાં જુદાં. પેલો કહે છે, 'અમારું આ, અમારું આ, અમારું આ.' આ ભેગું દર્શન છે. આ અનેકાંત છે, એકાંતિક નહીં. એટલે છ દર્શનનું ભેગું છે. છ દર્શનવાળા ભેગા અહીં બેઠા હોય, તો કોઇ ઊઠી ના જાય. બધાંને પોતાનાં દર્શન જેવું જ લાગે. એટલે આ પક્ષપાતી ન્હોય, નિષ્પક્ષપાતી ! અહીં જૈનવાળો બેસી શકે, વેદાંતવાળો બેસી શકે, અહીં પારસીયે છે, બધાં હોય અહીં.

**પ્રશ્નકર્તા :** દાદાની વાણીમાં શ્રદ્ધા રાખે, આપ્તવાણીમાં શ્રદ્ધા રાખે તો સમકિત થાય કે નહીં ?

**દાદાશ્રી :** તમને શી રીતે શ્રદ્ધા બેઠેલી ?

**પ્રશ્નકર્તા :** આપ્તવાણી વાંચીને જ શ્રદ્ધા બેસી ગઇ.

**દાદાશ્રી :** એનું નામ સમકિત. આ દૃષ્ટિને ફીટ થઇ જાય એટલે આત્મદૃષ્ટિ કહેવાય. આ દૃષ્ટિને (આપ્તવાણીમાં સમજાવેલી દૃષ્ટિને) આપણી દૃષ્ટિ સંપૂર્ણ રીતે ફીટ થઇ જાય એટલે આત્મદૃષ્ટિ થઇ. બીજી દૃષ્ટિ તે 'આ હોય, આ હોય, આ, આ, આ હોય, આ, આ' એમ બે જુદી જુદી માલમ પડે. પણ પછી બીજું પુસ્તક વાંચે નહીં તો ઊકેલ આવે.

આ તો બધી આપ્તવાણીઓ હેલ્પીંગ છે. પાછળનાં લોકોને જરૂર પડશે ને ? એને માટે હેલ્પીંગ છે. આ આપ્તવાણી તો મોટી આશ્ચર્યની વસ્તુ છે. અને આપ્તવાણીથી સંસાર વ્યવહારમાંય અડચણો બધી જતી રહેશે.

કેટલાક માણસો મને એમ કહે છે કે બહુ અડચણમાં આવું છું અને આપ્તવાણી લઇને જરા આમ જોઉં છું તો એ પાનું નીકળે છે ને મારી અડચણ કાઢી નાખે છે. આને મળી જાય, લિંક મળી જાય.

**પ્રશ્નકર્તા :** સંકલન બહુ સરસ થયેલું છે. એક-એક સબ્જેક્ટ બહુ સરસ સંકલિત થયાં છે.

**દાદાશ્રી :** હા. એવી મારી ઇચ્છા છે, તે સારું થાય. એટલે થોડો થોડો ટાઈમ કાઢીને વાંચતા રહેવું જરાં.

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, અમે કહીએ છીએ કે અમારે આપ્તવાણીનો ઘણો ઉપકાર છે.

**દાદાશ્રી :** આપ્તવાણી તો પોતાનું જીવતું જાગતું સ્વરૂપ છે ને, એક જાતનું !

એટલે આ વાણી વાંચેને તો એમ ને એમ સમકિત થઈ જાય **!**

❖ ❖ ❖ ❖ ❖

## સંપાદકીય

પ્રસ્તુત ગ્રંથ આપ્તવાણી શ્રેણી-૧૪ (ભાગ-૨)માં અવિનાશી તત્ત્વોનું વર્ણન છે. અતિ અતિ ગુહ્ય ને સૂક્ષ્મતમ છ અવિનાશી તત્ત્વોની વાત દાદાશ્રીએ સાદી ને સરળ, તળપદી ભાષામાં સામાન્ય મનુષ્યને પણ અત્રે ખંડ-૧માં સમજાવી દીધી છે. તેમાંય છ તત્ત્વોની ભાગીદારીનો દાખલો આપી સાવ સરળ કરી દીધું છે, બ્રહ્માંડની રચનાનું ગુહ્યતમ જ્ઞાન !

જડ તત્ત્વોનો માલસામાન, ગતિસહાયક તત્ત્વનું હેરાફેરી (કાર્ટીંગ)નું કામ, સ્થિતિસહાયક તત્ત્વ માલને ગોઠવી આપે, સ્ટોર કરે. કાળ તત્ત્વ નવું-જૂનું કરી મેનેજમેન્ટનું કામ કરે. આકાશ તત્ત્વ ધંધો કરવા માલ મૂકવા જગ્યા આપે. અને ચેતન તત્ત્વનું કાર્ય છે સુપરવાઈઝરનું. તેને બદલે તે માલિક બની બેઠો ને ભાગીદારીમાં ભાંજગડ પડી ને દાવાઓ મંડાયા. ચેતન જો પાછો નિરીક્ષક (જ્ઞાતા-દ્રષ્ટા) થઈ જાય તો નિવેડો આવી જાય, આ અનાદિની કોન્ફલીક્ટ(ગૂંચવાડા, વઢવાડ)નો.

જડ પુદ્ગલ પરમાણુઓ તેમજ પુદ્ગલના રહસ્યો ખંડ-૨માં ખુલ્લાં થાય છે. તેમાંય વિશ્રસા, પ્રયોગસા અને મિશ્રસા સાદા દાખલા આપી ઈઝિલી (સરળતાથી) સમજાવી દીધું છે. પુદ્ગલની કરામત અને તેનો પ્રસવધર્મી સ્વભાવ, જગત આખું પૂરણ-ગલન છે એ વાંચતા જ મગજમાં ઊતરી જાય છે. પુદ્ગલની ક્રિયાવતી શક્તિનું રહસ્ય સમજાતાં કર્તા સંબંધીની ભ્રાંતિ વ્યવહારિકતાથી માંડીને ઠેઠ તાત્ત્વિકતા સુધીની ઊડી જાય છે.

પરમાણુઓની અસરો ઠેઠ સ્થૂળ વ્યવહાર સુધી અત્રે ખુલ્લી કરી છે. ખોરાકના પરમાણુઓની અસરો પણ જ્ઞાનીની દૃષ્ટિએ અગોપિત થાય છે.

પ્રસ્તુત ગ્રંથ વાંચતા પહેલાં સાધકે અચૂક ઉપોદ્ઘાત વાંચવો તો જ જ્ઞાનીના અંતર આશયનો ફોડ પડશે ને લિંક અગોપિત થશે.

દાદાશ્રીની વાણી આત્મજ્ઞાન પછી વીસ વરસ સુધી જુદી જુદી વ્યક્તિના નિમિત્તે ટુકડે ટુકડે નીકળેલી છે. આખો સિદ્ધાંત એક સાથે એક વ્યક્તિ જોડે આટલાં વર્ષોમાં તો ના નીકળી શકે ને ? તે ઘણાં

બધાં સત્સંગોને ભેગા કરીને સંકલિત કરીને સિદ્ધાંત મૂકવામાં આવ્યો છે. સાધક દ્વારા એક ચેપ્ટર એક બેઠકમાં પૂરું થાય તો જ લિંક જળવાઈને સમજણમાં ગોઠવાશે. ટુકડે ટુકડે વાંચવાથી લિંક તૂટીને સમજણ ગોઠવવામાં મુશ્કેલી થવાની સંભાવના રહેશે.

જ્ઞાની પુરુષની જ્ઞાનવાણી મૂળ આત્માને સ્પર્શીને નીકળેલી છે, જે અમૂલ્ય રત્ન સમાન છે. જુદા જુદા રત્નો ભેગા થઈ અને એક-એક સિદ્ધાંતની માળા થઈ જાય. આપણે તો પ્રત્યેક વાતને સમજી સમજીને દાદાશ્રીનાં દર્શનમાં જેવું દેખાયું તેવું જ દેખાય, તેવી ભાવના સાથે વાંચતા જઈશું અને રત્નો જાળવીને ભેગા કરતાં રહીશું તો છેવટે સિદ્ધાંતની માળા થઈને ઊભી રહેશે. તે સિદ્ધાંત કાયમને માટે હૃદયગત થઈને અનુભવમાં આવી જશે.

૧૪મી આપ્તવાણી પીએચ. ડી. લેવલની છે. જે તત્ત્વજ્ઞાનનાં ફોડ પાડે છે. તેથી બેઝીક વાતો અહીં વિગતવાર નહીં મળે અથવા તો બિલકુલેય નહીં મળે. સાધક ૧૩ આપ્તવાણીઓનો તેમજ દાદાશ્રીના સર્વે મહાન ગ્રંથોનો ફૂલ સ્ટડી કરીને, સમજીને ચૌદમી આપ્તવાણી વાંચશે તો જ સમજાશે. અને નમ્ર વિનંતી છે કે બધું સમજમાં ઉતર્યા પછી જ ચૌદમી આપ્તવાણીનો સ્ટડી કરશો.

દરેક નવા મથાળાવાળું મેટર નવી વ્યક્તિ સાથેનું છે એમ સમજવું. તેથી ફરી પાછો પ્રશ્ન પૂછે છે તેમ લાગશે. પણ ઊંડા ફોડ મળતા હોવાને કારણે તેને સંકલનમાં સમાવિષ્ટ કરવામાં આવેલ છે.

એનાટોમી (શરીર વિજ્ઞાનનું) દસમા, બારમા ધોરણમાં, મેડિકલમાં વર્ણન છે. એની એ જ બેઝિક વાત આગળ જતાં ઊંડાણમાં જાય છે. તેથી તે કંઈ એનું એ જ બધા ધોરણમાં ભણવાનું છે એવું ના કહેવાય.

તમામ શાસ્ત્રોના સાર રૂપ જ્ઞાનીની વાણી હોય છે અને તે વાણી સંકલિત થાય ત્યારે સ્વયં શાસ્ત્ર બની જાય છે. તેમ આ આપ્તવાણી મોક્ષમાર્ગી માટે આત્માનુભવીના કથનના વચનોનું શાસ્ત્ર છે, જે મોક્ષાર્થીઓને મોક્ષમાર્ગે આંતરિક દશાની સ્થિતિ માટે માઈલ સ્ટોન સમ કામ લાગશે.

શાસ્ત્રોમાં સો મણ સૂતરમાં એક વાલ જેટલું સોનું વણાયેલું હોય

છે, જે સાધકે સ્વયં ખોળીને પ્રાપ્ત કરવાનું રહે છે. આપ્તવાણીમાં પ્રગટ જ્ઞાનીએ સો ટકા શુદ્ધ સોનું જ આપ્યું છે.

અત્રે સંકલનમાં પરમ પૂજ્ય દાદાશ્રીની વાણીથી વહેલા જુદા જુદા દાખલાઓ ગુહ્યતમ તત્ત્વને સમજવા પ્રસ્તુત થયા છે. અનુભવગમ્ય અવિનાશી તત્ત્વને સમજવા વિનાશી દાખલાઓ હંમેશાં મર્યાદિત જ હોય છે. છતાં જુદા જુદા એંગલથી સમજાવવા તથા જુદા જુદા ગુણને સમજવા જુદા જુદા દાખલાઓ ખૂબ ઉપયોગી થઈ પડે એવા છે. ક્યાંક વિરોધાભાસ જેવું લાગે પણ તે અપેક્ષિત છે, માટે અવિરોધાભાસી હોય છે. સિદ્ધાંતને ક્યારેય છેદતું હોતું નથી.

પરમ પૂજ્ય દાદાશ્રીની વાતો અજ્ઞાનથી માંડીને કેવળજ્ઞાન સુધીની છે. પ્રસ્તાવનામાં કે ઉપોદ્‌ઘાતમાં સંપાદકની ક્ષતિઓ હોઈ શકે. તેમ જ આજના ઊઘાડ પ્રમાણે આજે આ જણાવાયું હોય, પણ જ્ઞાની કૃપાથી આગળ વિશેષ ઊઘાડ થઈ જાય તો એ જ વાત જુદી ભાસે. પણ ખરેખર તો તે આગળના ફોડ હોય. યથાર્થ જ્ઞાનની સમજ તો કેવળીગમ્ય જ હોઈ શકે ! તેથી ભૂલચૂક લાગે તો ક્ષમા પ્રાર્થીએ છીએ. જ્ઞાની પુરુષની જ્ઞાનવાણી વાંચ વાંચ કરીને એની મેળે મૂળ વાતને સમજવા દો. જ્ઞાની પુરુષની વાણી સ્વયં ક્રિયાકારી છે, જરૂર સ્વયં ઊગી નીકળશે જ.

પોતાની સમજણને ફૂલ પોઈન્ટ (સ્ટોપ) મૂકવા જેવો નથી. હંમેશા કોમા રાખીને જ આગળ વધીશું. જ્ઞાનીની વાણીનું નિત્ય આરાધન થયા કરશે તો નવા નવા ઊઘાડ થશે અને સમજ વર્ધમાન થઈ જ્ઞાન દશાની શ્રેણીઓ ચઢવાને માટે વિજ્ઞાન સ્પષ્ટ અનુભવમાં આવતું જશે.

અતિ અતિ સૂક્ષ્મ વાતો, વિભાવ કે પર્યાય જેવી, યદિ વાંચતા સાધકને ગૂંચવાડામાં મૂકે તો તેથી મૂંઝાવાની જરૂર નથી. આ ના સમજાય તેથી શું મોક્ષ અટકી જશે ? જરાય નહીં. મોક્ષ તો જ્ઞાનીની પાંચ આજ્ઞામાં રહેવાથી જ સહજ પ્રાપ્ય છે, તાર્કિક અર્થ ને પંડિતાઈથી નહીં. આજ્ઞામાં રહે તો જ્ઞાનીની કૃપા જ સર્વ ક્ષતિઓથી મુક્ત કરાવે છે. માટે સર્વ તત્ત્વોના સાર એવા મોક્ષ માટે તો જ્ઞાનીની આજ્ઞામાં રહેવું એ જ સાર છે.

**- ડૉ. નીરુબેન અમીન**

# ઉપોદ્ઘાત

## [ખંડ-૧]

## છ અવિનાશી તત્ત્વ !

### [૧] છ અવિનાશી તત્ત્વોથી રચાયું વિશ્વ !

જગત અનાદિ અનંત છે. સંયોગ સ્વભાવથી વિયોગી છે. સંયોગોથી બધું ઊભું થાય છે, વિયોગથી વિખરાઈ જાય છે. આનો કોઈ કર્તા નથી.

ધી વર્લ્ડ ઈઝ ધી પઝલ ઈટસેલ્ફ. કોઈએ ક્રિયેટ કર્યું નથી. ભગવાન પણ રચયિતા નથી. કુદરત પણ રચયિતા નથી. કુદરતી રીતે થઈ ગયું છે.

આ જગત કોઈએ બનાવ્યું નથી ને બનાવ્યા સિવાય બન્યું નથી. એનો અર્થ નિમિત્તભાવથી બધું કર્તા છે, વાસ્તવિકતામાં નથી.

જગતમાં છ શાશ્વત તત્ત્વો છે, તેના સંમેલનથી જગત ખડું થયું છે. આ બુદ્ધિથી સમજાય તેવું નથી. કારણ પોતે ઈટર્નલ થાય તો ઈટર્નલની વાત કરી શકે. આખી થિયરી ઑફ રિલેટિવીટી સાયન્ટિસ્ટો ઓળંગે ત્યારે રિયાલિટીની શરૂઆત થાય છે અને ત્રીજી છે થિયરી ઑફ એબ્સૉલ્યુટિઝમ.

છ દ્રવ્યો એ પરમેનન્ટ છે. કેવળજ્ઞાનથી જ દેખાય. સંતો, ભક્તો પણ એને ના જોઈ શકે.

આ તત્ત્વો ઉપર કોઈનો કંટ્રોલ નથી. છએ છ સ્વતંત્ર છે. વિશ્વનો કોઈ માલિક નથી છતાં તેની નિયતિ પણ છે. સૂત્રધાર વ્યવસ્થિત શક્તિ છે. તેય પાછી જડ શક્તિ છે.

છમાં પહેલું તત્ત્વ કયું એ જે ખોળવા ગયા તે અનંત અવતાર રખડી મર્યા ! આ તો બધું વિજ્ઞાન છે.

છ તત્ત્વોમાં આત્મા અક્રિય છે. દરેક તત્ત્વોનો પોતાનો વિશેષ ગુણ છે. છએ તત્ત્વો અવિનાભાવી રૂપે રહેલાં છે.

દાદા એવા જ્ઞાની કહેવાય કે જે વર્લ્ડની ઑબ્ઝર્વેટરી છે. ચાર વેદના ઉપરી કહેવાય.

એક આત્મા તત્ત્વને જાણે તે તત્ત્વજ્ઞાની અને સર્વ તત્ત્વને જાણે તે સર્વજ્ઞ !

આત્મા જાણ્યાનું ફળ છે, અનંત પીડામાંય અનંત મોક્ષ !

આ બ્રહ્માંડમાં બધાં તત્ત્વો સ્થિર સ્વભાવનાં છે. એક પરમાણુ પણ સ્થિર સ્વભાવનું છે પણ બધાં તત્ત્વો ભેગાં થવાથી અને વિભાવ થવાથી ચંચળ થઈ ગયું છે. જડ પરમાણુઓ પોતે જ ચંચળ છે, જ્યારે આત્મા સ્વભાવથી સ્થિર છે.

છએ તત્ત્વો સ્વભાવથી પરિવર્તનશીલ છે. આકાશ ક્ષેત્રમાં પરમાણુઓ ફર્યા રાખે છે.

દરેક તત્ત્વ દ્રવ્ય, ગુણ અને પર્યાય સહિત હોય. ગુણ અને પર્યાય જેમાંથી ઉત્પન્ન થાય તે દ્રવ્ય, એને જ વસ્તુ કહી.

આત્મા અને જડના મિશ્રણથી વિશેષ પરિણામ ઉત્પન્ન થાય છે. તે નવા જ ગુણો ઉત્પન્ન થાય છે. જેને વ્યતિરેક ગુણો કહ્યા.

વિનાશી અને પરિવર્તનશીલ એ બેઉમાં શો ફેર ? વિનાશી એટલે નાશવંત, જ્યારે મૂળ તત્ત્વ અવિનાશી છે. આત્માના ગુણ અવિનાશી છે અને પરિવર્તનશીલ છે. પર્યાય વિનાશી છે અને પરિવર્તનશીલ છે.

એક પરમાણુ બીજા પરમાણુને ઓળંગે, એના પરથી કાળનું નિમિત્ત મળ્યું, એટલા કાળને 'સમય' કહ્યો.

આત્મામાં શું પરિવર્તનશીલ છે ? મૂળ ચેતન તે દ્રવ્ય એમાં કશો ફેરફાર નથી. એનો ગુણ છે અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ... કોઈ પણ જ્ઞેય જણાય તે આ જ્ઞાનથી ના જણાય પણ એના પર્યાયથી જણાય છે. ગુણ નિરંતર સાથે જ રહે, પર્યાય બદલાય. જેમ જ્ઞેય બદલાય

તેમ જ્ઞાનના પર્યાય બદલાય. છતાંય જ્ઞાન તો શુદ્ધ જ રહે છે, સંપૂર્ણ અને સર્વાંગપણે.

રૂપાંતર ને પરિવર્તનશીલમાં શું ફેર ? રૂપાંતર તો માત્ર પુદ્ગલને કે જે રૂપી છે તેને લાગુ પડે. બહારના ભાગને રૂપાંતર કહેવાય. એ રૂપાંતર જાડું છે. મૂળ પુદ્ગલ પરમાણુઓ પણ રૂપાંતર નથી થતા. એ પરિવર્તનશીલ જ છે ને મહીં પાછા શુદ્ધ જ છે.

આત્માના દ્રવ્ય-ગુણ-પર્યાય એટલે આ ઈલેક્ટ્રિક બલ્બ છે એ વસ્તુ (દ્રવ્ય) કહેવાય. એની પ્રકાશ આપવાની શક્તિ એ ગુણ કહેવાય અને પ્રકાશમાં બધી વસ્તુઓ જુએ-જાણે એ પર્યાય કહેવાય. બલ્બ ત્યાંનો ત્યાં જ રહે.

આ બધું અહીં આત્મા સંબંધી કંતાય છે. સંસાર સંબંધી, કષાય સંબંધી બધે કંતાય પણ આત્મા સંબંધી તો અહીં જ કંતાય.

છએ તત્ત્વો ભ્રમમાણ કરે છે, તેમાં કોઈ કોઈને હરકતકર્તા નથી કે મદદકર્તાય નથી. એકાકારેય થતાં નથી. બધાં શુદ્ધ જ છે. ફક્ત નિરંતર ફર્યા જ કરે છે, પરિવર્તનશીલ છે.

આ પરમાણુઓ આ લોકમાં રીવૉલ્વીંગ થયા (ફર્યા) કરે છે અને ચેતનનેય રીવૉલ્વીંગ કર્યા કરે. બધા ભેગા થવાથી આવરણ આવે છે અને છૂટા પડવાથી મુક્ત થાય છે.

છ સનાતન તત્ત્વોનું રીવૉલ્વીંગ એનું નામ જગત.

આ છે બ્રહ્માંડના છ સનાતન તત્ત્વો :

| | | |
|---|---|---|
| ૧) આત્મા | - મૂળ ચેતન | - અરૂપી |
| ૨) જડ | - પરમાણુ | - એકમાત્ર રૂપી |
| ૩) ધર્માસ્તિકાય (ગતિસહાયક) | -જવા-આવવા માટે | - અરૂપી |
| ૪) અધર્માસ્તિકાય(સ્થિતિસહાયક) | - સ્થિર કરે તે | - અરૂપી |
| ૫) આકાશ | - જગ્યા આપે તે | - અરૂપી |
| ૬) કાળ | - કાળાણુ છે, પરિવર્તન લાવે | - અરૂપી |

પાંચ તત્ત્વો અસ્તિકાય કહેવાય. કાળ તત્ત્વને અસ્તિકાય ના કહેવાય.

આ બધી તીર્થંકરોની શોધખોળ છે, કેવળજ્ઞાને કરીને !

છ તત્ત્વ હંમેશાં સત્ હોય. સત્ એટલે અવિનાશી અને અસત્ એટલે વિનાશી.

આત્માને રિયલ સ્પેસ નથી. દેહધારીને, જીવાત્માને સ્પેસ હોય.

જીવ અવ્યવહારમાંથી વ્યવહાર રાશિમાં આવ્યો ત્યારે એને પહેલું કયું તત્ત્વ ચોંટ્યું ? કાળના આધારે આમાં પડ્યો. આમ પ્રવાહ વહેતો હોય તેમાં વારો આવે ને ? આની પાછળ નિયતિ છે. સ્વતંત્ર નથી નિયતિ કે કાળ. કોઈ ઉપરી નથી.

છતાં આમાં મુખ્ય ભાગ ગણવો હોય તો તે છે પુદ્ગલ તત્ત્વનો. એટલે મુખ્ય મારામારી જડ અને ચેતનની છે. બાકી બીજાં સાઈલન્ટ (મૌન) છે. પણ આત્મા તો આ પાંચેય તત્ત્વોમાં ફસાયો છે, અનંત શક્તિનો ધણી હોવા છતાંય ! જ્યારે આત્માને પોતાનું ને જડ તત્ત્વનું ભાન થશે ત્યારે બધાયથી આત્મા છૂટો થશે.

આત્માની જોડે પાંચ તત્ત્વો ક્યારેય નહોતા એવું બન્યું જ નથી. બધાં જોડે ને જોડે જ છે અનાદિથી. છએ તત્ત્વો મિક્ષ્ચર રૂપે છે, કમ્પાઉન્ડ રૂપે નથી. કમ્પાઉન્ડ થાય તો તો મૂળ ગુણધર્મો જ બદલાઈ જાય.

આત્મા શુદ્ધ જ છે, માત્ર બિલીફ જ રોંગ થયેલી છે.

વિકલ્પો લિમિટેડ છે ને આત્મગુણ અનલિમિટેડ છે. તો જ મોક્ષ મળે. અને અનંત ગુણ એટલા માટે કહ્યું કે બેભાન છે માટે. ભાનવાળાને તો કંઈ કહેવાની જરૂર જ નથી ને !

આત્મા સનાતન વસ્તુ છે. માટે તેનું અસ્તિત્વ પણ સનાતન છે. સનાતન વસ્તુના અસ્તિત્વનું કોઈ કારણ ના હોઈ શકે.

આત્મા પોતે અરૂપી, બીજા ચાર અરૂપી. એક જડ તત્ત્વ જ રૂપી છે. તે રૂપી તત્ત્વ એવું છે કે જેને અડપલું થવાથી ઊંચુંનીચું થાય છે ને

સંસાર ખડો થઈ જાય છે. પોતે અરૂપી ને રૂપીને દેખીને એને અડપલું કરવાથી જડ તત્ત્વ તેવું ખડું થઈ જાય છે.

વેદોના ઉપરી ભેદવિજ્ઞાની, તે જ આ તમામ તત્ત્વોને છૂટાં પાડી શકે. આમાં શાસ્ત્ર કામ ના કરે. ડિરેક્ટ પ્રકાશ જ્ઞાનીનો જોઈએ. સંપૂર્ણ નિરાવરણ આત્માને પામેલા દાદા આ કાળના એવા જ્ઞાની છે કે જે બે કલાકમાં જ બધું છૂટું પાડી આપે !

## [૨] આત્મા, અવિનાશી તત્ત્વ !

આત્મા એ એક એવું પરમ તત્ત્વ છે કે જેનામાં અનંત શક્તિઓ છે. એના એકલામાં જ ચેતનતા છે, જ્ઞાન છે, સુખ છે. બીજા કોઈ તત્ત્વમાં આવું નથી. એવા અનંત આત્માઓ છે અને પ્રત્યેક આત્મા અનાદિ અનંત છે.

આત્મા ચૈતન્યઘન સ્વરૂપી છે. એમાંથી ક્યારેય અજ્ઞાન ના નીકળે.

આત્મા ત્રિકાળ શુદ્ધ જ છે. પણ વિશેષ પરિણામમાં જે પ્રકૃતિ ઊભી થઈ છે તે મિશ્રચેતન છે. નિશ્ચયાત્મા પરમાત્મા જ છે. વ્યવહાર આત્મા રિલેટિવ છે. ચેતન એ જ ભગવાન છે, જે સંપૂર્ણ નિરાલંબ છે.

જીવ અને આત્મામાં શું ફેર ?

જીવે-મરે છે એવું માને છે તે જીવ છે. આત્મા અજર-અમર છે.

મૂળ વસ્તુને આત્મા કહેવાય અને અવસ્થાને જીવ કહ્યો.

આત્મામાં જાણપણાનો ગુણ છે. લાગણીઓ બતાડે છે. ચેતન અક્રિય છે, અડોલ છે.

આત્માને એકલું અરૂપી તરીકે ભજીએ તો બીજા ચાર તત્ત્વો, પુદ્‌ગલ સિવાયનાં, બધાં જ અરૂપી છે, તો તે તેમને પહોંચે. બીજાં ચાર આત્માની જેમ અમૂર્ત છે, અગુરુ-લઘુ છે, નિર્લેપ છે, ટંકોત્કીર્ણ છે, અવિચળ છે.

ચેતન એ અનુભવવાની વસ્તુ છે. એનું જ્ઞાન-દર્શન અને નિરાકૂળ આનંદની અનુભૂતિ એ એનું આગવું છે.

આત્મા પોતે ક્યારેય ઈમ્પ્યૉર થયો જ નથી. ઈમ્પ્યૉર થવાની માત્ર ભ્રાંતિ જ છે. રિયલમાં પોતે શુદ્ધાત્મા જ છે. રિલેટિવમાં 'હું ચંદુ છું' માને છે.

ગીતામાં કહ્યું છે, અસત્ વિનાશી છે ને સત્ ત્રિકાળી અવિનાશી છે. આત્મા નિત્ય, અવિનાશી, અપ્રમેય છે અને આ શરીરધારીના આ શરીરો નાશવંત છે. ભગવાનની ભાષામાં કોઈ મરતું નથી ને જન્મતુંય નથી.

'મોક્ષ તો તારી અંદર છે' એવું શ્રી કૃષ્ણ ભગવાને કહ્યું છે. એટલે 'બધાને છોડીને તું મને ભજ, અંદરવાળાને ભજ.' આત્માને જ રિયલ કૃષ્ણ કહે છે ગીતામાં, એને તું ભજ. ગીતામાં જ્યાં જ્યાં 'હું' શબ્દ છે તે આત્મા માટે છે. જ્યારે લોકો વ્યક્તિરૂપે લઈ ગયા. અંતે આત્મા સો પરમાત્મા !

## [૩] ગતિસહાયક તત્ત્વ - સ્થિતિસહાયક તત્ત્વ !

જડ અને ચેતનને જાતે પ્રવહન કરવાથી શક્તિ નથી. ગતિસહાયક તત્ત્વ (ધર્માસ્તિકાય) એમને ગતિ કરવામાં સહાય કરે છે.

અંદર ભાવના થાય, ઈચ્છા થાય કે ક્યાંક જવું છે, એવું અંદરથી ગણહારો (અણસારો) માલમ પડ્યો કે ગતિસહાયક તત્ત્વ એને મદદ કરે.

ઉપનિષદમાં છે કે આત્મા ગતિમાન છે અને નથી. રિયલમાં આત્મા ગતિમાન નથી, પણ વ્યવહાર આત્મા ભાવ કરે એટલે ગતિસહાયક તત્ત્વની સહાયતાથી એ ગતિ કરે છે.

ચેતન તત્ત્વ એકલું જ એવું છે કે જે સ્વભાવેય કરી શકે અને વિશેષ ભાવેય કરી શકે. વિશેષભાવથી આઘુપાછું જવાનો ભાવ કરે છે કે તરત જ ગતિસહાયક તત્ત્વ તેને ચાલવામાં મદદ કરે છે. જેમ માછલીને પાણી ચાલવામાં મદદ કરે છે ! પાણી ના હોય તો માછલી ચાલી ના શકે.

હવે એકલું ગતિસહાયક તત્ત્વ હોત તો બધા દોડધામ દોડધામ કર્યા કરત, ઘરમાં, બહાર, બધે જ ! સોફા, પલંગ, ખુરશી વસાવવાની જરૂરત

જ ના રહેત. પણ બીજું એક તત્ત્વ છે, જેને સ્થિતિસહાયક (અધર્માસ્તિકાય) કહ્યું છે તે દરેકને સ્થિર કરાવે.

નદીમાં નાખેલું લાકડું પાણી ખેંચી જાય છે એમ લાગે છે પણ ખરેખર તો ગતિસહાયક તત્ત્વ જ ખેંચી જાય છે.

ગતિસહાયક અને સ્થિતિસહાયક તત્ત્વના પ્રદેશ હોય, એના અણુ ના હોય. આત્માનાય અનંત પ્રદેશ હોય છે. બુદ્ધિથી પર છે આ વાત. કેવળજ્ઞાને કરીને જ દેખાય.

ગતિસહાયક તત્ત્વનો અમલ પૂરો થાય એટલે સ્થિતિસહાયક તત્ત્વ કામ કરે. મૃત્યુ સમયે કહે છે ને કે મારે હવે ઊઠવાની કે હાલવા-ચાલવાનીય હામ જતી રહી. એનો અર્થ ગતિસહાયક તત્ત્વ જતું રહ્યું.

મૂળ ચેતન તત્ત્વને હરવા-ફરવાની માંગણી નથી. આ તો જડ અને ચેતન ભેગા થવાથી વિશેષ ભાવ ઉત્પન્ન થાય છે. તેમાં 'હું' ઉત્પન્ન થાય છે. એ વિભાવિક 'હું'ને ભાવ કરવાનો ગુણ છે. એ વ્યતિરેક ગુણ છે. એ ભાવ કરે છે ને ગતિસહાયક મદદ કરે છે ચાલવામાં.

ભાવ કરવાવાળો કોણ ? જડ કે ચેતન ?

ભાવ કરવાવાળો છે માનેલો આત્મા ! એટલે કે વ્યવહાર આત્મા ! ભાવ થાય તો જ ગતિ ને સ્થિતિ સહાયક તત્ત્વો મદદ કરે, નહીં તો નહીં. વ્યવહારમાં બધાની મદદ હોય. નિશ્ચયમાં તો જરૂર જ નહીં ને ! વ્યવહારમાં ઊભા રહેવા આકાશ જોઈએ, કાળ જોઈએ. આપણામાં છએ છ તત્ત્વો છે.

ગિલોડીની કપાયેલી પૂંછડી કેટલીય વાર સુધી હાલ્યા કરે ! એ શાને આધારે ? જીવ તો ગિલોડી નાસી ગઈ તેમાં ગયો તો પૂંછડીમાં બીજો કયો જીવ આવ્યો ? ચેતનના બે ટુકડા થાય ? ના. આત્મા તો પૂંછડી કપાતી વખતે જ ત્યાંથી ખસી જાય, સંકોચાઈને ગિલોડીમાં જતો રહે. પછી જે પૂંછડી હાલ્યા કરે છે તે ગતિસહાયક તત્ત્વને કારણે. પછી એનું કાર્ય પૂરું થતાં જ ગતિસહાયક નીકળી જાય ને સ્થિતિસહાયક સ્થિર પડી રહેવામાં મદદ કરે.

ઝાડમાં સ્થિતિસહાયક વધારે ને ગતિસહાયક બહુ જૂજ હોય. સ્થિતિસહાયક અને ગતિસહાયક તત્ત્વ લોકાકાશ જેટલું છે. એક છે, અખંડ છે, શાશ્વત છે.

લોકવાયકા છે કે મરતી વખતે જીવને વિમાન તેડી જાય છે. ખરેખર વિમાન નહીં પણ ધર્માસ્તિકાય તેડી જાય છે. આ તત્ત્વ સમજાય નહીં એટલે બાળભાષામાં વિમાન કહ્યું એને.

મોક્ષે જવાના ભાવ કરેલા, તેના ફળ રૂપે ગતિસહાયક જ એની મેળે મોક્ષે લઈ જાય. આમાં આત્માને કંઈ જ કરવું પડતું નથી. આત્મા તો ઠેઠ સુધી અકર્તા જ રહે છે. કર્મ છૂટ્યા એટલે આત્માનો સ્વભાવ ઊર્ધ્વગામી છે, તે ગતિસહાયક તેને વળાવવા જાય સિદ્ધક્ષેત્રમાં અને સ્થિતિસહાયક તત્ત્વ એને ત્યાં સ્થિર કરી દે. આમ પોતપોતાના બાકી રહેલાં કાર્ય પૂરાં કરી એ બે તત્ત્વો પણ છેવટે છૂટાં થઈ જાય છે !

એટલે જ સ્તો શ્રીમદ્ રાજચંદ્રે કહ્યું,

'પૂર્વ પ્રયોગાદિ કારણના યોગથી,

ઊર્ધ્વગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિત જો !' અપૂર્વ અવસર...

પૂર્વપ્રયોગ આપણને અહીં લાવે છે ને ફેરવે છે. જ્યારે મોક્ષે જનારાઓનો પૂર્વપ્રયોગ સિદ્ધશીલાએ લઈ જાય છે.

અંતેય આત્માને કંઈ કરવું પડતું નથી, મોક્ષે જવા માટે. આત્મા તો આત્મા જ રહ્યો છે, આખા સંસાર કાળમાં વિના અડચણે !

## [૪] કાળ તત્ત્વ !

જગતમાં વસ્તુઓ નવા-જૂની થયા કરે છે એ કાળ તત્ત્વને આધીન છે. આમાં કાળ તત્ત્વ નવા-જૂની પોતે નથી કરતું પણ તેના નિમિત્તે થાય છે.

વિનાશી અવસ્થા કેટલો ટાઈમ રહેશે તે કઈ રીતે માપી શકાય? કાળ તત્ત્વ થકી. પૂરણ-ગલન, સંયોગ-વિયોગ જે ખબર પડે છે એ પણ કાળ તત્ત્વને લીધે જ.

કાળ તો જ્ઞાનીના વેલાનેય નિર્વંશ કરે. બીજા કોઈની તાકાત નથી.

એક પરમાણુ બીજા પરમાણુને ઓળંગે એટલા કાળને 'સમય' કહ્યો.

કાળ એ કાળાણુ રૂપે છે. અનંતા છે પણ અરૂપી છે, દેખાય નહીં. નિશ્ચેતન છે.

કૃષ્ણ ભગવાન ગીતા બોલ્યા હતા, તે આજે જો કોઈ કાળ તત્ત્વનો સાધક હોય તો તેના કાળાણુઓ આજે પાછા બોલાવી શકે ને તે સંભળાવી શકે ! એક કલ્પના અંત સુધી કાળાણુઓ સચવાય છે, અવસર્પિણી ને ઉત્સર્પિણી સુધી, બ્રહ્માંડમાં કોઈ જગ્યાએ. પણ અત્યારે એ વિદ્યા છે નહીં, લુપ્ત થઈ ગઈ છે. દાદા કહે છે, અમારામાં પણ એ વિદ્યા નથી. એ તો ૩૬૦ ડિગ્રીવાળાને આ વિદ્યા આવડે.

કાળ બે પ્રકારનો : ૧) વ્યવહાર કાળ ૨) નિશ્ચય કાળ.

પળ, વિપળ, સેકન્ડ, મિનિટ, કલાક, દિવસ, અઠવાડિયું, મહિનો, વર્ષ... આને વ્યવહાર કાળ કહ્યો અને 'સમય'ને નિશ્ચય કાળ કહ્યો. એક સમય કાળનો નાનામાં નાનો અવિભાજ્ય ભાગ છે.

તીર્થંકરો સમય સુધીની જાગૃતિમાં પહોંચ્યા હતા, કેવળજ્ઞાને કરીને! દાદાશ્રી કહે છે, મારે તો ૫૦૦ સમય સુધીય નથી ! કેવળજ્ઞાનીને સમય-સમયના રિવૉલ્યુશન હોય !

જ્યાં દર્શન છે ત્યાં કાળ નથી. કાળ દૃશ્યમાં છે, દ્રષ્ટામાં નથી.

કાળ એ ઈલ્યુઝન (ભ્રાંતિ, ભ્રમણાં) નથી, વાસ્તવિકતા છે.

દરેક સંયોગ, સંયોગકાળ સહિત જ હોય. સંયોગકાળ જ એકબીજા સંયોગોને ભેગા કરે છે.

દસને વીસે શું થશે એ કાળના લક્ષમાં જ હોય. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ ને ભવ બધું ભેગું થાય ત્યારે કાર્ય થાય.

દરેક સંયોગ પાછો વિયોગી સ્વભાવનો છે.

મહેમાનનો સંયોગ વિયોગ સ્વભાવનો છે, પછી શા માટે એમના જવાની ચિંતા ? સુખ-દુઃખ સંયોગી વિયોગી છે, મેળે જ થઈ જાય.

ભાવો પ્રમાણે સંયોગો ભેગા થાય. ભાવોનો રાજા પોતે જ છે.

નિર્પેક્ષ વસ્તુને કાળ સ્પર્શતો જ નથી. સાપેક્ષને જ સ્પર્શે.

દાદાના મહાત્માને પાંચ આજ્ઞામાં રહે તો કાળ, કર્મ ને માયા અડે નહીં.

કાળ તો નિરંતર સરક્યા જ કરે. એની જોડે કોઈનો સંબંધ બંધાય જ કેમ કરીને ?

દાદાશ્રી કહે છે, અમે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ, ભવ, દેહ બધાથી પર છીએ. બધાથી અપ્રતિબદ્ધ છીએ.

અક્રમ વિજ્ઞાનમાં ક્રમ-અક્રમ વિશેષણ છે એ બદલાયા કરે, પણ વિજ્ઞાન વિશેષણ નથી. એ કાયમનું છે. વિશેષણ છે તે કાળ મર્યાદામાં છે. મર્યાદા પત્યે (પતી ગયે) વિશેષણ ઊડી જાય.

બધું 'નિશ્ચિત ખરું' એય ખરું ને 'નિશ્ચિત નહીં' એય ખરું. એટલે યથાર્થ તો 'વ્યવસ્થિત' છે.

કાળ પાકે ત્યારે મોક્ષે જાય પણ કાળ એકલો જ નહીં, પાછા જ્ઞાની મળે, સાધનો મળે તો જાય. કાળ પાકે એટલે બધું મળી જ જાય.

તીર્થંકરો હોય, તેમની પાસે સર્વ સમર્પી સંયમ લેવા તૈયાર હોય, તો શું તે જ ભવે મોક્ષે જઈ શકે તે ? ભગવાન કહે, 'ના'. કેમ ? તો કહે, ભવસ્થિતિ પાકી નથી માટે. ભવસ્થિતિ ઉપાયે કરીને વહેલી પકાવી, કહે. પણ તે વહેલી પાકવાની હોય તો જ ઉપાયે કરીને પાકે, નહીં તો નહીં.

તો પછી પુરુષાર્થને ક્યાં સ્થાન ?

ભ્રાંતિમાં પુરુષાર્થ છે જ ક્યાં ? પુરુષ થયા પછી પુરુષાર્થ થાય. ક્રમિકમાં અહંકારે કરીને પુરુષાર્થ કર્યો કહેવાય. આગળ આ અહંકારનેય ઓગાળવો પડે.

સમય પુરુષાર્થી નથી, પુરુષ પુરુષાર્થી છે.

૨૪ જ તીર્થંકરો કેમ ? ૬૩ શલાકા પુરુષો કેમ ?

એ બધું કુદરતી છે. કાયમ આ જ ક્રમ છે. ટુ એચ + ઓ= પાણી. એમાં આ જ માપ કેમ ? આ બધું સાયન્ટિફિક છે. કુદરતી કેવું સુંદર છે!

દાદાશ્રી કહે છે, 'નાનપણમાં મને બહુ વિચાર આવતા કે આ વરસની ગોઠવણી કોણે કરી ? મહિનો કેમ ? તે ધીમે ધીમે સમજાયું કે આંબે કેરી બાર મહિને જ પાકે, ઘણાં બધાં ફળ-ફૂલ બાર મહિને જ થાય.

એટલે આ જગતનું એસેન્સ બાર મહિનાનું છે. વળી મહિનો એટલે પંદર દહાડે ચંદ્ર હોય ને પંદર દહાડે ના હોય. બધું એક્ઝેક્ટ છે. આ બધું નેચરલ (કુદરતી) છે. મનુષ્યોના વિકલ્પ નથી. આમાં બુદ્ધિ વપરાય એમ છે જ નહીં. કાળ બધું ગણિત જ છે. ફક્ત ફેરફાર કુદરતી ક્રમમાં ક્યાં થાય છે ? ગૃહિત મિથ્યાત્વ મનુષ્યનો સ્વભાવ છે. ગૃહિત મિથ્યાત્વને કારણે જ મોક્ષ અટક્યો છે આ કાળમાં !

કર્મો કાળને આધીન છે અને કાળ પાછો બીજાને આધીન છે. કોઈ સંપૂર્ણપણે સ્વતંત્ર તો નથી. ભગવાન (આત્મા) પણ જુઓને, ફસાયા છે આ ચક્કરમાં! એ તો મોક્ષદાતા, તરણતારણહાર જ્ઞાની પુરુષ જ છોડાવે આમાંથી !

## [૫] આકાશ તત્ત્વ !

### (૧) આકાશ, અવિનાશી તત્ત્વ !

આત્મા આકાશ જેવો કહ્યો, તો બેમાં શું ફેર ?

| **આકાશ** | **આત્મા** |
|---|---|
| - નિશ્ચેતન | - ચેતન |
| - લાગણી નથી | - લાગણીવાળો |
| - અરૂપી | - અરૂપી |
| - શાશ્વત તત્ત્વ | - શાશ્વત તત્ત્વ |

| આકાશ | આત્મા |
|---|---|
| - જ્ઞાન નથી | - જ્ઞાન સ્વરૂપ છે |
| - જગતમાં કોઈ ચીજ હેરાન ના કરી શકે | - જગતમાં કોઈ ચીજ હેરાન ના કરી શકે |
| - સૂક્ષ્મ | - સૂક્ષ્મ |
| - હરેક જગ્યાએ છે | - હરેક જગ્યાએ નથી |
| - બે પરમાણુ જગ્યા રોકે ત્યાંથી ત્રીજું પરમાણુ ના જઈ શકે | - બધામાંથી આરપાર જઈ શકે |
| - આકાશમાં પુદ્ગલ જગ્યા રોકે | - અન્અવગાહક (આકાશમાં આત્મા જગ્યા રોકતો નથી) |

આકાશ આવડું મોટું પણ અવિભાજ્ય છે, એક જ છે, અખંડ છે. જગ્યા આપવાનું કામ આકાશનું. વિભાવિક આત્માને જગ્યા આપે છે આકાશ. સ્વભાવિક આત્માને જગ્યાની જરૂર જ નથી.

આકાશ સ્વતંત્ર છે, આત્મા જેટલું જ સ્વતંત્ર છે. એના ટુકડા નથી થતા, સ્કંધ થાય એના. કોઈ જગ્યાએ વધુ જામી ગયું હોય, તો કોઈ જગ્યાએ ઓછું જામે પણ એકતા ના તૂટે.

આકાશ એકલું જ દેખાય એવું છે, તેય તેનો સ્થૂળ ભાગ.

આકાશ જે રંગ દેખાય છે તે બહુ પોલાણવાળો ભાગ છે તેનો દેખાય છે. અને તેય દરિયાનું પ્રતિબિંબ પડે છે ત્યાં. સૂર્યનો પ્રકાશ દરિયા પર પડે ને તેનું પ્રતિબિંબ ઉપર પડે છે. બાકી આકાશ એટલે અવકાશ, ખાલી જગ્યા. પાણીય કલરલેસ (રંગવિહીન) છે પોતે.

દરેકમાં આકાશ તત્ત્વ હોય. હીરામાં સૌથી ઓછું આકાશ હોય. તેથી તે જલદી ના ભાંગે.

આકાશ બધે જ છે. સિદ્ધક્ષેત્રમાં આત્મા સ્પેસ રોકતો નથી. તેથી તેને અન્અવગાહક કહ્યો. સિદ્ધક્ષેત્રમાં સિદ્ધ ભગવંતો હોય. નિરાકાર હોવા છતાંય તેમનો આકાર હોય. જે દેહે સિદ્ધ થયા તેના બે તૃતીયાંશ ભાગનો આકાર હોય.

દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ-ભવ બધું બદલાયા કરે. ભવ લાંબો ટાઈમ ચાલે, પણ દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ નિરંતર બદલાયા કરે.

સ્વદ્રવ્ય-સ્વક્ષેત્ર-સ્વકાળ ને સ્વભાવ એ ચારેય ભાવે પોતે જ છે, એ શુદ્ધાત્મા જ છે.

સ્વક્ષેત્ર એટલે પોતાનો અનંત પ્રદેશી ભાવ. ખરેખર એ ક્ષેત્ર નથી પણ પરક્ષેત્ર, સ્વક્ષેત્ર એ સમજાવવા કહ્યું છે. આત્માને સ્વભાવ જ હોય, બીજું ના હોય. જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદી એ જ એનો સ્વભાવ, એ સિવાયનો બધો પરભાવ. પરભાવ પરક્ષેત્રને આધીન છે.

આત્મા ક્ષેત્રજ્ઞ છે. ક્ષેત્રને જાણનારો તે ક્ષેત્રાકાર થઈ ગયો છે.

## [૨] સ્પેસની અનોખી અસરો !

આત્મા સિવાય બધું જ સ્પેસ રોકે છે. પુદ્‌ગલનો સ્વભાવ જગ્યા રોકવાનો છે. શુદ્ધ પરમાણુઓ પણ જગ્યા રોકે છે.

મારે ડૉક્ટર બનવું હોય તો એમાં સ્પેસ કઈ રીતે કામ કરે છે? ટાઈમિંગ, સ્પેસ, બીજા બધા કારણો ભેગા થાય ત્યારે ડૉક્ટર થવાના વિચાર આવે. પોતે સ્વાધીનતાથી કર્મ કરતો નથી. આમાં સ્પેસ મુખ્ય છે.

સ્વભાવ પહેલો કે સ્પેસ પહેલી ?

સ્વભાવથી સ્પેસ મળે ને સ્પેસથી સ્વભાવ મળે. એટલે નિમિત્ત-નૈમિત્તિક ભાવથી છે.

કર્મ પણ સ્પેસના આધારે છે. કર્મ મૂળ તત્ત્વ નથી, સ્પેસના આધારે કર્મ છે.

પણ સ્પેસમાં ભાવ ઊભો થયો કાળના આધારે.

દ્રવ્ય છે તે ક્ષેત્રમાં આવ્યું અને તેના આધારે કાળ ભેગો થયો અને કાળ પછી ભાવ ઉત્પન્ન થાય અને પછી કર્મ ચાર્જ થાય.

ક્ષેત્રમાં દ્રવ્ય □ કાળ □ ભાવ = કર્મ ચાર્જ

દ્રવ્ય એટલે ભ્રાંતચેતન. ભ્રાંતિ વગરનું ચેતન તો સ્પેસમાં હોય

જ નહીં ને ! એટલે મૂળમાં ક્ષેત્ર પહેલું હોય તો ગાડું આગળ વધે.

અને સ્પેસ શેના આધારે મળે ? એના કાયદાના આધારે. સ્કૂલમાં બધા સાથે સાંભળે પણ સ્પેસ દરેકની જુદી જુદી, તેથી ભાવ જુદો જ હોય દરેકનો.

સ્પેસ જુદી એટલે અહંકાર જુદો દરેકનો ને અહંકારને લઈને સ્પેસ જુદી, અન્યોન્ય છે.

જ્ઞાન સ્પેસ રોકે નહીં, કર્મ જગ્યા રોકે. ભક્તિ પણ સ્પેસવાળી. કર્મ અને જ્ઞાન સાથે બેસી શકે. કારણ કે જ્ઞાન સ્પેસ રોકે નહીં ને! કર્મ અને ભક્તિ સાથે બેસી શકે નહીં. કારણ કે બન્ને સ્પેસ રોકે છે.

સ્થળ (સ્પેસ) અને કાળની અસર વિચારો ઉપર થાય, આત્મા પર ના થાય. આત્મા સિવાય વર્લ્ડમાં કોઈ એવી ચીજ નથી કે જેને અસર ના થાય. પુદ્ગલ પોતે જ ઈફેક્ટિવ છે.

માણસોના વાઈબ્રેશન્સ (સ્પંદનો) હોય તેમ ક્ષેત્રમાંય વાઈબ્રેશન્સ હોય. કુરુક્ષેત્રમાં લઢવાના જ વિચારો આવે. ત્યાં લઢી પડેય ખરા ! ભક્તિ, જ્ઞાન અમુક અમુક જગ્યાએ જ જામે.

ક્ષેત્ર સ્પર્શનાના હિસાબો છે. પુણ્ય હોય ત્યારે સુંવાળી સ્પર્શના લાગે, ઠંડક લાગે અગર તો કૂતરું દેખે, ગિલોડી (ગરોળી) દેખે ને ચીઢ ચઢે તો તેવો હિસાબ આવ્યો ગણાય.

આપણે ડાહ્યા થવાનું છે. આપણે વાંકા તો જગ્યા વાંકી મળે. આમાં ભાવ સુધરે તો ક્ષેત્ર, દ્રવ્ય, કાળ બધું જ સુધરે. ભાવ ફેર કરવાનો છે. દરેકે એવી તૈયારી રાખવી કે ગમે તે સંજોગમાં, કોઈ પણ જગ્યા બોજાવાળી ના લાગવી જોઈએ.

તીર્થમાં જાય તો નાસ્તિક પણ ભગવાનને માનતો થઈ જાય ! તીર્થંકરો જ્યાં વિચરે તે તીર્થ બને ! દાદા કહે છે, અમારાથી એવું ના બને.

મહાત્માઓને હવે બધા ડિસ્ચાર્જ ભાવ છે. 'હું ચંદુ છું' એવી માન્યતા છે ત્યાં સુધી જ ભાવ થાય, નહીં તો ના થાય.

ક્ષેત્ર ફેર ક્યારે થાય ?

સ્વભાવ ફેર થાય ત્યારે.

દુષમ સ્વભાવવાળા જ અત્યારે આ ભૂમિ પર આવે. દાદા કહે છે, અમેય આવ્યા છીએને ! જ્ઞાન પછી સ્વભાવ ફેર થાય તો ક્ષેત્ર ફેર થાય ને મહાવિદેહ ક્ષેત્રે એકાદ અવતારમાં જવાય.

બધા હદમાં જ રહે અને જે બેહદમાં ગયો, બાઉન્ડ્રીમાંથી બહાર નીકળ્યો કે કામ પૂરું થયું અને જે બેહદમાં આવ્યા તે જ બેહદમાં લઈ જઈ શકે. (બુદ્ધિ લિમિટવાળી છે, જ્ઞાન અન્‌લિમિટેડ છે)

## [૩] રહસ્ય, જુદા જુદા મુખડા તણાં !

દરેકના મુખડા જુદા જુદા કેમ ?

જો ભગવાને બનાવ્યા હોય તો જુદા જુદા શી રીતે ઘડ્યા ?

ભગવાનને કેટલાંક તે બીબાં બનાવવાં પડ્યા હશે ? સરખાં મોઢાં થઈ જાય તો જમાઈ ઓળખવા મુશ્કેલ થઈ જાય ! ધણી બદલાઈ જાય ! આપણે જે કંકુ છાંટેલા હતા તે નહોય આ ! અને ધણી કંકુ ધોઈને આવ્યા હોય ! આ ગોટાળાની કલ્પના થઈ શકે ?

સ્પેસના આધારે ફેસ છે. જુદા જુદા મોઢાનું કારણ છે, દરેક જીવની જુદી જુદી સ્પેસ !

એક જણ વાત કરે ત્યારે સેંકડો સાંભળનારા હોય, દરેકનો કાળ એક હોય પણ સ્પેસ જુદી જુદી હોય તેથી બધું બદલાય. ભાવ બદલાય તેને 'વ્યવસ્થિત' કહ્યું દાદાશ્રીએ. ભગવાનમાં જ્ઞાન છે પણ બુદ્ધિ નથી. બુદ્ધિ જ આ બધું સર્જન કરી શકે, જ્ઞાન નહીં !

ધોધ આગળ લાખો પરપોટા થાય છે. નાના-મોટા હોય તે, પણ દરેકની સાઈઝમાં જરાય સરખાપણું છે ? કારણ કે સ્પેસ જુદી છે. એક એવિડન્સ બદલાય કે બીજુંય બદલાય. ખીચડીમાં દાણે દાણો જુદો. આમલીના એક પાન એકબીજાથી જુદા હોય ! આ સ્પેસના આધારે છે. આ સાયન્સ સમજવા જેવું છે.

મનુષ્યમાત્રની હસ્તરેખા (ફિંગરપ્રિન્ટ) જુદી જુદી છે ! તેના આધારે તો કોર્ટો અને ઈમિગ્રેશન ચાલે છે ! એક માથાના બે વાળેય સરખા ના હોય.

આટલા સૈનિકો, આટલા સુથાર, સ્ત્રીઓ, પુરુષો આ બધો હિસાબ જુદી જુદી સ્પેસને કારણે છે.

એક આંબાની દરેક કેરીનો સ્વાદ જુદો ! રોટલી પહેલી બને તેનો સ્વાદ જુદો ને બીજી, ત્રીજી.. છેલ્લીનો સ્વાદ જુદો ! કોઈના ભજિયાં, કોઈના મઠિયાં પ્રખ્યાત થઈ જાય, તેનું શું કારણ ? સ્પેસ, ટાઈમ, ભાવ બધું જુદું તેથી.

કોઈ જીવની મહીં બીજો જીવ ના હોય અને હોય તો તે સૂક્ષ્મ રૂપે હોય. તે પણ જીવની અંદર નહીં પણ બહાર, એટલે કે શરીરના પોલાણમાં હોય. કારણ કે દરેક જીવનું આકાશ જુદું છે.

સ્પેસ જુદી તેથી ભાવ જુદા, તેથી વ્યવસ્થિત જુદું, તેની પાછળ શું નિયતિ કામ કરે છે ?

નિયતિ ક્યારે લાગુ થાય ? એક જ સ્પેસ હોય ત્યારે. તો પછી બધાનું બધું સરખું થાય. નિયતિ શું છે ? એ એક પ્રવાહ છે. જેમ આ પાણી વહેતું હોય તો તે ક્યારેય એક ના હોય. સમયે સમયે બદલાયા જ કરે. તેથી સ્પેસ દરેકની જુદી બને. એક સ્પેસમાં બે પરમાણુ કે બે જીવ ના રહી શકે. એટલે દરેકને સ્પેસ જુદી જુદી મળે છે, તેનો આધાર છે નિયતિ (પ્રવાહ) પણ એકલી નિયતિ કશું ના કરી શકે. સ્પેસ જુદી તેથી અહંકાર જુદો અને અહંકાર બધું કરે છે.

નિયતિ તો દરેકને માટે સરખી જ હોય. બંધન ને મોક્ષ બન્ને માટે નિયતિની હેલ્પ સરખી જ હોય. બંધનનો જે આધાર છે, તે જ મુક્તિનો આધાર છે. નિયતિ તો ખાલી દરેકને હેલ્પીંગ છે.

દરેક જીવ એક સ્પેસમાંથી પસાર થાય ત્યારે દરેકને એવો સરખો જ અનુભવ થાય. સોળમા માઈલે જે જે આવે તે દરેકને એવો સરખો જ અનુભવ થાય. નિયતિ એ ડેસ્ટિની (નિશ્ચિત) નથી પણ પ્રવાહ છે.

વન ઑફ ધી ઍવિન્ડસ (સંજોગ) છે. [વધુ સમજ માટે આપ્તવાણી-શ્રેણી ૧૧(પૂ.), પેજ ૨૭૦ ઉપર]

મરતાં પહેલા ૪૮ મિનિટ પહેલા ડિસિઝન આવે કે કઈ ગતિ થશે? માટે છેલ્લી ૪૮ મિનિટ સચવાઈ ગઈ તો કલ્યાણ થઈ ગયું! છેલ્લી ૪૮ મિનિટમાં આખી જિંદગીનું સરવૈયું આવે છે.

આત્મા એકસરખો જ છે બધામાં. તેનો ધર્મેય સરખો જ છે, છતાં જુદા જુદા ધર્મો કેમ ?

સ્પેસ જુદી તેથી દરેકના વિચારો જુદા, મોઢાં, મગજ, બધું જુદું. તેથી ધર્મેય જુદા !

હવે આમ જુઓ તો હંડ્રેડ પરસેન્ટ સ્પેસનું કારણ નથી. સ્પેસ બદલાય એટલે ભાવ બદલાય, અહંકાર બદલાય, બધું બદલાય. આમાં સ્પેસનું કારણ ફીફ્ટી પરસેન્ટ છે ને બાકી બીજાં ફીફ્ટી પરસેન્ટ કારણભૂત છે. પણ વધારે સ્પેસનું કારણ હોવાથી તેને મુખ્ય કારણ કહ્યું.

ઢગલેબંધ દાગીના એકાંતમાં પડ્યા છે ને ત્યાં આપણે જઈ ચઢીએ તો મનમાં ચોરી કરવાનો ભાવ જાગે. એ બીજ પડ્યું. આ ભાવ શેના આધારે થાય છે ? વ્યવહારિક જ્ઞાનના આધારે અને ભાવ જુદા જુદા થાય છે તેથી જુદા જુદા પરમાણુઓ ખેંચાય છે.

પોતાનો જ પ્રોજેક્ટ છે, પોતાના જ્ઞાનના આધારે. નહીં તો બધું નિયતિ જ હોત પણ તેવું નથી. સ્પેસ જુદી તેથી ભાવ, કાળ બધું જુદું.

સ્પેસ સ્વતંત્ર તત્ત્વ છે. એનો કોઈ આધાર નથી. પણ જીવને આ સ્પેસ મળી તે નિયતિ (પ્રવાહ)ના આધારે.

ગર્ભમાં માતા ને બાળકની સ્પેસ એક જ છે, તેથી બેઉના ભાવ ત્યારે સરખા જ હોય. જેને જે સ્પેસ મળે તે તેના પાછલા હિસાબ પ્રમાણે મળે છે. સારી સ્પેસ મેળવવા અત્યારે સારા ભાવ કરવા જોઈએ, ભાવ ફેરવવા જોઈએ.

આ ઝીણી વાતો ક્યારે સમજાય ? (જ્ઞાન સંબંધી, અધ્યાત્મ સંબંધી)

ઝવેરીપણું આવ્યું હોય ત્યારે. અને સ્પેસના કારણે ઝવેરીપણું જુદું જુદું હોય !

## [૬] સંસાર એટલે છ તત્ત્વોની ભાગીદારીનો ધંધો !

દરેક શરીરમાં છ તત્ત્વો છે. આ સંસાર ચલાવવા માટે છ ભાગીદારો ભેગા થયા છે, લિમિટેડ કંપની ખોલી છે. એ છ ભાગિયા છે. ૧) પરમાણુ, જડ ૨) આત્મા ૩) આકાશ ૪) ગતિસહાયક ૫) સ્થિતિસહાયક ૬) કાળ.

ધંધો માંડ્યો તેમાં જગ્યા આપી આકાશ તત્ત્વે. તેથી તે બન્યો વન સિક્સથ્ પાર્ટનર. જોઈએ તેટલી જગ્યા આપી.

માલસામાન આપ્યો જડ તત્ત્વે. સપ્લાયર બન્યા. પરમાણુઓ પાસે માંગે તે વસ્તુ મળે. આ રૂપી તત્ત્વ માત્ર સપ્લાયર છે.

કાર્ટિંગ કરે ગતિસહાયક. લાવવા-લઈ જવાનું કામ એનું.

ચોથો ભાગિયો બન્યો સ્થિતિસહાયક. માલ સ્ટોર કોણ કરે ? સ્થિતિસહાયક માલ ઉતારે ને એક જગ્યાએ સ્ટોર કરી આપે.

કાળ તત્ત્વ કહે કે મેનેજમેન્ટ મારું. નવાનું જૂનું કરે તે કાળ. કાળાણુઓ સાંયોગિક પુરાવાઓ બધા ભેગા કરી આપે. (લોકાકાશના એક-એક પ્રદેશ ઉપર એક-એક કાળાણુ સ્થિત છે)

અને ચેતન તત્ત્વ આ બધા જ ભાગીદારોનું ધ્યાન રાખે. સુપરવાઈઝરની જેમ કામ કરે. એનું કામ માત્ર સુપરવિઝન કરવાનું, બોલવાનું-કરવાનું, વઢવાનું કશું જ નહીં, માત્ર નિરીક્ષણ કરવાનું, દેખભાળ કરવાની. બીજી કંઈ ભાંજગડ કરવાની નહીં.

હવે ચેતનને માત્ર દેખભાળ કરવાની હતી, તેને બદલે એ માલિક થઈ બેઠો આખા ધંધાનો ! 'હું જ કરું છું આ બધું' માની બેઠો એટલે બીજા બધા ભાગિયા વિફર્યા. (વિભાવિક) ચેતન માને છે, સામાન તો કહે, 'હું જ ને મારો જ,' કાર્ટિંગે મારું, સ્ટોરે હું કરું, મેનેજમેન્ટેય મારું, જગ્યા પણ મારી. એટલે બધા ભાગિયાને ઊડાડી પોતે માલિક થઈ બેઠો, હૉલ ઍન્ડ સૉલ ! તે બીજા ભાગિયાઓએ દાવો માંડ્યો. તેથી હવે એને ભારે પડે છે.

હવે જ્ઞાન થાય તો આ લઢવાડ બંધ થઈ જાય. ચેતન માલિક થઈ બેઠો, કર્તાહર્તા બની બેઠો હતો, તે છોડી દે છે ને ખાલી જ્ઞાતા-દ્રષ્ટા રહે છે. એટલે ઝઘડો મટી જાય છે.

આ જગતમાં કોઈથી કહેવાય નહીં કે હું કરું છું. ભગવાન (આત્મા) પણ ના કહી શકે કે જગત મેં બનાવ્યું. આમાં તો ભગવાનની પણ સરખી ભાગીદારી છે. ભગવાન પણ છઠ્ઠા પાર્ટનર છે.

શરીરની અંદરોઅંદર ઝઘડા કેવી રીતના હોય છે ?

આપણે કોઈને ઘેર બોલાવ્યા પછી આપણા જ મનમાં થાય કે આને ક્યાં બોલાવ્યા ? એટલે શરીરમાં જ અંદર મતભેદ ચાલે. ઠેર ઠેર આવું ચાલે. જ્ઞાન મળ્યા પછી અંદરનાં મતભેદો ઓછા થયા !

'મેં કર્યું' માન્યું કે બોલ્યા તેથી મહીંવાળા ભાગિયાઓની કચકચ ચાલુ થઈ જાય. 'તમે શેના ચોંટી પડ્યા ? અમારીય સરખી ભાગીદારી છે આ ધંધો ચલાવવામાં !'

એક ભાગિયો ના હોય તો બીજા પાંચ ભાંગી પડે, ધંધો ચાલે જ નહીં.

ચંદુભાઈના નામની દુકાન ખોલી, તેમાં છ ભાગિયા. પાછો પૈણે. એટલે ચંદ્રાબેનના નામની દુકાનના બીજા છ એટલે બાર ભાગિયાનું કૉર્પોરેશન થયું. પાછા બાબો-બેબી આવે એમ ભાગિયા વધતા જ જાય. જ્ઞાની મળે તો જ અનંત અવતારનો દેહાધ્યાસ છૂટે, નહીં તો શી રીતે છૂટે આ ?

ચેતને તો માત્ર 'જોયા' જ કરવાનું છે. દાદા કહે છે કે અમે માત્ર નિરીક્ષણ કરીએ છીએ.

છએ તત્ત્વો મૂળ વીતરાગી જ છે. આ નાટક ઊભું થયું છએની ભાગીદારીમાં ! નાટક કરતાં કરતાં અહમ્ ઊભો થઈ ગયો. ત્યાંથી જ સામસામી ઝઘડા શરૂ થઈ ગયા કે એય, આ તારા એકલાનું છે ? તને જોઈ લઈશું ! તે આ ઝઘડો અનંત કાળથી ચાલ્યા જ કરે છે.

દાદાશ્રીએ આખા બ્રહ્માંડનું રહસ્ય આ છ તત્ત્વોની ભાગીદારીનું રૂપક આપીને કેવી સરળતાથી સમજાવી દીધું ! બાળકને ચોકલેટ ખવડાવતા ખવડાવતા, રમાડતા રમાડતા આખો કક્કો બારાખડી શીખવાડી દીધો ! જ્ઞાની હંમેશાં અઘરાને સાવ સહેલું કરી આપે. જ્યારે અજ્ઞાની ગુરુઓ સાવ સહેલાને એકદમ અઘરું કરી નાખે ! 'ન ભૂતો ન ભવિષ્યતિ' એવા દાદાશ્રી આ કાળમાં પાક્યા તે આખા વિશ્વની જબરજસ્ત પુણ્યૈ જાગી ત્યારે જ થાય ને માત્ર હવે આપણે તેનો પૂરેપૂરો લાભ લેવાનો છે ! કામ કાઢી લો ! કામ કાઢી લો !! કામ કાઢી લો !!!

છ તત્ત્વોનું જ્ઞાન એ તો વિજ્ઞાન છે ! એ જાણવા માટે છે, આરાધન કરવા માટે નથી. આરાધના તો મનનું સમાધાન હર પળે થાય તેનું કરવાનું, દાદાશ્રીની પાંચ આજ્ઞાનું કરવાનું. ઝીણી બાબતમાં ઊંડું ઉતરવાની જરૂર નથી.

## [ખંડ-૨]

## પરમાણુ, અવિનાશી દ્રવ્ય !

### [૧] પરમાણુનું સ્વરૂપ !

આખું જગત પરમાણુઓથી જ ભરેલું છે.

પરમાણુ એ રૂપી તત્ત્વ છે. પાંચ ઈન્દ્રિયોથી દેખાય તેવું છે. ચેતન અરૂપી છે. આ આંખે ના દેખાય, દિવ્યચક્ષુથી ઓળખાય.

પરમાણુઓની શોધખોળ તીર્થંકરોની છે અને તે જ્ઞાનીઓને એમની સમજમાં આવી ગયું. તીર્થંકરો કેવળજ્ઞાનથી જોઈ શકતા. દાદા કેવળજ્ઞાનથી જોઈ ના શકે પણ એની વાત સમજમાં આવી જાય !

પરમાણુ અવિભાજ્ય છે. પુદ્‌ગલ પરમાણુઓમાંથી જ થાય છે.

પરમાણુઓ અનંત છે. એક-એક જુદા પાડી શકાય. પરમાણુ એકમાંથી અનંત ના થાય. અમુક પરમાણુઓ ભેગા થાય એટલે અણુ કહેવાય. એ સાધનથી દેખાય.

અનંત પરમાણુઓ ને અનંત આત્માઓ છે. આકાશ તત્ત્વ,

ધર્માસ્તિકાય તત્ત્વ, અધર્માસ્તિકાય તત્ત્વ એક-એક જ છે !

બે કે બેથી વધારે પરમાણુઓનું મિલન થઈ જવું એને સ્કંધ કહેવાય. સ્કંધ એટલે જામી ગયું. શરીરમાં એક પરમાણુ ના હોય, જથ્થાબંધ સ્કંધ હોય.

વૈજ્ઞાનિકો સબ ઍટૉમિક પાર્ટીકલ્સ સુધી પહોંચ્યા છે. હજી એનું વિભાજન થઈ શકે તેમ માને છે. પણ પરમાણુ સુધી તેઓ પહોંચી શકે તેવી શક્યતા લાગતી નથી. કેવળજ્ઞાની સંપૂર્ણ ઍબ્સૉલ્યુટ થયેલા હોય તે પરમાણુ જોઈ શકે. જ્ઞાની પણ ના જોઈ શકે.

મન-વચન-કાયાને પરમાણુ ના કહેવાય, પુદ્‌ગલ કહેવાય. પુદ્‌ગલ મૂળ પરમાણુરૂપે નથી, અવસ્થારૂપે છે.

જે અવિભાજ્ય છે તે પરમાણુ તે મૂળ તત્ત્વ છે. જ્યારે પુદ્‌ગલ એ વિભાવિક થયેલું છે. એટલે કે બે જાતનાં પુદ્‌ગલ. એક મૂળ સ્વભાવિક પુદ્‌ગલ અને બીજું વિશેષભાવને પામેલું પુદ્‌ગલ. જીવમાત્રને વળગેલા દેહને જ પુદ્‌ગલ કહેવાય, બીજાને નહીં. એકલા પરમાણુઓને કે સ્કંધને પુદ્‌ગલ ના કહેવાય. પુદ્‌ગલ એટલે જીવતું હોવું જોઈએ.

| **સ્વભાવિક પુદ્‌ગલ** | **વિભાવિક પુદ્‌ગલ** |
|---|---|
| અવિભાજ્ય | વિભાજ્ય |
| દેહમાં ના હોય. | દેહમાં હોય. |
| એકલા હોય, પરમાણુ કે સ્કંધ કહેવાય. | જીવતું હોય તેમાં જ હોય. |
| વિકૃત નથી. | વિકૃત છે. |
| અગુરુ-લઘુ | ગુરુ-લઘુ |
| પરમેનન્ટ | ટેમ્પરરી |
| પરમાણુરૂપે હોય. | જથ્થાબંધ હોય. |
| ચોખ્ખા છે. | પ્રકૃતિના રંગે રંગાયેલા હોય. |
| ચેતન ગેરહાજર | ચેતન હાજર |
| કેવળજ્ઞાની જોઈ શકે. | જ્ઞાની જોઈ શકે. |

આત્મ શક્તિ અને પૌદ્‌ગલિક શક્તિમાં બહુ ફેર છે. પૌદ્‌ગલિક શક્તિ એ તો આત્માની હાજરીથી પૂરાયેલો પાવર છે, પાવર ચેતન છે. મન-વચન-કાયાની ત્રણ બેટરીઓમાં ચેતનનો પાવર પૂરાયેલો છે, એટલે ચેતન જેવું જ કામ કરે. એમાં ક્રોધ-માન-માયા-લોભ બધું જ હોય. જ્યારે મૂળ આત્મા કંઈ જ કરતો નથી. જીવમાત્રને ફક્ત પ્રકાશ જ આપે છે. પાવર ચેતન જ બધું કરે છે. પુદ્‌ગલની અપાર શક્તિ છે.

મૂળ પરમાણુમાંય ભયંકર શક્તિ છે. જ્ઞાન-દર્શન ને ચેતનાથી જે શક્તિ ઉત્પન્ન થઈ છે તે વિકૃત શક્તિ છે.

અમુક સંજોગોમાં જડને જ્યારે તોડેને ત્યારે ભયંકર શક્તિ ઉત્પન્ન થાય છે. મૂળ પરમાણુ નહીં પણ કેટલાય બધા પરમાણુઓ ભેગા થાય ત્યારે એક એટમ થાય. એ એટમ તૂટી શકે. એમાંથી ઍટૉમિક ઍનર્જી ઉત્પન્ન થાય છે. ઈલેક્ટ્રૉન, ન્યુટ્રૉન, પ્રૉટૉન એ બધું જ જડ છે.

પરમાણુઓનું ભેગું થવું, વીખરાવું, પૂરણ-ગલન એ એનો સ્વભાવ જ છે. પરમાણુઓ ભેગા થવાથી શક્તિ નથી આવતી. પરમાણુઓ ભેગા થઈને જે અણુ બને છે, એ અણુને તોડવાથી શક્તિ ઉત્પન્ન થાય છે, કારણ આ ઊંધું છે, અકુદરતી છે માટે.

## [૨] પુદ્‌ગલ પરમાણુના ગુણો !

પુદ્‌ગલ રૂપી છે. બીજા પાંચ તત્ત્વો અરૂપી છે.

| **સ્વભાવિક પુદ્‌ગલ** | **આત્મા** |
|---|---|
| અજીવ | જીવ |
| રૂપી | અરૂપી |
| રૂપ, રસ, ગંધ, સ્પર્શ | જ્ઞાન, દર્શન, સુખ |
| મૂર્ત | અમૂર્ત |

પ્રકૃતિ અને પુરુષમાં એક પણ કોમન ગુણ નથી. સ્વભાવિક પુદ્‌ગલના મુખ્ય ચાર ગુણ છે; રૂપ, રસ, ગંધ, સ્પર્શ. આમાં રૂપ બદલાતું હોય છે. રૂપાળી વહુ લાવે પછી ઉંમર વધતી જાય તેમ તેમ રૂપ બગડતું જાય ને !

સ્વભાવિક રૂપ ચક્ષુગમ્ય નથી, વિભાવિક રૂપ ચક્ષુગમ્ય છે.

વ્યવહારરાશિમાં જીવ આવે ત્યારે નામ પડે છે.

આત્મા નામ-રૂપથી જુદો છે. ભ્રાંતિથી પૌદ્ગલિક રૂપો થયાં છે. આત્માનું મૂળ સ્વરૂપ જુદું જ છે.

રૂપ અનેક પ્રકારનાં હોય, પણ બધું પૌદ્ગલિક ને બદલાયા કરે. આંખ મુખ્ય તેજસ પરમાણુઓની બનેલી છે.

જડ સિવાયના બીજા પાંચ તત્ત્વો છે તેય બધાં અરૂપી છે. એમાં આત્મા તત્ત્વના પોતાના આગવા ગુણધર્મો છે. જેમાં મુખ્ય અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ, અનંત શક્તિ છે. બીજા ગુણો જેવા કે અમૂર્ત, અસંગ, ટંકોત્કીર્ણ, અવિનાશી એ બીજાં ચાર તત્ત્વોનેય લાગુ પડે છે. એટલે આ ગુણોની ભજના કરે તો તેમનેય પહોંચે અને એટલે મૂળ ચેતન પમાય નહીં.

સ્વભાવિક પુદ્ગલનો બીજો ગુણ છે રસ.

રસ ગુણના છ પ્રકાર છે; કડવો, મીઠો, તીખો, ખારો, તૂરો, ખાટો.

કેરી ખાટી કે મીઠી લાગવી તે જડનો ગુણ છે. પણ અહીં 'કેમ આવું ખાટું ? કેમ ગળ્યું ?' એમ થયું તો વ્યવહાર આત્માનો મહીં ભાવ ભળ્યો. ભાવ-અભાવ વ્યવહાર આત્માના છે. ભાવાભાવથી મુક્ત થવા 'આહારી આહાર કરે છે, હું નિરાહારી માત્ર તેને જાણું છું' એ હાજર રાખવાનું.

જડનો સ્પર્શ ગુણેય છે.

ઠંડું, ગરમ, સુંવાળું, ખરબચડું એ સ્પર્શના બદલાયા કરે.

પૂર્વે કરેલા ભાવના પરમાણુઓ આજે ફૂટે છે. ઉગ્ર ભાવ હોય, પરમાણુઓ તેમાં તન્મયાકાર થાય તેને ક્રોધ કહ્યો. અને તન્મયાકાર ના થાય તો તેને ક્રોધ કહેવાતો નથી, ઉગ્રતા કહેવાય છે. મહીં ક્રોધક છે તે ક્રોધ કરાવે. રાગ-દ્વેષ, સુખ-દુઃખ, ભાવકર્મ, દ્રવ્યકર્મ, નોકર્મ, બધાં પુદ્ગલ પરિણામ અને પુદ્ગલ પરમાણુના પર્યાય એટલે લાલ, પીળો,

બધા રંગો, સુંવાળાપણું એ બધું જે બદલાયા કરે.

પુદ્ગલ સ્પર્શનાનો નિયમ શું છે ?

એ તો એકલા જ્ઞાની જ યથાર્થ સમજે.

આપણા પર કોઈએ ગોળી છોડી પણ તે આપણને સ્પર્શશે કે નહીં, તેનો નિયમ કોણ જાણે ? આ કોઈના હાથમાં સત્તા ખરી ? આ તો 'વ્યવસ્થિત'ની સત્તા છે.

ગંધ એ સ્વભાવિક પુદ્ગલનો ગુણ છે અને સુગંધ-દુર્ગંધ એ એનો ગુણ નથી પણ એનો પર્યાય છે. આત્માને કંઈ લેવાદેવા નથી એમાં. સુગંધમાં ઉપયોગ જાય તો દુર્ગંધમાં એ જવાનો જ. માટે ઉપયોગ આત્મામાં દેવો. કડવી-મીઠી વાણી, સ્વાદ-બેસ્વાદ, સુદશ્ય-કુદશ્ય એ બધા પૌદ્ગલિક ગુણો છે.

શબ્દ એ પુદ્ગલનો ગુણ નથી. પરમાણુઓ એકબીજાને અથડાય તો જ શબ્દ પ્રગટે. આ પુદ્ગલનો નિત્ય ગુણ નથી.

રબરનું હૉર્ન દબાવીએ એટલે અવાજ કરે. એ ગોળો દબાવવાથી પરમાણુઓ બહાર નીકળે છે તે વખતે ઘર્ષણ થાય છે તેનો અવાજ આવે છે.

આત્માના એક પણ ગુણની નકલ ના થઈ શકે. પુદ્ગલના ગુણોની નકલ થાય. વાણીની કેટલીય ટેપરેકર્ડની નકલ થાય.

અવસ્થાઓ વિનાશી છે. મૂળ દ્રવ્યો અવિનાશી છે. માટે જગત પણ અવિનાશી છે. એક પરમાણુ વધ-ઘટ થતું નથી. અવસ્થાઓ બદલાયા કરે. જેમ દૂધની છાશેય બને ને એ જ દૂધનો દૂધપાકેય બને ! અવસ્થાઓ બદલાય છે.

| | | |
|---|---|---|
| શબ્દ | - | કાનનો ગુણ |
| રસ | - | જીભનો ગુણ |
| રૂપ | - | આંખનો ગુણ |
| સ્પર્શ | - | ત્વચાનો ગુણ |
| ગંધ | - | નાકનો ગુણ |

આ બધા પૌદ્‌ગલિક ગુણો છે.

મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર બધું પુદ્‌ગલનું છે.

ક્રોધ-માન-માયા-લોભ એ પુદ્‌ગલના ગુણો નથી. આત્માની હાજરી હોય તો જ એ થાય, નહીં તો નહીં. એ પ્રકૃતિના ગુણ કહેવાય. પણ છે પાછા વિનાશી. આત્માના ગુણો કાયમના હોય.

સત્યવાન, ક્ષમાવાન, દાનેશ્વરી, દયાળુ, પરદુઃખભંજન, આ બધા પ્રાકૃત ગુણો છે, વિનાશી છે. એક 'સનેપાત' થાય તો ભલભલો ગાંડા કાઢે.

આ નાળિયેરમાં પાણી કોણ ભરે છે ? એ સ્વભાવથી જ છે. ભગવાન કે બીજો કોઈ એનો કર્તા નથી. જેટલા પ્રકારની વસ્તુઓ હોય એટલા પ્રકારના સ્વભાવ હોય.

અનંત પર્યાય એ શું છે ? સ્વભાવનું પરિણામ, સ્વભાવ જે ઊંચો-નીચો ગયો, જાડો-પાતળો પડે, ફેરફાર થાય, એ બધા પર્યાય કહેવાય. આત્માની હાજરી વગર સ્વભાવ ઉત્પન્ન થાય નહીં.

આ ખારું-ખાટું વિ. એ મૂળ પુદ્‌ગલ પરમાણુના જ ગુણ છે. એ આત્માની હાજરી વગર થઈ શકે છે. જ્યારે પુદ્‌ગલ આત્માની હાજરીથી થાય છે. વિકારી પરમાણુને પુદ્‌ગલ કહેવામાં આવે છે.

શું જગતમાં બધા જ પરમાણુઓ વિકારી હોય ? શુદ્ધ સ્વરૂપના પરમાણુઓ હોય ખરા ? હા, ઘણા બધા શુદ્ધ જ છે. બધા જ વિકારી નથી હોતા.

મૂળ શુદ્ધ પરમાણુમાં મૂળ ગુણો બધા જ હોય. રૂપ-રસ-ગંધ-સ્પર્શ બધું જ હોય. આ નિર્વિકારી ગુણો આત્માની હાજરી વગેરેય હોય. વિકારી થવામાં આત્માની હાજરી માત્ર નિમિત્ત રૂપે જ હોય છે, કર્તારૂપે હોતી જ નથી. આત્મા કંઈ જ કરતો નથી, માત્ર પ્રકાશક જ છે. આ તો અહંકાર વચ્ચેથી લઈ મંડે છે કે આ હું છું ને હું કરું છું. અને અહંકાર પરમાણુઓના પક્ષમાં પડે છે, પ્રકાશના નહીં. અહંકાર કેવી રીતે કામ કરે છે ? એ બીજું કશું કરતો નથી, માત્ર ભાવ જ કરે છે. ભાવસત્તા

એની પાસે છે, બીજી કોઈ સત્તા એની પાસે નથી. જ્ઞાની મળે તો એ જ અહંકાર 'હું શુદ્ધાત્મા છું' થઈ જાય, ઓગળી જાય. પછી વિકારી પરમાણુઓ એની મેળે વિશ્રસા થવા માંડે.

વિકલ્પોને નીંદી નાખ્યા પછી એ ફરી ના થાય.

કોઈ આપણને કાળો કહે પણ આપણે એ વિકલ્પ મટાડી દીધો હોય તો આપણને એની અસર ના થાય. આપણને અસર થાય અગર તો આપણે સામાને કાળો કહીએ ત્યાં સુધી વિકલ્પની વેલ્યુ છે. એને ડિવેલ્યુ કરી નાખીએ તો અસર ના થાય. એ આપણો પુરુષાર્થ છે, કાળો-ગોરો એ બધા જડના ગુણો છે.

આ બધી અંતે તો પુદ્ગલની બાજી છે.

આત્મામાં અનંત શક્તિ છે, પણ સાથે આવેલા પરમાણુઓના આવરણને કારણે અંધારું ઘોર છે.

## [૩] ક્રિયાવતી શક્તિ !

છ તત્ત્વોમાંથી પુદ્ગલ એકલામાં જ ક્રિયાવતી શક્તિ છે. અચાનક બરફ પડે ત્યાં બુદ્ધ જેવી કે કોઈ જાનવર જેવી મૂર્તિ થઈ જાય ને ? પૂરણ થવું ને એનું એ જ પાછું ગલન થવું એ એનો સ્વભાવ છે. માટે પુદ્ગલ સ્વયં ક્રિયાકારી છે.

સ્વભાવિક તેમજ વિભાવિક પુદ્ગલ ક્રિયાવાન છે.

આત્માનો ભાવ થતાંની સાથે જ પુદ્ગલમાં સ્પંદન ઉત્પન્ન થઈ બધું ક્રિયાવાન બની જાય છે. એટલે પુદ્ગલ બન્નેવ રીતે ક્રિયાવાન છે. બે પ્રકારના પુદ્ગલ પરમાણુઓ : આત્માના સંસર્ગ વિનાના પ્યૉર સ્વભાવિક પુદ્ગલ પરમાણુઓ અને આત્માના સંસર્ગમાં આવ્યા પછીના વિભાવિક પુદ્ગલ પરમાણુઓ આત્માના સંસર્ગમાં આવ્યા તેમાં આત્માની કોઈ ક્રિયા નથી હોતી, માત્ર તેની હાજરી જ છે. એટલે પુદ્ગલ સ્વભાવ-વિભાવ બધી રીતે કર્તા છે.

છએ છ તત્ત્વોમાં પુદ્ગલ તત્ત્વ એકલું જ ઈન્દ્રિયગમ્ય છે, બીજા પાંચ નથી.

લાકડું, હાડકું, માંસ, વિગેરે વસ્તુઓ મૂકી રાખી હોય તો તે એની મેળે જ સડ્યા કરે. એટલે દરેક વસ્તુમાં એની સ્વયં ક્રિયા થઈ જ રહી છે. આમાં પુદ્ગલ સક્રિય છે ને ચેતન અક્રિય છે. લોકો ચેતનને સક્રિય ને પુદ્ગલને અક્રિય માને છે, ભ્રાંતિથી !

પુદ્ગલ તત્ત્વ એકલું જ સક્રિય છે અને તેની સક્રિયતાને કારણે જ કાળ તત્ત્વ ઓળખાયું.

ચેતનનું બળ આખા બ્રહ્માંડના જ્ઞાતા-દ્રષ્ટા રહેવામાં છે.

આત્માની હાજરીથી પુદ્ગલ સક્રિય થાય છે. તેમાં આત્માને કંઈપણ અસર થતી નથી.

છએ છ દ્રવ્યોમાં પરિણમન શક્તિ છે, દ્રવ્ય-ગુણ-પર્યાય છે પણ પુદ્ગલ પરમાણુ સિવાય પાંચેય તત્ત્વોમાં સક્રિયતા નથી. પરિણમન શક્તિ તેમજ દ્રવ્ય-ગુણ-પર્યાય અને રિયલ સક્રિયતામાં બહુ ફરક છે. મૂળ પુદ્ગલ કોઈના ધક્કા સિવાય સ્વયં રિયલ સક્રિય છે. સક્રિયતા કાયમનો ગુણ છે એનો. અને વિભાવિક પુદ્ગલ કો'કના ધક્કાથી ઊભું થયેલું છે. એ ઍક્ઝૅક્ટ, મૂળ સક્રિયપણું નથી.

દેહમાં જે પુદ્ગલ છે તે વિકૃત પુદ્ગલ છે.

સક્રિયતા પુદ્ગલનો સ્વભાવ છે, તેથી આત્મા જેવા ભાવ કરે છે તેવું પુદ્ગલ થયા કરે. આત્માનો ભાવ એ નથી એનો પર્યાય કે નથી એનો એ સ્વભાવિક ભાવ. એ વિભાવિક ભાવ, વિશેષ ભાવ છે.

આત્માનો વિકૃતભાવ, પુદ્ગલનો વિકૃતભાવ ઊભો થાય છે એ જ વિશેષ પરિણામ છે. આમાં કોઈ ગુનેગાર નથી. કોઈને લીધે થાય છે એવુંય નથી. માત્ર બે વસ્તુ સાથે આવવાથી વિશેષ ગુણ ઉત્પન્ન થાય છે. કોઈના લીધે થતું હોય તો એ ગુનેગાર ગણાય ને પોતે નિર્લેપ ગણાય.

આમાં આત્માની ઈચ્છાપૂર્વક કશું જ નથી. આ તો બે વસ્તુ જોડે આવવાથી વિશેષભાવ ઉત્પન્ન થાય છે. પછી જે વસ્તુ અસરવાળી હોય તો તે પકડે ને અસર વગરની હોય તો ના પકડે, પણ વિશેષભાવ તો

ઉત્પન્ન થાય જ. જડ પરમાણુઓનું સક્રિયપણું હોવાથી એ આ અસરને તરત પકડી લે છે. સિદ્ધક્ષેત્રમાં પુદ્ગલ નથી માટે ત્યાં અસર જ નથી.

પુદ્ગલની પોતાની પરિણમન શક્તિ છે. તે સ્વતંત્ર છે ને સ્વભાવિક છે.

જીવ અને પુદ્ગલ બન્નેવ સક્રિય છે. આમાં જીવ એટલે બાવો કે જેમાં પાવર ચેતન પૂરેલું છે અને પુદ્ગલ એ મંગળદાસ છે. માત્ર ડિસ્ચાર્જ જ છે અને તે પણ સક્રિય છે. કાળને આધીન ક્રિયા થયા જ કરે છે.

એટલે પુદ્ગલના મુખ્ય ગુણધર્મોમાં પોતે રૂપી છે અને ક્રિયાકારી છે. 'પોતે' કલ્પના કરે કહો કે ભાવ કરે કહો કે ઈચ્છા કરે કહો તેવું પુદ્ગલ થઈ જાય, એની મેળે જ. તેની આ ભ્રાંતિ થઈ ગઈ છે 'પોતાને' કે આ મારા સિવાય કોણ કરે ? આ જે બધી ઈચ્છાઓ કરી તે લિમિટવાળી છે. મોહ પણ લિમિટવાળો છે. એટલે દેહ માટે બે પગ, બે હાથ, એથી વધારે ચાર પગ ને છ હાથ ના થાય.

આ પુદ્ગલ શેનાથી ખેંચાઈ આવે ? શું એ આત્માના કૉન્ટેકમાં આવીને ચાર્જ થાય ? એવું નથી. વિભાવ થયો કે એ ખેંચાઈ આવીને પછી એનો કાળ પાકે એટલે એની મેળે ચાર્જ થઈ જાય, એની મેળે મૂર્ત થઈ જાય. દેહ એનો બંધાય એમાંથી. આ બધુંય પુદ્ગલનું પોતાનું જ કાર્ય, આત્માને કશું જ લેવાદેવા નથી.

આ રોંગ બિલિફ પણ નિયમને આધીન છે, નિયમની બહાર નથી. જો નિયમની આધીન જો ના હોત તો રોંગ બિલિફની રાઈટ બિલિફ જ ના થઈ શકી હોત.

આમાં જ્ઞાન આત્માનું ને કરામત બધી પુદ્ગલની. આત્માની 'કલ્પ' શક્તિથી વિકલ્પ થયા. અને આ રીતે આત્મા ગુનેગાર ઠરે છે. આ બધું બિલિફથી જ શરીર ને બધું તૈયાર થયું. બિલિફથી પરમાણુ ખેંચાય છે ને સ્વભાવિકપણે ક્રિયાકારી થાય છે.

આ બધી પુદ્ગલની જ કરામત છે. ફાંસી એ પુદ્ગલ છે ને

ફાંસીએ ચઢાવનારેય પુદ્‌ગલ છે. લાલચંદ ફુલચંદને ધોલ મારે તેય પુદ્‌ગલની કરામત છે ને ફુલચંદ લાલચંદને ધોલ મારે તેય પુદ્‌ગલની કરામત છે. જ્ઞાની આમાં છૂટા રહે ને અજ્ઞાની ભળી જાય.

શ્રી કૃષ્ણ ભગવાને દુનિયામાં બે શક્તિ કહી, એક અનાત્મ શક્તિ ને બીજી આત્મ શક્તિ. જડની શક્તિ કેટલી બધી પાવરફૂલ છે કે જેણે ચૌદ લોકના નાથને નાથ્યા છે, બાંધ્યા છે ! આત્મા કર્મમાં ફસાયો છે ને! જ્યાં સુધી આત્મા નિજ સ્વભાવમાં ના આવે ત્યાં સુધી એ કર્મ ખપાવી શકતો નથી.

પ્યૉર પુદ્‌ગલ પરમાણુમાં જબરજસ્ત શક્તિ છે અને વિભાવિક પુદ્‌ગલમાંય એવી જ શક્તિ છે. આમાં આત્માનો ખાલી ભાવ જ છે, તેનાથી પુદ્‌ગલમાં પાવર પૂરાય છે. દર્શન ફેર થવાથી જ્ઞાન ફરે છે ને ચારિત્ર પણ ફરે છે. દાદાશ્રીનું જ્ઞાન આખું દર્શન ફેરવે છે ને ધીમે ધીમે બાકીનું ફરે છે.

ઘણાને પ્રશ્ન થાય છે કે આત્માની અનંત શક્તિ છે તે પુદ્‌ગલના આવરણના ભૂક્કા બોલાવી એ બહાર કેમ નીકળી જતો નથી? પણ એમાં પુદ્‌ગલની શક્તિ કંઈ જેવી તેવી છે ? ઍટમની શક્તિ કેટલી બધી છે!!!

આત્માને જડમાં ફસાવવાનું કારણ જ ભ્રાંતિ છે. જડ ને ચેતન પાસે પાસે પડેલા છે, તેમાં વિશેષ પરિણામ ઊભું થાય છે ને આ વિશેષ પરિણામમાં અહંકાર ઊભો થાય છે. એ જ સર્વેસર્વા બની બેસે છે.

આ બધી પુદ્‌ગલની જ કરામત છે તે જ્ઞાનીઓને કે તીર્થંકરોને જ યથાર્થપણે સમજાય.

પુદ્‌ગલ સક્રિય અને આત્મા અક્રિય સમજાશે ત્યારે ભગવાન થવાશે.

સ્થૂળ ક્રિયા કોને આધીન ?
અહંકારને આધીન.
અહંકાર કોને આધીન ?
અજ્ઞાનતાને આધીન.

એટલે કે રૂટ કૉઝ અજ્ઞાનતા છે.

શ્રીમદ્ આત્માને અક્રિય-સક્રિય કહ્યો, પણ તે અપેક્ષાએ છે, નિરપેક્ષાએ નહીં. અહંકાર છે ત્યાં સુધી સક્રિય છે ને અહંકાર ગયો તો અક્રિય છે. પોલીસવાળો પકડે તો હું આત્મા છું કે જ્ઞાની છું એમ ના કહેવાય. વ્યવહારથી ગુનો સ્વીકારવો પડે.

ક્રિયા કરનાર પુદ્ગલ ને ધ્યાન કરનારેય પુદ્ગલ. આત્મા એ સૌથી ન્યારો, નિર્લેપ.

ધ્યાન કરનાર પુદ્ગલ ધ્યાનનો કર્તા છે ને ધ્યાનનો જ ભોક્તા છે.

આત્મા વ્યવહારથી કર્તા છે અને નિશ્ચયથી અકર્તા છે. પુદ્ગલ છે તો નિશ્ચય ને વ્યવહાર બન્નેથી કર્તા છે.

પુદ્ગલ સક્રિય-અક્રિય છે. એક પરમાણુ હોય ત્યાં સુધી અક્રિય છે, પછી સક્રિય છે.

મન-વચન-કાયા સહજ સ્વભાવે ક્રિયાકારી છે અને આત્મા સહજ સ્વભાવે જોયા જ કરે છે, જાણ્યા જ કરે છે. આત્માની જ્ઞાનક્રિયા સિવાય બીજું કશું છે જ નહીં. આ તો જ્ઞાન ઉપર આવરણ આવી ગયું છે અને એ બુદ્ધિનો પડદો છે. જેમ જેમ અહંકાર છૂટતો જાય, હુંપણું છૂટતું જાય તેમ તેમ કરવું-કરાવવું દૂર થતું જાય અને તેમ તેમ અનંતજ્ઞાન, અનંતદર્શન પ્રગટ થતાં જાય.

અનાદિકાળથી કર્મ કલંક આત્માના પ્રદેશો ઉપર ચોટતાં આવ્યાં છે. એટલે એની શક્તિઓ આવરાઈ ગઈ છે. બાકી મનુષ્યોના હાથમાં કોઈ સત્તા નથી. મનુષ્યમાં એક વાળ પણ વધવા દેવાની કે ના વધવા દેવાની શક્તિ નથી.

જ્ઞાન સિવાય આ જગતમાં કોઈપણ અક્રિય રહી શકે જ નહીં. માત્ર જ્ઞાનીની, દાદાની આજ્ઞાથી જ અક્રિય રહી શકાય.

અક્રિય એટલે આ જ્ઞાતા-દ્રષ્ટાપણું. જ્ઞાતા-દ્રષ્ટા એ કોઈ ક્રિયા નથી,

માત્ર સમજાવવા જ્ઞાનક્રિયા-દર્શનક્રિયા શબ્દ પ્રયોગ થાય છે પણ વાસ્તવિકતામાં જોવા-જાણવામાં એવી કોઈ પૌદ્ગલિક ક્રિયા નથી.

શ્રીમદ્ રાજચંદ્રે દરેક પદાર્થ ક્રિયા સંપન્ન હોય છે એવું કહ્યું છે. એ કહેવાનો ભાવાર્થ એ છે કે મૂળ પોતાની સક્રિયતા નથી પણ એની પરિણમનતા છે. દરેક પદાર્થ પરિણમનશીલ હોય છે.

શ્રીમદ્ રાજચંદ્રે આત્માના કર્તાપણા વિશે કહ્યું છે કે આત્મા પણ ક્રિયા સંપન્ન છે માટે કર્તા છે. તે કર્તાપણું વિવેચ્યું છે કે પરમાર્થથી સ્વભાવ પરિણતિએ નિજ સ્વરૂપનો કર્તા છે. અનુપચરિત વ્યવહારથી તે આત્મા દ્રવ્યકર્મનો કર્તા છે અને ઉપચારથી ઘર-નગર આદીનો કર્તા છે. પણ ખરી રીતે તો એ સ્વભાવ મૂળનો કર્તા છે, એવું કૃપાળુદેવ કહેવા માંગે છે.

અક્રમમાં તો મૂળ આત્મા શું છે અને વ્યવહાર આત્મા શું છે, એનો ભેદ અહીંયાં પડી જાય છે. બાકી, ક્રમિક માર્ગમાં તો વ્યવહાર આત્માને જ મૂળ આત્મા મનાય છે અને તેથી જ તે ક્રિયા સંપન્ન છે, એવું લાગે છે. એટલે આ બધી આ ક્રિયાઓ કરે છે, સમિતિઓ કરે છે, તે છે તો વ્યવહાર આત્માની જ વાત છે.

અને કેવળજ્ઞાનમાં તો શું કહે કે મૂળ આત્માને જોઈ જોઈને તેવો તું વ્યવહાર આત્માને બનાવ. જોઈ જોઈને પહેલ પાડવાના છે, એવું અક્રમ શીખવાડે છે.

અક્રમમાં કોઈ ક્રિયા કરવાની નથી. આમ જ્ઞાનને જોઈને જ થઈ જાય. કારણ કે જ્ઞાનવિધિમાં શુદ્ધાત્મા પદમાં એટલે કે મોડેલમાં જ બેસાડ્યા છે.

ક્રમિક માર્ગમાં ઈન્દ્રિય આત્માને આત્મા માનતા નથી, એને તો (કાયોત્સર્ગ એટલે) કાય કહે છે, એનાથી ઉત્સર્ગ એટલે 'હું જુદો છું' એવું ફીટ કરાવે છે. બીજા કષાય આત્માને જ એ આત્મા માને છે અને એને સ્થિર કરવા જાય છે. અને ત્રીજો મૂળ (અકષાય) આત્મા તે તો ઘણો છેટો છે.

આ બધી પુદ્ગલની કરામત છે એવું ભાન સતત રહે તે કેવળ દર્શન છે. અને પુદ્ગલની કરામતની ક્રિયા જાણવામાં આવે તો તે કેવળજ્ઞાન છે ! અને પુદ્ગલની કરામત છે એવું વર્તવામાં આવે તો તે કેવળ ચારિત્ર છે !

## [૪] પુદ્ગલ, પ્રસવધર્મી !

'એકોડહમ્ બહુસ્યામ્' એટલે શું ?

'હું' એકલો છું, આત્મા તરીકે અને જગતમાં તદાકાર ભાવથી અનેકરૂપ થઉં છું. પુદ્ગલ બહુરૂપી છે, તેથી આનો બાબો, આનો કાકો, આનો સસરો થાય છે. આમાં જડની શક્તિ છે. જડ રૂપી છે. તેથી બહુરૂપી થાય છે. પુદ્ગલ પ્રસવધર્મી છે. એકમાંથી અનેક દેખાડે.

ઘઉંમાંથી કેટલી બધી વાનગીઓ બને છે ! આ જગત પરમાણુઓની પ્રસવતાથી ભરેલું છે.

આપણે એક હોઈએ ને લાખ અરીસા ગોઠવ્યા હોય તો તેમાં આપણે લાખ દેખાઈએ. આ છે પુદ્ગલનો પ્રસવધર્મી સ્વભાવ.

એક ટી.વી.માં બોલે તો આખી દુનિયામાં ઠેર ઠેર દેખાય ! આ છે પુદ્ગલનો પ્રસવધર્મ !

દરિયામાં એક ને લાખ ઘડામાં લાખ ચંદ્રમા દેખાય ને ! એવું એકમાંથી અનેક, અપાર થાય !

મૂળ જ્ઞાન પ્રસવધર્મી નથી, એ તો નિર્લેપ જ છે.

## [૫] પ્રયોગસા - મિશ્રસા - વિશ્રસા !

તીર્થંકરોની આગવી ને અદ્ભૂત શોધખોળ છે પરમાણુઓની ત્રણ અવસ્થાઓની, પ્રયોગસા, મિશ્રસા અને વિશ્રસા.

આખું જગત પુદ્ગલ પરમાણુઓથી ભરેલું છે. શુદ્ધ પરમાણુઓ કે જે જ્ઞાનગમ્ય છે, ચક્ષુગમ્ય નથી, એને વિશ્રસા પરમાણુઓ કહ્યા. વિશ્રસા પરમાણુઓ એક પછી બે એથી વધારે ભેગા થાય (સ્કંધ થાય)

ને પાછા વિખરાઈ જાય. આને સ્વભાવિક પૂરણ-ગલન કહેવાય. સ્વભાવિક પૂરણ-ગલન અને વિભાવિક પૂરણ-ગલનમાં બહુ ફેર છે. શ્વાસ લે, ઉચ્છ્વાસ કાઢે એ વિભાવિક પૂરણ-ગલન છે. હાડ-માંસ બને ને પાછા કહોવાઈ જાય એ વિભાવિક પૂરણ-ગલન છે.

બહાર શુદ્ધ પરમાણુઓ, વિશ્રસા એક સરખા જ છે પણ ક્રોધ-માન-માયા-લોભ થાય ત્યારે વિશ્રસા પરમાણુઓ બહારથી અંદર ખેંચાય. અને પછી અંદર ઈલેક્ટ્રિકલ બોડી છે, તેના આધારે જ બધું ચાર્જ થઈ જાય છે. બહાર ચાર્જ ના થાય. હવે આ પરમાણુઓ ક્રોધ આવે ત્યારે ખેંચાય તો તે નાકથી, કાનથી, આંખથી, બધેથી ખેંચાય. વાળ હઉ ઊભા થઈ જાય!

એક વખત પ્રયોગસા થયા પછી બીજા અવતારમાં એની મેળે પરમાણુઓ મિશ્રસા થઈ જાય. મિશ્રસા થતાં જ આ શરીર એની મેળે જ બંધાઈ જાય. મિશ્રસા એ જ પુદ્ગલ. પ્રયોગસાને પુદ્ગલ ના કહેવાય. વિશ્રસા, પ્રયોગસા એ પરમાણુ જ કહેવાય.

અહમ્ ઊભો થયો એ પુદ્ગલ. મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર એ બધુંય પુદ્ગલ કહેવાય. અહમ્‌ને મિશ્રચેતન કહેવાય. પુદ્ગલ બધું મિશ્રચેતન કહેવાય. પ્રયોગસાને પ્રયોગ ચેતન કહ્યું.

મિશ્રચેતન શું છે ?

વિશ્વમાં વિશ્રસા પરમાણુઓ છે કે જે ચોખ્ખા છે. મહીં માત્ર વિચાર આવ્યો કે બે ધોલ મારવી છે, તેનાથી પરમાણુઓ મહીં ખેંચાય અને ઈલેક્ટ્રિકલ બોડીથી એના પર પ્રયોગ થાય. પ્રયોગ થયેલા પરમાણુઓને પ્રયોગસા કહેવાય. ભાવક પરમાણુઓ એટલે મિશ્રચેતન.

પ્રયોગસા સૂક્ષ્મ ભાવે હોય તે બીજા ભવે સ્થૂળ ભાવે થાય અને ફળ આપીને જાય. પ્રયોગસામાંથી આવતે ભવ મિશ્રસા થાય. પ્રયોગસા એ કારણ પરમાણુઓ તે ગર્ભમાં જાય ત્યારે કાર્યદેહ ઉત્પન્ન થાય. અક્રમમાં કારણ પરમાણુઓ બંધ થઈ જાય છે.

'મેં કર્યું' કહ્યું એટલે કર્મ સૂક્ષ્મમાં બંધાયું. કરે છે વ્યવસ્થિત ને

માને છે મેં કર્યું, તેનાથી પરમાણુ ખેંચાય ને પ્રયોગસા થાય ને નવી મૂર્તિ ઘડાય.

પ્રયોગસા જાય વ્યવસ્થિત શક્તિ પાસે અને તે પછી આગળ સ્થૂળ રૂપે કરી વ્યવસ્થિત ફળ આપે તે મિશ્રસા.

સૂક્ષ્મમાં વિષયની ભાવના કરી, પછી તેમાંથી સ્ત્રી (પત્ની) એકલી ના મળે, પણ સસરો, સાસુ, કાકો સસરો, મામો સસરો.... કેટલુંય લંગર ભેગું થાય! આ બધું વ્યવસ્થિતનું કામ. પ્રયોગસામાં હજી કંઈ થયું નથી. મહીં પરમાણુઓ ભેગા થાય, પ્રયોગ થયો, એના પર રંગ ચઢ્યો એને જ કર્મ કહેવાય છે.

શુદ્ધ પરમાણુ જુદા ને કર્મના પરમાણુઓ જુદા. સૂક્ષ્મતમ પરમાણુઓ (વિશ્રસા) મહીં આકાશમાં છે, તે પ્રયોગસા થઈને ખેંચાય છે, તે સૂક્ષ્મતર. પછી મહીં સૂક્ષ્મ થઈ જાય છે, તે મિશ્રસા. અને સૂક્ષ્મના આધારે બહારથી સ્થૂળ પેસે પછી એ ફળ આપીને જાય. ફળ આપતી વખતે સ્થૂળ પરમાણુઓ બહારથી ખેંચાય છે અને પછી ફળ આવે એટલે બંધાતી વખતે સૂક્ષ્મ જ બંધાય અને ફળ આપતી વખતે બહારથી સ્થૂળ આવે. ફળ વ્યવસ્થિત શક્તિ આપે છે.

સ્થૂળ દેહ, સૂક્ષ્મ દેહ અને કારણ દેહ આ ત્રણેવ પુદ્ગલ છે. મૂળ ગુનેગાર સૂક્ષ્મ દેહ છે. તેનાથી કારણ દેહ, પરમાણુ ખેંચે છે. સ્થૂળ દેહ બળે છે, સૂક્ષ્મદેહ બળતો નથી.

સ્થૂળમાંથી સૂક્ષ્મ ને સૂક્ષ્મમાંથી સ્થૂળ એમ ઘટમાળ ચાલ્યા જ કરે.

ગર્ભમાં જીવ પ્રથમથી જ હોય છે. પણ તે ડૉરમન્ટ (સુષુપ્ત) સ્ટેજમાં હોય. ધીમે ધીમે તે વધે. જીવની હાજરી વગર ગર્ભ બંધાય જ નહીં.

કારણદેહના પરમાણુઓ આખા શરીરમાં ભરેલા છે, એમાંથી કાર્યદેહ બંધાય. આ ભવમાં સૂક્ષ્મરૂપે હોય, આવતા ભવ ઈફેક્ટિવ બોડી સ્થૂળરૂપે થાય.

સંચિત કર્મ એટલે સ્ટોક. એ સૂક્ષ્મ હોય અને પ્રારબ્ધ અને

ક્રિયામાણ સ્થૂળ હોય. ક્રિયામાં આમ જોવામાં આવે તે ક્રિયમાણ.

સંચિત કર્મોનો સ્ટોક આ હાર્ટવાળા ભાગમાં સૂક્ષ્મ પરમાણુઓ રૂપે છે. ખરેખર એ કર્મો નથી. કડવાં-મીઠાં ફળ ભોગવાઈ જાય પછી એ પાછા બહાર વિશ્રસા થઈને જાય.

'આ ભાઈને મારવો છે' બોલીએ તો પાપવાળા પરમાણુઓ ચાર્જ થાય, પ્રયોગ થઈને. એ ડિસ્ચાર્જ વખતે કડવાં ફળ આપે. અને 'દાન આપવું છે' બોલે તો પુણ્યવાળા થાય. પછી તે મીઠાં ફળ આપે.

કષાયભાવ પ્રમાણે પરમાણુઓમાં રંગ ચઢે, ગિલેટ ચઢે અને તે પ્રમાણે ફળ આવે.

'હું ચંદુ છું' એવું ભાન છે ત્યાં સુધી પરમાણુઓ ખેંચાય. 'હું શુદ્ધાત્મા છું' એવું ભાન થાય પછી પરમાણુઓ ના ખેંચાય.

કાર્મણ શરીર સ્થૂળ દેહ છૂટે પછી પ્રયોગસા પરમાણુઓ રૂપે જાય. એ પ્રયોગસા પરમાણુ સિવાય બીજું કંઈ જ નથી.

મિશ્રસા જ્યારે ફળ આપે ત્યારે ફરી રાગ-દ્વેષ કરે એટલે ફરી પ્રયોગસા તે ઘડીએ થાય. પ્રયોગસા થયેલા છૂટતી વખતે મિશ્રસા ફળ આપીને જાય.

પ્રયોગસા એ અવસ્થિત છે અને મિશ્રસા એ વ્યવસ્થિત છે. પરમાણુઓ ચાર્જ થાય પછી મહીં પડી રહે છે ત્યારથી તે ફળ આપીને જાય ત્યાં સુધીની અવસ્થાને મિશ્રસા કહેવાય છે. ફળ આપીને જાય પછી વિશ્રસામાં પરિણમે છે, શુદ્ધ થઈને !

પ્રયોગસા જ્ઞાન પછી ફેરફાર થાય પણ મિશ્રસામાં ફેર ના કરી શકાય. જામી ગયેલા ઉદયકર્મનો છૂટકો જ નહીં ને !

ગયા ભવનું પ્રયોગસા આ ભવમાં મિશ્રસા થાય, ત્યારે દેહરૂપે દેખાય. અને ફળ આપીને જાય ત્યારે વિશ્રસા થાય.

હૃદયમાં શુદ્ધ ચારિત્ર આવ્યું કે શુદ્ધ વિશ્રસા ઉત્પન્ન થાય.

જ્ઞાન પછી નવા પરમાણુઓ મહીં પેસતા નથી. કારણ મૂળ અજ્ઞાન

'હું ચંદુ છું' એ માન્યતા તૂટે છે. પછી તો આત્માના સુખમાં જ રહેવાનું. પછી કડવાં-મીઠાં ફળ આપતા નથી.

મિશ્રસા તો જન્મથી લઈને સ્મશાનમાં જતાં સુધી છે. મિશ્રસા ભોગવાય ત્યારે નવા પ્રયોગસા થાય. હવે જ્ઞાન પછી કોઈ ગાળ ભાંડે ત્યારે શુદ્ધાત્મા જોઈને સમભાવે નિકાલ કરી દે એટલે વિશ્રસાના વિશ્રસા જ રહે. શુદ્ધાત્મા જુએ તોય પરમાણુ શુદ્ધ થઈને જતા રહે.

જ્ઞાન મળ્યા પછી કર્મ ચાર્જ જ ના થાય. તમે કદાચ ચિઢાઓ તો તે ચંદુભાઈ ચિઢાય. 'તમે' શુદ્ધાત્મા છો માટે તમે ના ચિઢાઓ.

અજ્ઞાન દશામાં નવા પરમાણુઓ ખેંચાતા હતા. જ્ઞાન પછી ખેંચનારો જ ગયો. એના જ્ઞાતા-દ્રષ્ટા રહેવાનું ચૂકાયું તો એ ફરી આવશે. ત્યારે જ્ઞાતા-દ્રષ્ટા રહ્યા એટલે એ કાયમના પરમાણુઓ ખરી પડે.

વિશ્રસામાંથી પ્રયોગસા થાય તેમાં પ્રયોગ થાય એટલે આ પ્રતિષ્ઠિત આત્માના ભાવના યોગ સાથે જોઈન્ટ થયું.

જ્યાં સુધી 'હું કરું છું' એ ભાન છે ત્યાં સુધી પુનરાવર્તન થયા રાખશે.

અક્રમમાં જ્ઞાન મળ્યા પછી પરિગ્રહ વધારવો તેય ડિસ્ચાર્જ અને પરિગ્રહ સંકોરવો એય ડિસ્ચાર્જ અને અપરિગ્રહી રહેવું એય ડિસ્ચાર્જ. પરિગ્રહ કે અપરિગ્રહ કરવાના જે પૂર્વે ભાવ કરેલા, તે અત્યારે ડિસ્ચાર્જમાં આવ્યા. તેનો નિકાલ જ કરવાનો છે, ગ્રહણ નહીં.

જ્ઞાન મળ્યા પછી પરમાણુઓ શું કહે છે શુદ્ધાત્માને ? 'તમે તો શુદ્ધ થઈ ગયા, હવે અમને તમારે શુદ્ધ કરવાના રહે છે. અમે તો શુદ્ધ હતા જ, તમે અમને અશુદ્ધ કર્યા છે. માટે જોખમદારી તમારી થઈ છે.' આ શુદ્ધ કઈ રીતે થાય ? દાદાની આજ્ઞા પાળે તો એની મેળે જ શુદ્ધ થઈ જાય તેમ છે.

પરમાણુએ પરમાણુનો સમભાવે નિકાલ કરીને હિસાબ ચોખ્ખો કરવો પડશે. પછી કલંક ના રહ્યું અને અડોલ સ્વરૂપની પ્રાપ્તિ થાય.

સમતામાં રહીએ ને જે ચોખ્ખું થાય એવું કશાથી ના થાય.

સમતામાં ના રહેવાય તો પ્રતિક્રમણ કરવું સારું. પણ ભાવ તો આજ્ઞામાં રહેવાનો ૧૦૦ ટકા રહેવો જોઈએ.

પ્રતિક્રમણથી પરમાણુ શુદ્ધ ના થાય. સામાને દુઃખ પહોંચાડ્યું હોય તે પ્રતિક્રમણ કરવાથી સામાને હળવું થાય યા તો અસર ના રહે દુઃખની. પોતાનો અવળો અભિપ્રાય તૂટે. પણ પરમાણુ શુદ્ધ તો જ્ઞાતા-દ્રષ્ટા રહેવાથી જ થાય, જે સામાયિકમાં થાય છે. સામાયિકમાં સીધેસીધું ડિરેક્ટ આત્માનું જ કામ હોય છે. પ્રતિક્રમણ પ્રજ્ઞાનું કામ છે. માટે સામાયિકમાં તો બધું ધોવાઈ જ જાય.

બહાર લોકોને બાધેભારે કહેવાય કે પ્રતિક્રમણથી શુદ્ધ થાય, પણ વાસ્તવિકતામાં સામાયિકથી જ શુદ્ધ થાય.

મહાત્માને અતિક્રમણ પ્રતિષ્ઠિત આત્મા કરે ને પ્રતિક્રમણેય પ્રતિષ્ઠિત આત્મા કરે. ડિસ્ચાર્જના ગુના ને ડિસ્ચાર્જના પ્રતિક્રમણ.

પુદ્ગલ સ્વભાવે ચંચળ તો તે સ્થિર કેવી રીતે થાય ?

ધીમે ધીમે સ્થિર થાય, મૂળ સ્વભાવને પહોંચતું જાય.

પુદ્ગલ મૂળ પરમાણુ સ્વભાવે સ્થિર જ છે. કંપાયમાન થાય જ નહીં પણ વિશેષભાવમાં આવવાથી વિકૃત થયું છે.

સ્થૂળ, સૂક્ષ્મ, સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ પરમાણુઓ કોને કહેવાય ?

| | | |
|---|---|---|
| સૂક્ષ્મતમ | - | વિશ્રસા |
| સૂક્ષ્મતર | - | પ્રયોગસા એ જ કારણ દેહ |
| સૂક્ષ્મ | - | મિશ્રસા એ જ પ્રતિષ્ઠિત આત્મા |
| સ્થૂળ | - | ડૉક્ટરો જુએ, મોટા મોટા માઈક્રોસ્કોપથી દેખાય તે |

અનંતા જ્ઞેયોને વીતરાગોએ એક જ જ્ઞેયમાં જોયું છે. દાદાએ પણ તેવું જ જોયું છે અને તે છે વિશ્રસારૂપે. તમામ ઈમ્પ્યૉરિટી જાય એટલે મિશ્રસામાંથી વિશ્રસા થાય.

બહાર તમામ વસ્તુઓ, વ્યક્તિઓ પરાયા જણાય, અનુભવાય,

ત્યારે પોતાના દેહના પરમાણુઓ પણ પરાયા છે એમ વર્તાય. એમ કરતાં કરતાં એકે એક પરમાણુ પરાયું છે એમ વર્તાય.

ગજબની છે તીર્થંકરોની શોધખોળ !

ટંકોત્કીર્ણ, વિશ્રસા, પ્રયોગસા ને મિશ્રસાએ તો હદ કરી નાખી છે અધ્યાત્મ જગતમાં ! જે શબ્દ (પબ્લિકને) લખતાંય ના આવડે, તેને આરપાર સમજીને બેઠા, તે કેવા હશે એ તીર્થંકરો !!!

## [૬] લિંક, ભાવ અને પરમાણુની !

પરમાણુ અને ભાવની લિંક (અનુસંધાન) શું ?

જેવા ભાવ તે પ્રમાણે પરમાણુઓ ગોઠવાઈ જાય. દાન કરવાનો ભાવ દસ જણ કરે તે પ્રમાણે ગોઠવાઈ જાય, પણ દરેકના પરમાણુઓ જુદા જુદા હોય. ભાવ કેવા પ્રકારના છે, એની પાછળ હેતુ શું છે, એ પ્રમાણે પરમાણુઓ ચાર્જ થાય ને ગોઠવાય. આમાં મુખ્ય ભાવનો આધાર છે. પરમાણુઓના તો વચ્ચે માત્ર રમકડાં જ ઊભાં થાય છે. એટલે કે ભાવ પ્રમાણે પરમાણુઓ અને તેનાથી શરીરની રચના થઈ.

પરમાણુઓ સૂક્ષ્મ છે, ભાવ પણ સૂક્ષ્મ છે. ભાવ પ્રમાણે પરમાણુઓ ખેંચાય તેય સૂક્ષ્મ છે. પછી પરમાણુઓ સ્થૂળ થઈ જાય અને આખું શરીર દૃશ્યમાન થાય. સૂક્ષ્મ પરમાણુઓ બધા ભેગા થઈને સ્થૂળ થાય. ભાવ પ્રમાણે મૂર્તિ થઈ જાય ! મૃત્યુ પછી શરીર બાળીએ એટલે પરમાણુઓ ઊડી જાય, પણ વધે-ઘટે નહીં.

રાગભાવથી પરમાણુઓ ખેંચાયા, તે તેની પર ગિલેટ થઈ ગયો રાગનો, તેવી જ રીતે દ્વેષનો ગિલેટ ચઢી જાય. આ રાગ-દ્વેષના ગિલેટવાળા પરમાણુઓ મૃત્યુ પછી આત્મા જોડે સૂક્ષ્મ રીતે જાય અને બીજા ભવના દેહમાં પરિપાક થાય ને ફળ આપે. રાગવાળો સુખ આપે ને દ્વેષવાળા દુઃખ આપીને ચોખ્ખા થઈ જાય, ગિલેટ ઊડી જાય. જૂનો ઊડે ને નવો ચઢે.

એક ખરાબ વિચાર આવે કે તરત જ બહારના પરમાણુઓ ગિલેટવાળા થઈને ખેંચાય, અંદર દાખલ થઈ જાય અને ભાવ પ્રમાણે

તેનો હિસાબ બેસે ને તેવાં જ ફળ આપીને શુદ્ધ થઈ જાય. ફળ આપ્યા વગર એમ ને એમ ખાલી ના જાય. એટલે આ તો પરમાણુઓનું ગુહ્ય વિજ્ઞાન છે. સ્વયં ક્રિયાકારી છે. ફળ આપનારો કોઈ ભગવાન નથી. દેવ-દેવીઓ, ગ્રહો કોઈ આમાં વચ્ચે કર્તા છે જ નહીં. આ ધર્મ નથી, સાયન્સ છે. ધર્મ તો જ્યાં સુધી સાયન્સમાં ના આવે ત્યાં સુધી યોગ્યતા લાવવા માટે છે. બાકી ઝેરની પડીકી ખવડાવી દે તો કોણ મારવા આવે છે ? ભગવાન ? યમરાજ કે ઝેર ? જડની શક્તિ પણ ભયંકર છે ! જુઓને, આત્માથીય ચઢી ગઈ હોય એવું લાગે છે ! આત્મા મહીં ફસાયો છે ને !

(વ્યવહાર) આત્માનો સ્વભાવ જેવું કલ્પે તેવું થઈ જાય. એટલે ભાવ કરતાંની સાથે જ પરમાણુઓ ચેન્જ થઈ જાય. 'હું શુદ્ધાત્મા છું' એ નિર્વિકલ્પ દશા છે. એમાં પરમાણુ પેસતા નથી, વિકલ્પમાં પેસે.

## દેહ બંધારણનું સાયન્સ !

ચાર્જ થયેલા પરમાણુઓનો કારણ દેહ (કૉઝલ બૉડી) બંધાય છે. જે આત્માની જોડે જાય. કારણ શરીર, તૈજસ શરીર અને આત્મા, આ ત્રણ સાથે ગર્ભમાં જાય છે. કારણ શરીર ગર્ભમાં પેઠું કે તરત પેલી નવી ઈફેક્ટિવ બોડી બંધાવાની ચાલુ થઈ જાય. તે જન્મે ત્યાં સુધીમાં ઈફેક્ટિવ બોડી બંધાઈ રહે. ગર્ભમાં શરીર નાનકડું હોય પણ આખી જિંદગીની બધી જ ઈફેક્ટસ એટલામાં સમાઈ હોય. જેમ જેમ સંજોગ બાઝે તેમ તેમ ઈફેક્ટસ મળે. દા.ત. વિષયના પરમાણુઓ આખી જિંદગીના હોય પણ તે ફૂટે ૧૪ કે ૧૫ વર્ષ પછી, કાળ પાકે ત્યારે. બાકી સામાન (માલ) તો પહેલેથી જ હોય ! જેમ બીજમાં આખો વડ સમાયેલો હોય તેમ ! ગર્ભમાં દાખલ થાય ત્યારથી તે મરતાં સુધીનું બધું જ હોય. જન્મ ક્યાં, લગ્ન ક્યાં, કેટલીવાર લગ્ન, મરણ ક્યાં, બધું જ હોય. અજ્ઞાન દશામાં કર્મનું ચાર્જ-ડિસ્ચાર્જ બન્ને હોય.

પરમાણુ આ ભવમાં ચાર્જ થાય છે, ત્યાંથી લઈને બીજા ભવમાં ગર્ભમાં દાખલ થઈ ને પછી પાંચ ઈન્દ્રિયોથી અનુભવાય, તે બધા સ્થૂળમાં ફળ આવે છે. ત્રણે પ્રકારના પરમાણુઓ ત્રણ વિભાગમાં કઈ રીતે સાયન્ટિફિકલી કામ કરે છે તે અહીં ખુલ્લું થાય છે.

ટૂંકમાં આખો પ્રોસેસ સમજવાનો કે

૧) આગલા જન્મમાં 'કૉઝલ બોડી' ચાર્જ થાય છે. જીવ સાથે કૉઝલ બોડી બીજા ભવમાં નવા ગર્ભમાં પ્રવેશે છે ત્યારે તેનું ઈફેક્ટિવ બોડી થઈ જાય છે.

૨) 'ઈફેક્ટિવ બોડી' બંધાઈ જાય એટલે કૉઝલ બોડીના પરમાણુઓ બધા વપરાઈ જાય અને ઈફેક્ટિવ બોડીમાંથી આખી જિંદગી ઈફેક્ટ જ આપ્યા કરે. પછી પાછલા કૉઝલ બોડીના પરમાણુની તેમાં જરૂર નહીં.

૩) ઈફેક્ટિવ બોડીના પરમાણુઓ સૂક્ષ્માતિસૂક્ષ્મ હોય. આ પરમાણુઓ ફળ આપે ત્યારે બહારના જુદા નવા સ્થૂળ પરમાણુઓ ખેંચાય અને થાળીમાંથી કારેલાનું શાક ખવાય ! આ તો અંદરના જૂના પરમાણુઓનું બહારના નવા પરમાણુઓ પ્રત્યેનું આકર્ષણ છે. આ બહુ ઝીણી સાયન્ટિફીક વાત છે.

**પ્રથમ સ્ટેજે -**
**ચાર્જ પરમાણુ**

**કોઝલ બોડી**
**(કારણ શરીર)**

**ગયા ભવમાં**
**બંધાય**

↓

**બીજા સ્ટેજે-**
**ઈફેક્ટિવ પરમાણુ**



**ગર્ભમાં - ઈફેક્ટિવ બોડીના**
**નવા પરમાણુઓ બંધાય.**
**- કોઝલ બોડીના પરમાણુ**
**(Not at all) રહ્યા નહીં.**

↓

**ત્રીજા સ્ટેજે -**
**બહારના**
**સ્થૂળ પરમાણુ**



**કારેલાનું શાક...થાળીમાં,**
**જેમાં સ્થૂળ પરમાણુઓ ખેંચાય,**
**ઈફેક્ટિવ બોડીના**
**સૂક્ષ્માતિસૂક્ષ્મ પરમાણુઓના**
**આકર્ષણ ગુણથી.**

આ બધું સાયન્સ કેવી રીતે કામ કરે છે ?

મહીં ઈફેક્ટિવ બોડીના પરમાણુઓ તૈયાર થાય છે. બે જ રાઈના દાણા ખાવાના હોય, તે બહાર સ્થૂળમાં બધું ભેગું થાય તોય બે જ રાઈના દાણા ખવાય, ત્રણ નહીં. ઈફેક્ટરૂપે બધા સંયોગો ભેગા થાય ત્યારે અહંકાર શું કરે કે 'મેં ખાધું' માને, ખરેખર તો અંદરની ડિઝાઈન પ્રમાણે ખવાશે. એમાં રાઈ માત્ર ફેરફાર ના થાય.

પરમ પૂજ્ય દાદાશ્રીની આ ખૂબ ઝીણી વાત છે !

કષાયો આ ભવના કે ગત ભવોના ?

આ ભવના ક્રોધ-માન-માયા-લોભ મરતાં સુધી બધાં જ ઓગળી જાય છે ને આવતા ભવ માટે નવાં બાંધે છે ને જોડે લઈ જાય છે અને તે આખી જિંદગીના સરવૈયા રૂપે લઈ જાય છે. આવી રીતે કષાયોનો હિસાબ બંધાય છે.

તો આને ભવોભવના કર્મો કેમ કહ્યાં ?

ખરેખર ભવોભવથી ભેગાં થયેલાં છે એવું નથી હોતું. પાછલાં બીજ ઓગળી જાય ને એવાં ને એવાં જ બીજાં નવાં બીજ ફરી નંખાતાં જાય.

આ ભવમાં કૉઝલ બોડી માટે જે પરમાણુઓ તૈયાર થાય છે તે ભેળસેળ રૂપે કૉઝલ પરમાણુ હોય છે, સ્પષ્ટ ક્રોધ-માન-માયા કે લોભના ના હોય. એ બીજા ભવના ગર્ભમાં ઈફેક્ટ ઊભી થાય ત્યારે ક્રોધ-માન-માયા-લોભ કહેવાય. ત્યાં સુધી તો એ પરમાણુ રૂપે હોય એટલે દાદાશ્રી સ્પષ્ટ કહે છે કે જ્ઞાન પછી જે કંઈ તમારું છે તે આ અવતારનું નથી. આ અવતારના તો બધા બળીને સાફ થઈ ગયા. જ્ઞાન પછી આ ભવનો હિસાબ, પોતાનો સ્વભાવ બધું ઓગળી જાય. અત્યારે છે તેવો સ્વભાવ આવતા ભવે નહીં રહે. ત્યારે તો કંઈક નવી જ જાતનો ઓર જ હશે!

## [૭] પરમાણુની અસરનું સાયન્સ !

પરમાણુ પરમાણુનું મિલન 'વ્યવસ્થિત'ના નિયમની બહાર નથી.

બે ચોખ્ખા પરમાણુનું મિલન વ્યવસ્થિતના નિયમને આધીન છે, તો પછી ખરડાયેલા પરમાણુની વાત જ શી કરવી ? એક ગાળ આપણને મળે તો કેટલા બધા પરમાણુઓ થયા કહેવાય ? બધું જ વ્યવસ્થિતને આધીન છે.

અહીં બધે વિભાવિક પુદ્ગલ પરમાણુ સમજવું. આ શુદ્ધ પરમાણુની વાત નથી. ચોખ્ખા કે કદરૂપા અને શુદ્ધ પરમાણુ જુદાં જ છે. 'વ્યવસ્થિત' વિભાવિક પરમાણુને જ લાગુ પડે છે.

ગાળ બોલે છે તેમાં બોલનાર ને સાંભળનાર બેઉ બેભાન છે. સાંભળનારને ગાળની અસર થઈ તો તેટલા પરમાણુઓ એનામાં પેઠા, સિદ્ધ ભગવાનને અસર ના પહોંચે.

આપણે જેટલો કકળાટ કરીએ એટલા સામેનાના પરમાણુઓ આપણામાં પેસશે ને બેઉનું બગડશે.

આપણે બોલ્યા કે 'જજ સારો નથી' તો તેની અસર જજને પહોંચી જ જશે ને જોતાંની સાથે જ જજને પણ અવળી અસર શરૂ થઈ જશે. અને 'જજ સારા છે' કહેતાં જ સારી અસર થશે. માટે બધાનું સવળું જ વિચારવા જેવું છે.

બધા જ સામટો ભાવ કરે કે ભારતમાં વરસાદ વરસો તો સરસ વરસાદ પડે, પણ ધોબી બૂમો પાડે કે વરસાદ ના આવીશ તો વરસાદ બિચારો શું કરે ?

દરેકના પરમાણુના હિસાબ ફેર હોય છે. દરેકના મનના હિંમતના પરમાણુઓ જુદા જુદા હોય છે. કોઈ બહારવટિયા આવ્યા હોય તો નિરાંતે જમે, જ્યારે બીજો ધ્રુજી જાય !

સ્ત્રી અને પુરુષ દેહ પરમાણુના બનેલા છે. પુરુષમાં ક્રોધ અને માનના પરમાણુઓ વધારે છે, જ્યારે સ્ત્રીમાં માયા અને લોભ. માયા એટલે કપટ. જેવા પરમાણુ ભરે તેવો દેહ આવતા ભવે મળે.

પુરુષના ચટપટિયા પરમાણુ હોય, તેનાથી સ્થિરતા ના હોય. આખો દહાડો ધકમક ધકમક કર્યા જ કરે. સ્ત્રીના પરમાણુ મોહવાળા હોય.

આત્મા સિવાય બધું જ લિંગ કહેવાય. ત્રણ જાતના લિંગ - સ્ત્રી, પુરુષ અને નપુંસક લિંગ હોય છે.

ક્રોધ-માન-માયા-લોભ થાય ને તેનો તાંતો રહે એ ખોટું કહેવાય. તાંતો કોઈ પણ વસ્તુનો ના રહે, જાણે કશું જ બન્યું નથી એવું તરત જ રહે તો તે માત્ર આકર્ષણ-વિકર્ષણ, જે પરમાણુનો ગુણ છે, તે રહે.

જ્ઞાન મળ્યા પછી ક્રોધને બદલે ઉગ્રતાના પરમાણુ રહે અને લોભને બદલે આકર્ષણના પરમાણુ રહે.

આકર્ષણ-વિકર્ષણમાં બે જાતના પરમાણુઓ છે. દ્વેષમાં ક્રોધ ને રાગમાં લોભ. પોઝિટિવ-નેગેટિવ ભેગા થાય ત્યારે પરમાણુઓનું આકર્ષણ થાય.

લોહીની સગાઈ જેવું કશું જ નથી દુનિયામાં.

આ તો પરમાણુઓનું જ આકર્ષણ-વિકર્ષણ છે. સરખા પરમાણુઓવાળા બીજા ભવમાં ભેગા થઈને જન્મે.

આકર્ષણ-વિકર્ષણને કાઢવાનાં નથી. રાગ-દ્વેષના ભાવોને માત્ર કાઢી લેવાના છે.

આસક્તિ ત્યાં વેર. આસક્તિ એ પ્રત્યક્ષ ઝેર છે. જ્યાં રાગ ત્યાં દ્વેષ અવશ્ય થશે. દ્વેષમાંથી રાગ અને રાગમાંથી દ્વેષ આમ ચાલ્યા જ કરે. દ્વેષને મૂળથી કાઢો.

પરસ્પર વિરોધી પરમાણુઓવાળા ભેગા થાય ત્યારે જાગૃતિ વધે, નહીં તો તો ઘોર આવરણમાં જ હોય.

વીતરાગતાની ટેસ્ટીંગ (કસોટી) ક્યારે કહેવાય ? સાપ પડી રહ્યા હોય ને ત્યાં બેસી રહ્યા તે નહીં, સાપને છંછેડ્યા પછી મહીં હાલ્યું કે સ્થિર રહ્યું તે જોવાનું.

આત્મામાં રાગ કે દ્વેષ નામનો ગુણ નથી. શરીરમાં જે ઈલેક્ટ્રિકલ બોડી છે તે જ્યારે મળતા પરમાણુઓ આવે છે ત્યારે આખી બોડી લોહચુંબકની જેમ ખેંચાય છે. લોહચુંબક અને ટાંકણી જેવો ઘાટ છે આ.

તેને માત્ર જાણવાનું છે કે ખેંચાયું, તેને બદલે 'પોતે' માને કે 'હું ખેંચાયો, મને રાગ થાય છે.'

જ્ઞાન મળ્યા પછી, કષાય ગયા પછી માત્ર પુદ્ગલનું આકર્ષણ કે વિકર્ષણ જ રહે છે. આકર્ષણ કે વિકર્ષણવાળા ચુંબકીય પરમાણુઓનો સ્કંધ મહીં હોય છે તે ખેંચાય છે, ઈચ્છા ના હોય તોય ! આ તો પુદ્ગલ પુદ્ગલને ખેંચે છે. આત્મા મહીં ભળે તો જ રાગ કહેવાય.

મૃત્યુ પછી કયા દેહમાં જીવ જશે એ કોણ નક્કી કરે ? કોઈ કરતું નથી. એ કુદરતી નિયમ છે. એ તો હિસાબવાળા પરમાણુઓ જ્યાં હોય ત્યાં જીવ ખેંચાઈ જાય. આકર્ષણના નિયમથી, કૉઝલ બોડીના પરમાણુઓને કારણે ખેંચાય છે. આત્મા આમાં નિર્લેપ જ છે. આકર્ષણમાંથી લાંબે ગાળે વિકર્ષણ ઊભું થાય. (કયા આધારે ? એવો પરમાણુઓનો સ્વભાવ જ છે.)

કર્મો પ્રમાણે જન્મ મળે છે તે કેવી રીતે ? કોણ કરે ? દવા મોઢે ખાય ને માથાનો દુખાવો મટી જાય એ શા આધારે ? દવાને શી રીતે ખબર પડે માથામાં જવાનું ? એ તો દર્દ દવાને ખેંચે એવો નિયમ છે. એમ આકર્ષણથી ગધેડામાં જન્મે કે મનુષ્યમાં. આકર્ષણથી જ આખું જગત ચાલે છે. કોઈની વચ્ચે જરૂર નથી. આપણી અંદર જ છે બધું.

આકર્ષણવાળા છૂટા પડતી વખતે રડે ને વિકર્ષણવાળા છૂટા પડે ત્યારે ખુશ થાય. બધી પરમાણુઓની જ ઈફેક્ટ છે.

મરેલાની પાછળ રડનારાને રડવા દેવા. મોહ-મમતાના પરમાણુઓ નીકળે છે, તેને નીકળી જવા દેવા.

ગમે તેને શેકહેન્ડ કરવાથી તેના ગમે તેવા પરમાણુઓ આપણામાં આવે.

વ્હાલો કે અળખામણો અંદરના પરમાણુઓને કારણે લાગે છે.

કોઈ બહુ સાંભરે તો તેના પરમાણુઓ આપણી મહીં પેસી જાય.

સરખે સરખા પરમાણુઓ સ્વભાવથી ભેગા થઈ જ જાય. એક

દારૂડિયાને બીજા દારૂડિયા મળી જ આવે. જ્ઞાન મળ્યા પછી જ આકર્ષણ-વિકર્ષણ કહેવાય. કારણ કે 'પોતે' જાણકાર જ રહે. જ્યારે અજ્ઞાન દશામાં પોતે કર્તા થાય, 'હું ખેંચાયો' માને તેથી.

અહીં જ્ઞાની પાસે ભક્તિમાં થબાકા (તાળીઓ) પાડે ત્યારે ઉલ્હાસ આવે, ત્યારે ખરાબ પરમાણુઓ નીકળી જાય ને શુદ્ધિ થતી જાય. મિથ્યાત્વ ઓગળે ને સમકિત થતું જાય.

રાગ-દ્વેષ એ અહંકારનો ગુણ છે અને આકર્ષણ-વિકર્ષણ પુદ્ગલનો ગુણ છે. અહંકાર જાય પછી પુદ્ગલને પુદ્ગલનું આકર્ષણ રહે, પોતાને નહીં.

શરીરમાં ઈલેક્ટ્રિકલ બોડી છે, તેના કારણે આખું શરીર ચુંબકીય હોય છે. તેના આધારે આકર્ષણ-વિકર્ષણ થાય છે. આ બધું સાયન્સ જ છે.

જ્ઞાન મળ્યા પછી પોતે પુદ્ગલના પક્ષમાંથી ખસીને આત્મપક્ષી થાય છે. પણ પુદ્ગલની ખેંચ અનંત અવતારની જતી નથી. ખાસ નુકસાનકર્તા ખેંચ કોઈ હોય તો તે સ્ત્રી-પુરુષના આકર્ષણની. ત્યાં ખૂબ ખૂબ જાગૃતિ જોઈએ.

આકર્ષણથી પરણે ને આકર્ષણના પરમાણુ ખલાસ થાય ત્યારે ત્યાગ કરે. ત્યારે પોતે માને કે મેં ત્યાગ કર્યો. એ ખાલી અહંકાર જ છે.

જ્યાં જ્યાં આકર્ષણ કે વિકર્ષણ થાય ત્યાં પ્રતિક્રમણ કરવું ઘટે.

ગમતું કે ના ગમતું દરેકનો ઉકેલ લાવવાનો છે.

રાગનોય નિકાલ કરવો પડશે. (જગતમાંથી) જેના જેના પરમાણુ ભર્યા તે (જગત)ને સોંપીને છૂટા થવાનું છે.

નિર્ભેળ આત્મા ને નિર્ભેળ પરમાણુનું જ્ઞાન હોય. તત્ત્વજ્ઞાન સદાય નિર્ભેળ હોય.

મનના ને દેહના પરમાણુઓ ભેગા થાય ત્યારે ભયંકર અશાંતિનો એટેક આવે, આપઘાતેય કરાવે.

ભાવમન એટલે (વ્યવહાર) આત્માનું રંજાયમાનપણું. ઉદય આવે ત્યારે રૂપકમાં આવે. રંજક પરમાણુઓની ગાંઠ ફૂટે તે મન.

અજ્ઞાનતામાં અણહક્કનું લેવાના વિચારો આવે ત્યારે જાનવર થવાના પરમાણુ ખેંચાય.

સમકિતીના પરમાણુઓ હલકા હોય ને મિથ્યાત્વીના ભારે હોય અને મેન્ટલ માણસના ખૂબ ભારેખમ હોય.

દાદાએ મહાત્માઓને વચન આપેલું, 'છેલ્લી ઘડીએ દાદા ખડે પગે હાજર રહેશે !' ને સમાધિ મરણ થશે જ !!

દાદાશ્રીને જે લોકો મળેલા તે બધા જોડે પરમાણુઓ અમુક અંશે મળતા આવે. ત્યારે જ એ ભેગા થાય.

પરમાણુઓનું ચાલકબળ કોણ ? કયા આધારે તેમનો આકાર, સ્પેસ ભેગા થાય છે ?

પરમાણુઓ સ્વભાવથી જ ચાલે છે. એને કોઈ ચલાવનાર નથી. નિરંતર પરિવર્તનશીલ જ જગત છે. વ્યવસ્થિતેય ચલાવતું નથી. વ્યવસ્થિત તો ખાલી સંજોગ ભેગા કરી આપે છે.

ખૂબ ખૂબ વિશેષ પ્રમાણમાં પરમાણુઓ મળતા ભેગા થાય ત્યાં વિરહો ઉત્પન્ન થાય. દાદા ભગવાનને યાદ કરો તો તેમની મહીંના પરમાણુ આપણામાં ખેંચાય. એટલે મહાન વિભૂતિઓને, તીર્થંકરોને યાદ કરવાના.

દાદાના પરમાણુઓ ઊંચા હોય. તેને અડવાથી જ ઠંડક વળે. ચરણસ્પર્શથી તો ગજબના પરમાણુઓ પ્રાપ્ત થાય.

તીર્થંકરોના પરમાણુઓ આખા બ્રહ્માંડમાં ઊંચામાં ઊંચા હોય. જે ચરમ શરીર કહેવાય.

તીર્થંકરોને જબરજસ્ત લાવણમય દેહ હોય ! એમની હાજરીમાં પાંચસો જોજન સુધી દુકાળ ના પડે !

લોકકલ્યાણની જ એક માત્ર ભાવના પ્રવર્તે ત્યારે તીર્થંકરી

પરમાણુઓ ભેગા થાય ! એમનું લાવણ્ય એટલું બધું હોય કે બધાને આકર્ષણ થાય. તીર્થંકરોનો દેહ, લોહી, હાડકાં, માંસ બધું જુદું જ અને અજાયબ હોય ! એમની વાણી સ્યાદ્વાદ હોય.

વર્તમાન તીર્થંકરના પરમાણુઓ બ્રહ્માંડમાં ફરતા હોય. એમનો લાભ બહુ થાય.

## [૮] ખોરાકના પરમાણુની અસરો !

ખાધું એ ફર્સ્ટ ગલન અને સંડાસ જાય એ સેકન્ડ ગલન. પૂરણ-ગલન પરસત્તામાં છે. પૂરણ કંઈક અંશે પોતાની સત્તામાં છે, સર્વાંશે નથી. જ્ઞાન મળે તો તે સત્તામાં આવી જાય. ક્રમિકમાં મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન થાય તોય કંઈક અંશે સત્તામાં આવી જાય. પૈસા કમાવા તેય ગલન છે, વ્યવસ્થિત છે.

પૂરણ મહેનતથી થાય ને ગલન સ્વયં થાય.

ગયા ભવમાં ખાવા માટે ભાવથી પૂરણ કર્યું હોય તેનું આ ભવમાં ખવાય તેને ફર્સ્ટ ગલન કહ્યું.

જે પણ કંઈ ખવાય છે તે શા આધારે ખવાય છે ?

જમનારને ખબર નથી કે આજે શું જમવાનું આવશે ? બનાવનારને ખબર નથી કે કાલે શું બનાવીશ ? વળી કેટલું ખવાશે ને કેટલું નહીં ખવાય એ બધું પરમાણુઓ બધા ગોઠવાયેલા છે. અંદરના પરમાણુઓને ગમતું જ ખવાય છે. એની જ ડિમાન્ડ હોય તે પ્રમાણે બધું ભેગું થઈ જાય છે.

નાનું એક વર્ષનું બાળક જાતજાતનું ખાવાનું ધરો તો તે ના ખાય અને એકાદ વસ્તુ ચટ કરીને ખઈ જાય ! એને વાનગીની સમજ નથી પણ મહીંના પરમાણુ ખેંચે તે મુજબ ખાય છે.

અમુક વાનગી નથી ભાવતી, તેનું શું કારણ ? મહીંલા પરમાણુ ખેંચતા નથી ને જે બહુ ખેંચે તે બહુ ભાવે. અંદરના સૂક્ષ્મ પરમાણુઓ સ્થૂળને ખેંચે.

ચા સિલોનમાં પાકે ને મુંબઈમાં શેઠિયો પીએ !

ચા ભાવે છે તેનો અર્થ અંદર પરમાણુ ખેંચે છે અને શોખ છે તે તો તેના તમે કરનારા છો !

તૈજસ શરીર દરેક શરીરમાં કોમન હોય છે. ખાવાનું પચાવવાનું, લોહીનું પરિભ્રમણ થવું એ બધું તૈજસ શરીરનું કાર્ય છે. કરોડમાં તે મશીનરી ગોઠવાયેલી છે અને તેના તાર બધે પહોંચે, તેનાથી ખાવાનું તથા બીજું બધું ચાલે છે.

નોનવેજ (માંસાહાર) ખાતો હોય તેની વૃત્તિઓ રમખાણી હોય.

પરમાણુ તો વીતરાગ જ છે. ખાનારો રાગી-દ્વેષી છે, તેથી જે કંઈ ખોરાકમાંથી કે કશામાંથી સુખ લે છે તે પોતે પોતાના ભોગે લે છે. જેનું પરિણામ આવ્યા વગર તો ના જ રહે ને !

ટી.બી.ની બિમારીનું વિજ્ઞાન જ્ઞાનીની દૃષ્ટિએ શું છે ?

જે વિચાર કરો તેના પરમાણુઓ મહીં ખેંચાય ને ભેગા થાય. મધપૂડો બાળવાના વિચાર કર્યા તો ટી.બીના પરમાણુઓ ખેંચાયા. મધમાખી તો શું પણ કોઈ પણ જીવને મારીએ એટલે એ વેર વાળે જ અને રોગ ફૂટે. કુદરતનો નિયમ છે કે શરીરના ઘા પણ રૂઝવે. આ તો ખાલી અહંકાર જ કરે છે કે મેં કર્યું. આ અણુનીય શક્તિ અગાધ છે, ત્યાં ભગવાનનીય શક્તિ નથી.

કુદરત તો મનુષ્યે કરેલા સારા-ખોટા ભાવનીય આગળ (રૂપક સુધી) લઈ જાય છે.

પુદ્‌ગલ એટલે એંઠવાડો. પૂરણ-ગલન એમાં હર્ષ કે શોક શું કરવાનો? મનુષ્યો બધા સ્મશાનની રાખના જ લાડવા ખાય છે.

દાદાશ્રી કહે છે, ‘અમને તો ખાવાનુંય ના ગમે. આ ચાવવાનું વિ. માથાકૂટ તે ગમતી હશે ? અને જુદા રહીએ એટલે વાંધો નહીં.’ ખાવાનું જ ના ગમે એવા દાદા સિવાય બીજા કોઈ મળે ?

## [૯] પુદ્ગલમાં નિરંતર થાય પૂરણ-ગલન !

જે પૂરણ થયું તે ગલન થાય, સંયોગ છે તે વિયોગ થાય.

જશ મળે તેય જોયા કરો, અપજશ મળે તેય જોયા કરો. કારણ કે જશ-અપજશ બેઉ પુદ્ગલ છે, પૂરણ-ગલન છે. પહેલા પૂરણ કરતી વખતે શું ખરીદી કરવી એ આવડી નથી. તેથી ગલનમાં આ અપજશનો માર ખાધો છે અત્યારે !

પુદ્ગલ = પુર્ + ગલ. ર્ નો દ્ થઈ ગયો છે અહીં. સંધિથી પુર્ગલ, પૂરણ અને ગલન કહેવાય.

જગતમાં પાંચ ચીજો છે.

દેહમાં ત્રણ છે; પૂરણ, ગલન અને શુદ્ધાત્મા.

બહાર બે જ ચીજો છે; ભોજનાલય અને શૌચાલય.

ભોજનાલય તે ભોગવવા યોગ્ય, શૌચાલય તે છોડવા યોગ્ય.

આના પાછા બે વાક્યોમાં બધું આવી ગયું.

૧) શુદ્ધાત્મા    ૨) સંયોગો. બે જ છે જગતમાં.

બોલ્યો એવા પરમાણુ બધા થઈ જાય ને ત્યારે એ ખેંચાય. પરમાણુ આવ્યા ત્યારે એ પુર્ કહેવાય. પછી એ ફળ આપીને ગલન થાય ત્યારે ગલ કહેવાય.

કર્મ બંધાતી વખતે પરમાણુઓનું પૂરણ થાય છે, એને કર્મનો બંધ કહે છે અને કર્મ છૂટે ત્યારે ગલન થાય છે, એને કર્મની નિર્જરા કહે છે. એટલે પૂર્ + ગલ કહેવાય.

જેવું પૂરણ થાય તેવું જ ગલનમાં નીકળે. લીમડાને ગમે તેટલું મીઠું પાણી પાઈએ તોય એ મીઠો થાય ?

પૂરણ-ગલન બન્ને કુદરતી રીતે થાય છે. અજ્ઞાન દશામાં સંજોગોના દબાણથી પૂરણ થાય છે ને સંજોગોથી ગલન થાય છે.

જ્ઞાન મળ્યા પછી માત્ર ગલન જ રહે છે, નવું પૂરણ થતું નથી. ભમરડો માત્ર ગલન ક્રિયા બતાડે છે. ભમરડાને દોરી વીંટીને મનુષ્ય પૂરણ કરે છે ને ગલન ક્રિયા ભમરડો કરે છે. તેવી રીતે મનુષ્યના કેસમાં આત્માનો પ્રતિનિધિ થઈ બેઠેલો 'હું' પૂરણ કરે છે અને ગલન દેહ કરે છે. 'હું' એ અહંકાર ને પોતે કર્તાહર્તા થઈ ગયો છે અને મૂળ આત્માને ક્યાંય ગાંઠતો નથી. આ પૂરણ-ગલન પુદ્‌ગલનું છે, છતાં 'હું' માને છે કે 'હું જ કરું છું.' પુદ્‌ગલ બધું જ 'વ્યવસ્થિત' છે.

જ્ઞાન પછી 'હું' શુદ્ધાત્મા થાય છે. જેનાથી અહંકારનો નાશ થાય છે. જીવ ભાગ ખેંચાઈ જાય છે ને નિર્જીવ ભાગ રહે છે. તે પછી જાતે ગલન થયા કરે.

આત્મા શાશ્વત છે ને બીજું બધું પૂરણ-ગલન છે. એમાં 'પોતે' રાગ-દ્વેષ કરે છે, નફો-ખોટ માનીને અને સંસાર બાંધ્યા કરે છે, અજ્ઞાનતાથી.

પૂરણ થતું કેવી રીતે અટકાવાય ?

આત્મજ્ઞાન વિના પૂરણ ના અટકી શકે. હા, તેમાં ફેરફાર થઈ શકે. જેમ કે ખોટું કામ થતી વખતે અંદર એમ થયા કરે કે 'આમ ન થવું જોઈએ' એ પૂરણ છે અને સારું કામ થાય ત્યારે એમ થાય કે 'આમ થવું જોઈએ' તેય પૂરણ છે. તેના આધારે ગલન ફરી થાય છે. પૂરણ પછી ગલન સ્વયં જ થયા કરે. પૂરણ ફેરફાર કરવાનું થોડુંક જ 'પોતાના' હાથમાં છે. કારણ સંજોગો પાંસરા હોય તો જ સારું કરવાના વિચારો આવે. સંપૂર્ણ સ્વતંત્રતા તો કોઈનીય ક્યાંય નથી જ.

જ્ઞાન મળ્યા પછી કોઈ માટે ખરાબ કે સારા વિચારમાં તન્મયાકાર થઈ જાય તોય તે ગલન જ કહેવાય. દાદાનું વીતરાગ વિજ્ઞાન અજાયબ છે !

'સહજસ્થિતિ થવી તેને શ્રી વીતરાગોએ મોક્ષ કહ્યો', તે મહાત્માઓને વર્તે છે. પુદ્‌ગલ સારું-ખોટું જોવાનું નથી, માત્ર જાણવાનું છે. કોઈ મહાત્મા ગાંડા કાઢે તોય જાણવું કે પૂરણ કરેલું ગલન થઈ

રહ્યું છે ! એના પર કરુણા રાખવી.

ક્રોધ-માન-માયા-લોભ જે થાય છે તેય પૂરણ કરેલું તે જ ગલન થાય છે.

પૂરણ ધીમે ધીમે થાય અને ગલન એકદમ થાય એવો નિયમ છે.

આત્મસ્વરૂપ પ્રાપ્તિ પછી પ્રત્યેક ક્રિયાના જ્ઞાતા-દ્રષ્ટા રહ્યા તો પ્રત્યેક ક્રિયા ગલન સ્વરૂપ જ છે, પછી સુટેવો હોય કે કુટેવો !

સમસ્ત પ્રકારના પૂરણ-ગલનને જે જાણી ગયો તે આત્મા પરમાત્મા છે.

પોતે જ્ઞાનાકાર, આત્માકાર છે. તે ક્ષેત્રાકાર શું કામ થાય છે? 'હું આવો, હું તેવો' થયું કે થઈ ગયો ક્ષેત્રાકાર.

ઈન્દ્રિય સુખ પૂરણ-ગલનવાળાં છે, કલ્પિત છે, ટેમ્પરરી છે. અતિન્દ્રિય સુખ તે બહારની કોઈ પણ વસ્તુ વગર મળેલું આત્મિક સુખ.

પૂરણ થાય ત્યારે ગર્વ નહીં ને ગલનમાં હતાશ નહીં એ જ્ઞાન પામ્યાની નિશાની.

તાંત્રિક વિદ્યા એ બધું પુદ્ગલ પ્રપંચ છે. જ્ઞાની એમાં હાથ ના ઘાલે.

'રજકણ કે રિદ્ધિ વૈમાનિક દેવની,
સર્વે માન્યા પુદ્ગલ એક સ્વભાવ જો.'

- શ્રીમદ્ રાજચંદ્ર

એક સ્વભાવી પુદ્ગલ ભાળ્યું એટલે કે કેવુંક તે ભાળ્યું હશે ! બધું પૂરણ-ગલન, પૂરણ-ગલન ભાળ્યું...

અક્રમ માર્ગે અંતે ક્રમ-અક્રમ માર્ગ એક થઈ જાય છે. જ્યાં સુધી કષાયો છે ત્યાં સુધી ચાર્જ થયા કરે. મુક્ત ભાગમાં અક્રમ હોય છે.

ક્રમિક માર્ગમાંય છેલ્લા સ્ટેપથી ઘણે આગળથી કર્મ ચાર્જ થવાનું બંધ થઈ જાય છે.

## [૧૦] પુદ્ગલની પરિભાષા !

શું પુદ્ગલ સત્ છે ?

સત્ એટલે અવિનાશી. પુદ્ગલ એટલે પૂરણ-ગલન. એ અસત્ કહેવાય. મૂળ જે પુદ્ગલ છે પરમાણુ રૂપે એ સત્ છે, અગુરુ-લઘુ છે, અવિનાશી છે. મૂળ જડ તત્ત્વ પરમાણુરૂપે છે. પુદ્ગલ જડ સ્વરૂપે નથી, પુદ્ગલના પરમાણુ જડ હોય.

વિકૃત એટલે કે વિભાવિક થયેલા પરમાણુને પુદ્ગલ કહેવાય. પ્રકૃતિ એય પુદ્ગલ છે. દરેક જીવમાં આત્મા સિવાય બીજું બધું પુદ્ગલ. શુદ્ધાત્મા ને પુદ્ગલ બે જ છે. દેહમાં જે પુદ્ગલ છે તે વિભાવિક પુદ્ગલ છે. વિભાવિક પુદ્ગલ એટલે એની મહીં બીજાં તત્ત્વો, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, કાળ, આકાશ બધાં જ છે. છએ તત્ત્વો જેમાં હોય તે પુદ્ગલ.

છ તત્ત્વોનું સંમેલન થાય તેને પછી પુદ્ગલ કહેવાય. પછી વિસર્જન એની મેળે જ થયા જ કરે છે નિરંતર. તું તારી મેળે લગામ છોડી દે.

પરમાણુઓના સ્કંધને પુદ્ગલ ના કહેવાય, પરમાણુ જ કહેવાય. ઝાડ કે ઝાડના લાકડાને પુદ્ગલ કહેવાય. લાકડામાં આત્મા નથી પણ આત્માને લઈને પુદ્ગલની દશા આવી થઈ ગઈ ને !

પુદ્ગલમાં પૂરણવાળો માલ સ્કંધ હોય ને ગલનવાળો માલ સ્વભાવિક હોય. સ્કંધમાંથી ગલનમાં પરમાણુરૂપે સ્વભાવિકતાએ ગલન થાય.

પુદ્ગલ સ્વતંત્ર છે, આત્માના અવલંબન વિનાનું છે. એક ક્ષણવારેય જો એના અવલંબનમાં આવે તો તે કાયમનું થઈ જાય. આત્મા છોડે નહીં. પણ બન્ને સ્વતંત્ર છે, કોઈ કોઈના તાબામાં નથી. કોઈ કોઈને વશ કરી ના શકે.

ઈલેક્ટ્રિસીટી જે શરીરમાં છે તે પુદ્ગલ તત્ત્વ છે, અવસ્થા છે.

'હું ચંદુ છું' એટલે પુદ્ગલને 'હું છું' માન્યું. 'મેં કર્યું' માન્યું કે કર્તા થયો. એટલે પુદ્ગલ ચોંટ્યું એને, એ જ કર્મ. 'હું આત્મા છું, પુદ્ગલ નથી' એમ થયું એટલે કર્મ ના બંધાય.

પુદ્ગલ એકલું કર્મ નથી કરતું પણ જોડે (પ્રતિષ્ઠિત) આત્માની રોંગ બિલિફ છે એટલે કર્મ બંધાય છે. રોંગ બિલિફ એ પણ પુદ્ગલ છે. આમાં અહંકાર ખાલી માને છે કે 'હું કરું છું'. આમાં મૂળ આત્મા કંઈ જ કરતો નથી. આત્માની હાજરીમાં અહંકાર માને છે કે 'હું કરું છું, હું ભોગવું છું.'

ક્રોધ-માન-માયા-લોભ, અહંકાર બધું પુદ્ગલ કહેવાય. પ્રકૃતિ ને પુદ્ગલ એક જ ગણાય. મિશ્રચેતન પણ પુદ્ગલમાં ગણાય. અજ્ઞાનતા છે ત્યાં સુધી ક્રોધ-માન-માયા-લોભનાં પરિણામ છે. ક્રોધ-માન-માયા-લોભ લઘુ-ગુરુ સ્વભાવના છે અને આત્મા અગુરુ-લઘુ સ્વભાવનો છે.

ચોખ્ખું પુદ્ગલ સ્વભાવિક અને રિલેટીવ પુદ્ગલ એ જ વિભાવિક પુદ્ગલ. એ સંજોગોના દબાણથી ઊભું થયું.

વિભાવિક પુદ્ગલ ઈફેક્ટિવ છે, સ્વભાવિક પુદ્ગલ ઈફેક્ટિવ નથી.

રાગ-દ્વેષ પુદ્ગલની ઈફેક્ટમાંથી થાય ને પાછા રાગ-દ્વેષમાંથી પુદ્ગલની ઈફેક્ટ ઉત્પન્ન થાય. આમ ચાલ્યા જ કરે.

પુદ્ગલમાં રાગ-દ્વેષ થાય એ બંધન છે ને રાગ-દ્વેષ ના થાય એનું નામ મુક્તિ.

પાંચ ઈન્દ્રિયોમાંથી ચાર એક પક્ષે વીતરાગ છે, જ્યારે સ્પર્શેન્દ્રિય બન્ને બાજુ રાગી છે. સ્પર્શમાં વિષય વાસના છે.

પ્યૉર પુદ્ગલનો વાંધો નથી, પણ વિભાવિક પુદ્ગલનાં પરિણામ જુએ તો રાગ ના થાય. ખાધાનું પરિણામ જુએ તો ?

પૌદ્ગલિક કાદવ એવો છે કે નીકળવા જાય તો વધારે ખૂંપે.

સ્ત્રી થાય, પુરુષ થાય એ એક જ માલ.

શુદ્ધાત્મા ને પ્રકૃતિ બેઉ સ્વભાવથી, ગુણધર્મથી જુદા જ છે તેથી

ઓળખાય. સોનું, તાંબું, બધી ધાતુઓ, બધા વાયુઓ જેમ કે હાઈડ્રૉજન, ઑક્સિજન વિ. બધાં એક પુદ્ગલ તત્ત્વ જ કહેવાય.

આ બધા ઍટમ બૉમ્બ છે તે બધા જ જડ તત્ત્વના છે. વાદળાં, વરસાદ, પવન બધું પુદ્ગલ છે અને એનું સંચાલન 'વ્યવસ્થિત' કરે છે.

જેમ ધાતુ અને અધાતુના પારિણામિક ભાવ તદ્દન જુદા જ છે, તેમ આત્મા અને અનાત્માના પારિણામિક ભાવ તદ્દન જુદા જ છે. અનાત્માનો પારિણામિક ભાવ ભારે થવાનો છે ને આત્માનો પારિણામિક ભાવ હલકો થવાનો છે. દેહ છૂટે છે ત્યારે આત્માની સાથે કૉઝલ બોડી જાય છે, તેના પરમાણુઓને કારણે જીવમાં વજન હોય છે. આત્મામાં વજન નથી.

પુદ્ગલ અધોગામી છે ને આત્મા ઊર્ધ્વગામી છે. પુણ્યનું વજન ઓછું ને પાપનું વજન વધારે છે. જેમ પાપ વધે તેમ જીવ નીચે ઉતરતો જાય. પુણ્ય-પાપ શૂન્ય થતાં મોક્ષ થાય.

પુદ્ગલની સત્તા 'વ્યવસ્થિત'ના તાબામાં છે. પુદ્ગલની પોતાની સ્વભાવિક સત્તા નથી એટલે જો 'હું કરું છું' એ કર્તાભાવ ગયો તો કર્મ જેવું કશું ના રહ્યું ! અને એ સ્વરૂપના ભાનમાં આવે ત્યારે જ જાય.

તો પુદ્ગલ કોને આધીન છે ?

સ્વભાવ દશામાં (શુદ્ધ પરમાણુઓ) એ સ્વાધીન છે ને વિભાવ દશામાં (વિભાવિક પરમાણુઓ) સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સને આધીન છે. એટલે પુદ્ગલ પોતે સત્તાવાદી નથી, આત્મા સત્તાવાદી છે.

આત્મા સ્વપરિણામી છે ને દેહ એ પુદ્ગલ પરિણામ છે.

દેહમાં ક્રોધ-માન-માયા-લોભ થાય, હર્ષ-શોક થાય, તેમાં આત્મા તન્મયાકાર ના થાય ને પુદ્ગલના પ્રત્યેક સંયોગોને પરપરિણામ જાણે એને સમ્યક્ ચારિત્ર કહેવાય.

કર્મો તો પરિણામ છે અને નિરંતર નદીના વહેણની જેમ વહ્યા જ કરે છે. પરિણામ છે માટે આત્માને કંઈ જ લેવાદેવા નથી એમાં. ચેતન કોઝિઝ અને ઈફેક્ટસમાં ના હોય. એ બધું પુદ્ગલનું છે.

સર્જન કરવું એ પોતાની (અહંકારની) સત્તા છે ને વિસર્જન કરવું એ પુદ્ગલની સત્તા છે. માટે સવળું સર્જન કરવું.

અવસ્થામાં તન્મયાકાર એટલે સંસાર એટલે જ પુદ્ગલ રમણતા. 'હું આત્મા છું' એ સિવાયનું 'હું ચંદુ છું' ત્યાંથી માંડીને બધું જ પુદ્ગલ રમણતા. આખું જગત આ પૌદ્ગલિક રમણતાવાળું છે, એમાં એક ક્ષણ પણ આત્મા આરાધે તેનો મોક્ષ થયા વગર રહે નહીં.

પુદ્ગલ ખાણું-પીણું અને રમણું છે. ખાણું-પીણું લિમિટેડ છે ને રમણું અનલિમિટેડ છે. આત્મરમણતાથી મોક્ષ છે. પુદ્ગલથી વિરામ પામવું એનું નામ વિરતિ.

ક્રમિક માર્ગમાં સાધનોને જ રમાડ રમાડ કરે. સાધ્ય બાજુએ રહી જાય. શાસ્ત્રો રમાડે, માળા રમાડ રમાડ કરે, આ બધાં પુદ્ગલનાં જ રમકડાં છે. આત્માને એની સાથે કશું લેવાદેવા નહીં. પુદ્ગલ રમણતાથી સંસાર ફળ મળે, મોક્ષ ના મળે.

જે સાધનથી આત્મા પ્રાપ્ત કરવાનો છે, તે પ્રાપ્ત થયા પછી સાધનને છોડવાના છે, પછી આરાધવાના ના હોય ! ચાની તપેલી ઉતારીને સાણસી બાજુએ મૂકવાની, તેને પીવાની નથી.

જે રકમે ગુણ્યું તે જ રકમે ભાગવું પડે તો જ નિઃશેષ આવે. એને જ મોક્ષ કહ્યો.

આખું જગત પુદ્ગલ ચલાવી રહ્યું છે. અતિક્રમણેય પુદ્ગલ કરે છે. પુદ્ગલ જન્મે છે, રાંડે છે, મરે છે, બધું પુદ્ગલ જ છે. આ છે જ્ઞાનીઓની ભાષા ! બાકી, આત્મા મરતોય નથી ને જન્મતોય નથી, (પ્રતિષ્ઠિત) આત્મા જીવે-મરે છે.

પુદ્ગલ એટલે મિશ્રચેતન કે જે ચૈતન્યભાવને પામેલું છે, પાવર ચેતન છે. ચાર્જ થયેલો ચૈતન્ય પાવર બીજા અવતારમાં ગલન થાય છે. આત્માના ઈન્વૉલ્વમૅન્ટ (સહમતિ)થી થાય તે પૂરણ ને પરપરિણતિ થાય તે ગલન છે.

ભ્રાંતિથી લાગે છે કે આત્મા જ બધું કરે છે પણ વાસ્તવિકતામાં

આ બધી જ પુદ્ગલની બાજી છે. ભ્રાંતિ એટલે ભૂલથી આંખ હાથથી દબાઈ ગઈ હોય તો બે દીવા દેખાય ને ?

પુદ્ગલ પુદ્ગલને અથડાય છે, ચેતન ચેતનને કદીય ના અથડાય.

જગતમાં ચાર વસ્તુ છે; સરવાળા, બાદબાકી, ગુણાકાર, ભાગાકાર. સરવાળા-બાદબાકી પુદ્ગલ કરે છે ને ગુણાકાર-ભાગાકાર વ્યવહાર આત્માના છે. રાગ ગુણાકાર, દ્વેષ ભાગાકાર. રાત્રે ઓઢીને મહીં યોજના કરે એ ગુણાકાર.

વિભાવિક આત્માના ગુણાકારથી વિશ્રસાના થાય પ્રયોગસા. પ્રયોગસાથી પછી મિશ્રસા થાય અને મિશ્રસામાંથી ભાગાકાર થાય તેનું વિશ્રસા થાય.

કારણ પરમાણુ - પ્રયોગસા

રૂપક પરમાણુ - મિશ્રસા

પછી ફળ આપીને નિરંતર વિશ્રસા થયા જ કરે.

વિભાવિક આત્માનો સ્વભાવ ગુણાકાર-ભાગાકાર છે. ગુણાકારમાં ભાગાકારનું ને ભાગાકારમાં ગુણાકારનું બીજ પડેલું જ હોય છે. એને જ ઘાલમેલ કહી.

દા.ત.: ૧) ઠંડી લાગી અને સ્વેટર પહેરવાનું મન થયું. સ્વેટર માગ્યું એ ગુણાકાર.

૨) સ્વેટર પહેર્યું એ સરવાળો.

૩) ગરમી લાગી ને સ્વેટર કાઢી નાખવાનું મન થયું એ ભાગાકાર.

૪) સ્વેટર કાઢી નાખ્યું એ બાદબાકી. બાદબાકી સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સના આધારે થાય છે.

દાદાશ્રી કહે છે, 'અમારો ભાગાકાર નિઃશેષ થઈ ગયો છે. હવે કંઈ બાકી ના રહ્યું.'

કાશ્મીરમાં રાત્રે બરફ પડે કે બુદ્ધનું પૂતળું રચાય તે સરવાળો.

સવારે સૂર્ય ઊગે તે ઓગળવા માંડે, તે બાદબાકી થઈ સરવાળાની.

જ્ઞાની હંમેશાં જેના જેના ગુણાકાર થયા હોય, તેના તેના ભાગાકાર કર્યા કરે.

જ્ઞાની પુરુષ બધે જ વીતરાગ હોય. સમાનતા હોય એમને. બધે જ દર્શન કરવા જાય. કોઈ પુદ્‌ગલ પક્ષમાં ના હોય. મારું જૈન પુદ્‌ગલ કે મારું વૈષ્ણવ પુદ્‌ગલ એવું ના હોય. બધે ભાગાકાર કરી સરખું કરી નાખે.

જડની જોમેટ્રી (ભૂમિતિ) તેના થિયરમમાં સૉલ્વ થાય છે, તો આ તારો (મિશ્રચેતનનો) થિયરમ શું સૉલ્વ નહીં થાય ? જડ વ્યવસ્થિત અવળું આપે તો જ્ઞાન આપી જશે ને સવળું આપે તો મઝા છે જ ને ! બન્નેથી લાભ જ છે ને ! કેટલું સિમ્પલ સૉલ્યુશન દાદાશ્રી આપે છે !

આ બધી જ પુદ્‌ગલની કરામત છે ને ઑર્ગેનાઈઝેશન પણ પુદ્‌ગલનું જ છે. આત્માનું તો આમાં કશું છે જ નહીં, તો પછી ડખોડખલ શાને ? સારું-ખોટું કરવાનું ક્યાં રહે જ છે ?

સિદ્ધાંત શું કહે છે ?

પુદ્‌ગલ પુદ્‌ગલને ખાય છે, આત્મા ખાતો નથી. પછી આ ખાવાનું છોડો ને તે છોડો ક્યાં રહ્યું ?

તડબૂચું કાપે તેમાં આત્મા કપાતો નથી. જ્ઞાની તો તડબૂચું કાપતા પહેલા વિધિ કરી શુદ્ધાત્માને બાજુએ બેસાડે.

પુદ્‌ગલ ખાય ને પોતે અહંકાર કરે કે મેં ખાધું.

જે એક પુદ્‌ગલનો સ્વભાવ છે તે સર્વ પુદ્‌ગલનો છે. પુદ્‌ગલ નિજ સ્વભાવમાં જ કાર્યાન્વિત હોય છે. ખાવું-ના ખાવું એ પુદ્‌ગલ-પુદ્‌ગલના આકર્ષણ-વિકર્ષણનો નિયમ છે. જમવા બેસે ત્યારે ગપાગપ ખવાઈ જાય છે, જાણે મહીંથી રાક્ષસ ખાવાનું ના ખેંચતો હોય ! એ મહીંલું પુદ્‌ગલ બાહ્ય પુદ્‌ગલને ખેંચે છે. તેથી જ સ્તો જમવાનું ચાલુ થયા પછી રાહ જોવાય નહીં. કંઈ ને કંઈ ચાટવાનું ચાલુ જ રહ્યું હોય !

ખાનારો જાણે નહીં ને જાણનારો ખાય નહીં. પુદ્ગલ કોઈ દિવસ ધરાય નહીં. એ સદા ભિખારી ને ભિખારી જ રહેવાનું.

જે પુદ્ગલને તરછોડ મારે તે ભવોભવ ભેગું ના થાય. આ ભવે થાય પણ પછી ના થાય. કશાનો તિરસ્કાર ના કરે તો ઘેર બેઠાં બધું મળે તેમ છે, એવો તો આત્માનો વૈભવ છે !!!

ઑર્નામેન્ટલ જગ્યા, ઑર્નામેન્ટલ રસ્તાઓ બધું જુએ એટલે પૌદ્ગલિક મસ્તી ચઢે. એનાથી સંસાર અનંતો થાય.

શ્રીમદ્ રાજચંદ્રે કહ્યું છે કે 'જૈન પુદ્ગલ ભાવ ઓછો થયે આત્મધ્યાન પરિણમશે.'

વૈષ્ણવને વૈષ્ણવ પુદ્ગલ ને જૈનને જૈન પુદ્ગલ મોક્ષે ના જવા દે.

જે આરાધ્યું તે પુદ્ગલની જ આરાધના થઈ ને ! તે જ નડે છે ને ! એ જ આવરણરૂપ બની જાય છે. એટલે જૈન-વૈષ્ણવ એ બધી પૌદ્ગલિક માયા છે. તેનાથી છૂટવાનું છે. વળી ત્યાગીને ત્યાગીનું પુદ્ગલ નડે. ક્ષત્રિય પુદ્ગલ, વૈશ્ય પુદ્ગલ, શુદ્ર પુદ્ગલ, બધાને પોતપોતાનું નડે.

આ બધી પુદ્ગલની જ મસ્તી છે, રાગ-દ્વેષ ના હોય તો. નહીં તો દોષ ચોંટે. બાકી પુદ્ગલ સામસામી લડે છે, પુદ્ગલ મારે છે, આત્મા તેને જુએ. એમાં તન્મયાકાર થયો તો માર પડશે.

જ્યાં જ્યાં દ્વંદ્વ છે, સારું-ખોટું, નફો-તોટો એ લોકોએ ઊભું કરેલું છે. ભગવાનને ઘેર દ્વંદ્વ નથી. ભગવાનની દૃષ્ટિએ તો આ બધું પુદ્ગલ જ છે, પુદ્ગલની મસ્તી કહો કે કુસ્તી કહો.

આપણી ઈચ્છા ના હોય તોય થાય છે એ શું સૂચવે છે ? આ બધું પૂર્વકર્મનો ઉદય, ઉદયનું પોટલું જ છે આ.

આત્મા જાણ્યા પછી શું કરવાનું ? શુદ્ધ થઈને આપણા ઘરમાં બેસી જવાનું. બાકી બધું એની મેળે જ ક્લીયર થઈ જાય. બહારનું વાવાઝોડું એની મેળે જ ટાઢું પડી જાય.

મન-વચન-કાયા ઈફેક્ટ છે, એમાં હાથ ઘાલવાની જરૂર જ નથી.

દેહ પડછાયાની જેમ વળગેલો છે. ભ્રાંતિથી પડછાયાને જ 'હું છું' માને છે. બપોરે બાર વાગે સૂર્ય સમભાવમાં આવે એટલે પડછાયો સમાઈ જાય. એમ સમતામાં આવે એટલે બધું ઊડી જાય.

પુદ્ગલ જોડે એકતા થાય તે પોતાને વિનાશી થવું પડે અને તેનાથી જુદો રહે તો અવિનાશી છે. કર્તાપણાના ભાનથી એક થાય છે.

પુદ્ગલનું સ્વામીપણું છૂટે ત્યાં સ્વસ્વામીપણું અનુભવાય.

વર્તન પુદ્ગલનું છે ને જ્ઞાન આત્માનું છે, માટે વર્તન ને જ્ઞાનને કંઈ લેવાદેવા નથી.

વ્યથા પુદ્ગલની ને તેને જાણનાર આત્મા.

પૌદ્ગલિક રીતે કોઈ જિતેન્દ્રિય જિન થાય નહીં, 'જ્ઞાન' થાય તો જ થવાય.

અતિન્દ્રિય પ્રત્યક્ષ આત્મા થકી છે, ઈન્દ્રિય પ્રત્યક્ષ સંપૂર્ણ પુદ્ગલ થકી જ છે. આ દાદાશ્રીનું જ્ઞાનાવલોકન છે.

તમને જ્ઞેયો પરમાણુ સ્વરૂપે ના હોય, સ્કંધ રૂપે હોય. પૂરણ-ગલન છે બધું. પૂરણ ના દેખાય, ગલન દેખાય.

ભગવાન મહાવીરની દૃષ્ટિમાં શું હોય ?

સતી, વેશ્યા, ચોર, દાનવીર, ડાહ્યો, ગાંડો, બધામાં એક પુદ્ગલ જ જોયું. જેમ ભાતભાતના દાગીનામાં માત્ર સોનું જ જુએ તેમ ભિન્ન ભિન્ન પ્રકૃતિઓમાં બધું પુદ્ગલ જ છે એકસરખું એમ જોવાનું. ખરેખર છેવટે તો માત્ર એક પોતાનું જ પુદ્ગલ જોવાનું છે, બીજાનું નહીં.

જ્ઞાનીનું છેલ્લું પુદ્ગલ હોય. મોક્ષે જનારાઓનું છેલ્લું પુદ્ગલ હોય. તેમનું જે જે પુદ્ગલ હોય તે સર્વ છોડાવનારાં પુદ્ગલ છે.

જ્ઞાનીનો સૂક્ષ્મ દેહનો કયો ભાગ બહાર જાય ? પુદ્ગલનો ભાગ જાય અને તેય પરસત્તા છે.

શુદ્ધ ચેતન સિવાય બધું જ પુદ્ગલ છે.

જ્ઞાની પુરુષનું પુદ્ગલ દિવ્ય હોય અને તેમાંય તીર્થંકરોનું પુદ્ગલ દિવ્યાતિદિવ્ય હોય, આખા બ્રહ્માંડમાં ટૉપમૉસ્ટ હોય !

દાદાશ્રી કહે છે, શાસ્ત્રોમાં પુદ્ગલ શબ્દ છે પણ તેનો યથાર્થ અર્થ સમજવામાં અમે વીસ વર્ષ કાઢ્યાં ! ૧૯૪૫માંય મને નહીં સમજાયેલું. પૂરણ-ગલન અને શુદ્ધાત્મા આટલો જ ભેદ સમજાઈ જાય તો કામ થઈ ગયું.

પાંચ તત્ત્વોને એક પુદ્ગલમાં ઘાલ્યાં અને છઠ્ઠો આત્મા. એટલે આત્મા અને પુદ્ગલ બે જ વસ્તુ છે દરેક શરીરમાં, એની વહેંચણ કરતાં આવડી તો આત્મા જડી જાય ! અને આ વહેંચણ જ્ઞાની કૃપા વિના શીદને શક્ય બને ?

## [૧૧] પુદ્ગલ ભાવ !

પુદ્ગલ ભાવ કોને કહેવાય ?

રસ્તામાં જલેબી તાજી તળાતી જોઈને મહીં ખાવાનો ભાવ એની મેળે જ ઉત્પન્ન થઈ જાય ને ! એને પુદ્ગલ ભાવ કહેવાય. ભાવ માત્ર પુદ્ગલ કહેવાય, આત્માનું કંઈ નહીં એમાં.

ઈચ્છાપૂર્વકની વૃત્તિને ભાવ કહેવાય.

ભાવો બે પ્રકારના છે. એક પુદ્ગલ ભાવ અને બીજા વ્યવહાર આત્માના ભાવો. મન-વચન-કાયાના તમામ ભાવો એ પુદ્ગલના ભાવો, જેમ કે મને આ ભાવે છે, આ ગમે છે. તેના પરથી વ્યવહાર આત્મા પોતાના ભાવો કરે છે, જેનાથી સંસાર ઊભો થાય છે.

સોનાના ભાવ તાંબામાં ના હોય ને તાંબાના સોનામાં ના હોય, બેઉ જુદા જ છે. તેમ મન-વચન-કાયાના તમામ ભાવો એ પુદ્ગલ ભાવો છે, તે ચેતનના ભાવો નથી. બેઉ જુદા જ છે. આ પુદ્ગલના તમામ ભાવો પૂરણ-ગલન સ્વભાવના છે.

જ્યાં સુધી પુદ્ગલ ભાવ નષ્ટ ના થાય ત્યાં સુધી શુદ્ધાત્મા ના થવાય.

અજ્ઞાન દશામાં મિશ્રચેતનને પોતે ચેતન માને છે.

રાગ-દ્વેષ થવા એ 'આપણો' ધર્મ અને ભાવ-અભાવ થવો એ પુદ્ગલનો ધર્મ. ભાવ-અભાવ વ્યવસ્થિતને આધીન છે, પણ 'આપણે' તેને 'જોવાનું' ફક્ત. અને ડખલ કરીએ તો એ ઊભા રહેશે, નહીં તો જોવાથી જતા રહેશે. ભાવો કહે છે, 'અમે અમારા પૂરણ-ગલનના રસ્તે અને તમે વીતરાગતાના રસ્તે ચાલવા માંડો !' તો બન્ને છૂટા પડી જાય. વીતરાગ થવાની જરૂર છે.

ભેદજ્ઞાન હોય તેને આ પુદ્ગલ ભાવ છે ને આ આત્મ ભાવ છે એમ નિરંતર દેખાય. સારા-ખરાબ વિચારો એ પુદ્ગલ ભાવ છે બધા. આત્માને એમાં કંઈ લેવાદેવા નથી. વિચારો જ્ઞેય ને 'પોતે' જ્ઞાતા છે.

મહીં જડ ભાવો, પ્રકૃતિ ભાવો કૂદાકૂદ કરે, તેને આપણે સાંભળવા ના જોઈએ. લેપાયમાન ભાવો એ જડના ભાવો છે, તેનાથી 'હું' (આત્મા) સર્વથા નિર્લેપ જ છું. લેપાયમાન ભાવો એ મારું સ્વરૂપ નથી, જડનું છે.

આખું જગત જડ ભાવોથી મૂંઝાયેલું છે. જડ ભાવો તો જ્ઞાનીનેય કૂદાકૂદ કરે. પણ જ્ઞાની એને ઓળખી ગયેલા હોય, એટલે એને ગાંઠે નહીં.

ધરતીકંપનું દશ્ય જોયું હોય, અનુભવ્યું હોય, તેને મહિનાઓ કે વર્ષો સુધી એ ચિત્રપટ ખસે નહીં. એ લેપાયમાન ભાવો છે. જ્ઞાન હોય તે છૂટું પાડી શકે, ડરવાની જરૂર નહીં.

દાદાશ્રી કહે છે, 'અમનેય સત્સંગમાં કોઈ હેરાન કરતો હોય બધાને તો મહીં થાય કે નાલાયક છે, ખરાબ છે.' એવું તોફાન મહીં થાય પણ પછી અમે કહીએ કે 'એ તો ઉપકારી છે', તો મહીં બધું ચૂપ થઈ જાય. નાલાયક કહ્યું, નેગેટિવ કહ્યું કે મહીં કૂતરાં (પુદ્ગલ ભાવો) ભસાભસ કરશે.

સામાને આપણે દોષિત કહીએ ત્યારે આપણી ઈચ્છામાં એ દોષિત છે એવું લાગે ત્યારે જ લેપાયમાન ભાવો બધા ફરી વળે. અને આપણે કહીએ, 'ના, એ તો બહુ સારા માણસ છે, ઉપકારી છે' એટલે બધું બંધ

થઈ જાય. આ વિજ્ઞાનમાં જે સફળ થઈ ગયો પછી તેને પ્રારબ્ધ પણ ચારી આપ્યા જ કરે. કો'ક જ ફેરો વાંકુંચૂકું ચાલે. આખો સિદ્ધાંત સિદ્ધ ના થાય ત્યાં સુધી સ્વપુરુષાર્થ, સ્વપરાક્રમ ઘટે. જ્યારે કંઈ મહીં બગડે, લોકોના દોષ દેખાવાના ચાલુ થાય તો સમજી જવું કે પેલા જડ ભાવો મૂંઝવી રહ્યા છે.

એક જડ ભાવ ને એક ચેતન ભાવ એમ બે છે. જડ ભાવને લઈને સહી આપણી થઈ જાય તો દોષ બંધાય, નહીં તો કશું જ નહીં. બીજા શબ્દમાં ચેતન ભાવ ભળે તો દોષ બંધાય. આટલું જ સમજી ગયો તે પાર ઉતરી ગયો.

ચેતનમાં જ્ઞાતા-દ્રષ્ટા ભાવ છે અને બીજા અનેક ભાવ છે જે અગુરુ-લઘુ છે. જ્યારે ગુરુ-લઘુ સ્વભાવ એ વિભાવિક પુદ્ગલનો ગુણ છે.

'મેં કર્યું' એ જડ ભાવો છે. મેં સામાયિક કરી, પ્રતિક્રમણ કર્યું, જપ-તપ કર્યાં, એ બધા જડ ભાવો છે.

આ જડ ભાવો છે અને આ ચેતન ભાવો છે, એવી ભેદપૂર્વકની શ્રદ્ધા બેસે, એવું એક કિરણ ફૂટે, ધારણ કરે, તેને સમ્યક્ત્વ કહ્યું.

## [૧૨] પુદ્ગલ અને આત્મા !

આત્માનું વજન ખરું ?

મૂળ આત્માનું વજન ના હોય પણ વ્યવહાર આત્માનું વજન થઈ શકે. મૂળ આત્માની સાથે બીજા પરમાણુ હોય તે પરમાણુનું વજન એને વ્યવહાર આત્માનું વજન મનાય છે.

મૂળ દૃષ્ટિ બદલાયા સિવાય જે કંઈ પણ કરવામાં આવે તે બંધન છે.

પરમાણુ ને આત્મા એકબીજાથી સ્વતંત્ર છે, કોઈનો કોઈના પર પ્રભાવ નથી. પરમાણુઓથી ભગવાન બંધાયા છે.

દાદાની ભાષામાં પુદ્ગલ આત્માને વળગ્યું છે, આત્મા પુદ્ગલને

નહીં. છ તત્ત્વોથી ઊભું થયેલું પુદ્‌ગલ જ આત્મા માટે જેલ છે.

દાદાશ્રી આ બધું કેવળજ્ઞાનમાં જોઈને કહે છે.

ભક્તિ કોણ કરે છે ? પુદ્‌ગલ. પુદ્‌ગલનો સ્વભાવ જ છે કે બ્રહ્મની સામે બ્રહ્મ લટકાં કરે. ભક્તિથી આવરણ તૂટે ને દેખાય.

ચેતનની ભક્તિ પુદ્‌ગલ ક્યારે કરી શકે ? ચેતન પ્રાપ્ત થયા પછી. ચેતન પ્રાપ્ત કરેલાની ભક્તિથી ચેતન પ્રાપ્ત થાય.

શુદ્ધ ચેતન અનઈફેક્ટિવ છે અને પુદ્‌ગલ જ ઈફેક્ટિવ છે સદા. પણ એ પૌદ્‌ગલિક ઈફેક્ટમાં 'હું'પણાનો આરોપ કોઝિઝ ઉત્પન્ન કરે છે. તેની પછી ઈફેક્ટ આવે છે.

ચાલતાં ચાલતાં માથાના વાળ ઊડે તો તે શું આપણને હરકત કરે ? તેમ સંસારનાં પુદ્‌ગલો 'આપણને' હરકત કરતાં નથી.

પરાઈ ચીજના સ્વામી થઈ બેઠા છે, તેથી દુઃખોનો પાર નથી. પોતાની ચીજના સ્વામી થાય તે આખા બ્રહ્માંડના સ્વામી થાય.

શુદ્ધ ઉપયોગપૂર્વક આહાર લે તો આહાર ને 'હું' બન્ને જુદા રહે. પણ 'મેં ખાધું' કહે તેથી વિષ નંખાય છે.

શુદ્ધાત્માનું સુખ ચાખ્યા પછી આ બધા પુદ્‌ગલના સુખો લીમડા જેવા કડવા ઝેર લાગવા જોઈએ. જ્યાં સુધી મીઠાશ જાય નહીં ત્યાં સુધી છૂટાય નહીં.

ત્યાગવાની કેટલી વસ્તુઓ છે ? અનંતી. 'હું'ને વોસરાવાનું હતું તેને બદલે સચોડો આત્મા જ વોસરાવી દીધો ! શી દશા થાય ?

પુદ્‌ગલ સ્વભાવથી જ ચંચળ છે ને આત્મા અચળ છે.

જેટલી ચંચળતા વધે તેટલો પુદ્‌ગલ તરફ જાય ને આત્માથી દૂર થાય. પાંચેય ઈન્દ્રિયો ને મન પુદ્‌ગલનાં બનેલાં છે. તે જીત્યા જીતાય એવાં નથી. એ બધા જ્ઞેય બને ને પોતે જ્ઞાતા થાય ત્યારે જિતેન્દ્રિય જિન થાય. પહેલા જે (પ્રતિષ્ઠિત આત્મા) જ્ઞાતા બની બેઠો હતો, તે જ્ઞેય થઈ જાય ને મૂળ આત્મા જ્ઞાતા બની જાય, ત્યારે કામ થાય.

પુદ્‌ગલને જ જાણવું ને સમજવું એનું નામ જ્ઞાતા.

જે આત્માને જાણે તે પુદ્‌ગલને જાણે. બેમાંથી એક જાણે તો બીજું જણાઈ જાય સ્વયં. 'હું કોણ છું' જાણે તો આખું પુદ્‌ગલ બાકીનું જણાઈ જાય. ક્રમિકમાં આત્મા જાણવો બહુ મુશ્કેલ છે. છેલ્લા અવતારમાં આખોય આત્મા જણાય. અક્રમમાં તો બે કલાકમાં જ આત્મા જણાઈ જાય છે. પછી બાકી રહેલું નિકાલી.

જ્ઞાનીની વાણી નિમિત્તાધીન હોય. દરેકને તેની સમજ શક્તિ પ્રમાણે જુદી જુદી રીતે સમજાવવું પડે.

પુદ્‌ગલને લઈને આત્માનું અજ્ઞાન થયું છે અને પાછું પુદ્‌ગલને લઈનેય જ્ઞાન થાય છે. આધાર જ છે પુદ્‌ગલનો.

આત્મા નિરંતર સ્થિર જ છે. જ્ઞાન પછી પુદ્‌ગલને ભગવાન કહેવું પડે એવું સ્થિર થઈ જાય છે. કોઈ પણ સંજોગોમાં કંપાયમાન થાય નહીં.

છેવટે તો પુદ્‌ગલને નિષ્ક્રિય થઈ જવાનું છે, આત્માની જેમ. આત્માનુભવ થયા પછી પુદ્‌ગલ નિષ્ક્રિય થઈ જાય.

કેવળીનો ફોટો પડે ત્યારે જાણવું કેવળી થયા. એટલે કે પુદ્‌ગલેય કેવળી થાય ત્યારે મોક્ષ થાય. આત્મા તો કેવળી છે જ પણ 'પોતાની' સમજણમાં કેવળી થવો જોઈએ.

કેવળી ભગવાનમાં કર્તાભાવ જ નથી. મન-વચન-કાયા જોડે તેમને કંઈ પણ લેવાદેવા જ નથી. તદ્દન જુદા જ રહે તેનાથી.

જ્ઞાની આત્મસ્વભાવના જ રક્ષક હોય, પુદ્‌ગલના નહીં.

**- ડૉ. નીરુબેન અમીન**

# અનુક્રમણિકા

## ખંડ - ૧ : છ અવિનાશી તત્ત્વો !

### [૧] અવિનાશી તત્ત્વોથી રચાયું વિશ્વ !



### [૨] આત્મા, અવિનાશી તત્ત્વ !



### [૩] ગતિસહાયક તત્ત્વ - સ્થિતિસહાયક તત્ત્વ !



### [૪] કાળ તત્ત્વ !

## [૫] આકાશ તત્ત્વ !

### (૧) આકાશ અવિનાશી તત્ત્વ !



### (૨) સ્પેસની અનોખી અસરો !



### (૩) રહસ્ય, જુદા જુદા મુખડા તણાં !



## [૬] સંસાર એટલે છ તત્ત્વોની ભાગીદારીનો ધંધો !

## ખંડ-૨ : પરમાણુ, અવિનાશી દ્રવ્ય !

### [૧] પરમાણુનું સ્વરૂપ !



### [૨] પુદ્ગલ પરમાણુના ગુણો !



### [૩] ક્રિયાવતી શક્તિ !



### [૪] પુદ્ગલ, પ્રસવધર્મી !



### [૫] પ્રયોગસા - મિશ્રસા - વિશ્રસા !

## [૧૧] પુદ્ગલ ભાવ !



## [૧૨] પુદ્ગલ અને આત્મા !



❖❖❖❖❖

# આપ્તવાણી

## શ્રેણી-૧૪ ભાગ-૨

## ખંડ - ૧

## છ અવિનાશી તત્ત્વો !

## [૧]

## અવિનાશી તત્ત્વોથી રચાયું વિશ્વ !

### ઉત્પત્તિ થઈ, વિજ્ઞાનથી !

**પ્રશ્નકર્તા :** જીવાત્મક, પુદ્‌ગલ પરમાણુ વગેરે છ દ્રવ્યનો પરિચય તત્ત્વખંડ દર્શનમાં આપીને એના સંયોગ તથા વિભાગ, સૃષ્ટિની અસીમ આકૃતિતતા અનાદિ અનંતનું પ્રતિપાદન કરે છે. એ સંયોગ અને વિભાગની વાત સમજાવો.

**દાદાશ્રી :** એટલે તત્ત્વખંડ દર્શનમાં શું બતાવે છે કે આ છ દ્રવ્યો નિરંતર પરિવર્તનશીલ છે. એટલે આ જગત બધું ઊભું થાય છે, સંયોગ-વિયોગથી. એટલે સૃષ્ટિની અસીમ આકૃતિતતા એટલે એનો કોઈ બનાવનાર હોવો ન જોઈએ.

**પ્રશ્નકર્તા :** સંયોગ જે શબ્દ વાપર્યો ને અને વિયોગ નથી મૂક્યો, વિભાગ મૂક્યો છે. વિભાગ શબ્દ જરા સમજાવો. સંયોગને તમે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ કહ્યો, પણ વિભાગ ?

**દાદાશ્રી :** નિર્જરા થઈ એ વિભાગ છે બધો. જે વિભાજ્ય થઈ

જાય, તે સૃષ્ટિની અસીમ આકૃતિતતા એટલે વિભાગ કરવા માટે છે તે તેમાં કોઈની જરૂર નથી. સંયોગ કરવા માટે કોઈની જરૂર નથી, એની મેળે થયા જ કરે છે આ. એટલે અનાદિ અનંત પણ પૂરવાર થાય છે.

**પ્રશ્નકર્તા :** સમગ્ર સૃષ્ટિ વિજ્ઞાન પર નિર્ભર છે, આપ આમ કહો છો તો વિજ્ઞાનનો રચનાર કોણ ?

**દાદાશ્રી :** વિજ્ઞાનનો રચનાર કોઈ હોય નહીં. વિજ્ઞાન એટલે આ છ તત્ત્વો ઉપર આ જગત રચાયેલું છે.

**પ્રશ્નકર્તા :** સમગ્ર સૃષ્ટિના અણુ અણુમાં વૈજ્ઞાનિક ગુણધર્મો સમાયેલા છે, તો તે દરેક અણુમાં ચોક્કસ ગણતરીપૂર્વકના ગુણધર્મો કોણે મૂક્યા ?

**દાદાશ્રી :** કોઈ મૂકનાર નથી એનો, સ્વભાવિક(સ્વાભાવિક) છે. મૂકનાર હોય તો તો કો'ક ડફોળ ઊભો થયો. તે આપણને બધાને મોક્ષમાં જ ના જવા દે.

એટલે કોઈએ કર્યું જ નથી. છે, છે ને છે, હતું, હતું ને હતું અને રહેશે રહેશે ને રહેશે જ. આ અનાદિ છે અને અનંત છે. એટલે છે, છે ને છે. કારણ કે જે સનાતન વસ્તુને આપણે 'થયું હતું' એવું બોલીએ, તે આપણી ભૂલ થાય છે. આ વિનાશી વસ્તુને કહેવાય કે આ થયું હતું.

ધેર આર સિક્સ પરમેનન્ટ્સ, એ પરમેનન્ટને તો થવાનું કે ના થવાનું રહેતું જ નથી. થવાનું-ના થવાનું એ કોની શોધખોળ છે ? ત્યારે જે પોતાની જાતને વિનાશી માને છે, એ વિનાશી તત્ત્વો જો જો કર્યા કરે. જે અવિનાશી છે એ અવિનાશી જો જો કર્યા કરે છે. એવી બન્નેય જાતની દૃષ્ટિ છે.

**પ્રશ્નકર્તા :** એક વસ્તુ ખ્યાલ ના આવ્યો. આપે કીધું, જગત કાળથી અનાદિ છે પણ એની ઉત્પત્તિનું મૂળ કારણ તો કંઈક હોવું જોઈએ ?

**દાદાશ્રી :** આ બધું વૈજ્ઞાનિક રૂપે ઊભું થયેલું છે. ખરી રીતે શું છે આ જગતમાં એ જાણવું જોઈએ. ખરી રીતે છ તત્ત્વો આ જગતમાં છે, એ અવિનાશી તત્ત્વો છે અને આ બધું આંખે રૂપી દેખાય છે, એ એની અવસ્થાઓ દેખાય છે. તત્ત્વ અવિનાશી હોય અને તત્ત્વની અવસ્થાઓ માત્ર વિનાશી હોય. એટલે આ બધું સમજાય નહીં, તે પછી લોકોએ ઠોક્યું કે આનો ક્રિયેટર ભગવાન છે. ક્રિયેટર એ વાત નાના બાળકો માટે છે, નહીં કે સમજદાર માણસો માટે. વાસ્તવિકતામાં ક્રિયેટર નથી.

**પ્રશ્નકર્તા :** તો કુદરતે સૃષ્ટિ રચી હોય એવું છે ?

**દાદાશ્રી :** કુદરતે રચી નથી, કુદરતી રીતે થઈ છે. આ જગત કેવી રીતે ઊભું થયું છે, એ બધું અમને અમારા જ્ઞાનમાં દેખાય.

એટલે ભગવાને બનાવી નથી આ દુનિયા. આ દુનિયા ભગવાને બનાવી હોય તો ભગવાનનો ધંધો શું હોય ? બનાવ્યું હોય પછી શું કરે ? બેસી રહે ?

**પ્રશ્નકર્તા :** ભગવાને નથી બનાવી અને ભગવાન વગર બની પણ ના શકે.

**દાદાશ્રી :** એ તો નૈમિત્તિક વાત છે. પોતાના હક્કથી નથી થયેલી. નિમિત્ત ભાવથી આ બધું કર્તા છે. સ્વતંત્ર ભાવથી કોઈ કર્તા નથી. આ દુનિયા કોઈએ બનાવી નથી અને બનાવ્યા સિવાય બની નથી, એનો અર્થ એટલો છે કે નિમિત્ત ભાવથી છે. અને નિમિત્ત કર્તા નહીં હોવાથી આનો કોઈ કર્તા નથી.

**પ્રશ્નકર્તા :** કર્તા ને અકર્તા બન્ને નથી અને બન્ને છે જ ?

**દાદાશ્રી :** હા, સાપેક્ષ ભાવ છે. એટલે અમુક અપેક્ષાએ, અજ્ઞાન અપેક્ષાએ કર્તા પણ છે અને જ્ઞાન અપેક્ષાએ કર્તા નથી એ.

આ છ ઈટર્નલ તત્ત્વોનું આ જગત ઊભું થયેલું છે અને ખરેખર તો ઊભું થયેલું નથી, છે જ કાયમનું, અનાદિ-અનંત છે જ. સાતમું

ઈટર્નલ છે નહીં આ જગતમાં. આ છ તત્ત્વોનું ભેગું થયેલું સ્વરૂપ આ જીવમાત્રમાં છે. જેટલા જીવ હોય, એમાં છ વસ્તુ હોય જ.

આ જગતમાં છ તત્ત્વો છે, તે વસ્તુ રૂપે રહ્યા છે. તે પોતાના વસ્તુત્વના સંપૂર્ણ સ્વભાવમાં રહે છે. આ છ વસ્તુના સંમેલનથી જગત આખું ઊભું થયું છે. આ જગતને બુદ્ધિવાળો ક્યાંથી સમજી શકે ?

## ન પહોંચે ત્યાં બુદ્ધિ !

તત્ત્વ ઈન્દ્રિયગમ્ય ના હોય, તત્ત્વ જ્ઞાનગમ્ય હોય. એટલે આ બીજી બધી અવસ્થાઓ દેખાય છે ને અવસ્થાઓ વિનાશી હોય. એટલે 'આપણે' વિનાશી જ જોતા આવ્યા છીએ ને વિનાશી જ અનુભવમાં લાવેલા છીએ. એટલે આપણી જાતને આ બધું વિનાશી જ લાગે છે.

**પ્રશ્નકર્તા :** એની પાછળ કંઈ સમજણ તો મળવી જોઈએ કે આ કેવી રીતે થયું ? શાશ્વત એટલે શું ?

**દાદાશ્રી :** સનાતન.

**પ્રશ્નકર્તા :** દાદાજી, આપે દાખલો આપ્યો'તો કે આ સર્કલમાં બિગિનીંગ શું અને એન્ડ શું ? ઉપમા આપવાથી પ્રશ્નનો નિવેડો આવતો નથી.

**દાદાશ્રી :** ના આવે એ વાત ખરી છે. પણ વસ્તુસ્થિતિમાં આ જગત છે તે તત્ત્વોથી છે. મનુષ્યો જોઈ શકે છે એ અવસ્થાને જ જોઈ શકે છે, તત્ત્વ જોઈ શકતાં નથી. એટલે અવસ્થામાં રહીને તત્ત્વની વાત કરે છે, એ પહોંચી શકે નહીં વાત. એ તો તત્ત્વમાં પેસીને તત્ત્વની વાત કરે તો પહોંચી શકે. એટલે 'પોતે' ઈટર્નલ થઈને ઈટર્નલની વાત કરે, તો પહોંચી શકે.

**પ્રશ્નકર્તા :** તમે હજુ પેલાં છ તત્ત્વો કહ્યાં નહીં.

**દાદાશ્રી :** હા, હું કહું છું. ચેતન (આત્મા), જડ (પુદ્ગલ પરમાણુ રૂપે), ગતિસહાયક, સ્થિતિસહાયક, કાળ, આકાશ. બસ, આ

છ અવિનાશી તત્ત્વો છે આ જગતમાં. થીયરી ઑફ રિલેટિવિટી સાયન્ટિસ્ટો જ્યારે ઓળંગશે ત્યારે જ આ વાત સમજમાં આવશે. રિલેટિવિટીની થીયરી આખી ઓળંગે ત્યારે ત્યાં આગળ બિગિનીંગ ઑફ રિયાલિટી (રિયાલિટીની શરૂઆત) થાય છે.

**પ્રશ્નકર્તા :** એ થીયરી ઑફ રિયાલિટી શું છે ?

**દાદાશ્રી :** ત્રણ જ થીયરી જાણવાની છે. પણ આગળ પછી ત્યાં એને માટે વાણી જ નથી હોતી. હું સમજાવી શકું ખરો, પણ મૂળ વસ્તુ તમે જ્યારે જાણશો ત્યારે જ સમજાશે, એટલે ત્યાં આગળ આ છ તત્ત્વો રહેલાં છે. છ તત્ત્વો ને આ (જગત) કેવી રીતે આમ ચાલી રહ્યું છે ને ભગવાન શું કરી રહ્યા છે ને બધું ત્યારે જણાશે.

આ થીયરી ઓફ રિલેટિવિટી ઓળંગી ગયો તો રિલેટિવ ક્રોસ (પૂરું) થઈ જાય ને રિયલની શરૂઆત થાય. આ તો હજુ થીયરી ઑફ રિલેટિવિટીમાં જ ફર્યા કરે છે, એથી આગળ ખસ્યા નથી. એટલે એટલું જાણવાની જરૂર છે અને તમારે જો અનવેલ્ડ (વ્યક્ત) કરવો હોય આત્મા, તો આવીને તમે સમજો ને પછી એકવાર તમેય થઈ શકશો ત્યાં આગળ.

ધેર આર થ્રી થીયરી; થીયરી ઑફ રિલેટિવિટી, થીયરી ઑફ રિયાલિટી એન્ડ ધી એબ્સૉલ્યૂટિઝમ થીયરી. તે એબ્સૉલ્યૂટમાં રહીને વાત કરીએ છીએ, આ રિયાલિટીની !

**પ્રશ્નકર્તા :** હું પોતે જે ભણ્યો છું ને જે જાણું છું એ હું ભણાવું છું મારા વિદ્યાર્થીઓને. પણ વિદ્યાર્થીઓને એ મારી જે સમજમાં છે એ એમની સમજમાં આવે એટલા માટે મારે એમનાં લેવલ ઉપર પહેલું જવું પડે છે અને પછી આસ્તે આસ્તે એમને ઉપર લાવવા પડે છે.

**દાદાશ્રી :** યસ, યસ, રાઈટ.

**પ્રશ્નકર્તા :** તો એ પછી મારી કક્ષાએ આવી શકે કે મારાથી પણ ઉપર જઈ શકે. તો તમે એવું નીચે આવીને અમને ઉપર નથી

લઈ જઈ શકતા ?

**દાદાશ્રી :** ત્યાં (રિયાલિટીમાં) ભાષા નથી રહી. રિયાલિટીમાં ભાષાથી તમને સમજાય ખરા, પણ તમને એબ્સૉલ્યુટ બતાવી શકે નહીં એ. અત્યાર સુધી મેં આ નીચે ઉતરીને જ વાત કરી છે તમારી જોડે.

**પ્રશ્નકર્તા :** રિયાલિટી વિષે કંઈ પણ રસ જાગે એવું થોડું કહો.

**દાદાશ્રી :** બાય રિયલી સ્પિકીંગ, ધેર આર સિક્સ ઈટર્નલ એલિમેન્ટસ્ ઈન ધીસ વર્લ્ડ. બાય રિલેટિવલી સ્પિકીંગ, ધેર આર ઑન્લી ફેઝીઝ, નો ઈટર્નલ એલિમેન્ટ.

**પ્રશ્નકર્તા :** એટલે રિલેટિવ ફરી કહો, રિલેટિવમાં શું કહ્યું તમે? રિલેટિવમાં ફેઝીઝ છે ?

**દાદાશ્રી :** રિલેટિવમાં ફેઝીઝ છે અને આ રિયલમાં ઈટર્નલ છે. ધેર આર સિક્સ ઈટર્નલ એલિમેન્ટસ. વર્લ્ડની ઑરિજિનાલિટી આ છે. વર્લ્ડમાં શું છે ઓરિજિનમાં ? તો આ છે, એથી આગળ કશું છે નહીં.

## રિયલ અને રિલેટિવ !

જે સનાતન હોય એને જ રિયલ કહેવામાં આવે છે અને એમના ભેગા થવાથી મિક્ષ્ચર સ્વરૂપે જે બધું ઊભું થયું એ રિલેટિવ.

**પ્રશ્નકર્તા :** રિયલ ને રિલેટિવ શું છે ? તે બે કયું ને તે બેને શું સંબંધ છે? લિંક શું ?

**દાદાશ્રી :** રિયલ પરમેનન્ટ વસ્તુ છે. હવે છમાં શુદ્ધ ચેતન પરમેનન્ટ છે ને બીજા પાંચ જે પરમેનન્ટ છે, એમાં ચેતન ભાવ નથી. બીજા અનંત પ્રકારના ગુણધર્મો છે. તે બધાના ગુણધર્મોને લઈને આ રિલેટિવ ભાવ ઉત્પન્ન થયો છે ખાલી. આત્મા તો નિરંતર આત્મા જ રહે છે. આ ગધેડામાં, કૂતરામાં, દરેકમાં આત્મા ચેતનરૂપે જ રહે છે, નિરંતર. ક્ષણવારેય બદલાયો નથી, ફક્ત બિલીફ રોંગ થાય છે.

**પ્રશ્નકર્તા :** રિયાલિટી એ રિયલનું આવિર્ભાવ છે આ ?

**દાદાશ્રી :** હા, એ આવિર્ભાવ જ છે. બીજું કંઈ છે જ નહીં.

## વાસ્તવિકતામાં દેખાય પરમેનન્ટપણું !

**પ્રશ્નકર્તા :** એ વાસ્તવિકતામાં જે દેખાય, એમાં શું દેખાય ?

**દાદાશ્રી :** પરમેનન્ટપણું. આ જગતમાં રિલેટિવ ટેમ્પરરીપણું બતાડે છે.

**પ્રશ્નકર્તા :** આ બધું ટેમ્પરરી દેખાય છે.

**દાદાશ્રી :** હવે પરમેનન્ટ દેખાતું નથી. જ્ઞાની પુરુષ જ્ઞાન આપે ત્યારે પોતાની દૃષ્ટિ પરમેનન્ટને જોઈ શકે, બધી જ વસ્તુ. હવે પરમેનન્ટ એકદમ જોવાય નહીં. પણ 'પોતે' પરમેનન્ટ થયો એટલે ધીમે ધીમે ધીમે પરમેનન્ટ દેખાતું જાય પછી. તે છેવટે આ પરમેનન્ટમાં છે કેટલું? છેવટે આ છ તત્ત્વો છે, એ જ દેખાય. આ તમારે (આ જ્ઞાન લીધા પછી) એક ચેતન એકલું જ દેખાય અત્યારે. પુદ્ગલ પરમાણુ ક્યારે દેખાય ? કેવળજ્ઞાન થાય ત્યારે. પણ આ માર્ગ મૂળ અવિનાશી તત્ત્વ જોવાનો છે.

થીયરી ઑફ રિયાલિટી તત્ત્વને સ્પર્શ કરે છે. કોઈ સંતો-મહંતો તત્ત્વથી ભગવાન શું છે તે સમજતા નથી. તેઓ તેમના વિચાર અને કલ્પનાથી જ સમજે છે.

## નથી કોઈ કંટ્રોલર એમનો !

**પ્રશ્નકર્તા :** આ તત્ત્વો જે કહ્યાં આપે, એના ઉપર કોઈનો પણ કંટ્રોલ ખરો ?

**દાદાશ્રી :** આ જગતની ઉપર કોઈનો કંટ્રોલ છે જ નહીં, બધાં સ્વતંત્ર છે. આત્મા આનાથી બિલકુલ છૂટો જ છે.

**પ્રશ્નકર્તા :** જો છ એ છ સ્વતંત્ર રીતે, અલગ અલગ, છૂટાં

છૂટાં, ભિન્ન ભિન્ન હોય તો અંદર અંદર એમની આંતર ક્રિયા કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** હા, એ જ જોવાની જરૂર છે.

આ વર્લ્ડનો કોઈ માલિક નથી, ચલાવનારો નથી, છતાં તેની નિયતિ છે. સૂત્રધાર વ્યવસ્થિત શક્તિ છે, તેય પાછી જડ શક્તિ છે.

**પ્રશ્નકર્તા :** આ શક્તિ જડ છે, એવું કોણે જાણ્યું ?

**દાદાશ્રી :** જે પોતે આત્મા થાય, જ્ઞાતા-દ્રષ્ટા થાય, તેણે. આત્મા પોતે જ બધું જાણનારો છે. જડમાં પણ અપાર શક્તિ છે.

**પ્રશ્નકર્તા :** પહેલું ચેતન કે જડ ?

**દાદાશ્રી :** પહેલું-છેલ્લું ન હોય. બધાં સાથે મળીને સમુચ્ચય થાય છે.

પહેલું ને છેલ્લું તપાસ કરવા જશો તો અનંત અવતાર ફરવું પડશે. મોક્ષે ન જવાય. સાપનેય દરમાં જતાં સીધું થવું પડે.

એ તત્ત્વોને કંટ્રોલ કરવાની જરૂર જ નથી રહેતી. એ છ તત્ત્વો ઈટસેલ્ફ પોતાની જાતે જ ફરી રહ્યાં છે. સંસાર એટલે સમસરણ. સમસરણ એટલે વસ્તુઓ નિરંતર પરિવર્તન થયાં કરે. સ્વભાવિક રીતે, કોઈને કરાવવાની જરૂર નથી. જો આનો કોઈ ચલાવનારો હોત ને તો તો આપણો દમ કાઢી નાખત ! કોઈ ઉપરી જ નથી આનો, કોઈ માલિક જ નથી, આનો કોઈ બનાવનારો જ નથી. આ જગત આખું વિજ્ઞાનથી ઊભું થયેલું છે અને હું જાતે જોઈને બોલું છું. હું જાતે એની જવાબદારી લઉં છું કે કોઈ બનાવનાર નથી.

## દરેક તત્ત્વો સંપૂર્ણ સ્વતંત્ર !

**પ્રશ્નકર્તા :** છ તત્ત્વો છે એમાં આત્મા સિવાયના પાંચ તત્ત્વો છે એનું સ્વતંત્ર અસ્તિત્વ છે ?

**દાદાશ્રી :** હા, જેટલું આત્માનું સ્વતંત્ર અસ્તિત્વ છે એટલું જ પાંચ તત્ત્વોનું છે. બધાંય તત્ત્વો સંપૂર્ણ સ્વતંત્ર છે.

**પ્રશ્નકર્તા :** આત્માની અપેક્ષાએ છે કે સ્વતંત્ર હોય છે બીજા પાંચ તત્ત્વો ?

**દાદાશ્રી :** એ સ્વતંત્ર છે બધાં, બિલકુલ સ્વતંત્ર છે. કોઈ કોઈને લેવાય નહીં ને દેવાય નહીં અને અત્યારે પણ સ્વતંત્ર, એને કશી લેવાદેવા નથી. આત્મા કોઈના તાબામાં નથી, કોઈ આત્માના તાબામાં નથી.

**પ્રશ્નકર્તા :** પણ આત્મા અક્રિય છે, આત્મા કંઈ કરતો નથી ?

**દાદાશ્રી :** હા, બિલકુલ અક્રિય છે.

**પ્રશ્નકર્તા :** કંઈ કર્યું નથી, તો એને પુદ્‌ગલનો સંજોગ કેવી રીતે થયો ?

**દાદાશ્રી :** પુદ્‌ગલમાં જ રમે છે આ. આ બધાં છ તત્ત્વો ભેગાં જ છે. પણ કોઈ તત્ત્વ એકબીજામાં પ્રવેશ નથી પામતું, જુદાં જ છે. કોઈ તત્ત્વ કોઈ તત્ત્વની પર અસર કરી શકતું નથી.

એમાં ફક્ત ભેદ શું છે કે બીજા પાંચેય તત્ત્વોમાં ચેતન ભાવ નથી અને આત્મામાં ચેતન ભાવ છે. આત્મા એકલાને ઈનામ મળે એવું નથી. પાછું તે દરેકનો વિશેષ ગુણધર્મ છે કે જે બીજાનામાં નથી. બીજામાં નથી એવો વિશેષ ચેતન ગુણધર્મ આ આત્મામાં છે. પુદ્‌ગલ પરમાણુમાં જુદો વિશેષ ગુણ છે, પુદ્‌ગલ પરમાણુમાં રૂપી ગુણ છે કે જે બીજા પાંચમાં છે નહીં. એટલે દરેકનામાં વિશેષ ગુણ હોય પાછો.

જગત આખું તત્ત્વોથી ભરેલું છે. ચેતન તત્ત્વ એક આત્મા એકલું જ છે, તે જ પરમાત્મા છે. અને બીજાં તત્ત્વો જડ છે, એ ચેતન નથી. અચેતનભાવવાળાં, પણ બહુ જાતજાતના ગુણધર્મવાળાં છે.

જગતમાં બીજાં તત્ત્વો ના હોત તો આત્માય ના હોત. આ બધાં

તત્ત્વો અવિનાભાવી રૂપે (એકબીજા વિના રહી કે હોઈ ના શકે તેવો ભાવ) છે.

## દાદા છે વર્લ્ડની ઑબ્ઝર્વેટરી !

ધીસ ઈઝ ધ વર્લ્ડસ્ ઓબ્ઝર્વેટરી. ચાર વેદના ઉપરી છે આ દાદા. એટલે તમારા મનમાં બધા ખુલાસા થઈ જવા જોઈએ અને તો જ સમજાય અને તો જ નિવેડો આવે. નહીં તો આ ગપ્પાં હજાર વર્ષથી ગાયા કરતા'તા, કશું વળશે નહીં. એટલે તમને સમજાય ત્યાં સુધી પૂછો. અહીં પૂછવા જેવું છે.

તમને આ બધી વાત ગમે છે ? સાયન્સ છે આ તો. આખા વર્લ્ડમાં કોઈ જગ્યાએ આ સાયન્સ ઉત્પન્ન થયું નથી. ધીસ ઈઝ ધી કેશ બેન્ક ઑફ ડીવાઈન સોલ્યુશન ! પહેલી જ વખત આ બહાર પડે છે લોકોમાં !

એક તત્ત્વનો જ્ઞાતા જ્ઞાની કહેવાય. આત્મા એકલો જ જાણ્યો તે તત્ત્વજ્ઞાની કહેવાય. જેણે બધાં જ તત્ત્વો જાણ્યાં, જુદાં જુદાં દરેક તત્ત્વો શું કરી રહ્યા છે તે પણ જાણે, તે સર્વજ્ઞ કહેવાય.

આત્મા જાણ્યાનું ફળ મોક્ષ. અનંત પીડામાં પણ મોક્ષ છે. જેણે આત્મા જાણ્યો તે સર્વ તત્ત્વોનો જ્ઞાતા-દ્રષ્ટા થયો.

## છના મિશ્રણથી થયો સંસાર !

**પ્રશ્નકર્તા :** આ બ્રહ્માંડમાં સ્થિર વસ્તુ શું છે ?

**દાદાશ્રી :** પાંચ ઈન્દ્રિયથી દેખાય છે એમાં સ્થિર વસ્તુ જ ના હોય. બધું રિલેટિવ સ્વભાવથી ચંચળ જ છે. આત્મા સ્થિર છે. બધાંય તત્ત્વો સ્થિર સ્વભાવનાં છે, પણ અહીંથી (સંસારમાંથી) બધાં છૂટાં થાય (રિયલમાં આવે) ત્યારે સ્થિર થાય, ત્યાં સુધી ભેગું (રિલેટિવ) બધું ચંચળ જ. એટલે સ્થિર વસ્તુ જ નથી કોઈ. ખરી રીતે આત્મા સ્થિર છે પણ એને આ ચંચળનો પ્રસંગ થયો છે ને ચંચળ તરીકે એનેય ફરવું

પડે છે. અહીંથી છૂટો થઈ ગયો, પોતાના ગુણ-સ્વભાવ જાણ્યા અને જ્ઞાની પુરુષ છૂટો કરી આપે, ત્યાર પછી એ મુક્તિમાં જાય. તે મુક્તિમાં ત્યાં પછી કાયમને માટે સ્થિર, કારણ કે ત્યાં બીજાં તત્ત્વો નથી. બીજાં તત્ત્વો હોય તો એને હેરાન કરે, પાછાં પ્રવાહમાં જોડે ખેંચી જાય.

**પ્રશ્નકર્તા :** આત્મા પરમેનન્ટ છે પણ પછી આ પુદ્‌ગલ સાથે મિક્સિંગ બધું કેમ થયું ? એનું રિઝન (કારણ) શું પાછું ?

**દાદાશ્રી :** કોઈ કારણ નથી મિક્સ થવાનું. આ છ તત્ત્વો બધાં ભેગાં જ છે એને લોક કહેવાયો. પણ લોક એટલે શું ? ત્યારે કહે, 'સંસાર.' ત્યારે સંસાર એટલે શું ? સમસરણ. સમસરણ એટલે શું ? નિરંતર પરિવર્તન. તે આ છ તત્ત્વો એકમેકની પાછળ આમ ભેગાં થઈને બધાં ફર્યા જ કરે છે. કોઈ દહાડો (કમ્પાઉન્ડ સ્વરૂપે) ભેગાં થઈ જતાં નથી. કોઈ દહાડો જુદાં પડવા જેવું છે નહીં, એવી રીતે (મિક્ષ્ચર સ્વરૂપે) ફર્યા જ કરે છે. અત્યારેય જુદાં છે. આ મનુષ્યોનો દેહ છે એમાંય જુદાં છે. પણ આ તો વિજ્ઞાનથી આ બધું ઊભું થઈ ગયું છે, તે માણસ ગૂંચાયો છે.

વસ્તુ એટલે અવિનાશી. આ છ દ્રવ્યો સામસામી ભેગાં થાય ત્યારે અવસ્થા ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** એ છ દ્રવ્યો એકબીજામાં ભળી જાય ખરાં ?

**દાદાશ્રી :** ભળે. છ દ્રવ્યો એકબીજામાં (મિક્ષ્ચર સ્વરૂપે) ભળવાથી જ આવું થયું છે.

**પ્રશ્નકર્તા :** ઓતપ્રોત થઈ જાય ખરાં ?

**દાદાશ્રી :** એટલે કે પરિવર્તન પામે, આ બધાં છ દ્રવ્યો પરિવર્તનવાળાં છે. આકાશ ક્ષેત્ર છે અને એની અંદર પરમાણુ આમ ફરે. આત્મા ને પરમાણુ બધું ભેગું થઈને પછી આ મિક્ષ્ચર ઊભું થઈ જાય છે. ઉત્પત્તિ જેની થાય એનો વિનાશ છે. એટલે એ અવસ્થાની ઉત્પત્તિ છે. એટલે એ વિનાશ થાય, પણ આત્મા તો ઉત્પન્ન થયો નથી

અને વિનાશ થવાનો નથી. એ છ સનાતન તત્ત્વોના આધારે જ આ જગત થયેલું છે.

**પ્રશ્નકર્તા :** છ તત્ત્વો ઈન્ટરેક્શન થવાથી આ બધું બન્યું. તો હજુ એવું થયા કરે છે કે એક વાર થઈને પછી અટકી ગયું ?

**દાદાશ્રી :** ના, એ નિરંતર થયા કરે છે ને ચાલ્યા કરે. થયા કરે ને ચાલ્યા કરે.

**પ્રશ્નકર્તા :** એમાંથી છૂટી પણ જાય ને નવા પેસતાં પણ જાય?

**દાદાશ્રી :** ઉત્પન્ન થાય, થોડા વખત રહે પછી લય થાય. એમ નિરંતર થયા કરે.

**પ્રશ્નકર્તા :** એટલે લય થાય એટલે મોક્ષ થઈ જાય ?

**દાદાશ્રી :** ના. આ માણસ જેમ જન્મે છેને, થોડો વખત રહે છે અને પછી મરે છેને, એવું આ બધું જગત ચાલ્યા કરે.

**પ્રશ્નકર્તા :** હવે દ્રવ્ય અને વસ્તુ...

**દાદાશ્રી :** ગુણ અને પર્યાય જેમાંથી ઉત્પન્ન થાય છે એ દ્રવ્ય છે.

**પ્રશ્નકર્તા :** અને વસ્તુ ?

**દાદાશ્રી :** દ્રવ્ય એ જ વસ્તુ.

**પ્રશ્નકર્તા :** આપણે આ જે વાત કરીએ ને, આપણું આ જે તત્ત્વ અને જૈનો જે વાત કરે છે એ તત્ત્વ, એ બેમાં ફેર શું ?

**દાદાશ્રી :** એક જ, ફેર કશોય નહીં.

**પ્રશ્નકર્તા :** આત્મા કેવી રીતે બદલાયા કરે છે ? પરિવર્તન થયા કરે છે?

**દાદાશ્રી :** આ જે બધું દેખાય છે ને, તે બધું એક જ જાતનું

દેખાયા કરે તો પરિવર્તન ના કહેવાય. બધું વારાફરતી દેખાયા જ કરે. બધાને પોતે જુએ-જાણે. અને બધાં તત્ત્વો કુદરતી રીતે ફર્યા જ કરે છે. દરેક તત્ત્વ આમ કરતાં કરતાં ભેગાં થઈ જાય છે. એમાં જ્યારે પુદ્ગલ ને આત્મા બે પાસે આવે છે ત્યારે ત્યાં એડજસ્ટમેન્ટ આવું થઈ જાય છે, કે બેઉમાં પોતાનામાં જે ગુણ છે નહીં એવાં નવા ગુણ ઊભા થાય છે, વિશેષ પરિણામ ઊભા થાય છે. કોઈને ઈચ્છા નથી આવી પણ સ્વભાવથી આવું ઊભું થઈ જાય છે. બધાં તત્ત્વોનો જ સ્વભાવ પરિવર્તનશીલ છે.

## આત્મા પરિવર્તનશીલ, જ્ઞેયને કારણે !

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે જગતમાં બધી જ વસ્તુ પરિવર્તનશીલ છે, આત્મા પણ પરિવર્તનશીલ છે. ચૈતન્ય પરિવર્તનશીલ કઈ રીતે હોઈ શકે, એ જરા સમજાવો.

**દાદાશ્રી :** ચૈતન્યના ગુણધર્મ છે પોતાના. ગુણેય છે ને પાછા ધર્મેય છે. ગુણ એ કાયમના છે ને ધર્મ પરિવર્તનશીલ છે. જેટલી ચીજો આ જગતમાં પરમેનન્ટ, સનાતન, ઈટર્નલ છે એ બધાને ગુણ અને ધર્મ બન્ને હોય તો આત્માના ગુણ કયા ? તો આ અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત શક્તિ, અનંત સુખધામ, બીજા ઘણા ગુણો છે. આ બધા જે એના ગુણ છે, તે તેના કાયમના, પરમેનન્ટ. હવે ધર્મ શો ? મહીં જે પરમેનન્ટ ગુણો છે, જેમ કે અનંત જ્ઞાન, જ્ઞાન એટલે પ્રકાશ એક જાતનો. તે પ્રકાશ એની જે બહાર અવસ્થા થાય, તે પરિવર્તનશીલ હોય એટલે જ્ઞેયના પ્રમાણે જ્ઞાન ફર્યા કરે. જ્ઞેય પરિવર્તનશીલ છે એટલે જ્ઞાન પણ પરિવર્તનશીલ થાય. દર્શન, દૃશ્ય પણ પરિવર્તનશીલ છે એટલે દ્રષ્ટા પણ પરિવર્તનશીલ થાય. એ (જ્ઞેયો-દૃશ્યોના) આધારે પોતે પોતાની (જ્ઞાન-દર્શન) અવસ્થા હોય, એ અવસ્થા પરિવર્તનશીલ હોય.

**પ્રશ્નકર્તા :** મૂળ આત્માને તો અપરિવર્તનશીલ જ કહેવાય છે ને ?

**દાદાશ્રી :** એવું છે કે, આ (જ્ઞેયો-દૃશ્યો) પરિવર્તનશીલ હોય તો એને પરિવર્તનશીલ જ જોઈ શકે. અપરિવર્તનશીલ જોઈ શકે નહીં.

કારણ કે એ પોતે અપરિવર્તનશીલ જ હોય તો કયું કયું જુએ એ ? જોનાર તેનો તે જ અને જોવાની વસ્તુ ફર્યા કરે. એ ચાલે નહીંને ! જોવાની વસ્તુ ગઈ, તેની જોડે જોનારેય ગયો. ફરી જોવાની વસ્તુ ગઈ, તેની જોડે જોનારેય ગયો. કારણ કે વસ્તુના પર્યાયો વિનાશી અને પરિવર્તનશીલ. વસ્તુના ગુણ અવિનાશી અને પરિવર્તનશીલ* અને વસ્તુનું દ્રવ્ય અવિનાશી અને અપરિવર્તનશીલ.

## ફેર, વિનાશી અને પરિવર્તનશીલમાં !

**પ્રશ્નકર્તા :** હવે દાદા, વિનાશી અને પરિવર્તનશીલ બેમાં શું ફેર ?

**દાદાશ્રી :** વિનાશી તો નાશ જ થઈ જાય. એક વસ્તુ સનાતન હોવા છતાંય નિરંતર પરિવર્તનશીલ હોય અને વિનાશી ચીજ તો પરિવર્તનશીલ સ્વભાવની કહેવાય જ નહીં. પરિવર્તનશીલ જે છે, એનો વિનાશી તો અમુક ભાગ જ છે. અને પરિવર્તનશીલ તો આત્મા પણ છે. આ છ યે તત્ત્વો પરિવર્તનશીલ છે.

**પ્રશ્નકર્તા :** છ તત્ત્વો એ પરિવર્તનશીલ છે, એ કેવી રીતે ? છ તત્ત્વો અને આત્માની હાજરીમાં ઊભું થયેલું વિશેષ પરિણામ પરિવર્તનશીલ છે ?

**દાદાશ્રી :** વિશેષ પરિણામેય ખરું. એ તો સંસાર અપેક્ષાએ વિશેષ પરિણામ.

**પ્રશ્નકર્તા :** હા, પણ એ જ પરિવર્તનશીલ છે ને ?

**દાદાશ્રી :** પણ સ્વભાવિક અપેક્ષાએ પરિવર્તનશીલ. એની છે તે અવસ્થાઓ હોય છે, આત્માની અવસ્થા, પુદ્ગલની અવસ્થા, એ અવસ્થા વિનાશી છે.

**પ્રશ્નકર્તા :** અવિનાશીના પરિવર્તનશીલ સ્વભાવથી વિનાશી ચીજો ઉત્પન્ન થાય છે એ દાખલો આપી સમજાવો.

---

*વિશેષ ફોડ માટે જુઓ આપ્તવાણી શ્રેણી-૩, પાન નં. ૬૦ થી ૬૨, આત્મગુણો : જ્ઞાન-દર્શન

**દાદાશ્રી :** આ બધું જે પરિવર્તન થાય છે ને આ બધું દેખાય છે વિનાશી. ઘડી પછી કંઈનું કંઈ વાદળી થઈ જાય ને કંઈનું કંઈ થઈ જાયને બધું આ ? અવિનાશી તત્ત્વ દેખાય નહીં અને જે દેખાય છે એ વિનાશી દેખાય છે. વિનાશી બધા અવળહવળ થયા કરે છે પણ તેની અંદર તત્ત્વો છે, તે અવિનાશી છે, પરિવર્તનશીલ છે. અંદર ભ્રમણતા જ કર્યા કરે છે, બીજું કશું કરતાં નથી. અને તે ઘડીકમાં આમ દેખાય ને ઘડીકમાં આમ દેખાય. ઘડીકમાં આ બાજુ વાદળ દેખાય, ઘડીકમાં આમ તૂટી જાય ને આમથી આમ જતું રહે, ઘડીકમાં પાછું આમ મેઘધનુષ દેખાય, ઘડીકમાં ઊડી જાય પાછું એ બધું. મૂળ સ્વરૂપ અવિનાશી, આ જગતમાં મૂળ અવિનાશી જ છે બધું, વિનાશી બધું દેખાયા કરે અને અવિનાશી આંખે દેખાય નહીં.

આ બધા પરમાણુઓ છે ને, તે અવિનાશી છે. તે આમ ફર્યા જ કરે, નિરંતર ફર્યા જ કરે. એક પરમાણુ બીજા પરમાણુને ઓળંગે એટલા ભાગને સમય કહ્યો. એના પરથી કાળનું નિમિત્ત કાઢ્યું. એ બધું આ નિરંતર પરિવર્તન થયા જ કરે. આ આત્મા ને બીજું બધુંય પરિવર્તન થયા જ કરે.

**પ્રશ્નકર્તા :** આ જે પરમાણુ નિરંતર ફર્યા કરે, એને પરિવર્તનશીલ કહો છો ?

**દાદાશ્રી :** બીજું શું ત્યારે ? એક સ્થિતિમાં ના રહેવું. સ્થિતિ ફર્યા જ કરવી, નિરંતર અવસ્થા બદલાયા જ કરે....

**પ્રશ્નકર્તા :** એ પરિવર્તનશીલ કહ્યું, તો આત્મા અવિનાશી છે ને પરિવર્તનશીલ છે એ કેવી રીતે ?

**દાદાશ્રી :** કોઈ પણ (વસ્તુ) અવિનાશી ક્યારે કહેવાય ? વસ્તુ પરિવર્તનશીલ હોય તો જ છે તે વસ્તુ હોય, નહીં તો વસ્તુ જ ના હોય.

**પ્રશ્નકર્તા :** તો બધી વસ્તુ પરિવર્તનશીલ થઈ ?

**દાદાશ્રી :** હા, બધી વસ્તુ...

**પ્રશ્નકર્તા :** નાશવંત ને અવિનાશી, બેય ?

**દાદાશ્રી :** નહીં, નાશવંત તો અવસ્થાઓ, પણ આ તો મહીં પરિવર્તનશીલ એટલે નિરંતર પર્યાય ફર્યા જ કરે.

**પ્રશ્નકર્તા :** એના સ્વભાવમાં રહીને ફર્યા કરે ?

**દાદાશ્રી :** સ્વભાવમાં રહીને.

**પ્રશ્નકર્તા :** આત્મા અવિનાશી છે, હવે આત્માનું કયું પરિવર્તન થાય છે એમાં ?

**દાદાશ્રી :** આ આત્મા, મૂળ ચેતન દ્રવ્ય, પછી એમાં ગુણ. તે ગુણમાં અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત શક્તિ, તે આ જ્ઞાનથી તમે જોતા નથી, એ પર્યાયથી જુઓ છો. જ્ઞાન તો એનો ગુણ છે. ગુણ આઘોપાછો ના થાય. એનો પર્યાય જ આઘોપાછો થાય, ગુણ નિરંતર સાથે રહેનારો. વિનાશી વસ્તુનું પરિવર્તન થાય છે. એમાં આત્માની જ્ઞાનશક્તિ પરિવર્તન પામે છે. કારણ કે અવસ્થાઓને 'જોનાર' 'જ્ઞાન' છે. તે અવસ્થા બદલાય તેમ જ્ઞાન પર્યાય બદલાય છે. પર્યાયોનું નિરંતર પરિવર્તન થયા જ કરે છે. છતાં તેમાં જ્ઞાન શુદ્ધ જ રહે છે, સંપૂર્ણ શુદ્ધ રહે છે, સર્વાંગ શુદ્ધ રહે છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન કયા સ્વરૂપે ફરે છે ? પર્યાય સ્વરૂપે ?

**દાદાશ્રી :** હા. અને પોતાના પર્યાયને પણ જે જાણે છે તે પોતે છે, શુદ્ધાત્મા છે.

**પ્રશ્નકર્તા :** પણ એનાથી વિનાશી ચીજો ઉત્પન્ન થાય છે ?

**દાદાશ્રી :** આ વિનાશી છે તેથી જ દેખાય ને આમ આ. એક ચીજ બીજે જતી હોય, તે ત્રીજા એના પડઘા દેખાય આપણને. આપણે આકાશના સામું જોઈએ અને ઘડીકમાં વાદળ આવીને ઊભું રહે. તે વાદળ બ્લેક (કાળું) હોય તો આપણને કશું ના દેખાય, પણ બે મિનિટ,

પાંચ મિનિટ પછી પાછું જરાક ખસી જાય એટલે મહીં લાલ દેખાય કશું. એનું શું કારણ ? એ હમણે થોડી વાર પહેલાં નહોતું દેખાતું. તો કહે, એવિડન્સ ફેરફાર થયો અને એનું જે....

**પ્રશ્નકર્તા :** તો તો રૂપાંતર કહો, પરિવર્તન ના કહેશો.

**દાદાશ્રી :** રૂપાંતર એને ના કહેવાય. રૂપાંતર તો એક જ તત્ત્વને લાગુ પડે. રૂપાંતર કોને લાગુ થાય કે આ રૂપી તત્ત્વને, પુદ્‌ગલ એકલાને અને તેય પરિવર્તનશીલ જ કહેવાય. રૂપાંતર તો જાડું કહેવાય એ બહારના ભાગને. મૂળ જે પુદ્‌ગલ છે ને, એ પરિવર્તનશીલ. મહીં શુદ્ધ જ હોય, તત્ત્વ એનું નામ. આત્માના ગુણ કયા ? તો કહે, જ્ઞાન-દર્શન. ગુણ છે તે સ્ટેડી રહે અને અવસ્થા કઈ ? ત્યારે કહે, દેખાવામાં આવે, જાણવામાં આવે એ અવસ્થાઓ બધી.

**પ્રશ્નકર્તા :** પરિવર્તનશીલ એ શબ્દ સામાન્ય ભાષામાં જતો રહે છે.

**દાદાશ્રી :** સામાન્ય ભાષાનો જ શબ્દ છે આ, મૂળ ભાષા નથી.

**પ્રશ્નકર્તા :** મૂળ ભાષાનો કયો ?

**દાદાશ્રી :** પણ મૂળ ભાષાનો અર્થ કામનો જ નહીં. તમારે કામમાં શું લાગે ? અહીં જે ભાષા વપરાતી હોય તે જ કામની.

આત્મા સંબંધી કાંતે છે આ લોકો. બધી વાતો પૂછે છે એ આત્મા સંબંધી કાંત્યું કહેવાય. સંસાર સંબંધી કાંતવું, કષાય સંબંધી કાંતવું, પુણ્ય સંબંધી કાંતવું, પાપ સંબંધી કાંતવું અને આ કાંતવું એમાં બહુ ફેર. આમાં ટાઈમ ઘાલ્યોને એ કંઈ ઓર જ જાતનું આ ! આ દુનિયામાં કોઈ આમાં ટાઈમ બગાડે જ નહીં. કારણ કે આ વસ્તુની ચર્ચા જ ના હોય. આપણે ત્યાં જે વાત થાય છે તે વાત વર્લ્ડમાં કોઈ જગ્યાએ કરી શકે નહીં કોઈ.

**પ્રશ્નકર્તા :** તમે જે બોલો છો કે એમાં સમજણ ના પડી ? તમે

બોલો છો એ નીરુબેન ટેપ કરે છે. પણ ટેપરેકર્ડ બોલતું નથી કે આ શું કહેવા માંગો છો તમે. એટલે ખુલાસા પૂછવા પડે છે.

**દાદાશ્રી :** ખુલાસા પૂછવાના એ તો, પૂછો એ. એ પૂછે છે એ ટાઈમ શેમાં જાય તે કિંમત કહું છું. એક કલાક આવા ધ્યાનમાં હોય ને તોયે કામ કાઢી નાખે. કારણ કે આ ધ્યાનને પુદ્ગલમાં નાખતા નથી ભગવાન. રિલેટિવ રિયલમાં નાખે છે. આખું જગત જ રિલેટિવ વાતો કરે છે ને આ રિલેટિવ રિયલની વાતો છે.

## છ ઈટર્નલ્સનું રિવોલ્યુશન !

**પ્રશ્નકર્તા :** પાંચ તત્ત્વની જોડે છઠ્ઠા તત્ત્વનો મેળાપ કેવી રીતે થાય છે ?

**દાદાશ્રી :** આ છ તત્ત્વો આ જગતમાં ભ્રમમાણ કરી રહ્યાં છે. એમાં આ બધાં તત્ત્વો પાછાં એવાં છે કે કોઈ કોઈને મદદ કરે નહીં, કોઈ કોઈને છે તે ઉપકાર કરતું નથી, કોઈ કોઈનો કર્તા નથી, કોઈ કોઈને ત્રાસ આપે નહીં, એકાકાર થાય નહીં એવાં તત્ત્વો છે. એટલે ક્લિયર છે બધાં. આ જગતમાં જે આકાશ છે, એમાં આ તત્ત્વો ફક્ત સમસરણ કર્યા કરે છે નિરંતર અને ફર્યા જ કરે, બસ.

હવે આ છ વસ્તુઓ છે એ કોઈ કોઈને ડિપેન્ડન્ટ છે જ નહીં ખરી રીતે. એ તો એવું લાગે છે કે આ ડિપેન્ડન્ટપણું છે. ડિપેન્ડન્ટ છે જ નહીં, પોત પોતાનાં સ્વભાવમાં જ રહે છે. જગત બહુ વિશાળ સમજવા જેવું છે. તમને જે જે વિચાર આવે તે કહોને, બોલોને, પૂછોને.... પૂરેપૂરું પૂછો ને !

**પ્રશ્નકર્તા :** ભેગું ક્યારે થયું ?

**દાદાશ્રી :** આ બધા પરમાણુ છે તે આમ રિવોલ્વીંગ થયા કરે છે ને ચેતનનેય રિવોલ્વીંગ કરે છે. બધું ભેગાં થઈ જાય એટલે તરત આવરણ આવી જાય. પછી છૂટાં પાડે ત્યારે આવરણ તૂટી જાય અને જુદાં પડી જાય.

**પ્રશ્નકર્તા :** ભેગાં થયાં, એનો અર્થ એવો તો થયોને કે ક્યારેક એ જુદાં હતાં.

**દાદાશ્રી :** બધાં છએ છ આમ ગોળ ફરતાં ફરતાં ફરતાં રિવોલ્વીંગ થયા ત્યારે ભેગાં થઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે શરૂઆતથી જ છએ છ રિવોલ્વ થયા કરે છે?

**દાદાશ્રી :** હંઅ... બસ. આ ભેગાં થયાં. એટલે સિક્સ ઈટર્નલ્સનું રિવોલ્યુશન, એનું નામ જગત.

## આ છે બ્રહ્માંડના છ તત્ત્વો !

આ તો કોઈએ બનાવ્યું જ નથી જગતને. ચીજો બધી કાયમની જ છે.

**પ્રશ્નકર્તા :** દાદા, એ કયા કયા ? એ છ તત્ત્વોનું કાર્ય શું છે, એ બધું સમજવું છે.

**દાદાશ્રી :** એ બધાં તત્ત્વો પોતપોતાનું કાર્ય કર્યા કરે છે. એમાં એક આત્મા, જે મૂળ ચેતન, જેને ચેતન કહેવામાં આવે છે અને બીજું જડ, જેને અણુ કહે છે ને, અણુ-પરમાણુ તે. ત્રીજું છે તે, આ બેઉનામાં શક્તિ નથી, જવા-આવવાની તે શક્તિ એને લઈ જાય છે. એનું નામ ધર્માસ્તિકાય. હવે ધર્માસ્તિકાય એકલું હોય તો અહીંથી જવા નીકળે તો પછી ઊભો જ ના રહે. એટલે સ્થિર કરવા માટે સ્થિતિસહાયક છે. એ ચાર થયાં ને ? પાંચમું તત્ત્વ આકાશ કે જેની અંદર દરેક તત્ત્વો જગ્યા માંગે છે, જગ્યા જોઈએ ને? જગ્યા વગર શી રીતે ચાલે ? એટલે જગ્યા આપનાર પાંચમું આકાશ તત્ત્વ અને છઠ્ઠું કાળ તત્ત્વ. અને કાળ તો અણુ સાથે છે, પોતાના કાળાણુ.

એટલે આ છ તત્ત્વો છે. કાળ, આકાશ, ગતિસહાયક, સ્થિતિસહાયક, જડ અને આ આત્મા. એમાં એક જ જડ વસ્તુ રૂપી છે.

**પ્રશ્નકર્તા :** રૂપી એટલે ?

**દાદાશ્રી :** રૂપી એટલે બધું દેખાય, ઈન્દ્રિયથી અનુભવાય એટલે રૂપી. તે આ જડ એકલી જ રૂપી છે. આત્મા એ રૂપી નથી, આ આકાશે રૂપી નથી. એ ટાઈમેય (કાળ) રૂપી નથી. ગતિસહાયક છે તે રૂપી નથી. સ્થિતિસહાયક છે તે રૂપી નથી. પાંચ અરૂપી છે અને એક રૂપી છે. પાંચ અચેતન છે, એક આત્મા ચેતન છે. એવી રીતે છ તત્ત્વોથી આ બનેલું છે.

આ વાત તો એવી છે ને બહુ ઊંડી વાતો, તે જ્ઞાની પુરુષ પાસે જાણવા જેવી છે. જાણ્યા પછી બીજું કશું જાણવાનું બાકી ના રહે. આખા જગતના પીસ્તાલીસ શાસ્ત્રો (આગમો) આની મહીં આવી ગયાં હોય.

તીર્થંકરો કહે છે કે ચેતન, પછી પરમાણુ, ત્રીજું કાળ તત્ત્વ, પછી આકાશ તત્ત્વ છે ચોથું અને ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય. આ (કાળ સિવાય બીજા) પાંચ અસ્તિકાય કહેવાય છે. એવા છ તત્ત્વોની શોધખોળ તીર્થંકરોએ કરેલી છે, કેવળજ્ઞાને કરીને.

## તત્ત્વ કોને કહેવાય ?

તત્ત્વ ક્યારે કહેવાય કે એના ગુણધર્મ સહિત હોય તો જ તત્ત્વ કહેવાય અને સત્ હોય.

**પ્રશ્નકર્તા :** સત્ કોને કહેવું ?

**દાદાશ્રી :** આ સંસારનું સત્ તો વિનાશી હોય, એને સત્ય કહેવાય. સંસારમાં જેને ટ્રુથ કહે છેને, તે સત્ય વિનાશી હોય અને ખરેખર સત્ છે તે અવિનાશી હોય. તે અવિનાશી 'તમારું' સ્વરૂપ છે. અને આ જગતનું સત્ય તે તો ભગવાનને ત્યાં અસત્ય છે. આ તો રિલેટિવ સત્ય છે, રિયલ સત્ય નથી. રિયલ સત્ય કોઈ દા'ડોય નાશવંત ના હોય. આ તો રિલેટિવ સત્યને તમે સત્ય કરવા જાવ તો વળે ખરું કશું ?

પછી બીજું શું પૂછવું છે, સત્નો ખુલાસો થયો તમને ?

**પ્રશ્નકર્તા :** પૂરો થયો નથી હજી.

**દાદાશ્રી :** હા, શું પૂછવું છે કહો હવે.

**પ્રશ્નકર્તા :** આત્મા છે એ સત્ કહેવાય ?

**દાદાશ્રી :** જેટલી સનાતન વસ્તુઓ હોય એ બધી સત્ કહેવાય. છ ઈટર્નલ છે, એ બધી સત્ કહેવાય. આત્મા સત્ છે.

## રિયલમાં નથી કોઈ લેવાદેવા !

**પ્રશ્નકર્તા :** આકાશ, ગતિસહાયક, સ્થિતિસહાયક, પરમાણુઓ અને કાળ આ બધા સાપેક્ષ કહેવાય ? દાખલા તરીકે અહીંથી ત્યાં ગયા એટલે ગતિ થઈ, પછી સ્થિતિ છે અને ગતિ નથી એટલે સ્થિતિ નથી તો આકાશ નથી.

**દાદાશ્રી :** જ્યાં ગતિ હોય અને સ્થિતિ હોય ત્યાં આકાશ હોય.

**પ્રશ્નકર્તા :** એટલે આ તો નોન રિલેટિવ વાત થઈ. આ રિલેટેડ સ્પેસની વાત નથી.

**દાદાશ્રી :** આત્માને રિયલમાં સ્પેસ હોતી નથી, સ્થિતિય નથી હોતી. સ્થિતિ હોય તે સાપેક્ષ છે, ગતિય સાપેક્ષ છે.

દેહધારી આત્મા અવકાશ વગર ના હોય ને ! દેહધારી ના હોય એવો આત્મા એ અહીં આગળ હોય નહીં. એટલે બધાં તત્ત્વોને રિયલમાં લેવાદેવા જ નથી, સંબંધ જ નથી. એટલે આપણે રહેતા હોઈએ તે ઘડીએ બીજું તત્ત્વ બાજુમાં હોય, તો આત્મા કંઈ માલિક નથી કે બીજાં તત્ત્વોને કહે કે તમે ચાલ્યા જાવ અહીંથી.

**પ્રશ્નકર્તા :** અવ્યવહાર રાશિમાંથી જીવ જે વ્યવહાર રાશિમાં આવ્યો ત્યારે એને કાળ પહેલો ચોંટ્યો કે પુદ્ગલ ચોંટ્યું કે શું ચોંટ્યું ? કયું તત્ત્વ પહેલું ચોંટે ?

**દાદાશ્રી :** કાળના આધારે આમાં પડ્યો. આમ પ્રવાહની પેઠ વહે છે. કોઈપણ પ્રવાહ આવતો હોય તો એનો વારો આવે કે ના આવે ?

એવી રીતે આયે પડે છે. કોઈ એને પાડનાર નથી, આની પાછળ નિયતિ છે. નિયતિ એટલે પ્રવાહ !

નિયતિ કહેશે કે 'આ મેં કર્યું.' ત્યારે પાછો કાળ કહેશે, 'તું શું કરનાર, હું હતો ત્યારે થયું.' એટલે બધાં કોઈને માથે ના આવવા દે. કોઈ ઉપરી નથી, એવું ઠરાવે.

કેટલાક લોકોએ તો એવું જ માનેલું કે આ જગત નિયતિને આધીન જ છે. શાસ્ત્રકારોએ વાંધો ઉઠાવ્યો. નહીં તો નિયતિનો રોફ પડી જાય કે મારે લીધે જ ચાલે છે આ ! એટલે કોઈથી આ દુનિયામાં એવું બોલાય નહીં કે મારે લીધે આ જગત ચાલે છે. આત્માથી એમ બોલાય નહીં કે મારે લીધે ચાલે છે આ. પુદ્ગલથી એમ બોલાય નહીં. એવું આ નિમિત-નૈમિત્તિક છે બધું. સૂર્ય અને દરિયો બે ભેગા થયા ત્યારથી આ વરાળ ઊભી થઈ. ભેગા ના થયા હોત તો ના થાત. એવું લાગે છેને તમને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** છતાં મુખ્ય ભાગ કોનો છે ? આ પુદ્ગલનો ભાગ છે, મુખ્ય. કાળની તો આપણને બહુ પડેલી નથી. બાકી, કાળને અને આપણને શું લેવાદેવા ? ઓળખાતો નથી, ખબરેય પડતી નથી. એટલે એને બાદ કરીએ. આ ગતિસહાયક, આ સ્થિતિસહાયક અને આપણે કશું લેવાદેવા નથી. એટલે ત્રણ બાદ કરીએ અને ચોથું આકાશ. તે આકાશ તો આપણે જાણીએ છીએ કે આકાશ એટલે આ એક જગ્યા આપનારું છે. માટે આકાશને આપણી સાથે લેવાદેવા નથી. હવે ચારને બાદ કરીએ. ફક્ત આ જડ અને ચેતન (આપણે પોતે) બે તત્ત્વોની મારામારી છે અને બીજા ચાર તત્ત્વો એને હેલ્પ કરે છે.

## આત્મા ફસાયો શેમાં ?

**પ્રશ્નકર્તા :** આ જડ તત્ત્વ, પુદ્ગલમાં આત્મા ફસાય છે, એ પ્રમાણે બીજા કોઈ તત્ત્વમાં ફસાઈ શકે ?

**દાદાશ્રી :** મુખ્ય આ જડ તત્ત્વ, પુદ્‌ગલ એકલું જ.

**પ્રશ્નકર્તા :** આકાશ તત્ત્વ કે એવાં બીજાં કોઈ તત્ત્વમાં ફસાય છે?

**દાદાશ્રી :** આમ તો એ બધાં તત્ત્વોમાં આપણે ફસાયા છીએ. આત્મા સિવાય બીજા પાંચ છે તે બધાંમાં અત્યારે ફસાયા છીએ. બધાંએ આપણને બાંધ્યા છે.

**પ્રશ્નકર્તા :** ખાલી એકલા અવકાશમાં ભગવાન ફસાય કે બધાં તત્ત્વોમાં ફસાયા છે ?

**દાદાશ્રી :** એમ નહીં, આ ફસાયા છે તે બધાં તત્ત્વોથી ફસાયા છીએ અને વૈજ્ઞાનિક કારણ છે એનું. વૈજ્ઞાનિક ઉપાધિ છે. આ ફસાયા કોનું નામ કહેવાય કે આ હું ધોતિયું પહેરીને રસ્તામાં જતો હોઉં અને પવન આવ્યો, પવનમાં ધોતિયું ઊડીને પેલી બાજુ કાંટાના જાળામાં ફસાયું એટલે પાછો એ ત્યાં કાઢવા માથાકૂટ કરું, ત્યારે હોરો બીજો પવન આવે અને બીજી બાજુ ફસાયું એટલે જાળાં આપણને છોડે નહીં. એટલે આપણે શું જાણીએ કે આપણે ફસાયા કે જાળું ફસાયું ?

**પ્રશ્નકર્તા :** આપણે ફસાયા.

**દાદાશ્રી :** હં. એવી રીતે આત્મા ફસાયો છે, અનંત શક્તિનો ધણી! શક્તિને શું કરે પણ, માથા ફોડે ?

**પ્રશ્નકર્તા :** એકલા જડ તત્ત્વમાં ફસાયો છે એમ જ એકલું માનવાનું નથી, બધા તત્ત્વોની અંદર ફસાયેલો છે.

**દાદાશ્રી :** આ જડમાં ફસાયો તે ફસાયો પણ બધાં તત્ત્વોની અંદર ફસાયો છે. હવે જ્યારે બધા તત્ત્વોની અને જડની ને પોતાની બેની ઓળખાણ પડશે કે તરત છૂટો થઈ જશે. આ મને બાંધ્યા છે તે તત્ત્વો આવાં છે ને હું આવો છું, એવું ભાન થશે ત્યારે છૂટું થઈ જશે. આ તો પેલું બેભાનપણે ચાલ્યું કે આય મારો ગુણ અને આ અરૂપીયે મારો ગુણ, કહે છે. ત્યારે બીજા તત્ત્વો અરૂપી તો છે જ,

બળ્યા. તે એવો થઈ ગયો પાછો.

**પ્રશ્નકર્તા :** એક જડ સિવાય બધા અરૂપી.

**દાદાશ્રી :** અરૂપી છતાં ચેતન નહીં અને આપણે ચેતનને અરૂપી કરી એના ઉપર મદાર બાંધીએ, ત્યારે કહે, તો માર ખાઈશ !

## અનાદિથી છએ સાથે જ !

**પ્રશ્નકર્તા :** પાંચ તત્ત્વો નહોતાં ત્યારે આત્મા ક્યાં હતો ?

**દાદાશ્રી :** આ પાંચ તત્ત્વો હતાં નહીં, એવો દિવસ જ નથી ઊગ્યો. આત્મા એના આધારે જ અત્યારે રહ્યો છે. એ જ્યારે પોતાનું સ્વરૂપ જાણે ત્યારે અહીંથી છૂટો થાય, તે પાંચ તત્ત્વો બંધ થઈ જાય. બાકી પાંચ તત્ત્વો આત્માની જોડે ને જોડે જ છે, એ પછી નાના જીવડાંરૂપે હોય કે મોટાંરૂપે કે ઝાડરૂપે હોય. ઝાડમાંય પાંચ તત્ત્વ, નાનામાં નાના જીવમાંય પાંચ તત્ત્વ, બે ઈન્દ્રિયમાંય પાંચ તત્ત્વ, ત્રણ ઈન્દ્રિયમાંય પાંચ તત્ત્વ, ચાર ઈન્દ્રિયમાંય પાંચ તત્ત્વ અને આ પાંચ ઈન્દ્રિયમાંય પાંચ તત્ત્વ જોડે ને જોડે જ છે.

આ શરીરમાં છએ છ તત્ત્વો ભેગાં થયેલાં છે. આ તત્ત્વો મિક્ષ્ચર રૂપે છે, કમ્પાઉન્ડ નથી. એટલે જુદાં પાડી શકાય. કમ્પાઉન્ડ થયો એટલે આત્માના ગુણધર્મ બદલાઈ જાય અને આ જડનાય ગુણધર્મ બદલાઈ જાય.

એમાં આત્માનું કશું બગડ્યું નથી. આત્મા આમાં સંયોગી પદાર્થ છે. બધી વસ્તુઓ આ છ ભેગી થાયને, એ સંયોગી છે. એટલે જ્ઞાની પુરુષ આને પાછું છૂટું પાડી અને આત્મા જુદો કરી આપે. આત્મા ચોખ્ખો જ છે, સ્વચ્છ જ છે, ફક્ત બિલીફ રોંગ છે.

## વિકલ્પો લિમિટેડ, આત્મગુણ અન્‌લિમિટેડ !

જગત તો બહુ મોટું વિશાળ સમજવા જેવું છે. કશું બન્યું જ નથી. આ એના એ જ છ તત્ત્વોની જ આ બધી ઘાલમેલ છે, બીજું

કશું નથી. તેમાં તો કેટલીય વસ્તુ, વિકલ્પો કેટલા બધા ! ત્યારે પછી કોઈ પૂછે, કે વિકલ્પો કેટલા બધા હશે ? એની કોઈ લિમિટ-બિમિટ? ત્યારે કહે, અન્‌લિમિટેડ વસ્તુ જ આ જગતમાં નથી કોઈ. બધી લિમિટવાળી વસ્તુઓ. લિમિટવાળી ના હોત તો તો કોઈ પહોંચી જ ના શકત. મોક્ષની તો વાત જ ના હોત. બધું જ લિમિટવાળું છે. આ લિમિટવાળું છે તેથી આપણને મોક્ષ મળે, નહીં તો આ કઢાપો-અજંપો ને ચિંતા પાર વગરની હોય.

**પ્રશ્નકર્તા :** જો લિમિટવાળું જ છે બધું, તો પછી અનંત શબ્દ ક્યાંથી આવ્યો ?

**દાદાશ્રી :** અનંત એને લાગતુંવળગતું નથી. 'અનંત' ને એને શું લેવાદેવા છે ? આ બધું લિમિટવાળું છે. અનંત તો આત્માના ગુણો આપણે કહીએ છીએ, તેય તમને સમજાવવા માટે. કારણ કે એ લોકોને (છ તત્ત્વોને) તો છ તત્ત્વ જાણવાની જરૂર જ નથી. આ તો 'તમને' 'તમારું' ભાન કરાવવા માટે. 'તમે' કેવા છો તે ? બાકી એમને કંઈ જાણવાનું હોય જ નહીં ને ! આ તો બેભાન થયેલો હોય તેને ભાન કરાવવાનું, તેને એમ કહેવાનું કે 'ભઈ, તું અનંત જ્ઞાનવાળો છું. તું અનંત દર્શનવાળો.' પણ જે ભાનમાં હોય તેને કશું કહેવાનું હોય જ નહીં ને!

જો આ અન્‌લિમિટેડ હોતને તો આ માણસો બધા સરખા દેખાય એવું ને એવું બધું સરખું ના હોત. કો'કને ત્રણ પગ હોત, કો'કને સાડા ત્રણ પગ હોત, કો'કને ત્રણ હાથ હોત, કો'કને ચાર હાથ હોત, કો'કને ત્રણ આંખો હોત. પણ ના, એમ નથી. જો અન્‌લિમિટેડ હોતને તો આ બહારગામના માણસો આવે, તે કંઈ નવી જ જાતના દેખાય. પેલા ગામના જુદા. એટલે લિમિટેડ છે, એ એક્ઝેક્ટ છે. કોઈ પણ દેશમાં જાવ તો માણસ બે પગવાળો ને બધું સરખું દેખાય.

**પ્રશ્નકર્તા :** એક તત્ત્વ બીજાં તત્ત્વમાં ભળતું જ નથી, એ બન્ને અલગ જ રહે છે ને ?

**દાદાશ્રી :** એ ભળે નહીં. એના ભેગાં થવાથી અવસ્થાઓ ઉત્પન્ન થાય છે.

**પ્રશ્નકર્તા :** ભેગાં થાય છે કે એકબીજા નજીકમાં આવવાથી અવસ્થાઓ ઉત્પન્ન થાય છે ?

**દાદાશ્રી :** હા, એ જ સ્તો ને. ફરતાં ફરતાં ભેગાં થયાં એટલે અવસ્થાઓ ફર્યા કરે. મૂળ વસ્તુને કશો ફેરફાર થતો નથી.

**પ્રશ્નકર્તા :** છતાં એ તત્ત્વો તો બધાં અલગ જ રહેવાનાંને ?

**દાદાશ્રી :** હા, એ કાયમ અલગ. અત્યારેય અલગ છે. અત્યારેય શરીરમાં છે, તોય અલગ છે બધાં.

**પ્રશ્નકર્તા :** એમના ગુણ-દોષો અલગ જ હોય ?

**દાદાશ્રી :** બધું અલગ, સ્વતંત્ર, ગુણ-દોષો અલગ ! એટલે આ તત્ત્વને અમે જુદાં પાડીએ. જેમ સોનું અને તાંબું બે ભેગાં થયેલાં હોય, તે પેલા સોની લોકો જુદા પાડે ને એવી રીતે આ જ્ઞાની પુરુષ જુદાં પાડી શકે. ભેદ વિજ્ઞાની, જેને ભગવાનનું પ્રતિનિધિપણું હોય તે ભાગ પાડી શકે. તે અમે પાડી શક્યા. એટલે જુદો થઈ જાય આત્મા. આત્મા જુદો થઈ જાય એટલે કર્મ બંધાય નહીં. 'હું કરું છું' એવું ભાન છે ત્યાં સુધી કર્મ બંધાય. 'હું કોણ છું' એવું ભાન થાય એટલે કર્મ ના બંધાય.

**પ્રશ્નકર્તા :** એ આત્માનું અસ્તિત્વ પણ કંઈ કારણને લીધે જ હશેને ?

**દાદાશ્રી :** અસ્તિત્વને કારણ હોતું નથી ને ! જે અસ્તિત્વ છે, તે કેવું છે ? અસ્તિત્વ છે, તે વસ્તુત્વવાળું છે, સનાતન છે. સનાતનને કોઈ કારણ લાગતું જ નથી. બધાં કારણો લાગુ થાય છે અવસ્થાઓને. 'પોતે' અવસ્થામાં છે અને દેખાય એ બધીય પાછી અવસ્થાઓ જ છે.

## મુક્ત જ અપાવે મુક્તિ !

આ જગતમાં છ જ તત્ત્વો છે અને તે દરેક નિજ સ્વભાવમાં જ છે. અને દરેક પોતાનો જ ભાગ ભજવે છે છતાં છ તત્ત્વો અનંત કાળથી રહે છે. પાંચ અચેતન અને છઠ્ઠું પોતે ચેતન, જે બધું જ જાણે. એક (પુદ્ગલ પરમાણુ) તત્ત્વ એવું છે કે પોતે (ચેતન) જેવું અડપલું કરે તેવું જ એ થઈ જાય. રૂપીને દેખીને પોતે રૂપી થાય છે. મૂળ પોતે અરૂપી છે. પોતે અડપલું કરવાથી રૂપી ઊંચુંનીચું થાય છે પણ નાશ કશાનો થતો નથી. અવસ્થાનો નાશ થાય છે. અડપલું કરવાથી સંસાર અને ના કરવાથી મોક્ષ. અડપલું ક્યારે ના કરે ? જ્યારે પોતે ભાનમાં આવે ત્યારે.

વેદના ઉપરી ભેદવિજ્ઞાની કહેવાય, જે આત્મા અને બીજા પાંચ તત્ત્વો છે એ બધાંને જુદા પાડી દે. અમારી સિદ્ધિઓ લોકો તત્ત્વ સ્વરૂપ પામે એમાં ચાલે.

## જ્યાં બુદ્ધિ નથી ત્યાં છે આત્મજ્ઞાન !

તત્ત્વ વસ્તુ જાણવી હોય તો, જ્યાં બુદ્ધિ નથી ત્યાં જ જાણવા મળે. બીજી કોઈ જગ્યાએ તત્ત્વ હોય નહીં. કારણ કે બુદ્ધિને લિમિટેશન્સ છે અને જ્ઞાન અન્લિમિટેડ છે. એ જ્ઞાની પુરુષ હોવા જોઈએ. જ્ઞાની તો વર્લ્ડમાં કો'ક જ ફેરો હોય છે. જ્ઞાની હોય જ નહીં ને ! વર્લ્ડમાં કોઈ ચીજ એવી ના હોય કે જે જ્ઞાનીના જ્ઞાનની બહાર હોય. આ દેખીને બોલું છું. આ કંઈ પુસ્તકની વસ્તુ નથી. પુસ્તકનું કામ લાગે નહીં ને ! પુસ્તકની વસ્તુ જડ હોય હંમેશાં, અને પુસ્તકમાંથી તમે ગ્રહણ કરેલી ચીજ હોય, તે શું હોય? એ પણ જડ હોય. જ્ઞાની પાસેથી ડિરેક્ટ હોવું જોઈએ. ડિરેક્ટ પ્રકાશ હોવો જોઈએ તો જ ઉકેલ આવે. નિરંતર જાગૃતિ છે દાદાની એટલે એ સમજી શકે છે એને, આત્મા ફુલ્લી અન્ડરસ્ટેન્ડ થયેલો (સમજાયેલો) છે. આ બધું અનવેલ્ડ (નિરાવરણ) આત્માથી જ જોઈ શકાય છે.

❖❖❖❖❖

# [૨]
# આત્મા, અવિનાશી તત્ત્વ !

## આત્માનું સ્વરૂપ !

**પ્રશ્નકર્તા :** આત્મા શું છે ?*

**દાદાશ્રી :** આત્મા એ વસ્તુ છે. વસ્તુ એટલે ઈટર્નલ ચીજ છે અને પોતાના દ્રવ્ય-ગુણ-પર્યાય સહિત છે. પોતાનું વસ્તુત્વપણું જાળવે છે. પોતાના ગુણ પણ બધા જાળવી રાખે અને એને અવસ્થાઓ પણ છે.

છ તત્ત્વોમાં એક ચેતન તત્ત્વ છે. જેને આપણે આત્મા કહીએ છીએ, શુદ્ધાત્મા કહીએ છીએ કે ભગવાન કહીએ છીએ એ ચેતન તત્ત્વ છે અને બીજા પાંચેય તત્ત્વ અચેતન છે. એટલે ચેતનતા એમનામાં નથી.

એટલે જે તત્ત્વો બધાં છે એમાં પરમ તત્ત્વ હોય તો પરમાત્મા. પરમ તત્ત્વ જેની સરદારી હોય, જે મોટામાં મોટું તત્ત્વ હોય, અનંત શક્તિનો ધણી હોય, એ પરમાત્મા. આત્મા એટલે પરમ તત્ત્વ જેમાં ચેતન છે. બીજા કોઈમાં ચેતન નથી. બીજાં તત્ત્વોની બહુ જ શક્તિ છે, જબરજસ્ત. તેથી તો જગત બધું આવું દેખાય છે. પણ ચેતન નથી એટલે એમનામાં જ્ઞાન નથી. અને જ્યાં જ્ઞાન નથી ત્યાં આત્મા નથી, પરમાત્મા નથી.

ચેતન તત્ત્વ તે એક તત્ત્વ નથી, અનંતા ચેતન તત્ત્વો છે. એ બધાંને ભેગાં કરીએ તો એક સ્વભાવનાં છે. જેમ આપણે સોનાની લગડીઓ હોય બધી, તે કરોડો હોય તોય પણ સોનું જ કહેવાય ને!

---

*આપ્તવાણી શ્રેણી-૧૪ ભાગ-૩ ને ૪માં આત્મતત્ત્વના દ્રવ્ય-ગુણ-પર્યાય સંબંધી વિશેષ વાણી છે.

એટલે એને ચેતન તત્ત્વ કહ્યું. એ તત્ત્વ સ્વતંત્ર છે અને અનાદિ ને અનંતનું છે.

અનંતા આત્મા છે ને બધા છે જ અને રહેવાના જ છે. એને કશું જ થવાનું નથી. વીતરાગોએ, મહાવીર ભગવાને કહેલી આ વાત છે. નિરંતર એનું હોવાપણું છે. અવિનાશી તત્ત્વ છે, મોક્ષમાં પણ તે રૂપે છે. અત્યારે પણ તે રીતે જ છે પણ ભાન થવું જોઈએ.

## ફેર, આત્મા-અનાત્મા તત્ત્વોમાં !

આત્મા તો કોઈ દહાડો અનાત્મા થાય જ નહીં. ચૈતન્ય, અચૈતન્ય ક્યારેય પણ ના થાય. એનો કોઈ ટૂકડો, કોઈ પિસીસ અચૈતન્ય ના થાય. અને અચૈતન્ય છે, એનું આપણે ડુંગળીને સમારીયે છીએ ને પેલી સ્લાઈસ પાડીએ છીએ ને, એવી ગમે એટલી આ અનાત્મ વિભાગની સ્લાઈસ પાડીએ તો પણ એકુય ટૂકડો એવો ના નીકળે કે જેમાં અજવાળું હોય. બેઉ જુદે જુદી વસ્તુ છે. સ્વભાવિક વસ્તુ છે પાછી. આ કંઈ એવી તેવી વસ્તુ નથી. સ્વભાવિક એટલે પોતે સ્વભાવસહિત છે.

આત્માની કોઈ પણ બાબત વિનાશી છે નહીં. એનો સ્વભાવ, એના ગુણેય વિનાશી છે નહીં. એ તો ફક્ત આત્માની અવસ્થા તે એકલી જ ઉત્પન્ન થાય છે, વિનાશ થાય છે. એ નિરંતર થયા જ કરે છે. અને 'પોતે' ધ્રુવ રહે છે. હવે આત્માની બધી અવસ્થાઓ ચેતન છે અને પુદ્ગલની અવસ્થાઓ બધી અચેતન છે.

આત્મા શુદ્ધ ચેતન છે. આ દેખાય છે ને, એ મિશ્રચેતન દેખાય છે. અને શુદ્ધ ચેતન એ શુદ્ધાત્મા છે અને એ જ પરમાત્મા છે.

**પ્રશ્નકર્તા :** આત્માનું અશુદ્ધ સ્વરૂપ ખરું ?

**દાદાશ્રી :** આ જે પ્રકૃતિ સ્વરૂપ છે એ આત્માનું અશુદ્ધ સ્વરૂપ છે.

નિશ્ચય પરમ તત્ત્વ ભગવાન સ્વરૂપ છે અને વ્યવહાર તો જુદો છે જ ને ! આ તમે જુદા બેઠા છો ને આ સાહેબ જુદા બેઠા છે.

દરેકની જગ્યા તો જુદી જ, પણ એક જગ્યામાં બે-ચાર ના રહી શકે ને ? એનું નામ વ્યવહાર જુદો. અને નિશ્ચય એક જ છે આપણો આત્મા. જેવો આ આત્મા, એવો આ આત્મા, બધા એક જ સરખા સ્વભાવના છે.

**પ્રશ્નકર્તા :** ચેતન તત્ત્વ કબૂલ છે, પણ ચેતન તત્ત્વને ધરાવનાર કોઈ બીજું તત્ત્વ હોવું જોઈએ કે નહીં ?

**દાદાશ્રી :** નહીં, એને ધરાવનાર હોય જ નહીં. ચેતન તત્ત્વ, ચેતન જ છે અને સ્વભાવિક છે. ચેતન તત્ત્વ તમારી અંદર આખુંય બેઠેલું છે. જીવમાત્રની અંદર બેઠેલું છે અને એને કોઈની કશી જરૂરિયાત નથી પડી. અવલંબન નહીં, ચેતન તત્ત્વ અવલંબન સિવાયનું છે. જો અવલંબન હોત ને, તો તો એને મારી નાખત લોકો. પણ ચેતન એ જ ભગવાન છે.

**પ્રશ્નકર્તા :** એટલે નિરાલંબી છે ?

**દાદાશ્રી :** હા, નિરાલંબી.

**પ્રશ્નકર્તા :** પણ ચેતનનું ધારક તત્ત્વ, અદ્વૈત વેદાંતમાં એના માટે પરાત્પર ચૈતન્ય એવો શબ્દ વાપર્યો છે.

**દાદાશ્રી :** પરાત્પર એટલે જ શુદ્ધ ચેતન. એને કોઈ અવલંબન ના હોય. હું દેહ સાથે કહી શકું છું કે હું નિરાલંબ છું, ત્યારે મૂળ ચેતન કેવું હશે !

## જીવ અને આત્મા !

**પ્રશ્નકર્તા :** કોઈ ઠેકાણે એને આ જીવ છે, એમ કહે છે અને કેટલાક એને આ આત્મા છે, એમ કહે છે.

**દાદાશ્રી :** એવું છે ને કે ભગવાનની ભાષામાં એને (આત્માને) જીવ કહેતા હતા એ અને અત્યારે આપણા લોકો જીવ શેને સમજે છે ? આ જીવે છે તેને જીવ કહે છે એ. અને મરી જાય તેને છે તે મરી

ગયો, કહે છે. એટલે આપણે અવસ્થાને જીવ કહીએ છીએ અને ભગવાન મૂળ વસ્તુને જીવ કહેતા'તા. તે આપણે હવે મૂળ વસ્તુને આત્મા કહીએ, તો છે તે આ જીવ સમજાય.

જીવ કોને કહેવાય ? જીવે ને મરે, એનું નામ જીવ. આત્મા તેનો તે, પણ ભગવાને મૂળ વસ્તુને જીવ કહ્યો છે. એટલે એમની ભાષામાં જો સમજવું હોય તો વાર લાગે. એટલે આપણે એને આત્મા કહેવો એટલે કાયમની વસ્તુ થઈ ગઈ.

**પ્રશ્નકર્તા :** આ આપણો આત્મા, સર્વ પ્રાણીઓનો આત્મા તથા સર્વે જડ વસ્તુઓનો આત્મા વાસ્તવિકતાએ એક જ છે કે જુદા જુદા છે ?

**દાદાશ્રી :** જુદા જુદા છે. જે જડ વસ્તુમાં માલિકીપણું કોઈનુંય હોતું નથી, તેમાં આત્મા નથી.

**પ્રશ્નકર્તા :** જડ વસ્તુ શા આધારે ટકતી હશે ?

**દાદાશ્રી :** પરમાણુ સ્વરૂપે એ વસ્તુ છે, તે અવિનાશી છે, સ્વતંત્ર છે ને જડ છે.

કોઈ કહેશે કે 'જડમાં સચ્ચિદાનંદ વ્યાપ્ત છે ?' ત્યારે કહે, 'ના, સચ્ચિદાનંદ જડમાં વ્યાપ્ત નથી અને સચ્ચિદાનંદમાં જડ વ્યાપ્ત નથી. બેઉ પોતપોતાની રીતે અલગ જ રહે છે. એકાકાર કોઈ દહાડો થતાં જ નથી. દેહમાં બેઉ સાથે હોવા છતાંય ગુણધર્મેય બેઉમાં જુદા છે.'

આ આંખે દેખાય, કાને સંભળાય, જીભથી ચખાય છે તે બધું જડ છે. આ પાંચ ઈન્દ્રિયોથી જે દેખાય છે તે જડ છે. દિવ્યચક્ષુથી ચેતન દેખાય.

**પ્રશ્નકર્તા :** આ ચેતન તત્ત્વ છે તે બાકીનાં જે આ ગતિ, સ્થિતિ, કાળ, આકાશ તત્ત્વો છે એ બધાંમાં એ ચેતન તત્ત્વ કોમન નહીં ?

**દાદાશ્રી :** ના, શેનું કોમન ? લેવાદેવા નહીં. આ જડ જોડે

આત્મા ભેગો થઈ જાય તો જડ થઈ જાય અને આ જડ તો આત્માને ઓળખતા જ નથી, આત્મા એમને ઓળખે છે.

**પ્રશ્નકર્તા :** એ જાણવાનો ગુણ ફક્ત ચેતનમાં જ છે ?

**દાદાશ્રી :** હા, એટલે જાતને જાણવાનો, પછી એનામાં લાગણીઓ ધરાવવાનો, બીજા બધા પ્રકારના ગુણો એના છે.

## છયેમાં ન્યારું ચેતન !

કોઈ પણ માણસ ચેતનને ઓળખી શકે નહીં કે આ ચેતન છે. ચેતન જોઈ શકાય નહીં, ચેતન સાંભળી શકાય નહીં. ચેતનની ક્રિયા પણ ન દેખાય.

**પ્રશ્નકર્તા :** જે અક્રિય છે, અડોલ છે, એને ચેતન કેમ કહ્યું ?

**દાદાશ્રી :** જે અડોલ હોય, અક્રિય હોય, એ જ ચેતન હોય.

**પ્રશ્નકર્તા :** એ શી રીતે સમજાવો.

**દાદાશ્રી :** ચેતનનો અર્થ શું ? જેને આ બધું જે થઈ રહ્યું છે, એનું જાણપણું થાય, ખબર થાય એ ચેતન ! આ બધાં છ તત્ત્વોમાં એક જ તત્ત્વને, ચેતનને આ બધું ખબર પડે છે. જડને કશી ખબર પડે નહીં. એટલે જ્ઞાન-દર્શન એનું નામ ચેતન. જેનામાં જ્ઞાન-દર્શન છે એ ચેતન. આ ઝાડમાંય જ્ઞાન ને દર્શન બે છે.

આ બધા છમાં આત્મા એકલો જ ચેતન છે. એટલે લાગણી-બાગણીઓ બધું ખબર પડી જાય. જેને ભાન છે તે ચેતન છે, એને કંઈ પણ કરો તો એને ભાન, ખબર પડે. બીજા બધાને ખબર ન પડે.

બીજા બધાં અચેતન તત્ત્વો છે. ગુણો બધા બહુ છે એમની મહીં, પોત પોતાના સ્વભાવિક ગુણો પણ તે લાગણી નહીં એની મહીં, કોઈને. આપણે કચડ કચડ કરીએને તો કશુંય નહીં.

જો આત્માને અરૂપી તરીકે જ ભજશો તો અરૂપી બીજા ચાર છે તેમને પહોંચી જાય. અસંગ આત્મ સિવાય બધાંયને પહોંચી જાય. આ

આત્માના એકલા જ ગુણો નથી. હવે આત્મા અરૂપી તે આત્મા એકલો જ અરૂપી નથી. આપણા લોક અરૂપી એટલે આત્મા જ માની લે છે. આકાશ પણ અરૂપી છે. પછી ગતિસહાયક અરૂપી છે. સ્થિતિસહાયક અરૂપી છે અને કાળના પરમાણુયે અરૂપી છે. એક ફક્ત આ પુદ્‌ગલ એકલું જ રૂપી છે, પુદ્‌ગલ એકલું જ મૂર્ત છે. આત્માને અમૂર્ત તરીકે એકલું ભજવાથી કામ ના થાય. બીજાં ચાર તત્ત્વોય અમૂર્ત છે.

બધાય તત્ત્વો અગુરુ-લઘુ સ્વભાવનાં છે. જે (વિભાવિક) પુદ્‌ગલ આપણે છોડી દેવાનું છે, તે ગુરુ-લઘુ સ્વભાવનું છે. ક્રોધ-માન-માયા-લોભ એ વિકારી પુદ્‌ગલ છે અને તે ગુરુ-લઘુ સ્વભાવનું છે. અગુરુ-લઘુ સ્વભાવ બધાં જ તત્ત્વોને છે. છયે તત્ત્વો નિર્લેપ છે. તેથી તેને ટંકોત્કીર્ણ કહીએ છીએ. બધાં જ અવિચળ છે. એક (વિભાવિક) પુદ્‌ગલ તત્ત્વ ચંચળ છે. બીજા બધાં જ અવિનાશી છે. એટલે એકલા આ ગુણો ભજવાથી આત્માની ભજના થતી નથી.

**પ્રશ્નકર્તા :** મને આ આંખે સ્પષ્ટ ચેતન બિન્દુઓ દેખાય છે, એ શું છે?

**દાદાશ્રી :** ના, ચેતન આંખે કશું દેખાય નહીં, કલ્પનાથી કશું દેખાય નહીં. ચેતન નિર્વિકલ્પ છે. એ તો અનુભવમાં જ આવે. સાકર ગળી છે, પણ ગળી છે એ વસ્તુ દેખાય નહીં. ગળી છે એ વસ્તુ દેખાય?

**પ્રશ્નકર્તા :** ના દેખાય.

**દાદાશ્રી :** આપણે કહીએ, ગળી એટલે શું દેખાય ? એ તો મોઢામાં તમે મૂકો એટલે તમે સમજી જાવ. એટલે ચેતન એ અનુભવની વસ્તુ છે. જ્યાં નિરાકુળ આનંદ વર્ત્યો, નિરાકુળતા વર્તી એ ચેતન. નહીં તો આકુળતાવ્યાકુળતા એ ચેતન નહીં.

**પ્રશ્નકર્તા :** જેવા જેવા જ્ઞાની પુરુષો હોય, એમણે જેવું જેવું કર્તવ્ય કર્યું હોય, તે રૂપ તેને દેખાય ?

**દાદાશ્રી :** ના, એવું નહીં. એ તો બધું ક્યાં સુધી ? જ્યાં સુધી

અહંકારી છે ને, ત્યાં સુધી જુદું જુદું દેખાય. નિર્અહંકારી થયા પછી કરોડ નિર્અહંકારી હોય તો પણ એક જ જાતનું તત્ત્વ દેખે અને સો અહંકારી હોય ને, તો પાંચસો જાતનાં તત્ત્વ દેખે.

**પ્રશ્નકર્તા :** જે રૂપ જોયું હોય એ તત્ત્વ મળી જાય તો તે પાછો આવે ખરો ?

**દાદાશ્રી :** ના, પછી શું કરવા આવે તે ? કારણ કે એ તત્ત્વ મળ્યા પછી ઈચ્છાઓ હોય નહીં. એને ઈચ્છા હોય ત્યાં સુધી આ બધું તોફાન છે.

અને આ બધું જાણવા જેવું છે આ વીતરાગ વિજ્ઞાન. તમારે તો જે (સુખ) ચાખવાનું મળે તે ચાખી લીધું પછી બીજે દહાડે આવવું, એમ કરીને બેસવું નિરાંતે. પછી મારી વાત તમને સમજણ પડશે. પહેલું તમારી બુદ્ધિથી માપવા જાવ તો બુદ્ધિથી શી રીતે મપાય ? એવી વસ્તુ ના હોય આ. કારણ કે હું બુદ્ધિ વગરનો માણસ છું. એક સેન્ટ પણ મારામાં બુદ્ધિ ન હોય. અને બુદ્ધિ હોય ત્યાં સુધી કશી વાત સાચી સમજણ પડે નહીં.

## પ્યૉર કોણ ને ઈમ્પ્યૉર કોણ ?

**પ્રશ્નકર્તા :** હું પ્યૉર સૉલ (શુદ્ધાત્મા) છું, તો આ ચંદુ ઈમ્પ્યૉર (અશુદ્ધ) કેવી રીતના થયો ?

**દાદાશ્રી :** આ છ તત્ત્વો છે ને, એ અવિનાશી છે. આમ સામસામે ફરવાથી વિનાશી અવસ્થા થાય છે.

તે આ ચંદુભાઈ છે તે આ પુદ્ગલનું સ્વરૂપ છે ને 'પોતે' 'હું ચંદુ છું' માને છે, તેથી આ દોષો થયા કરે છે. તે ખરેખર આ પોતાનું સ્વરૂપ નથી. પોતે ઈમ્પ્યૉર થયો જ નથી પણ ઈમ્પ્યૉર થયાની ભ્રાંતિ જ છે. કારણ તું તો પ્યૉર જ હતો, પણ ભ્રાંતિથી તારી માન્યતામાં આવ્યું કે 'હું આ ચંદુ છું.' બાકી બાય રિલેટિવલી સ્પિકિંગ યુ આર ચંદુ. રિયલી સ્પિકિંગ યુ આર પ્યૉર સૉલ, નોટ રિલેટિવલી સ્પિકિંગ.

હવે 'આણે' શું કરવું જોઈએ કે રિયલી સ્પિકિંગમાં જ રહેવું જોઈએ અને રિલેટિવલી સ્પિકીંગમાં 'તું' જે તારી જાતને માનતો હતો, તેનું નામ ઈગોઈઝમ હતું. 'તમે' તો ચેતન છો, તમારું ક્રિયેશન કુદરત કરી શકે નહીં અને કુદરત નિર્જીવ છે. એટલે કુદરતે આ તમને કર્યા નથી. તમે ક્રિયેચર નથી કુદરતના.

## ગીતાના ફોડ, જ્ઞાનીની દૃષ્ટિએ !

**પ્રશ્નકર્તા :** જગતની ઉત્પત્તિ આપે કીધું કે 'સ્વયં છે, અનાદિ કાળથી ચાલી આવે છે', તો ગીતા એમ કહે છે કે ''જ્યાં સૂર્ય પણ નથી જઈ શકતો, ચંદ્ર પણ નથી જઈ શકતો અને જે ઉચ્ચ કોટિનું ધામ છે એ મારું ધામ છે'', તો એ ધામ તો જગતથી બીજું હશે કે જગતમાં જ હશે ?

**દાદાશ્રી :** જગતમાં અહીં (આત્મામાં) જ છે, બીજે ક્યાં આગળ ? એ તમને અવળું સમજાય છે. વાંકી દૃષ્ટિઓને બધું વાંકું દેખાય. સમ્યક્ દૃષ્ટિવાળાને સમ્યક્ દેખાય. સમ્યક્ દૃષ્ટિ થશે ને, ત્યારે દેખાશે સાચું.

**પ્રશ્નકર્તા :** બહુ મશહૂર શ્લોક છે, 'એ તત્ત્વને સૂર્ય પ્રકાશ નથી આપતો, ચંદ્ર પ્રકાશ નથી આપતો.'

**દાદાશ્રી :** ચેતન તો સૂર્યને જ એ પ્રકાશ કરે છે. હા, ત્યારે પછી !

હવે શું કહે છે,

''નાસતો વિદ્યતે ભાવો, નાભાવો વિદ્યતે સત:''

ભગવદ્ગીતા, અધ્યાય-૨, શ્લોક-૧૬

''અસત્નો ભાવ નથી'', એટલે અસ્તિત્વ જ નથી. અસત્ એટલે જે વસ્તુ છે નહીં, અહીં એનું અસ્તિત્વ જ નથી. અને સત્નો અભાવ નથી. સત્ એટલે વસ્તુ. જે ત્રિકાળી વસ્તુ એને સત્ કહેવાય. ત્રણેય કાળ રહે. જેનો વિનાશ ક્યારેય ના થાય, તેને સત્ કહેવાય અને જે

વિનાશી એને અસત્ કહેવાય. ''આ તત્ત્વદર્શીઓએ બંનેનો નિર્ણય જોયો છે કે આ અવિનાશી અને આ વિનાશી. જે વડે આ સઘળું વ્યાપ્ત છે તેને તું અવિનાશી જાણ'', તે કહે છે. ''આત્મા વડે આ બધું વ્યાપ્ત છે.'' આત્મા છે તો આ વ્યાપ્ત છે, નહીં તો આ આત્મા ના હોત તો વ્યાપ્ત ના હોત એવું કહેવા માંગે છે. ''અવ્યયનો વિનાશ કરવા કોઈ સમર્થ નથી.'' અવિનાશીનો વિનાશ કરવા કોઈ સમર્થ નથી, એમ ગીતામાં કહે છે. પછી...

''આત્મા નિત્ય છે, અવિનાશી છે, અપ્રમેય છે. એવા શરીરધારી આત્માના આ શરીરો તે બધાં નાશવંત કહ્યાં માટે, હે ભરત, તું યુદ્ધ કર.'' કહે છે. એ તો લોકભાષામાં મરે છે. બાકી ભગવાનની ભાષામાં કોઈ મરતું નથી ને કોઈ જન્મતુંય નથી. આ પૂતળાં જન્મે છે ને પૂતળાં મરે છે. કોઈ મરે છે, એ મરતું કોને કહેવાય કે જે કાયમને માટે ખલાસ થઈ જાય તે. આ તો ઉત્પન્ન થવું, પછી વ્યય થાય, પાછું ઉત્પન્ન થાય, પછી વ્યય થાય છે.

**પ્રશ્નકર્તા :** ઉત્પાત, વ્યય, ધ્રુવ ?

**દાદાશ્રી :** હા. અને ધ્રુવ પોતે, કાયમનો રહે છે અને અવસ્થા ઉત્પન્ન-વિનાશ થયા કરે. ઉત્પન્ન-વ્યય, ઉત્પન્ન-વ્યય. 'જવાની' ઉત્પન્ન થઈ'તી, નહીં ? ન'તી થઈ તમને ? અને વ્યય થઈ ગઈ ને ?

**પ્રશ્નકર્તા :** હા, થઈ ગઈ.

**દાદાશ્રી :** આ ઘૈડપણ ઉત્પન્ન થયું છે. હવે વ્યય થઈ જશે ને ? આ બધું ઉત્પન્ન-વ્યય થયા કરે. ''જે આ આત્માને મારનાર જાણે અથવા જે આને (આત્માને) મરાયેલો જ માને છે, તેઓ બન્ને નથી સમજતા. કારણ કે આ આત્માને કોઈ મારી શકે એમ છે નહીં. અગર જે એને મરી ગયો છે એમ માને છે, તે બધાય સમજતા નથી. કેમ કે આ આત્મા નથી મરતો કે નથી મરાતો. આ આત્મા કદી જન્મતો નથી ને મરતો નથી. આ પૂર્વે નહીં હોય, ફરી નહીં હોય એમ પણ નથી, છે જ ત્રિકાળી. આ અજન્મા, નિત્ય, શાશ્વત, પુરાતન છે; તેથી શરીર મરાયા છતાં મરાતો

નથી. હે પાર્થ ! જે આને અવિનાશી, નિત્ય, અજન્મા અને અવિકારી જાણે છે, તે પુરુષ કોને કેવી રીતે મારે છે તથા કોણ કોને મરાવે છે? એ બધું સમજે છે. આ તો જૂનાં વસ્ત્ર છોડીને નવાં વસ્ત્ર ધારણ કરે છે.'' બીજું કશું છે નહીં. 'આ મરી ગયું' એની ઘડભાંજ ને ભાંજગડ એ બે લોકોને છે. (ગીતા અધ્યાય-૨, શ્લોક-૧૬ થી ૨૨)

**પ્રશ્નકર્તા :** ગીતામાં કૃષ્ણ ભગવાને અર્જુનને એવું કહ્યું, કે મોક્ષ છે તે મારા અંદર જ છે, તો મોક્ષ અંદર જ છે ?

**દાદાશ્રી :** હા, પણ અંદર જ છે ને, બહાર ક્યાં છે ?

**પ્રશ્નકર્તા :** કૃષ્ણ ભગવાને એમ કહ્યું કે મારામાં છે.

**દાદાશ્રી :** હા, એમનામાં જ છે પણ બહારથી ક્યાંથી લાવે ?

**પ્રશ્નકર્તા :** એટલે આ તો આ ગીતાનો કહેવાનો આશય છે કે 'તું બધાને છોડી દે. તું કેવળ મને જ ભજ' એમ અંદર લખ્યું છે.

**દાદાશ્રી :** એ શું કહેવા માંગે છે કે, 'એ કૃષ્ણ એ હું છું' અને કૃષ્ણ એટલે આત્મા. દરેકના શરીરમાં આત્મા છે, એ પોતે જ કૃષ્ણ છે અને તેમાં જ મોક્ષ છે, કહે છે.

**પ્રશ્નકર્તા :** 'આત્મા સો પરમાત્મા' કીધું છે એટલે ? આત્મા એ જ કૃષ્ણ ?

**દાદાશ્રી :** હા, આમાં જે કૃષ્ણ કહેવા માંગે છે ને, 'આ હું કરું છું તે...' એ પોતે આત્મસ્વરૂપે બોલે છે. એટલે સમજવામાં ભૂલ થઈ. લોકો જાણે એમ સમજી ગયા કે આ વ્યક્તિરૂપે બોલે છે, એટલે 'હું કરનાર છું અને મેં જ આ દુનિયા કરી છે.' એ બધું એવું નથી, એ આત્મારૂપે બોલે છે. આ મારી પાસે બધી આખી ગીતા સમજી લો, તો તમને પછી સમજાય.

❖ ❖ ❖ ❖ ❖

# [૩]
# ગતિસહાયક તત્ત્વ - સ્થિતિસહાયક તત્ત્વ !

## ગતિ થાય ગતિસહાયકને કારણે !

આ જડ-ચેતનને અહીંથી પ્રવહન કરાવનારી શક્તિ જોઈએ. ચેતનમાંય પ્રવહન કરવાની શક્તિ નથી અને જડમાંય પ્રવહન કરવાની શક્તિ નથી. આત્મામાં સ્વભાવિક ગુણ નથી આ ગતિ કરવાનો. પરમાણુ અહીંથી આઘુંપાછું થઈ શકે નહીં અને આ ચેતન પણ આઘુંપાછું થઈ શકે નહીં. તે આઘુંપાછું કરાવનારું, બન્નેને સ્થાનફેર કરવા માટે એક ગતિસહાયક નામનું તત્ત્વ છે. એને સહાય કરે અને ગતિમાં લઈ જાય એને.

**પ્રશ્નકર્તા :** એ ગતિ શેનાથી થાય છે ? પોઝિટિવ-નેગેટિવ પાવરથી ગતિ થાય છે ?

**દાદાશ્રી :** ના, ના. ગતિસહાયક તત્ત્વ જ છે કે જે વસ્તુઓને ગતિ કરાવડાવે છે, વ્યવહારમાં હેલ્પ કરે છે. મહીં ભાવના થઈ (વ્યવહાર) આત્મામાં* કે જવું છે એવો અંદર કંઈક ગણહારો (અણસારો) માલમ પડ્યો, તે ગતિસહાયક તત્ત્વ એને હેલ્પ કરે.

**પ્રશ્નકર્તા :** ભગવદ્ ગીતામાં પરા પ્રકૃતિ અને અપરા પ્રકૃતિ એવું કહ્યું છે.

**દાદાશ્રી :** એ પ્રકૃતિને કહે છે. અપરા ને પરા બન્ને પ્રકૃતિને કહે છે. હવે આ જુદી વસ્તુ છે કે આ જે પંચ તત્ત્વ છે બોડી, એ બોડીમાં હાલવા-ચાલવાનો ગુણ નથી. અહીંથી હાલવું, અહીંથી જવું

---

*આત્માને ગતિ કરવાની ભાવના થઈ, ત્યાં વ્યવહાર આત્મા બધે સમજવો.

હોય તો માઈલ જઈ શકે નહીં. આત્મામાંય હાલવા-ચાલવાનો ગુણ નથી.

**પ્રશ્નકર્તા :** ઉપનિષદમાં એવું વર્ણન છે કે 'આત્મા ગતિમાન છે અને આત્મા ગતિમાન નથી', તો આમાં બેમાં કયું સાચું ?

**દાદાશ્રી :** આત્માયે ગતિમાન નથી અને આ પંચ તત્ત્વેય (શરીર) ગતિમાન નથી. એ ગતિમાન તત્ત્વ અંદર છે અને તે ગતિમાન તત્ત્વ એટલું બધું કામ કરે છે કે પોતે જાણીજોઈને ગતિ નથી કરતું, આત્માને મહીં ઈચ્છા થાય, એટલે ચાલુ થઈ જાય.

## વિભાવે કરીને 'ગતિ'ના ભાવ !

એ 'એને' પ્રવહનનો ભાવ થયો, તેની સાથે હેલ્પ કરનારું તત્ત્વ છે આ. જે એને અહીંથી દોરી જાય. નહીં તો ચેતન કે જડમાં એવી શક્તિ જ નથી, એવો ગુણેય નથી કે પોતે પોતાની મેળે અહીંથી ખસી શકે. એટલે એ ગતિસહાયક તત્ત્વ છે. ગતિસહાયક તત્ત્વ છે એટલે ચાલ ચાલ જ કરે, એટલે પછી એ પાછો અટકે કેમ કરીને ? ત્યારે કહે, બીજું સ્થિતિસહાયક તત્ત્વ છે. એને સ્થિતિ કરી દે. એટલે જ્યાં અનુકૂળ આવે ત્યાં બેસવું હોય તો બેસાડી દે. એટલે આ તમે બેઠા છો ને, એ સ્થિતિસહાયક તત્ત્વને આધારે.

**પ્રશ્નકર્તા :** ચેતન તત્ત્વ જવાનો ભાવ કરે છે ? ભાવ કોનો ?

**દાદાશ્રી :** એક ચેતનમાં જ પોતાનો ભાવ કરવાની શક્તિ છે. એટલે એ સ્વભાવેય કરી શકે છે અને વિશેષ ભાવેય કરી શકે છે. હા, તે વિશેષભાવથી, એને અહીંથી આમ આઘે જવાની ઈચ્છા થાય છે, એવો ભાવ થાય છે. ત્યારે એ એની ઈચ્છા જ અને બીજું એક તત્ત્વ એવું છે કે જે એને હેલ્પ કરીને ત્યાં લઈ જાય. એને ધર્માસ્તિકાય કહે છે, ગતિસહાયક તત્ત્વ. આને ગતિ કરવી છે ને એ ગતિને સહાય કરે. જેમ માછલું હોય ને તે વહેતાં પાણીમાં હોય ને, એ પોતે તરતું ના હોય ને એમ ને એમ પડી રહ્યું હોય ને, તોયે એ પહોંચી જાય આગળ. માછલું

જતું રહે ખરું ? પાણી લઈ જાય એને. એવું આ ગતિસહાયક તત્ત્વ છે.

જો ગતિસહાયક એકલું જ હોત ને તો આ કોઈ બેસત નહીં. દોડધામ, દોડધામ, દોડધામ ચાલ્યા જ કરે. આ ઘરો પણ ફર ફર કરે ને લોકોય ફરે. એનો પાર જ ના આવે. એટલે આ સંસારી કાર્ય થાય નહીં. એટલે સ્થિતિસહાયક તત્ત્વ છે ને, તે ઘરને સ્થિર રાખે. તમે બધા બેઠા છો ને, તેને સ્થિર રાખે. પછી પાછું જવું હોય તો જવા દે.

જડ તત્ત્વ ગતિ કેવી રીતે કરી શકે ? એ (ગતિસહાયક) તત્ત્વ હોય તો જ ગતિ કરી શકે. જેમ આપણે નદીમાં એક લાકડું નાખીએ એ ગતિ કોણ કરે છે? લાકડું શી રીતે કરે છે ? નદીમાં ચાણોદ આગળ લાકડું નાખીએ અને ત્યાં ભરૂચ આગળ છે તે કાઢીએ તો એ ગતિ કોણ કરાવે છે એને?

**પ્રશ્નકર્તા :** વ્યવહારથી જડ તત્ત્વ હોય તો જડથી આનો ઉકેલ આવે.

**દાદાશ્રી :** ના, એમ નહીં. એ પાણી એને ખેંચી લાવે છે, તે આપણને ઉઘાડું દેખાય છે. એવું આ બધાં ખેંચાય. આમ કોણ લઈ જાય છે ને લાવે છે ? એ ગતિસહાયક નામનું તત્ત્વ છે, તે આ ગતિ કરાવી શકે છે.

**પ્રશ્નકર્તા :** ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય એ બધું શું છે ? એ ના સમજાયું.

**દાદાશ્રી :** એ બધું છે તે, પારિભાષિક શબ્દો છે. ધર્માસ્તિકાય એ ગતિસહાયક હોય અને પેલું અધર્માસ્તિકાય એ સ્થિતિસહાયક. પારિભાષિક શબ્દો એટલે એમાં સમજણ ના પડે. આપણું સાદી ભાષામાં લખેલું ને, તે સાચું. આપણી શુદ્ધ ગુજરાતી ભાષામાં લખેલું, આપણું. અને તે પાછી ગ્રામીણ, ગામઠી ભાષામાં. આમ સરસ આપણને એ બધું સમજાય. પેલું અધર્માસ્તિકાય એમાં પેલા ધર્માધર્મને લેવાદેવા નહીં, આ તો નામ જ ધર્મ છે.

## ઉપલક જાણવામાં મુક્તિ !

**પ્રશ્નકર્તા :** ગતિસહાયક અને સ્થિતિસહાયક એ શક્તિ છે કે એના પણ અણુઓ છે ?

**દાદાશ્રી :** ના, ના, એ તો મોટા પ્રદેશરૂપે છે. બહુ મોટું કે જેને જે ઈચ્છા થાયને, એટલે એને હેલ્પ કરે એ. એ અણુ ના હોય એના, પ્રદેશ હોય. એ કહેવાય પ્રદેશ પણ તમને તમારી બુદ્ધિથી ન સમજાય એ.

**પ્રશ્નકર્તા :** આપે શું કીધું, ગતિસહાયક પ્રદેશ સ્વરૂપ છે ?

**દાદાશ્રી :** આત્માનાયે અનંત પ્રદેશ છે.

**પ્રશ્નકર્તા :** દાદા, પ્રદેશ વિશે કહોને. પ્રદેશ એટલે ?

**દાદાશ્રી :** તમારી ભાષાનું ના બોલશો અને આ શબ્દ ખાલી આપેલા એટલું જ. એ તો જ્યારે એ દશાએ પહોંચે ત્યારે સૂક્ષ્મ ભેદે સમજાય. આપણને કામનું નહીં, બહુ ઊંડું ઊતરવાનું નહીં. આ પાણી આવ્યું કંઈથી ? ત્યારે કહે, ટાંકીમાંથી આવ્યું. શેમાં આવશે ? નળીમાં. આ પછી હાથ-પગ ધોઈ નાખીએ, મોઢું ધોઈ ને નહાયા પછી ક્યાં જાય છે ? ત્યારે કહે, આ ગટરમાં. બસ, એટલું જ જાણવાની જરૂર છે. ગટર શેમાં વહે છે ? ત્યારે કહે, નદીમાં. ઉપલક જાણે, તેમાં મુક્તિ અને બહુ જાણવા ગયો ઊંડા અર્થમાં, તો ત્યાં તે ત્યાં બેસી રહેવું પડે. કામ શું આપણે, કામ સાથે કામને ? ગાડીમાં બેસે ને પૂછે ક્યારે બનાવી, શેની બનેલી છે, એ બધું જાણવાની જરૂર ? આપણે ગાડીમાં બેસીને સ્ટેશને ગયા, પછી ગાડી એને ઘેર અને આપણે આપણે ઘેર.

## સ્થિર કરાવે સ્થિતિસહાયક !

**પ્રશ્નકર્તા :** દાદા, અધર્માસ્તિકાય તત્ત્વનું કાર્ય શું ?

**દાદાશ્રી :** સ્થિર કરે એ અધર્માસ્તિકાય. જ્યારે ગતિ આપ્યા પછી બંધ જ ના થાય ત્યારે કરવું શું ? ત્યારે કહેશે, અધર્માસ્તિકાય

તત્ત્વ છે તે એને સ્થિર કરે. નહીંતર તો ગતિ એકલી જ ચાલ્યા કરે. બસ, આ બધા માણસો-બાણસો કોઈ બેસે-કરે નહીં. બધું દોડધામ, દોડધામ, દોડધામ, દોડધામ રાત-દહાડો કર્યા જ કરે. પણ સ્થિતિસહાયક છે આ બધું, તેથી નિરાંતે સૂઈ જાય છે ને બધા. આ ગાડી ચાલે છે ને, તે ગતિસહાયક તત્ત્વને લઈને ચાલે છે. નહીં તો ચાલે નહીં અને સ્થિતિસહાયક તત્ત્વથી ઊભી રહે. એ સ્થિર તત્ત્વનો ઉદય આવે એટલે સ્થિર થઈ જાય. ગતિસહાયકનો અમલ પૂરો થઈ રહે, તે વપરાય જાય પછી સ્થિતિસહાયક તત્ત્વ કામ કરે.

લોક કહે છે ને કે મારી ચાલવાની હામ (હિંમત) જતી રહી હવે. હવે મારાથી ઉઠાતું નથી ને ચલાતુંયે નથી. તો શું જતું રહ્યું ? ત્યારે કહે, પુદ્ગલનું નહોય, આત્માનું નહોય, ત્યારે ધર્માસ્તિકાય જતું રહ્યું, ગતિસહાયક જતું રહ્યું. એ જ્યારે ઊઠવાની હામ જતી રહે છે, મરતી વખતે ઊઠવાની શક્તિ બિલકુલેય ખલાસ થઈ જાય, ત્યારે પેલું ગતિસહાયક તત્ત્વ ખલાસ થઈ ગયેલું હોય છે.

## ગતિના ભાવ કરે કોણ ?

**પ્રશ્નકર્તા :** એટલે આ ગતિસહાયક તત્ત્વ છે એ એવી રીતે પાસે લઈ આવે કે આ સંજોગો ઊભા થઈ જાય ?

**દાદાશ્રી :** ના, ગતિસહાયક તત્ત્વ આને આ રીતે કામ કરતું નથી. બધાં તત્ત્વો પરિવર્તનશીલ સ્વભાવના જ છે, પણ ગતિસહાયક તત્ત્વ તો, પુદ્ગલ વિકૃત થાય અને આત્મા વિકૃત થાય ત્યારે મદદ કરે.

**પ્રશ્નકર્તા :** દાદા, જે ગતિસહાયક તત્ત્વની વાત કરી, તો એ ગતિ ઉત્પન્ન કરનારું તત્ત્વ છે કે ગતિ ઉત્પન્ન થયા પછી એને સહાય કરનારું તત્ત્વ છે ?

**દાદાશ્રી :** સહાય કરનારું છે.

**પ્રશ્નકર્તા :** તો પછી ગતિ ઉત્પન્ન કરે છે એ કોણ કરે છે ?

**દાદાશ્રી :** ચેતન તત્ત્વની પોતાની માંગણી નથી, વ્યતિરેક ગુણ

છે. એટલે પોતાનો ગુણ નથી, જડનો ગુણ નથી. એ તો સહાય કરે છે, ગતિ કરવાની ઈચ્છા થાય ત્યારે.

**પ્રશ્નકર્તા :** એટલે એ ચેતનનો વ્યતિરેક ગુણ છે એ ગતિ ?

**દાદાશ્રી :** ના, એ ચેતનનું અને જડનું, બેઉનું છે. બે જ વસ્તુને ગતિ સહાય કરી શકે.

**પ્રશ્નકર્તા :** જડ અને ચેતનના વિશેષભાવે કરીને આખો સંસાર ઊભો થયો, તો એમાં ગતિસહાયક તત્ત્વ અને સ્થિતિસહાયક તત્ત્વ એ કઈ રીતે કામ કરે છે ?

**દાદાશ્રી :** એ તો આ ચેતન અને જડને અહીંથી આઘુંપાછું થવાની પોતાની શક્તિ છે નહીં, અગર એનામાં એ સ્વભાવ જ નથી. જેમ પાણીને આપણે આમ રેડીએ એટલે ઢાળ હોય તે બાજુ જાય, કોઈની શરમ રાખ્યા વગર. વચ્ચે ખાણ ઊભી હોય તો ખાણમાં રહીને ચાલ્યું જાય. એને કોઈની પડેલી નથી. એવી રીતે જડ ને ચેતનની અહીંથી બીજી જગ્યાએ જવાની શક્તિ નથી, પણ એનામાં ભાવ છે કે મારે આમ જવું છે તો પછી એ ભાવ છે તો એને મદદ કરે છે.

**પ્રશ્નકર્તા :** ભાવ જડમાં છે કે ચેતનમાં છે ?

**દાદાશ્રી :** એ છે ચેતનમાં. મહીં ભાવ કરેને માણસ કે મારે આટલું લઈ જવું જોડે.

**પ્રશ્નકર્તા :** એ ભાવ કરવાવાળો આત્મા કે જડ ?

**દાદાશ્રી :** માનેલો આત્મા (વ્યવહાર આત્મા).

**પ્રશ્નકર્તા :** અચ્છા, તો પછી ભાવ શું કામ કરે છે એ ઠેકાણે ?

**દાદાશ્રી :** ભાવથી તો આ ભેગું થાય, તેડી જાય.

**પ્રશ્નકર્તા :** અને ક્ષેત્રથી ?

**દાદાશ્રી :** ક્ષેત્રથી તો ક્રોધ-માન-માયા-લોભ વધતા-ઓછા પ્રમાણમાં

પડી જાય. ક્ષેત્ર ફેરફારથી સરખું પ્રમાણ ના રહે, અને ભાવ પેલાને તેડી જાય છે. નક્કી કરે કે મારે સવારમાં જવું છે, કલકત્તે.

**પ્રશ્નકર્તા :** તો એમાં ગતિસહાયક અને સ્થિતિસહાયક તત્ત્વો શું કામ કરે છે ?

**દાદાશ્રી :** મદદ કરે. એ (વ્યવહાર આત્મા) ભાવ કરે તો મદદ કરે, ભાવ ન કરે તો મદદ ના કરે.

**પ્રશ્નકર્તા :** આ જે ગતિસહાયક અને સ્થિતિસહાયક તત્ત્વોનો ઉપયોગ કેવી રીતે લઈ શકાય?

**દાદાશ્રી :** આપણાથી લઈ શકાય નહીં.

**પ્રશ્નકર્તા :** તો કઈ રીતે એનો ઉપયોગ થતો હશે ?

**દાદાશ્રી :** આ તો આપણે નક્કી કરીએને કે મારે અહીંથી આમ જવું છે એટલે એ ઉપયોગમાં આવે. એટલે આપણી ઈચ્છાઓ પ્રમાણે જમા થઈ જાય મહીં. કારણ કે બન્નેમાં પોતાનામાં ગતિ કરવાની શક્તિ નથી. એટલે પોતાની ઈચ્છા થાય તો આ મદદ કરે એને. અને આકાશ હોય તો આપણે ઊભું રહેવાયને મહીં. વ્યવહારમાં ઊભું રહેવું હોય તો આકાશ જોઈએ. નિશ્ચયમાં ઊભું રહેવું હોય તો આકાશની જરૂર નથી. એટલે વ્યવહારમાં રહેવું હોય તો ટાઈમની જરૂર. કારણ કે અનિત્ય છે એટલે. નિશ્ચયમાં નિત્યમાં ટાઈમ ના હોય. આપણામાં છએ છ છે જ મહીં.

**પ્રશ્નકર્તા :** તો આ ગતિ સહાયક તત્ત્વમાં ને સ્થિતિ સહાયક તત્ત્વમાં પણ કંઈ સુધારો કરી શકાય કે એ પણ ભાવથી જ થાય?

**દાદાશ્રી :** બધું ભાવથી જ થાય. જેનો ભાવ ચોખ્ખો તેનું એ ચોખ્ખું. ભાવ ચોખ્ખો આવડે નહીં ને ! નહીં તો એ આવડતો હોય તો તો બહુ કામ જ થઈ ગયું ને !

ઘણા ખરા મકાન પર મોટા મોટા છાપરાં હોય છે તે આખાં

ઊડાડીને લઈ જાય છે ને ! તે કોણ ? ગતિસહાયક કરે છે. એ તત્ત્વ છે. આ પવન એકલો નથી કરતો. પવનની અંદર તત્ત્વ રહેલું છે, એ તત્ત્વ આવે છે તો ઊડે, નહીં તો ઊડે નહીં. અહીંથી આમ આપણા ઘરનું છાપરું ઊડ્યું, પછી ઊભું જ ના રહે. ત્યારે મૂઆ કંઈ જાય એ? ઉપરનું છાપરું છે તે ગતિ કરીને અહીંથી હજારો ફૂટ છેટે પડે. પડે કે ના પડે ? એ ગતિસહાયક તત્ત્વથી થાય છે. બીજું સ્થિતિસહાયક. અહીંથી પતરાં ઊડ્યાં એ તો ઊડ ઊડ જ કર્યા કરે. એ ગતિસહાયક તત્ત્વ એકલું જ હોય તો પછી એ છાપરું પછી પડે નહીં પછી, એ ફર્યા જ કરે. એટલે પાછું બીજું સ્થિતિસહાયક તત્ત્વ રાખ્યું.

**પ્રશ્નકર્તા :** સ્થિતિસહાયક તત્ત્વને આ ગુરુત્વાકર્ષણ જે કહીએ છીએ છે તે ?

**દાદાશ્રી :** ના, ના, ભૂલી જાવ. ગુરુત્વાકર્ષણને કશી લેવાદેવા નથી.

## કપાયેલી પૂંછડી કેમ હલે ?

હવે ગિલોડીને પૂંછડી કપાઈ જાય, જોયેલી તમે ?

**પ્રશ્નકર્તા :** હા, હા, દાદા.

**દાદાશ્રી :** શું જોયું હતું ?

**પ્રશ્નકર્તા :** એ પૂંછડી કપાઈ જાય તોય પૂંછડી એની મેતે (મેળે) એ હલ્યા કરે...

**દાદાશ્રી :** અને ગિલોડી શું કરે ?

**પ્રશ્નકર્તા :** ગિલોડી જતી રહે.

**દાદાશ્રી :** જતી રહે અને પૂંછડી હલ્યા કરે. ને પછી એના માટે શું સમાધાન થાય ? એ પૂંછડી આમ આમ ઊંચા-નીચી થયા કરે. એ શું સૂચવે છે ? એ શું થતું હશે ? કોણ હલાવતું હશે ?

**પ્રશ્નકર્તા :** ચેતન.

**દાદાશ્રી :** ચેતન ગિલોડીની જોડે જતું રહ્યું. આ અહીં શું રહ્યું હવે? એટલે આખું જગત એને ચેતન કહે. આ ચેતન નહોય.

**પ્રશ્નકર્તા :** તો એ શું હોય ?

**દાદાશ્રી :** અચેતન તત્ત્વ છે.

**પ્રશ્નકર્તા :** તો એ કૂદાકૂદ કેવી રીતે થઈ શકે ?

**દાદાશ્રી :** આ એન્જીનો ફરે છે કેવી રીતે ? એન્જીનો નથી ફરતાં ? આ બધી ગાડીઓ-મોટરો હોય, એ જડ કૂદાકૂદ કરે, એ ચેતન નથી. ચેતનનો કૂદાકૂદ કરવાનો પોતાનો ગુણ જ નથી.

એટલે આ ડૉક્ટરોએ કોઈ દહાડો ચેતન જોયેલું ના હોય. કોઈએ ચેતન જોયું જ ના હોય. હરતાં-ફરતાં માણસોને ચેતન કહેવાતું નથી. એ તો મિકેનિકલ માણસોય આવશે, જ્યારે મિકેનિકલ બનાવશે લોકો ત્યારે એ ભઈ હરતા-ફરતા હશે. હા, વાતો-બાતો બધું કરશે.

**પ્રશ્નકર્તા :** અંગ્રેજીમાં જે રોબોટ કહે છે ?

**દાદાશ્રી :** હા, એટલે એ કંઈ ચેતન નથી.

હવે એનું સૉલ્યુશન લોકો લાવી શકે નહીં. એટલે લોકો શું કહે કે જીવ આમાંથી નીકળે છે અને જીવ નીકળી રહેશે એટલે પછી પડી જશે. એવું કહેને ? જીવ કપાય નહીં. અને પૂંછડી કપાઈ ગઈ. આમ કપાતાની સાથે જ પેલામાં ચેતન એક જ થઈ જાય. જુદું પડે નહીં અને ગિલોડી પછી આખા ચેતન સાથે જતી રહે. આ રહ્યું પૂંછડું એનું.

**પ્રશ્નકર્તા :** પૂંછડીમાં કંઈક હજુ જીવ છે એટલે કૂદાકૂદ કરે છે?

**દાદાશ્રી :** જીવ તો આગળ આગળ ગિલોડી જે ગઈને, એની મહીં જીવ ગયો, આમાં જીવ રહ્યો નથી. આ મોટા મોટા સંતો હઉ

મૂંઝાયેલા. એ તો પછી અમે જ્ઞાની પુરુષ ખુલ્લું કહીએ. આ તો કેવું છે ? જીવ હંમેશાં પ્રકાશક છે અને જીવના પિસિસ થઈ શકતા નથી. જો એના કકડા કરે તો મરી જાય. મરી જાય તો આખો જીવ જતો રહે અને નહીં તો ગિલોડી આગળ ચાલે અને પાછળ જીવ રહ્યો, એવું બને નહીં. તો એનું શું કારણ હશે ?

જીવ તો શેનું નામ કહેવાય ? જ્યાં લાગણી હોય, વેદના હોય. આ પૂંછડીમાં લાગણી ના હોય. કપાયેલી પૂંછડી ઉપર દેવતા મૂકીએને તોય એને લાગણી ના હોય. અને ગિલોડી પેલી નાસી ગઈ, તેને વળી પાછી ત્યાં લાગણી હોય. એટલે જીવ તો આમ પેલામાં જ ગયો. ચેતન કપાય નહીં, ચેતનના પિસ થાય નહીં. કૃષ્ણ ભગવાને શું કહ્યું ? ચેતનને કાપી શકાય નહીં. ચેતનના બે ટૂકડા થાય નહીં કોઈ દા'ડો. ચેતન સર્વાંગ હોય. ત્યાં અમેરિકામાં સાયન્ટિસ્ટોને મેં પૂછયું ત્યારે એ તો કહે છે, 'ચેતન જ છે.' 'સૉલ' કહે છે. મેં કહ્યું, 'ન્હોય સૉલ. સૉલના પિસિસ ના હોય.' એટલું સમજણ પડે તો કામ જ નીકળી જાય ને !

આત્મા આંખે દેખાય એવી વસ્તુ નથી અને બીજી કોઈ વસ્તુથી ના દેખાય. એ છે તે ડુંગરની આરપાર જતો રહે. કેટલો જાડો હશે ?

**પ્રશ્નકર્તા :** એકદમ સૂક્ષ્મ.

**દાદાશ્રી :** સૂક્ષ્માતિસૂક્ષ્મ. ડુંગરની આરપાર, ભીંતની આરપાર જતો રહે. એટલે ગિલોડીમાં આખો સંકોચ જ થઈ જાય. એટલે તરત જીવ આખો ગિલોડીમાં જ રહી ગયો અને આ જે કપાયું તે કૂદાકૂદ કેમ કરે છે ? કૂદાકૂદ કરે છે તો બંધ કેમ થાય છે ? શું કારણ છે ? વોટ આર ધી કોઝિઝ ?

કારણ કે એ આત્મા નથી. આત્માનો સ્વભાવ એવો છે કે જ્યાં આગળ ભાગ છૂટો થયો, કે સંકોચ થઈ જાય. એ ચેતનનો સ્વભાવ સંકોચાઈ જવું અને વિકાસ પણ થઈ જાય. હાથીમાં જાય ત્યારે મોટો વિકાસેય થાય. કીડીમાં જાય ત્યારે સંકોચાઈ જાય. આ ચેતનના સ્વભાવ છે બધા.

## એ છે ગતિસહાયક !

**પ્રશ્નકર્તા :** એ તો એક જાતનું ઈનર્શિયા જ હશેને ? જેમ રેલ્વેના ડબ્બાને એન્જીન એક ધક્કો મારે છે અને થોડો ટાઈમ ડબ્બા ચાલે છે, એમ આને ચેતનનો ધક્કો જ હશે, ચેતન નહીં હોય ?

**દાદાશ્રી :** ચેતનનો ધક્કોય નથી. એક ગતિસહાયક નામનું તત્ત્વ છે એ આ નીકળી જાય છે. એને ધર્માસ્તિકાય કહેવાય છે. અને પછી ખલાસ થઈ જાય એટલે અધર્માસ્તિકાયથી પડી રહેશે, સ્થિર થઈ જશે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ ચેતનની જે શક્તિ પહેલાં હતી તે એ ધક્કાને લીધે તે ચાલેને, નહીં તો તો કાયમ ચાલવું જોઈએને ?

**દાદાશ્રી :** ધક્કાથી નહીં. ધક્કા કરતાં વસ્તુ બીજી છે. આ તો એની મહીં જે ભરેલો માલ છે, દરેકના શરીરમાં, તે ગતિસહાયક નામનું તત્ત્વ ભરેલું છે, આકાશ નામનું તત્ત્વ ભરેલું છે. આ બધાંય તત્ત્વો છે ને, તે તરત નીકળી જાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે પેલું તત્ત્વ જ્યાં સુધી હોય ત્યાં સુધી પેલું ગતિ કર્યા કરે ?

**દાદાશ્રી :** આકાશ રહે મહીં પણ આ જે ગતિસહાયક છે તે નીકળી જાય. એટલે પૂંછડી હલાહલ થાય પછી સ્થિતિસહાયક એકલું રહે. એટલે પૂંછડી સ્થિર થઈ જાય છે.

આપણે આ બોલ અહીંથી એક ફેરો નાખીએ, તે આપણે નાખેલો બોલ કોઈ બે-ચાર જણે જોયો. અને પછી બીજા લોકો બહારથી આવ્યા તેણે બોલ નાખેલો જોયો નથી. તે પછી બોલ ફરી કૂદે ત્યારે પેલા કહેશે, આ બોલને કોણ કૂદાડે છે ? તો તમે શું જવાબ આપશો, ફરી કૂદે બીજી વખત કૂદે તો ?

આ બોલ અહીંથી નાખીએ આપણે તો ત્રણ ફૂટ કૂદે પછી બીજે વખતે સાડા ત્રણ ફૂટ કૂદે ?

**પ્રશ્નકર્તા :** અઢી.

**દાદાશ્રી :** અઢી. ત્રીજી વખત બે, ચોથી વખત...

**પ્રશ્નકર્તા :** દોઢ.

**દાદાશ્રી :** એ ફરી કોણ કૂદાડે છે આ ?

**પ્રશ્નકર્તા :** ચેતન તત્ત્વથી એ પ્રભાવિત છે, માટે કૂદે છે.

**દાદાશ્રી :** એ જે આમ નાખ્યો ને, તેને સહાય આપી, ગતિસહાયકનો ગુણ આપ્યો. પછી ગતિ કર્યા કરે. તે જ્યાં સુધી એની ગતિ પૂરી ના થાય ત્યાં સુધી પડી ના જાય. આપણે કહીએ કે એય મેં નાખેલો, બંધ થઈ જા ! તોય ના અટકે.

**પ્રશ્નકર્તા :** ગિલોડી પોતે જે આખી જીવતી જતી રહી આત્મા સાથે એ પણ ધર્માસ્તિકાયના કારણે ચાલે છે. આત્મા છે એટલે ચાલે છે કે ધર્માસ્તિકાય છે માટે ચાલે છે?

**દાદાશ્રી :** આત્મા છે તો જ ચાલે છે. કારણ કે આત્મા નીકળી જાય પછી ના ચાલે.

**પ્રશ્નકર્તા :** પણ આત્મા ચલાવે છે ? આત્મા કર્તા છે ? એ ચાલવાનો ?

**દાદાશ્રી :** આત્મા નહીં, પણ આત્માને લઈને ચાર્જ થયેલું છે. ચાર્જ થયેલું છે એ ડિસ્ચાર્જ થવાથી ચાલી રહ્યું છે.

**પ્રશ્નકર્તા :** આત્મા તો ચાલી ના શકેને ? આત્મામાં ક્યાં ચાલવાની શક્તિ છે ?

**દાદાશ્રી :** પણ આત્માને લઈને ચાર્જ થયેલું છે. અને આજે જો મહીં ગિલોડીમાંથી આત્મા નીકળી જાય તો તો પછી ચાલે જ નહીં.

**પ્રશ્નકર્તા :** પણ આત્મા તો અકર્તા છે ને ?

**દાદાશ્રી :** હા, અકર્તા ખરો, પણ એને ચાર્જ થયું એટલે બીજો

આત્મા ઊભો થયો ને ?

**પ્રશ્નકર્તા :** બીજો આત્મા ?

**દાદાશ્રી :** ગિલોડી એ બીજો આત્મા જ કહેવાય. એને પ્રતિષ્ઠિત આત્મા કહ્યો, તે ચાલ્યા કરે છે. અને પૂંછડું જે કપાય છેને, એ તો કંઈ પદ્ધતસર ચાલતું નથી. હલમ્હલા કરે, કૂદાકૂદ કરે.

## એ નથી પરમાણુઓ !

**પ્રશ્નકર્તા :** એટલે આ પૂંછડીમાં જ કેમ બંધ થઈ ગયું ગતિસહાયક તત્ત્વનું કાર્ય ?

**દાદાશ્રી :** કારણ કે આત્મા પૂંછડીમાંથી છૂટો થઈને ગિલોડી મહીં ગયો ને ! આત્મા રહે ત્યાં સુધી બધાં તત્ત્વો રહે. આત્માએ ખાલી કર્યું કે બધું ખાલી. એ બીજા તત્ત્વો સંકોચ-વિકાસ થઈ શકે એમ નથી. એક આત્મા એકલું જ તત્ત્વ સંકોચ-વિકાસ થઈ શકે એમ છે.

ગતિસહાયક અને સ્થિતિસહાયક બે તત્ત્વો ભેગાં થઈ અને પછી આમ આમ (હલમ્હલા) થયા કરે. એ તત્ત્વ મહીંથી નીકળી ગયું એટલે ખલાસ! એ તત્ત્વ પાછું આખા શરીરમાં ગિલોડી સાથે રહે છે.

**પ્રશ્નકર્તા :** હવે પૂંછડી જે આ બધા પરમાણુઓની બનેલી છે અને પરમાણુઓ કેન્દ્રની આજુબાજુ ગોળ ફરે, એ પરમાણુમાં તો હજુ ગતિ છે જ. પૂંછડી મરી ગઈ છે પણ પરમાણુ તો હજુ ફરે જ છે ને ?

**દાદાશ્રી :** પરમાણુને આ કશું લેવાદેવાય નથી ને ! બધું સ્વતંત્ર છે, પોતપોતાનું છે.

**પ્રશ્નકર્તા :** તો એ પૂંછડી થોડાક દિવસ પછી કહોવાઈ જવાની.

**દાદાશ્રી :** એ સડી જવાની.

**પ્રશ્નકર્તા :** એનું થવાનું શું ?

**દાદાશ્રી :** અને જે પરમાણુ હતા તેના તે જ થઈ જાય પાછા.

એમાં જે આ પરમાણુ મિક્ષ્ચર થયા છે એ તે રૂપે જ છૂટા પડી જાય.

આ તો ખુલાસો જોઈએ ને ? આ હું નાનપણમાં બહુ વિચાર કરીને થાકેલો કે આ જીવ નીકળે છે કે શું નીકળે છે ? જ્યારે હું આ તત્ત્વ સમજ્યો, એ તત્ત્વો સુરતના સ્ટેશને મારા પ્રકાશમાં આવ્યા, ત્યારે મને સમજાયું આ બધું !

## પ્રમાણ, ભિન્ન ભિન્ન દરેકમાં !

**પ્રશ્નકર્તા :** ઝાડમાં સ્થિતિસહાયક ગુણ વધારે હોય ?

**દાદાશ્રી :** બહુ થોડું હોય અને ગતિસહાયક પણ ઓછું હોય.

**પ્રશ્નકર્તા :** તો દાદા, દરેકમાં ગતિસહાયક અને સ્થિતિસહાયક, એની પ્રકૃતિ પ્રમાણે હોય ?

**દાદાશ્રી :** હા, પ્રકૃતિ પ્રમાણે. એનામાં પેલું સ્થિતિસહાયક ગુણ વધારે હોવાથી એ સ્થિતિસહાયકપણું ભોગવે છે. કેટલાક તત્ત્વોમાં ગતિસહાયક વધારે હોય તો ગતિ જ કર્યા કરે અને કેટલાકમાં સ્થિતિ અને ગતિ બન્ને હોય, સરખા સમાન હોય તો એવું હોય.

**પ્રશ્નકર્તા :** આ શારીરિક પ્રવૃત્તિઓ જે બધી ચાલે છે, એ કોને આધીન છે ? કોણ ચલાવે છે ?

**દાદાશ્રી :** મેં તને કહ્યુંને, પેલું ગતિસહાયક ચલાવનાર છે. એ ગતિસહાયક પાછું પુણ્ય-પાપને આધીન હેલ્પ કરે છે. જો પુણ્ય હોય તો ગતિસહાયક હેલ્પ કર્યા કરે.

**પ્રશ્નકર્તા :** દાદા, સ્થિતિસહાયક અને ગતિસહાયક તત્ત્વો છે એમાં સારું-ખરાબ કંઈ ખરું ?

**દાદાશ્રી :** ના, એ તો પાપીનેય હેલ્પ કરે અને પુણ્યશાળીનેય હેલ્પ કરે. એ નિષ્પક્ષપાતી છે. આકાશ કોઈને હેલ્પ કરે નહીં.

**પ્રશ્નકર્તા :** તો આવા ગતિસહાયક તત્ત્વો કે સ્થિતિસહાયક તત્ત્વો

માનવયોનિમાં ખરાં ?

**દાદાશ્રી :** બધામાં, દરેકમાં હોય, એ વગર તો આ જગત ચાલે જ નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, અહીંથી તમે સાંતાક્રુઝ જાવ તો તમને ધર્માસ્તિકાયે કંઈ મદદ કરી કહેવાય ?

**દાદાશ્રી :** હા, એ ધર્માસ્તિકાય જ કરે છે ને !

**પ્રશ્નકર્તા :** તો પછી આ જીવ શું કરે છે ?

**દાદાશ્રી :** જીવ, પ્રતિષ્ઠિત આત્માએ ભાવ કરેલા. પ્રતિષ્ઠિત આત્મા વ્યતિરેક ગુણને લઈને, ગતિસહાયક તત્ત્વથી ખસે છે. પ્રતિષ્ઠિત આત્મા કહે, તે પ્રમાણે ધર્માસ્તિકાય બધું ભેગું થાય. આ માલ ધર્માસ્તિકાય ભરેલો છે. હવે કોઈ માણસને આપણે ઊઠવાનું કહીએ તો ઉઠાય જ નહીં. એ અધર્માસ્તિકાય માલ ભરેલો છે. એટલે શી રીતે થાય ? અને કોઈને ચંચળ સ્વભાવનો, તે બેસે નહીં ઘડીવાર. અહીં પગમાં ભમરો છે, એવું બોલે લોક. તે બેસાતું જ નથી. તે એનું ધર્માસ્તિકાય વધારે ભરેલો.

આ તો ભગવાને કહ્યું'તું કે સમ પ્રમાણ ભરજે. આ સંસારનો ઉપાય નોર્માલિટી છે. આખી રાત તપનું બીડું ના ઝડપીશ. જરા સૂઈ જજે, ખાધું છે, શરીરને મુશ્કેલી પડે. તોય આખી રાત (કામકાજમાં) મૂઓ મંડ્યો છે, કહેશે.

## એ તત્ત્વ છે સનાતન, રિયલ !

**પ્રશ્નકર્તા :** પેલું જે સ્થિતિસહાયક તત્ત્વ કહ્યું, એ રિલેટિવ કે રિયલ ?

**દાદાશ્રી :** રિયલ જ છે, રિલેટિવ હોય નહીં એ. પોતે ઈટર્નલ હંમેશાં રિયલ જ હોય. પછી 'એને' ગતિ આપનારું તત્ત્વ છે, એના ટુકડા પિસિસ થતા નથી. જે ગતિસહાયક છે તે આખું લોકાકાશના

જેટલું અખંડ છે, એટલે જ્યાં આગળ તમારે કામ જોઈએ, ત્યાં આગળથી મળી રહે એ તમને. હવે જ્યારે ગતિ કરનારું તત્ત્વ છે. ત્યારે એવું સ્થિર કરનારું તત્ત્વ પણ અખંડ જ છે. તે પણ અવિનાશી છે. આ પ્રમાણે બધાના સ્વભાવ છે પાછા. એ બધા પોતપોતાના ગુણધર્મના આધારે હોય છે.

આ જડ અને ચેતન સનાતન તત્ત્વો છે. એટલે અહીંથી એને ગતિ કરવી હોય તો એને ગતિ કરાવનારું સનાતન તત્ત્વ હોવું જોઈએ તો દહાડો વળે.

**પ્રશ્નકર્તા :** પુદ્‌ગલને અને આત્માને એક જ ગતિસહાયક તત્ત્વ ગતિ આપે છે ?

**દાદાશ્રી :** હા, એક જ તત્ત્વ.

ગતિ આપનારી શક્તિ એ અનાદિ શક્તિ છે, અવિનાશી છે, અનંત છે. તેને ત્રણેવ કાળ છે અને એ શક્તિ દરેક પરમાણુને ખસેડે છે. તે શક્તિ અણુની અંતર્ગત છે પણ પરમાણુની બહાર છે, આત્માની બહાર છે. તે શક્તિ પોતે કંઈ જ હલાવતી નથી પણ ખસેડવામાં હેલ્પ કરે છે. આ ગતિસહાયક તત્ત્વ છે.

## મોક્ષેય લઈ જાય ગતિસહાયક !

**પ્રશ્નકર્તા :** આ જીવને મરતી વખતે ઉપરથી વિમાન લઈ જાય, આત્માને ઉપર લઈ જવા માટે વિમાનની વાત કરે છે ને ?

**દાદાશ્રી :** વિમાન તો આ બાળ લોકોને સમજાવવા માટે. એ તો ધર્માસ્તિકાય લઈ જાય છે. એટલે આ લોકોને ધર્માસ્તિકાય સમજાવાય નહીંને, તે આ વિમાન કહે.

**પ્રશ્નકર્તા :** જો આપણે ભાવ કરીએ તો ગતિસહાયક તત્ત્વ અને સ્થિતિસહાયક તત્ત્વ આપણને મદદ કરે ખરા હજી પણ ?

**દાદાશ્રી :** હં.

**પ્રશ્નકર્તા :** તો એના થકી જ આપણે જે કંઈ કરવું છે, તે એમની મદદથી જ થઈ શકે. આપણે મોક્ષે જવું છે તો એ ગતિસહાયક અને સ્થિતિસહાયક તત્ત્વની મદદ કેવી રીતે લેવાની ?

**દાદાશ્રી :** ઉપયોગ થઈ જ રહેવાનો. આ તમે ઘેરથી અહીં આવ્યા, એ તમારા ભાવ પૂર્વે કરેલા. અત્યારે તમે નવા કરતા નથી.

**પ્રશ્નકર્તા :** અત્યારે મોક્ષે જવાના ભાવ કરીએ છીએને આપણે ?

**દાદાશ્રી :** અત્યારે તમે ભાવ નથી કરતા.

**પ્રશ્નકર્તા :** તો ?

**દાદાશ્રી :** એ તો પૂર્વે કરેલા છે, એ ઉદયમાં આવ્યા. એટલે એ બધું ડિસ્ચાર્જ કર્મ છે. ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય એ બેઉ ડિસ્ચાર્જ કર્મ છે. નવાં કર્મ બાંધે ત્યારે એ પાછાં નવેસરથી કરવાં પડે. એટલે સુધી કે ઠેઠ મોક્ષે પહોંચાડતાં સુધી એ ડિસ્ચાર્જ.

**પ્રશ્નકર્તા :** હું એ જ પૂછું છું કે મોક્ષે જવા માટે એ હેલ્પફૂલ ખરાં કે નહીં ?

**દાદાશ્રી :** એ ઠેઠ મોક્ષે પહોંચાડે ત્યારે એ ડિસ્ચાર્જ પૂરું થાય.

**પ્રશ્નકર્તા :** મોક્ષે જવા માટે એનો કઈ રીતે ઉપયોગ કરવો ?

**દાદાશ્રી :** આપણે ઉપયોગ નહીં કરવાનો, એ તો એ પોતે જ લઈ જાય.

**પ્રશ્નકર્તા :** દાદા, એ જે તત્ત્વો છે એનો અમલ ઑટોમેટિક જ થાય છેને ?

**દાદાશ્રી :** એ ઑટોમેટિક જ.

**પ્રશ્નકર્તા :** પણ ભાવ તો કરવો પડેને ?

**દાદાશ્રી :** ભાવ પહેલાં કરેલા, તેનું ફળ આવ્યું આ. નવું કરવાનું નહીં આપણે. ઠેઠ મોક્ષે પહોંચાડે ત્યારે પછી એનું કાર્ય પૂરું થાય.

## મોક્ષે જતાં આત્મા, ઠેઠ સુધી અકર્તા !

આ બંધાયેલો ક્યાં સુધી લાગે છે ? અહંકાર છે ત્યાં સુધી બંધન છે. પોતે જ્યારથી માને હવે હું છૂટો થયો, એ જ મોક્ષ !

**પ્રશ્નકર્તા :** મોક્ષમાં ત્યાં કેવી રીતે જાય ?

**દાદાશ્રી :** એ તમારે કશું કરવું જ ના પડે. એ સ્વભાવથી જ તમને લઈ જાય. જો આ બધાં કર્મ છૂટી ગયાં ને, તો આત્માનો સ્વભાવ ઊર્ધ્વગામી છે. પુદ્‌ગલ એને અધોગામી કરે છે. પુદ્‌ગલ વળગીને એને નીચું લઈ જાય છે. આ બેના ઝઘડામાં જ્યારે 'એનો' પુદ્‌ગલ ભાવ છૂટી જાય છે, ત્યારે ઓટોમેટિકલી પોતે મોક્ષે જતો રહે.

**પ્રશ્નકર્તા :** આત્માનું સ્વરૂપ તો જે છે તે જ રહે છે ?

**દાદાશ્રી :** હા, એને પાછું ધર્માસ્તિકાય વળાવવા હઉ જાય ઠેઠ. ધર્માસ્તિકાયની મદદ વગર જઈ ના શકે. તે એટલો કર્મનો હિસાબ આ ચૂકવે છે, ઠેઠ પહોંચાડતાં સુધીનો હિસાબ.

**પ્રશ્નકર્તા :** કોની સાથેનો, ધર્માસ્તિકાય સાથેનો ?

**દાદાશ્રી :** આ ધર્માસ્તિકાય એ ચૂકવે છેને ! મોક્ષ સ્વરૂપ થઈ ગયો એ આપણે વ્યવહારથી કહેવાય છે એવું, બાકી આત્મા તો મોક્ષ સ્વરૂપ હતો જ. આ તો એ સહાયક છે. 'પોતાની' ઈચ્છા હતી તેથી સહાય કરે છે.

**પ્રશ્નકર્તા :** જ્યારે આત્મા મોક્ષે જાય છે તે વખતે ગતિસહાયક ને સ્થિતિસહાયક આ બે જ તત્ત્વો રહે છે, બીજું કશું રહેતું નથી. તો આ બે તત્ત્વો કયા કારણોસર એની સાથે રહે છે ?

**દાદાશ્રી :** જે તત્ત્વોનું કામ બાકી છે, એ તત્ત્વો રહે છે. જેને કામ બાકી નથી, એ કોઈ તત્ત્વ રહેતું નથી. હવે આત્માને મોક્ષમાં લઈ જવાનું કામ બાકી, એ ગતિસહાયક તત્ત્વ અને ત્યાં સ્થિર કરવાનું સ્થિતિસહાયક તત્ત્વ, એ બે તત્ત્વો કામ કરીને ચાલ્યા જાય પછી એમને

ઘેર. ગોઠવણી જ હોય છે એવી.

**પ્રશ્નકર્તા :** ત્યારે આત્મા કોઈ અમુક દશામાં હોય છે કે એને આ બે તત્ત્વો...

**દાદાશ્રી :** ના, દશા-બશા કશું જ નહીં. આત્માને મોક્ષે જવું છે. એવો ભાવ કરેલો ને એટલે એ ભાવના આધારે, એ ગતિસહાયક તત્ત્વ ને સ્થિતિસહાયક તત્ત્વ જોઈન્ટ થઈ ગયાં. અહીંથી આપણે નવસારી જવાનો ભાવ કરીએ, એટલે ગતિસહાયક તત્ત્વ કામ કર્યા કરે ને સ્થિતિસહાયક તત્ત્વેય કામ કર્યા કરે.

**પ્રશ્નકર્તા :** હવે એ કેવળીઓ, તીર્થંકરો જે કેવળજ્ઞાન પ્રાપ્ત કરીને આ પૃથ્વી ઉપરથી મોક્ષે ગયા, એ આત્મા જે મોક્ષે ગયા એને ગતિસહાયક તત્ત્વોનો મહીં ટેકો મળ્યો હશેને ?

**દાદાશ્રી :** એ ગતિસહાયક જે તત્ત્વ છે, તે એનું ડિસ્ચાર્જ કર્મ મહીં તૈયાર જ છે. તે એને ઉપર લઈ જાય છે, બસ. એમાં પોતાનું કર્તાપણું નથી.

એટલે શ્રીમદ્ રાજચંદ્રએ કહ્યું કે ‘પૂર્વ પ્રયોગાદિ કારણના યોગથી, ઊર્ધ્વગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિત જો.’

એટલે ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય એ બધા આ પૂર્વ પ્રયોગ એટલે ચાર્જ થયેલું છે. માટે આ ડિસ્ચાર્જથી ત્યાં મોક્ષમાં પહોંચાડી દે છે. અત્યારના કર્તાપદથી આ નથી. ચાર્જ થયું છે એ ડિસ્ચાર્જ થાય છે. કો’ક કહેશે, ‘ભઈ, ઊર્ધ્વગમન શા આધારે થયું ? એ પોતાની શક્તિથી કર્યું આમ ?’ ત્યારે કહે, ‘ના, એ હોય નહીં કશું.’ વ્યવહાર નિર્માલ્ય છે. એટલે પહેલાંનું ચાર્જ થયેલું, આ છેલ્લું ડિસ્ચાર્જ થઈ મૂકી દે ઠેઠ. આપણને ત્યાં સિદ્ધક્ષેત્રમાં ઠેઠ મૂકે, એટલું જ નહીં પણ અહીં આગળ આવો છો ને ફરો છે ને, એ પૂર્વ પ્રયોગાદિ યોગથી. એ આપણો પૂર્વ પ્રયોગ અહીં લાવે છે અને એમનો પૂર્વ પ્રયોગ ત્યાં સિદ્ધક્ષેત્રમાં લઈ જાય, કારણ કે બાકી રહ્યું નહીં ને હવે !

આપણે આવવા-જવાનું પૂર્વ પ્રયોગાદિ કારણથી ચાલે છે. પૂર્વ પ્રયોગાદિ કારણ તે અને નવા પૂર્વ પ્રયોગી તૈયાર થઈ ગયા છે. પછી આગળ જોઈશે ને ? એમ કરતાં કરતાં જે છેલ્લું પૂર્વ પ્રયોગ તે ઠેઠ પહોંચાડી દે ઉપર સિદ્ધગતિમાં. કોણે પહોંચાડ્યા તમને ? એ આત્માને કેવી રીતે ઉપર લઈ ગયા ? એક તો આત્માનો ઊર્ધ્વગામી સ્વભાવ અને એક બાજુ આ ધર્માસ્તિકાય એને હેલ્પ કરનારું, સ્વભાવને મદદ કરનારું ગતિસહાયક તે ઠેઠ પહોંચાડી દે હડહડાટ. વિજ્ઞાન છે આ તો.

## સંસાર કાળમાં નથી કો' અડચણ આત્માને !

બસ, છ તત્ત્વોથી જ આ સંસાર ચાલી રહ્યો છે. અને આ છ તત્ત્વોમાંથી આત્મા છૂટે તો મોક્ષે જાય, સિદ્ધગતિમાં જાય. પછી કાયમ સિદ્ધગતિમાં જ, પછી પરમેનન્ટ સુખ, ત્યાં બીજું તત્ત્વ નથી એટલે ગૂંચવાડો ઊભો થતો નથી. અહીં તત્ત્વો છે એટલે ગૂંચવાડો ઊભો થયો છે.

આખા સંસારકાળમાં આત્મા આત્મા જ રહ્યો છે ને સહેજેય ચાલ્યો નથી. જ્યારે છેલ્લે દેહે મોક્ષે જવાનો થાય ને તોય ગતિસહાયક તત્ત્વ લઈ જાય છે. એમાંય નિરંતર આત્મા આત્મા જ રહે છે. એટલે મારું કહેવાનું કોઈ આત્માને કશું અડચણ પડી નથી, એવો આ સંસાર કાળ છે.

❖❖❖❖❖

# [૪]

# કાળ તત્ત્વ !

## નવાને જૂનું કરે કાળ તત્ત્વ !

આ જગતની બધી વસ્તુઓ પરિવર્તન થયા કરે છે નિરંતર. એટલે નવા-જૂની થયા કરે છે તે કાળના આધીન. એટલે કાળ કામ કરી રહ્યો છે. એ ઈટર્નલ વસ્તુ છે, કાયમની છે, સનાતન છે. આ તત્ત્વો ફરે છે તે ટાઈમને લઈને છે.

**પ્રશ્નકર્તા :** જો ચેતન હોય, પ્યૉર કૉન્શીયસ હોય તો એ ટાઈમને આધીન કેમ છે ?

**દાદાશ્રી :** ના, એવું આધીન કોઈ કોઈને નથી, પણ કાળ તત્ત્વને લઈને આ નિરંતર નવા-જૂના થાય છે. એ કાળ તત્ત્વ બધું કરે છે.

**પ્રશ્નકર્તા :** એટલે બધાને માટે કાળ સરખો ના હોય ?

**દાદાશ્રી :** એ કાળ તો બિચારો શું કરે ? નવાનું જૂનું કરવું એ એનો ધંધો ને છેવટે એને નાશ કરવું. પાછું નવું ઉત્પન્ન કરવું એ એનો ધંધો. એને બીજું લેવાદેવા નહીં ને ! આપણો હિસાબ હોય તે ચૂકવાય.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે નાશ કરવું ને પાછું ઉત્પન્ન કરવું, એ કાળનો ધર્મ છે, એક્ચ્યુઅલી ?

**દાદાશ્રી :** કાળ પોતે કરતો નથી, કાળના નિમિત્તે થાય છે આ.

**પ્રશ્નકર્તા :** હા, નિમિત્તે થાય એ બરોબર છે, એટલે એમાં કાળ નિમિત્તરૂપ બને છે ને ?

**દાદાશ્રી :** નિમિત્તરૂપ બને છે. કાળ કે જે નવાને જૂનું જ કરી રહ્યો છે નિરંતર. ઉત્પન્ન થવું, વિનાશ થવું એ બધું કાળ તત્ત્વનું કામ છે. એ ઉત્પન્ન થવું, વિનાશ થવું એ ઈટર્નલ નથી. ઈટર્નલની અવસ્થાઓ છે.

હવે આમાં છ જે ઈટર્નલ છે ને, તે નિરંતર પરિવર્તન થયાં કરે છે, સમસરણ કર્યા કરે છે. એટલે પરમાણુ, ચેતન બધું આમ ફર્યા જ કરે. એ સ્વભાવિક છે. એ પરિવર્તન થાય છે ત્યારે અવસ્થાઓ ઊભી થાય છે. અવસ્થાઓ જે ઊભી થાય એ બધી વિનાશી હોય. એટલે હવે વિનાશી અવસ્થા કેવી રીતે માપી શકાય, કે આ કેટલા કાળ રહેશે ? ત્યારે કહે, કાળ એટલે ટાઈમીંગ નામનું એ તત્ત્વ છે.

આ કાળ કેવી હેલ્પ કરે છે ? જો કાળ હતો તો આપણે બધા ભેગા થયા, એ કાળે. એ તો આપણે નક્કી કર્યું હોય કે દસ વાગે આવીશું પણ એ દસે એક્ઝેક્ટલી ના હોય, પણ કેટલાય સમય-બમય એમાં જુદા હોય. આ આપણે જે બોલી રહ્યા છીએ એ બધું ફૉરકાસ્ટ છે. કમિંગ ઈવેન્ટસ કાસ્ટ ધેર શેડૉઝ બિફોર. એટલે તમે એ આધારે જાણો છો, પણ આ કામ કોણ કરી રહ્યું છે ? કાળ જ કરી રહ્યો છે, એમ કરીને જગત ચાલી રહ્યું છે.

આ પુદ્‌ગલ, પૂરણ-ગલન, સંયોગો-વિયોગો જે બધા ભેગા થાય છે, તે શેનાથી ખબર પડે ? ત્યારે કહે, કાળથી. કાળ ના હોય તો નવા-જૂની થાય જ નહીં. કાળ તત્ત્વ છે, જેવી તેવી વસ્તુ નથી. નવામાંથી જૂનું થયું શી રીતે ? આની ત્રિરાશી શી મળે તે ? તાળો મળે કંઈ ? કેવું ખોટે ખોટું હારું (હાળું) ? અને પછી માણસ શી રીતે શાંતિને પામે ?

## અવસ્થા જોનારને ઉપાધિ !

**પ્રશ્નકર્તા :** આપે જે વાત કરી કે, સતત બધું બદલાયા કરે છે, કશું નાશ નથી પામતું.

**દાદાશ્રી :** એ દરેક વસ્તુ જૂની કરવી, એ કાળનું કામ. અને

પછી એની મેળે નાશ થયા જ કરે એ અવસ્થાઓ બધી. આમાં કશું તત્ત્વ તો બદલાતું જ નથી. તત્ત્વ જૂનું થતું નથી, બધી અવસ્થાઓ જૂની થાય છે. અવસ્થા ઉત્પન્ન થાય છે, અવસ્થાઓ જૂની થાય છે ને આ અવસ્થા પછી નાશ થાય છે, બસ.

**પ્રશ્નકર્તા :** તો પછી આ નવું કશું થતું જ નથી ?

**દાદાશ્રી :** એવું છે ને, નવી વસ્તુ જ આ દુનિયામાં છે નહીં ને !

**પ્રશ્નકર્તા :** તો જન્મ થાય એ પણ બધી અવસ્થાઓમાં જ આવે ?

**દાદાશ્રી :** હા, પણ એમાં નવું કશું દુનિયામાં બનતું નથી. આ તો લોકોને જન્મ લાગે. 'અવસ્થા' જોનારાને આ ઉપાધિ છે, 'વસ્તુ' જોનારાને કશું છે નહીં.

**પ્રશ્નકર્તા :** પણ એ કાળ કરે છે ને ?

**દાદાશ્રી :** કોઈ કરતું નથી, કાળેય આમાં નિમિત્ત છે. બધાય નિમિત્ત તરીકે છે. કોઈ જો કર્તા થાય ને, તો તો ચડી બેસે દુનિયા ઉપર.

**પ્રશ્નકર્તા :** એટલે એની મેળે થયા કરે છે અહીં ?

**દાદાશ્રી :** સહજ સ્વભાવે. જેમ નર્મદાનું પાણી ત્યાંથી વહ્યા કરે છે ને એની મેળે દરિયાને મળે છે. એમાં લોકોને બુદ્ધિથી એમ લાગે કે, કોણ એને તેડી જાય છે ? દરિયો આ બાજુ છે એવું કેમ ખબર પડે ? સહજ સ્વભાવે. સહજ સ્વભાવે ચાલ્યા જ કરે છે. એવું જોઈ લેવાનું છે બધું આ જગત. આમાં ભગવાન પોતે હઉ છે. તે સ્વતંત્ર કર્તા નથી. સહજ સ્વભાવ, નિમિત્ત બધા, કાળના નિમિત્તે આ થાય, તો ફલાણાના નિમિત્તે આ થાય, ફલાણાના નિમિત્તે પેલું થાય, એમ નિમિત્તો ભેગા થવાથી બધું થયા કરે છે.

**પ્રશ્નકર્તા :** પણ અમે તમને ભેગા થયા, એ પણ નિમિત્તથી ભેગા થયા ?

**દાદાશ્રી :** ફક્ત નિમિત્ત.

**પ્રશ્નકર્તા :** પણ પહેલાં ભેગા થયેલા ખરા કે નહીં, એવું હોય કે નહીં ?

**દાદાશ્રી :** થયેલા ને એ બધા સંજોગો. આ જે દેહધારી આવે છે, એવું એક જ ફેરાનું ગપ્પું નથી. અનંત અવતારથી આવ્યા કરે છે. સંજોગો બદલાયા કરે છે. જે પહેલાં ભેગા થયેલા હોય ને તો જ તે સંજોગો આજે ભેગા થાય. જેની પર અભિપ્રાય સારો બેઠો એ ભેગા થાય ને અભિપ્રાય ખરાબ થયો તેય ભેગા થાય. અભિપ્રાય ખરાબ બેઠો હોય તે દુઃખ આપીને જાય ને અભિપ્રાય સારા બેઠા હોય એ સુખ આપીને જાય. એ અભિપ્રાય સારા બેઠા એનું નામ રાગ કહેવાય છે. અભિપ્રાય ખરાબ બેઠા એને દ્વેષ કહેવાય છે.

કાળને આધીન જે વસ્તુ સરસ લાગે છે તેનું કામેય શું છે ? આ ગુલાબ કાળને આધીન આજે સારું લાગે છે. આવતી કાલે કાળને આધીન નીરસ લાગે. આ તો કાળને આધીન સરસતા-નિરસતા છે. આત્માની સ્વસત્તા કાળને આધીન નથી. એની તો વાત જ જુદી છે. કાળને આધીન બધું ભૂલવે છે. રૂપ તો આત્માનું જ, સ્વરૂપનું જ જોવા જેવું છે.

## એ છે કાળનો સ્વભાવ !

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, એવું ખરું કે કાળને હિસાબે બધું બદલાવું જોઈએ ? અને જીર્ણ થાય એટલે પડી જવું જોઈએ ?

**દાદાશ્રી :** કાળ દરેક વસ્તુને જર્જરિત કરે છે. આપણે અહીં આગળ વાડા હતા, એ બહુ જૂના થઈ ગયા ત્યારે એના થાંભલા પણ પડી ગયા, તે આપણે દેખ્યું ને ?

**પ્રશ્નકર્તા :** હા, વચ્ચે થાંભલા પડી ગયા હતા.

**દાદાશ્રી :** પણ કાઠિયાવાડી ભાષામાં વાડો. આ થાંભલા બે પડી

ગયા છે, આ આમ થઈ ગયું છે. પેલી બાજુ છાપરાં ઉપર નળિયાં તો છે નહીં. એને વાડા કેમના કહીએ ? એ જ્યારે હતા ત્યારે બહુ કિંમતી હતા. હવે એનું ડિમોલીશન કરીને ઉપર મકાનો બાંધી દીધાંને પણ આ લોકોએ. એવું જ હોય દરેક જગ્યાએ. નવું-જૂનું થયા કરે હંમેશાં. કાળ હંમેશાં દરેક વસ્તુને ખાય છે, એના પ્રમાણથી. સોનું હોય તે પણ ધીમે ધીમે ખવાય. તેમ શાસ્ત્રો પણ ખવાય છે.

## જ્ઞાનીના વેલાનેય કરે કાળ નિર્વંશ !

જાગૃતિ હોય ત્યાં અજાગૃત કરી નાખે, એવો આ કાળનો સ્વભાવ જ છે. એટલે અમે વારે ઘડીએ ચેતવ ચેતવ કરીએ છીએ, 'બીવેર !'

**પ્રશ્નકર્તા :** પણ જાગૃતિ થયા પછી એ ટકે નહીં પાછી ?

**દાદાશ્રી :** એ જાગૃતિ હઠે નહીં પાછી. પણ આ કાળ એવો છે કે એ કાળ બધી ધૂળ ઊડાડેને તોય જાગૃતિ ઓછી થઈ જાય, એવું છે આ. આ કાળ બહુ વિચિત્ર છે.

અને જોડે જોડે અક્રમ વિજ્ઞાન છે, એટલે કર્મો ખપાવ્યા સિવાય પ્રાપ્ત થયેલું વિજ્ઞાન છે આ. એટલે કર્મો ખપાવવા જતાં તમને ધૂળ ઊડશે. મને તો વાંધો ના આવે. મારે તો બહુ કર્મો રહ્યાં ના હોય.

જ્ઞાનીનો વેલો ચાલે પણ કાળે કરી નિર્વંશ થયા કરે છે. કાળનો સ્વભાવ છે કે દરેકને નિર્વંશ કરી શકે છે. જ્ઞાની થાય ત્યારે પાછો વેલો થાય. કાળ નિર્મૂળ કરે. નિર્મૂળ કરવાની કે નાશ કરવાની બીજા કોઈની તાકાત નથી.

## સાયન્ટિસ્ટોની દૃષ્ટિએ કાળ !

**પ્રશ્નકર્તા :** કાળને પણ ચોથું પરિમાણ ગણ્યું છે. લંબાઈ, ઊંચાઈ ને પહોળાઈ એની જોડે ચોથું કાળને પણ મૂક્યું છે.

**દાદાશ્રી :** કોણે ?

**પ્રશ્નકર્તા :** આ સાયન્ટિસ્ટોએ. ફૉર્થ ડાઈમેન્શન એટલે કાળ, એમ.

**દાદાશ્રી :** હા, તે કાળ તો ખરું જ ને ! કાળ વગર તો થાય જ નહીં. ટાઈમ તો એક પ્રકારનો હોય બધાને, પણ સ્પેસ એક જ ના હોય ક્યારેય પણ, સ્પેસ જુદી જ હોય બધાની.

ટાઈમ નીકળ્યો શી રીતે ? ત્યારે કહે છે, આ જગત ગતિશીલ છે, નિરંતર ગતિનું પ્રવર્તન છે. તે એક પરમાણુ બીજા પરમાણુને ઓળંગી રહે એટલો ટાઈમ એને સમય કહ્યો.

એટલે આ કાળ એ કાળાણુરૂપે છે, અણુરૂપે છે. એ કાળ અમુક ભાગમાં આવે, ત્યારે જ પેલી બધી વસ્તુઓ કામ કરે, નહીં તો હેલ્પ કરે નહીં.

## સૂક્ષ્માતિસૂક્ષ્મ છે તત્ત્વોનું જ્ઞાન !

**પ્રશ્નકર્તા :** બીજાં તત્ત્વો સમજાયાં છે અને આત્મતત્ત્વ કેમ નથી સમજાયું ?

**દાદાશ્રી :** પેલાંય સમજાયાં નથી, એ તો ઉપરચોટિયું સમજાયેલું છે હજુ. એની ઈનર (ઊંડી) સમજણ તો આવતાં બહુ વાર લાગે.

**પ્રશ્નકર્તા :** દાદાજી, કાળમાં બીજું શું ઈનર સમજવાનું ? કાળ એટલે કાળ.

**દાદાશ્રી :** ઓહોહો ! કાળ તો એના અણુ છે એટલા બધા, આ આખી દુનિયા કાળના અણુથી ભરેલી છે. આ તો બધું બહુ ઊંડું હોય, આ તો કશું સમજાય નહીં. ઉપરચોટિયું જ સમજવાથી મોક્ષ. બહુ ઊંડા સમજીને કામ શું છે આપણે? ગટરમાંથી પાણી જાય એટલું જાણી લેવાનું. પછી ગટર કેટલી ઊંડી ને કેટલી પહોળી, કેટલી સડી ગયેલી, કેટલી કહોવાયેલી બધું આપણે જાણીને શું જરૂર ? પાણી આવે છે અહીંથી ને અહીંથી આ જાય છે. બસ એટલું જાણી લીધું એટલે

બહુ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** તો આત્મા પણ એટલો સહેલો જ છે ને સમજવાનો, જેટલાં આકાશ, કાળ, સ્થિતિસહાયક...

**દાદાશ્રી :** ના, એકુંય સહેલો નથી. આત્મા તો બહુ અઘરો, આત્મા તો કોઈએ આટલોય જાણેલો નહીં, એક આટલો, વાળ જેટલોય કોઈએ.

**પ્રશ્નકર્તા :** પણ આપની કૃપાથી, જ્ઞાનીની કૃપાથી, આપ મળી ગયા એટલે પછી સહેલું જ છે ને ?

**દાદાશ્રી :** હા, પણ અહીં આપણા મહાત્મા એકલા જ જાણે. બાકી બહાર કોઈ જાણે નહીં. હિમાલયમાં રખડે, ગમે ત્યાં રખડે પણ આ સંતો-બંતો કશું જાણે નહીં, રામ તારી માયા. એ તો કહેશે, 'ભગવાન ક્રિયેટર હૈ. યે સબ ભગવાનને બનાયા ઔર યે થંભે મેં ભી ભગવાન હૈ.' એવું બોલે. ત્યારે મૂઆ, લાકડા ક્યાંથી બાળીશું ?

## કાળનું કાળાણુ રૂપે વહન !

**પ્રશ્નકર્તા :** કાળ અણુરૂપ છે એવું કહે છે ને ?

**દાદાશ્રી :** હા, એટલે કાળના અણુ છે.

**પ્રશ્નકર્તા :** તો એ પરમાણુ કહેવાય ?

**દાદાશ્રી :** ના, એ અણુ બધા જુદા !

**પ્રશ્નકર્તા :** તો આ જે અણુ છે એને જડ ના કહેવાય ? કાળાણુ છે એ રૂપી નહીં ? કાળાણુ એ અરૂપી કહેવાય ?

**દાદાશ્રી :** બધું અરૂપી, એક જડ તત્ત્વ એકલું જ રૂપી છે.

**પ્રશ્નકર્તા :** દાદાજી, કાળના અનંતા અણુઓ કીધા તમે, એ અણુ એટલે આ ફિઝીક્સના જે અણુ છે એવા અણુ ?

**દાદાશ્રી :** હા, પણ તે આ દેખાય અણુ, આ રૂપી છે અને પેલા

કાળાણુ અરૂપી છે.

**પ્રશ્નકર્તા :** સમય નિશ્ચેતન છે કે ચેતન ?

**દાદાશ્રી :** નિશ્ચેતન છે ને અરૂપી છે.

**પ્રશ્નકર્તા :** છતાં કાળાણુ છે એના ?

**દાદાશ્રી :** અણુરૂપે આમ કાળાણુ વહી રહ્યો છે. કાળ અણુરૂપે છે એટલે પાછા બોલાવી શકાય છે (કાળાણુને).

## એક કલ્પ પૂરતાં જ કાળાણુઓ...

કૃષ્ણ ભગવાન બોલ્યા'તા, તે વાણી કાળમાં જાય અને કાળના અણુ બંધાય. ત્યારના કાળના અણુઓ છે. તે ભગવાન મહાવીર વખતનો કાળ, ઋષભદેવ ભગવાન વખતનો કાળ, એમાં જે જે બોલાયેલું હોય તે બધું આ બ્રહ્માંડમાં કોઈ જગ્યાએ એ બધા અણુઓ હોય છે. એને બોલાવનાર જોઈએ તો ફરી એ જ પાછું બોલે. આજે ખેંચીએ તોય બોલાય, એના એ જ શબ્દો નીકળે.

પણ એ બધી આપણી શક્તિઓ, વિદ્યા બધી ખલાસ થઈ ગઈ છે. નહીં તો બધું ઉપયોગમાં લેતા'તા. આજે કોઈ સાધના કરે, પ્રયોગ કરે તો એ અણુ બોલાવીને પાછા સાંભળી શકે.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે બોલાવી શકાય ?

**દાદાશ્રી :** રીત ના હોય એની. એ છે તે સાયન્ટિસ્ટો ઠેઠ સુધી પહોંચે તો બોલાવી શકે. પણ તે કોણ બોલાવી શકે ? છેલ્લી ગ્રેડના ત્રણસો સાઠ ડિગ્રીવાળા, બીજા કોઈ એ પરમાણુનું નામ લઈ શકે નહીં. પણ એવા છે હકીકતમાં.

**પ્રશ્નકર્તા :** તો દાદા, એ શું કહેવાય ? જો કાળને પાછો બોલાવી શકે તો ?

**દાદાશ્રી :** એ કાળ નથી બોલાવતા. આ શું બોલ્યા'તા તે બોલાવીએ છીએ. કાળાણુ હેલ્પીંગ એટલા માટે છે કે એ ફરી તમે

સાંભળી શકો તે દહાડાનું. એ સાંભળી શકો પણ તમારી એવી શક્તિ હોવી જોઈએ. એ આ કાળમાં કોઈ શક્તિવાળો મેં જોયો નથી. અત્યારે મારી પણ એવી શક્તિ નથી.

**પ્રશ્નકર્તા :** તો એવી શક્તિ મેળવવી ક્યાંથી ?

**દાદાશ્રી :** એ શક્તિ મેળવીને શું કામ છે ? આટલું બધું શાકભાજી મળે છે, પછી એની શી જરૂર છે ? એ શક્તિ મળે તો માણસ ક્યાં જઈને બેસે પછી ? કૂદવાનું શીખે. પછી કૂદવાની નાતમાં જવું પડે. કૂદવાની નાત તમે જોયેલી ? વાંદરા સિવાય કોઈ કૂદી ના શકે, નહીં ?

આપણું વિજ્ઞાન ત્યાં સુધી હજુ ગયું નથી અત્યારે, આંતરિક વિજ્ઞાન. અને કેવળજ્ઞાન સિવાય બીજા કોઈનું કામ નહીં. એ અમારે જ અટક્યું છેને, ત્યાં જ અટક્યું છે.

**પ્રશ્નકર્તા :** તો હિટલરના, ચર્ચીલના પરમાણુઓ હજુ હોય હવામાં ?

**દાદાશ્રી :** ના, વાણી ખરી, વાણીના કાળાણુ ખરાં. એ કાળાણુ બધા ફર્યા જ કરે છે. એ જ્યારે છ આરા પૂરા થશે એટલે બધું સર્વસ્વ નાશ થઈ જશે. ફરી નવેસરથી પાછું ઉત્પન્ન થશે.

**પ્રશ્નકર્તા :** એ બધુંય વિનાશ થઈ જશે ?

**દાદાશ્રી :** હા, એ જગત નાશ નહીં થવાનું. આ લોક કહેશે, પ્રલય થાય, પણ પ્રલય થાય નહીં. પ્રલય તો હોતો હશે દુનિયાનો ? સનાતન વસ્તુઓનો પ્રલય હોતો હશે ? વિનાશી વસ્તુનો પ્રલય હોય, એટલે અવસ્થાઓનો પ્રલય હોય.

**પ્રશ્નકર્તા :** આ જે કાળાણુ છે એમાં એક કલ્પની વાણી હોય કે અનંતા કલ્પની વાણી હોય ?

**દાદાશ્રી :** એક જ કલ્પની, બીજી બધી નાશ થઈ જાય. કલ્પ

ફરે ને તો નાશ થઈ જાય બધી. આ અમુક સિલ્લક થાય પછી બધું બંધ. નહીં તો તો આ દુનિયામાં પાર જ ના આવે ને ! બે ચોવીસીઓ પૂરતી, એક અવસર્પિણીની ચોવીસી અને એક ઉત્સર્પિણીની ચોવીસી. ૪૮ તીર્થંકરો થાય અને તેની અંદર જે હોય તે બધું. પછી ખલાસ થઈ જાય.

## નિશ્ચય ને વ્યવહાર કાળ !

**પ્રશ્નકર્તા :** સમય શું છે ? જન્મ-મરણ વચ્ચેનો જે કાળ છે, એ સમય જ છે ?

**દાદાશ્રી :** ના, એ એકલો સમય નથી. જન્મ-મરણ વચ્ચે તો બધા બહુ સમય હોય, બે-ચાર વખત તો ડાયવોર્સ થયેલાય હોય. સમયનો અર્થ શું થાય ? નવાને જૂનું કરવું ને જૂનાને નવું કરવું એ સમયનો અર્થ. હવે બીજું સમયને માટે કંઈ જાણવું છે ? આનો અર્થ આ થાય.

**પ્રશ્નકર્તા :** આ તમે જે કાળ કહો છો, કાળ શબ્દ જે વાપરો છો તેમાં એક વિચારની ગાંઠ ફૂટી, વિચાર શરૂ થયો, તેનો અંત આવ્યો, એના ગાળાને કાળ કહો છો ?

**દાદાશ્રી :** ના, એ કાળ તો બહુ મોટો કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો કાળ કોને કહો છો ?

**દાદાશ્રી :** કાળ તો છે તે આ ખમીસ મેલું છે, એટલું કહેવા જઈએ ને, તે પહેલા તો કાળની બહાર નીકળી ગયા હોઈએ. કાળ તો સમય પરિણામિક છે.

**પ્રશ્નકર્તા :** આ ક્રમિક ક્રિયા જે છે, એ કાળની અંદર છે કે કાળથી બહારની છે ?

**દાદાશ્રી :** જાડા કાળની. કેટલોય કાળ, સંખ્યાત કાળ ભેગો થાય ત્યારે ક્રમિક ક્રિયા થાય.

**પ્રશ્નકર્તા :** ક્રમિક ક્રિયા થાય, પણ એ સમયના ગાળામાં જ ખરીને ? સમય આધીન તો ખરીને એ ક્રિયા ?

**દાદાશ્રી :** ક્રમિક ક્રિયા બધી સમયના આધીન. સમયના આધીન કોઈ મૂળ અવિનાશી વસ્તુ (તત્ત્વ) નથી.

**પ્રશ્નકર્તા :** આ સમયના આધીન જે ક્રિયા થઈ રહી છે અને એના દ્વારા પ્રગતિ થશે એવું જે માને, તો તો પછીએ ક્યારેય મુક્ત ના થાય ને, દાદા ?

**દાદાશ્રી :** ના, તે ક્યારેય મુક્ત ના થાય. સમયના આધીન તો ફક્ત પુદ્‌ગલ એકલું જ છે. મુક્તિ સમયના આધીન નથી.

**પ્રશ્નકર્તા :** આ પેલા જૈન પરિભાષામાં 'સમય' શબ્દ આવે છે ને જે તીર્થંકરોએ કહ્યો છે, શબ્દ સમય, એ જરા સમજાવોને કે સમય શું છે ?

**દાદાશ્રી :** તું સમય શાને કહું છું ?

**પ્રશ્નકર્તા :** નાનો-મોટો સર્વ કાંઈ જે વીતી રહ્યું છે ને, પાસ થઈ રહ્યું છે એ સમય.

**દાદાશ્રી :** ઓહોહો ! બરોબર. એટલે મૂળ વસ્તુ તે તું સમય કહું છું. એટલે કાળના નાનામાં નાના ભાગને સમય કહેવામાં આવે છે. પછી આગળમાં બધા જુદા જુદા કલાક કહેવાય, મિનિટ કહેવાય, પળ કહેવાય.

આ કાળ છે, તેનું પણ વિભાજન થતું થતું થતું સમય સુધી જાય. સમયનું પછી વિભાજન ના થાય. સમયના બે ટુકડા ના થાય. હવે સમય એ એટલો બધો નાનો ભાગ છે કે આંખનો મિચકારો (પલકારો) થાય છે ને તેનાથી બહુ નાનો. આપણી જે પળ છે ને, એ પળથી સમય બહુ નાનો છે. પળનાય ભાગ થઈ જાય પણ સમયનો પછી ભાગ નથી થતો. એક સમય, બે સમય, ત્રણ સમય પણ સમયના

ટુકડા નહીં, પીસીસ નહીં. એટલે કાળમાં સમય આવે છે, છેલ્લામાં છેલ્લો. એ અવિભાજ્ય ભાગ એનો.

હવે કાળ બે પ્રકારના. એક વ્યવહાર કાળ એને આપણે શું કહીએ છીએ ? પળ, વિપળ, પછી મિનિટ, કલાક, દિવસ, અઠવાડિયું, પખવાડિયું, મહિનો, અને ઠેઠ વર્ષ સુધી આપણે બોલીએ છીએ. જ્યારે મૂળ ખરો કાળ નિશ્ચય કાળ એ સમય કહેવાય છે.

કેટલા ભાગને અમારે સમય કહેવો ? ત્યારે કહે, આ અણુ રૂપી છે, તેનો નાનામાં નાનો ભાગ પરમાણુ કહેવાય છે. અણુ છે તે વિભાજ્ય હોય. આ લોકો અણુ હોયને તે તોડે, પણ પરમાણુ અવિભાજ્ય હોય. હવે પરમાણુ આખા બ્રહ્માંડમાં ભરેલા છે. એક પરમાણુ બીજા પરમાણુને આમ ઓળંગે અથવા એક પરમાણુ એક સ્પેસના પ્રદેશને ઉલ્લંઘન કરે છે, ગતિ કરતાં કરતાં આખું પરમાણુ ઓળંગે એને સમય કહ્યો. એ નિયમ રાખ્યો.

જે વ્યવહાર કાળ છે તે રિલેટિવ છે અને નિશ્ચય કાળ છે તે રિયલ છે.

**પ્રશ્નકર્તા :** વ્યવહાર કાળ એટલે આ બધાં વર્ષો ગયાં, આજ બે વર્ષ થયાં, આજ પાંચ વર્ષ થયાં એ ?

**દાદાશ્રી :** વર્ષો, મિનિટ, સેકન્ડ, બાર વાગ્યા, આટલા વાગ્યા, એ બધું રિલેટિવ અને નિશ્ચય કાળના તો પરમાણુ છે પદ્ધતસરના, એના પોતાના. એટલે અવિનાશી છે, રિયલ છે. એ દ્રવ્ય છે એક જાતનું, તત્ત્વ છે.

**પ્રશ્નકર્તા :** એ જે ટાઈમ કહ્યો, સમય, એ આપણે જોઈ શકીએ નહીં ?

**દાદાશ્રી :** નહીં, સમય વસ્તુ દેખાતી નથી.

**પ્રશ્નકર્તા :** આઠ વાગ્યા, એમ કેમ કહીએ છીએ ?

**દાદાશ્રી :** એ તો વ્યવહાર કાળ. એ તો આપણે ગોઠવેલો વ્યવહાર કાળ. નિશ્ચય કાળ કહેવામાં આવે છે તે ન્હોય આ. નિશ્ચય કાળ તો સમયને કહે છે. તે પછી આગળ વધતો વધતો કાળ. સમય પછી મેષોન્મેષ, આ આંખના પલકારા મારે છે તે, એમ કરતું કરતું મિનિટ, કલાક, વર્ષો ચાલે પણ મૂળ અહીંથી શરૂઆત થઈ ગઈ.

સમયસાર સુધી જગત પહોંચ્યું નથી. આ કાળનું અવિભાજ્ય સ્વરૂપ તે સમય. કાળનું ભાજ્ય સ્વરૂપ ક્યાં ક્યાં કહેવાય ? આ તો વર્ષ દહાડો એના ભાગાકાર કરે તો બાર મહિનાથી ભાગી શકાય. મહિનાના ભાગાકાર કરે તો ત્રીસ દહાડાથી ભાગી શકાય, દિવસને ભાગાકાર કરે તો ચોવીસ કલાકથી ભાગી શકાય, કલાકને ભાગાકાર કરે તો સાઈઠ મિનિટથી ભાગી શકાય, મિનિટને ભાગાકાર કરે તો સાઈઠ સેકન્ડથી ભાગી શકાય, પણ સેકન્ડના નાનામાં નાનો ભાગ તેને સમય આ લોકોએ શોધખોળ કરી છે. સ્પિરિચ્યુઅલ સાયન્ટિસ્ટોએ કેવી શોધખોળ કરી છે, આ વિજ્ઞાનીઓએ ! આ મહાવીર સ્વામી ને ચોવીસ તીર્થંકરોએ, એમના વખતમાં. કાળનો નાનામાં નાનો ભાગ, એ સમય સુધી પહોંચેલા હતા. મારે તો પાંચસો સમય સુધી નથી, એ એક સમય પર પહોંચ્યા'તા.

એ સમયને ઓળખે તેને કેવળજ્ઞાન થાય. આપણા લોકો પળને જાણે, વિપળને જાણે, પણ વિપળથી આગળ ના જાણે. આપણા લોકો અણુ સુધી પહોંચ્યા પણ પરમાણુને ન પહોંચ્યા. પરમાણુને પહોંચે તો કેવળજ્ઞાન થાય. સ્પેસ તો બધું સમજે નહીં ને આપણા લોકો હજુ !

ભગવાનનું એક સમયનું રિવોલ્યુશન હોય. આ લોકોને સેકન્ડનું રિવોલ્યુશન ના હોય. કાળનું યુનિટ સમય. જો સમયનું રિવોલ્યુશન થાય તે કેવળજ્ઞાની.

## કાળ હોય દૃશ્યને, દ્રષ્ટાને નહીં !

**પ્રશ્નકર્તા :** જે કાળ પ્રવર્તે છે એમાં જે સાપેક્ષ કાળનું પ્રવર્તન છે અને દરઅસલ જેની સાંનિધ્યમાં આ બધું ફરકે છે તેમાં કાળ

ખરો? બિગીનીંગ ને એન્ડનું ચક્કર જે છે એને પોતાનો કાળ છે, એ સાપેક્ષ કાળ છે ?

**દાદાશ્રી :** હા, સાપેક્ષ કાળ જે છે, એ જોનારનો એ કાળ નથી. જે બિગીનીંગ જુએ છે, એન્ડ જુએ છે, એ જોનારનો કાળ નથી. હવે બુદ્ધિ એ બિગીનીંગ-એન્ડ જુએ. બુદ્ધિ બિગીનીંગ થયું એય જુએ ને પણ સર્વાંશે નથી જોઈ શકતી. માટે આપણે એને (બુદ્ધિને) દ્રષ્ટા નથી માનતા.

**પ્રશ્નકર્તા :** હવે જ્યાં સર્વાંશ દર્શન છે ત્યાં કાળ ખરો ?

**દાદાશ્રી :** જે દર્શન છે એને કાળ નથી. દશ્યમાં કાળ છે, દ્રષ્ટામાં કાળ નથી.

## કાળ નથી ઈલ્યુઝન !

**પ્રશ્નકર્તા :** અમુક લોકો તો કહે છે કે આ ટાઈમ પણ એક ઈલ્યુઝન (ભ્રાંતિ) છે.

**દાદાશ્રી :** ના, ના, ઈલ્યુઝન નહીં. દુનિયાની કોઈ ચીજ ઈલ્યુઝન નથી. નથીંગ ઈઝ ધી ઈલ્યુઝન. ઈલ્યુઝન ઈઝ ધી ઈલ્યુઝન. નૉટ ઈલ્યુઝન ઈઝ ધી ઈલ્યુઝન. (કોઈ ભ્રાંતિ નથી. ભ્રાંતિ છે તે જ ભ્રાંતિ છે. ભ્રાંતિ નથી લાગતી તે જ ભ્રાંતિ છે.) આપ રેતીનાં રણમાં જાવ અને ત્યાં પાણી દેખાય આગળ આગળ, એ ઈલ્યુઝન છે. ઈલ્યુઝન ઈઝ ઈલ્યુઝન. બીજી કોઈ ચીજ ઈલ્યુઝન છે જ નહીં. થોડું ઘણું સમજમાં આવ્યું કે નહીં ? મગજમાં ઉતરે એવી વાતો નથી? આ તો બુદ્ધિથી પરની વાતો છે ને જગતમાં બુદ્ધિની વાતો છે.

આ પ્રવાહને મેં જોયેલો છે. આ પ્રવાહ કેવી રીતે વહી રહ્યો છે, બધું સમજવું તો પડશેને ? આમ ગપ્પું ચાલે કંઈ ?

## સંયોગ હોય સંયોગકાળ સાથે જ !

આ જગતમાં બધું થઈ રહ્યું છે તે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ

એવિડન્સ છે. આ સંજોગો જ છે. કોઈ આનો કર્તા નથી. સંજોગો જ બધું ચલાવે છે. સંજોગો ભેગા થાય ને કાર્ય થાય. સંજોગ કોણ ભેગા કરે છે ? કોઈ ભેગા કરતું નથી. એની મેળે, સંજોગકાળ એને ભેગા કરે છે. અમુક કાળે જે બનવાનું હોય ને, તે કાળ તત્ત્વ છે.

સંયોગી પુરાવા બધા ભેળા ન થાય ત્યાં સુધી કોઈથી ચા પણ ના બનાવાય. દરેક સંયોગ કાળ સહિત જ હોય.

સંયોગ અને સંયોગકાળ બે સાથે જ હોય અને સંયોગકાળનું પ્રમાણ બહુ વધી જાય એટલે અટકણ આવીને ઊભી રહે. તો તે ખોળી કાઢજો. અને તેનો સતત પરિચય થાય, વધુ કાળ એ જ સંયોગો હોય ત્યારે સમજી લેવું કે આ અટકણ આવી.

આઠ ને પાંત્રીસ મિનિટે શું થવાનું છે ? તે કાળનાં લક્ષમાં જ હોય. એ એવિડન્સ છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ ને ભવ. આ બધાં ભેગાં થાય ત્યારે કાર્ય થાય. આ બધાને કાળ ભેગો થાય ત્યારે બધું કાર્ય થઈ જાય.

## સંયોગો માત્ર વિયોગી સ્વભાવના !

એવું છે ને, જેનો જેનો હિસાબ હોયને તેને ત્યાં જ સંઘરે. હવે અમે આવીશું ત્યારે દસ દહાડા મુંબઈને મળશે. વધારે મળવાનું નહીં ને ! બીજું કશું છે નહીં. સંયોગો ને શુદ્ધાત્મા બે જ છે. મહીં મનમાં વિચાર આવે, દેખાયો એટલે આપણે જાણ્યું કે આ સંયોગ આવ્યો, તે સૂક્ષ્મ સંયોગ અને તે સંયોગો પાછા વિયોગી સ્વભાવના છે.

એટલે તમારે એવું નહીં કહેવું પડે કે આ જાય તો સારું. અહીં આગળ બધા મહેમાનો આવ્યા કરવાના ને ? વડોદરેથી આવે, આમથી આવે, બધા આવ્યા કરવાનાને ? આવ્યા તેને 'આવો, પધારો' કહે, પછી એની સેવા કરે પણ ક્યારે જાય એવું વિચાર જ ન કરે ને ! કારણ કે આ તો બધા જ્ઞાનને જાણી ગયેલા કે સંયોગો વિયોગી સ્વભાવના છે.

**પ્રશ્નકર્તા :** અહીં તો એ ટાઈમે જવાનું જ છે.

**દાદાશ્રી :** હા, નહીં તો તમે કહો કે 'જાવ', તોય નહીં જાય. તમે કહો કે 'હવે આજે તમે જાવ તો અમારે જરાક કામ છે.' ત્યારે કહે, 'હું પરમ દહાડે ચોક્કસ જતો રહેવાનો છું. તમે તમારે એ કરજોને, તમે નહીં હોય તો મારે ચાલશે, હું ખાવાનું કરી લઈશ.' પણ એ જાય નહીં. એનો કાળ ચોંટેલો છે, એ કાળ પૂરો થયા વગર સંયોગ છોડે નહીં ને ! પણ તે કેટલીક જગ્યાએ તો એવું હોયને પાછું ! મહેમાન આવ્યા હોય તો 'હવે ક્યારે જશે, ક્યારે જશે' એવું મનમાં રહે. હવે એ આપણા મહાત્માઓ જાણે કે વ્યવસ્થિત છે અને સંયોગો વિયોગી સ્વભાવના છે. એટલે પછી એના મનમાં જે અવળા ભાવ આવે તોય પણ પ્રતિક્રમણ કરે ને ! કરે કે ના કરે, અવળા ભાવ આવે એટલે? અવળા ભાવ તો આવે જ મનુષ્યમાત્રને. પણ પછી પ્રતિક્રમણ કરે આ બધા. એ વિયોગી સ્વભાવના છે, પછી શું કામ તું આમ કર્યા કરું છું? વિયોગી સ્વભાવના નથી ?

**પ્રશ્નકર્તા :** વિયોગ જ છે. સંયોગ થયો એ વિયોગ થવાનો જ.

**દાદાશ્રી :** એની મેળે જ થઈ જાય છે, પછી સુખ હોય કે દુઃખ હોય. સુખેય વિયોગી છે, દુઃખેય વિયોગી છે. સુખ કાયમનું ઊભું રહે ખરું? આ સુખ જ ન હોય ને ! આ તો કલ્પિત, કલ્પના છે ખાલી.

**પ્રશ્નકર્તા :** સિનેમાના રોલ જેવું છે આ તો.

**દાદાશ્રી :** જગત અનાદિથી વહેતું જ છે. એટલે આમાં કોઈ સંયોગો રહે નહીં. થોડીક વાર દેખાય ને પૂરું !

**પ્રશ્નકર્તા :** કાળનો પ્રભાવ ખરો ?

**દાદાશ્રી :** કાળ તો બધે જ. કાળ કંઈ ખોટો નથી, આપણી સમજણ ખોટી છે.

તેથી કેટલાક કાળમાં ધર્મનો વિજય હોય છે. આ કાળમાં એવું દેખાય કે અધર્મનો વિજય થાય. ખરેખરું તેમ બનતું નથી.

## ભાવોનો રાજા 'પોતે' જ !

**પ્રશ્નકર્તા :** તો દાદા, એવી કંઈ વિધિ ખરી કે હવે કાળને સુધારી શકીએ ? સારો કાળ લાવી શકાય ?

**દાદાશ્રી :** તમારી ભાવના ફરે તો સારો કાળ આવે. ભાવના ખરાબ થાય તો ખરાબ કાળ આવે.

**પ્રશ્નકર્તા :** એટલે ભાવની અસર કાળ ઉપર આવે છે ?

**દાદાશ્રી :** ભાવ ઉપર જ ને બધું. એ કાળને કશું લેવાદેવા નથી. એ નથી સુકાળ કે નથી દુકાળ. તમારો ભાવ સારો હોય તો સુકાળ અને ભાવ અવળો હોય તો દુકાળ.

**પ્રશ્નકર્તા :** એટલે આપણા ભાવથી આપણને કાળ પાસેથી જે જોઈએ તે મળી શકે ?

**દાદાશ્રી :** બધી ચીજ મળી શકે. તમે જ રાજા છો. આ બધા ફેરફાર આપણા ભાવથી થાય છે.

## પાંચ આજ્ઞા બનાવે કાળથી પર !

**પ્રશ્નકર્તા :** ભૂત-ભવિષ્ય-વર્તમાન એ અર્થમાં સાપેક્ષતા અને કાળ, અને નિર્પેક્ષતા અને કાળ, એ બેના કાળમાં શું ફેર ?

**દાદાશ્રી :** નિર્પેક્ષતાને કાળ ટચ થતો જ નથી, નિર્પેક્ષ વસ્તુને. સાપેક્ષને જ આ કાળ ને બધું લાગે છે.

**પ્રશ્નકર્તા :** હવે સાપેક્ષમાં નર્યો ભૂતકાળ જ છે.

**દાદાશ્રી :** એ ભૂતકાળ કહો કે જે કહો તે પણ સાપેક્ષને લાગુ થાય છે આ બધું. નિર્પેક્ષને તો કશું લાગું જ ના થાય, એનું નામ નિર્પેક્ષ. ભગવાન નિર્પેક્ષ છે. કશું અડે નહીં ને નડેય નહીં, ટાઈમીંગ-બાઈમીંગ, તેથી તો આપણે બોલીએ છીએ ને, કે દાદાના ભક્તોને કાળ, કર્મ ને માયા અડે નહીં.

**પ્રશ્નકર્તા :** ભક્તની કોટિ તો કાળમાં આવીને ? રિલેટિવમાં આવ્યું ને?

**દાદાશ્રી :** આ તો મને બોલતા ના ફાવ્યું એટલે ભક્ત બોલું છું, બાકી આ તો બધા જ્ઞાની કહેવાય. આપણામાં ભક્તો તો બોલતા નથી ને, મહાત્મા બોલે છે. જો આ જ્ઞાનમાં, પાંચ આજ્ઞામાં રહે તો કાળ, કર્મ ને માયા નડે નહીં.

**પ્રશ્નકર્તા :** મોક્ષ મેળવવા માટે જે સાપેક્ષ છે, જે કાળથી બંધાયેલો છે, તેનું અવલંબન લઈએ તો આપણે મોક્ષ પામી શકીએ ખરાં?

**દાદાશ્રી :** એની જરૂર જ નહીં ને આપણે. એ તો કાળથી બંધાયેલો છે, તે એ કાળ આવશે એટલે છૂટો થઈ જશે. આપણે તો આપણું જુદું પદ છે.

**પ્રશ્નકર્તા :** બરોબર છે, પણ એ કાળનું અવલંબન લઈએ તો આપણે પહોંચીએ ખરાં ?

**દાદાશ્રી :** કાળનું અવલંબન લેવાનું જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** લેવાનું નહીં એ વાત બરોબર છે, પણ લઈએ તો પહોંચાય ખરું?

**દાદાશ્રી :** લઈએ જ નહીં ને પણ, લે તો એનું બગડશે. કાળની જરૂર જ શું અવલંબન લઈને ? અને એવો કોઈ કાળ છે તે સ્થિર કાળ હોતો જ નથી કે જેનું અવલંબન લે. સરકતો કાળ છે, સરક્યા જ કરે.

**પ્રશ્નકર્તા :** પણ તેમાં જે 'હું'પણું બંધાયું અને 'મારા'પણું બંધાયું, એ તો સ્થિર કાળને ?

**દાદાશ્રી :** ના, એય સ્થિર કાળ નહીં, સરકતો જ કાળ. આ કાળ તો સરક્યા જ કરે. એટલે એની જોડે સંબંધ જ ના થાય ને ?

## જ્ઞાની, કાળાતીત !

**પ્રશ્નકર્તા :** ભગવાન કાળાતીત છે, અસમય. સમયથી નથી

મળતા, કોઈ સાધનથી નથી મળતા. અને આપણે બધા સમયમાં જન્મીએ છીએ, રહીએ છીએ અને આ બધી લીલા ને સ્વપ્ન જોઈએ છીએ, તો કાળમાં રહીને કાળાતીતને કેમ પકડાય ?

**દાદાશ્રી :** ના, ના, હું કાળથી પર છું, દ્રવ્યથી પર છું, ક્ષેત્રથી પર છું, ભાવથી પર છું અને ભવથી પણ પર છું. દેહથી પણ પર છું, મનથી પણ પર છું, વાણીથી પણ પર છું. એ વાત ખરી છે. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવ એ અમને ના હોય. કોઈ અમને બંધનમાં બાંધે નહીં. સમય અમને બંધનમાં બાંધે નહીં. અને તમારે તો સૂવાના ટાઈમે, હવે મારો ટાઈમ થઈ ગયો, કહેશે. એ ટાઈમથી બંધનવાળા. ક્ષેત્રથી બંધન, મને અહીં વગર ઊંઘ નહીં આવે. ત્યારે મૂઆ, અહીં આગળ બંધાઈ ગયેલો છું તું !

**પ્રશ્નકર્તા :** આ બધી તો મનની લીલા થઈ, પણ આ જે શ્વાસોશ્વાસ ચાલે છે એ પણ કાળ જ છે ને ?

**દાદાશ્રી :** એમાં આપણે શું લેવાદેવા ? શ્વાસોશ્વાસ, આ શરીરથી 'હું' બિલકુલ જુદો છું.

**પ્રશ્નકર્તા :** જીવતા મરેલા જેવી સ્થિતિ થાય તો એ કાળાતીત સ્થિતિમાં પહોંચ્યા કહેવાય, આપની જેમ ?

**દાદાશ્રી :** પણ એવું થવું જોઈએ ને ! જીવતા મરેલા. મરેલા તરીકે જીવે, તો છોકરો છે તે પૈસા ઊડાડતો હોય તો પેલો મરેલો માણસ શું કરે ? જોયા કરે. એવું જીવન હોવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવ, તેમાંથી કયું ફેક્ટર મહાત્માઓને વિશેષ કરીને સન્મુખ થાય ?

**દાદાશ્રી :** એવું છે, આપણે હવે શું થયું ? પરદ્રવ્ય સ્વરૂપ હતા, તે સ્વદ્રવ્ય સ્વરૂપ થયાં. પરક્ષેત્રમાં હતાં તે સ્વક્ષેત્રમાં આવ્યા. પર કાળમાં હતાં તે સ્વકાળમાં આવ્યા. સ્વકાળ કેવો છે ? સનાતન છે ને પરકાળમાં વિનાશી હતું. અને સ્વભાવમાં આવ્યા, પરભાવથી

છૂટાં થયા. અને પેલા જે ગલન છે એમાં તો કંઈ ફેરફાર થાય નહીં. એ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ જે ભાવે થવાના હોય, એ પ્રમાણે ગલન થયા કરે. બની ગયેલી વસ્તુ છે, એમાં કોઈ ફેરફાર થાય નહીં.

જ્ઞાની પુરુષ એટલે શું ? અરીસો ! તમારું જેવું હોય તેવું દેખાય. કારણ કે જ્ઞાની પુરુષ સ્વદ્રવ્ય, સ્વક્ષેત્ર, સ્વભાવ ને સ્વકાળમાં રહે છે. ચારેય રીતે સ્વમાં રહે છે. ખાલી અંગૂઠે અડ્યો તો પણ કલ્યાણ થાય.

## વિશેષણ ત્યાં કાળની મર્યાદા !

**પ્રશ્નકર્તા :** કાળાતીત તત્ત્વ છે તે અને અક્રમ વિજ્ઞાન એ બેમાં સમાનતા અને તફાવત સમજાવવા કૃપા કરશો.

**દાદાશ્રી :** અક્રમ વિજ્ઞાન એમાં અક્રમ એ તો વિશેષણ છે, પણ વિજ્ઞાન અને કાળાતીત તત્ત્વ બે એક જ છે. એટલે આ વિશેષણ બે પ્રકારના. આ વિજ્ઞાનને જાણવા માટે ક્રમ માર્ગ અને અક્રમ માર્ગ. તે આપણો આ અક્રમ માર્ગ છે, ફક્ત. બાકી જે વિજ્ઞાન શબ્દ છે તે જ કાળાતીત તત્ત્વ છે. એમાં ફેર નથી અને વિશેષણ છે એટલે જ્યાં જરૂરિયાત ત્યાં વિશેષણ હોય હંમેશાં. પછી આત્મા ઉપર વિશેષણ ટકતું જ નથી. વિશેષણ એટલે શું, અમુક કાળ સુધી એ ટકે અને પછી ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** એટલે વિશેષણ જે હોય, તેને કાળની મર્યાદા હોય ?

**દાદાશ્રી :** હા, કાળની મર્યાદા જ, એનું નામ વિશેષણ. એટલે શું, કે કાળના આધારે એને પ્રાપ્ત થયેલી વસ્તુ. એ પછી એના કાળની મર્યાદા પૂરી થઈ એટલે વિશેષણ ઊડી જાય.

## નિશ્ચિત નહીં, વ્યવસ્થિત છે !

આ તો અનુભવની વાણી કહેવાય. શાસ્ત્રમાં આવું બધું લખેલું ના હોય ને મેળ પડે નહીં આપણને. કરોડો ઉપાયે, કરોડો અવતારે આત્મા પ્રાપ્ત થાય એવો નથી. અને સાધુ મહારાજને પૂછવા જાવ,

ત્યારે કહેશે, 'ભઈ, આ તમે તો શું ત્યાગ કર્યો છે ? હજુ કેટલાય અવતાર સુધી ત્યાગ કરીશું તોય આત્મા પ્રાપ્ત થાય એવો નથી, સહેલી વસ્તુ નથી એ.' અનંત અવતારથી છીએ, આ કંઈ બે-પાંચ અવતારથી છીએ આપણે ? અનંત અવતારથી ભટક ભટક કરીએ છીએ ત્યારે શું આવી દશા કોઈ દહાડો ઊંચે નહીં ગઈ હોય ? ત્યારે કહે, ના, તીર્થંકરની પાસે બેસી રહ્યો હતો, તોય આ બૂઝયો નથી, મૂઓ.

આ ચોવીસી થયા કરે છે ને, તેમાં ત્યાં જઈને બેસી રહે. સાંભળે બધુંય, પણ હતો તેનો તે. ભગવાને કહ્યું કે ભઈ, એમાં તીર્થંકરનો દોષ નથી ને એ જીવનોય દોષ નથી. એનો કાળ પાક્યો નથી તેથી. કાળ પાકવો જોઈએ ને !

**પ્રશ્નકર્તા :** તો દાદા, એ બધું નિશ્ચિત હોય ?

**દાદાશ્રી :** નિશ્ચિત ખરું, પણ આ રીતે નિશ્ચિત નહીં. નિશ્ચિત ખરું યે ખરું, પણ નિશ્ચિત નહીં એ નહીં. તેથી અમે 'વ્યવસ્થિત' કહીએ છીએ ને, તમે કામ કરે જાવ. એ નિશ્ચિત હોય તો બગડી જાય, નિશ્ચિત એટલે એકલું બનવાનું છે તે બનવાનું જ છે પણ એવું નથી. એવું નિશ્ચિત હોય તો તમે અહીં આવો જ નહીં. અગર તો અહીં આવો ખરા પણ તમારા ભાવો કેવા હોય ? ના ગયા હોત તોય શું, એવો ભાવ કરે. એ ભાવ બગાડી નાખો બધા, ભાવ બગડી જાય.

**પ્રશ્નકર્તા :** હા, નીતિ ને ભાવ બગડી જાય.

**દાદાશ્રી :** હં, એવું હોય. જ્ઞાની પુરુષ તો જેવું છે એવું કહેશે એ પ્રમાણે ચાલો.

સૌ લોક કાળને ધક્કો મારે છે. દરેક કાર્યમાં કાળ પણ મુખ્ય વસ્તુ છે. કાળ પાક્યા વિના કશું જ બની ના શકે. માટે કાળ પાકવા દેજો. તેની સામે ના થશો. બાકી, કાળ પાક્યા વગર કશું થાય નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે બધા માટે કાળની મુખ્ય જરૂર છે, કાળ

સ્વતંત્ર રીતે કામ કરે છે ?

**દાદાશ્રી :** હા, અને કાળ જો મુખ્ય વસ્તુ હોય તો કાળ બધા ઉપર રોફ પાડે કે 'હું છું તો તમે બધા છો.' એટલે કાળનેય કહે છે કે 'તું તારા બાપને ઘેર જા. તું ના હોય તો ચાલે એવું છે, તું રોફ ના મારીશ.'

**પ્રશ્નકર્તા :** કાળના આધીનેય નહીં ?

**દાદાશ્રી :** નહીં, એટલે વ્યવસ્થિતના આધીન કહે છે. બધા આપણે ભેગા થઈએ તો કામ થઈ જાય. કાળને કહે છે કે બધા આપણે ભેગા થઈએ, તો બધું કામ થઈ જશે. એટલે કાળને આધીન હોય તો પછી છે તે કરવાનું જ શું રહ્યું ? એવું કહે, 'કાળ પાકશે ત્યારે મોક્ષ થશે જ એનો.' પણ એવું નથી.

**પ્રશ્નકર્તા :** પછી અજ્ઞાનતાના ભાવે કર્મ બંધાય, તો એનું શું કરવું ?

**દાદાશ્રી :** એ તો બંધાયા જ કરવાનાં. એટલે ભાન નથી ને આવું બોલે, કાળ પાકશે તો થશે. એવું અવળું બોલે તેથી અવળાં કર્મ બંધાય. ને પછી છે તે અવળું જ થાય.

એવું છે ને, કાળ જ્યારે પાકે ત્યારે આપણને એવાં મોક્ષે જવાનાં સાધનો બધા મળી આવે, સત્ શાસ્ત્રો એવાં મળી આવે, જ્ઞાની પુરુષ મળી આવે.

**પ્રશ્નકર્તા :** એ પ્રમાણે બધા સંયોગો ભેગા થાય ?

**દાદાશ્રી :** હા, બધું સાધન મળી આવે. સંયોગો બધા બદલાયા કરે. સાધનો બધાં મળી આવે કે ના મળી આવે, કાળ પાકે ત્યારે ?

**પ્રશ્નકર્તા :** બધું મળી આવે.

**દાદાશ્રી :** જ્ઞાની પુરુષ મળી આવે, બધું મળી આવે. એટલે આ તમેય હતા ને હુંય હતો, પણ તે કાળ પાક્યો નહોતો. આ જે કાળ

પાક્યો, તે તમે મને ભેગા થયા.

**પ્રશ્નકર્તા :** આવો કાળ પાકે ત્યારે જ આવું જ્ઞાન થાય ને ?

**દાદાશ્રી :** કાળ પાક્યા સિવાય તો કોઈ દા'ડોય કેરી યે ના આવે આંબે.

**પ્રશ્નકર્તા :** દાદા, તો પછી મોક્ષનું અવલંબન કાળ છે, એમ થયું ને ?

**દાદાશ્રી :** જો કાળને એમ જ કહીએ, કે 'કાળ તું જ કરું છું', તો કાળ એ આખી દુનિયાનો ઉપરી થઈ ગયો. એટલે સત્તાવાહી થયો અને સત્તાવાહી થયો, માટે એ વીતરાગનું વિજ્ઞાન ન્હોય. કોઈ પણ વસ્તુ સત્તાવાહી ગણાય, તો એ વીતરાગનું વિજ્ઞાન ન્હોય. જગતમાં કોઈ ઉપરી છે નહીં.

કોઈ કહે કે, આ જગત ઈશ્વરે બનાવ્યું તો પછી વીતરાગનું વિજ્ઞાન ન્હોય એ. સત્તાવાહી કે કાળ જ આમ કરે છે એમ કહ્યું કે સત્તાવાહી ન્હોય. ફેડરલ કોઝિઝ (સમુચ્ચય કારણ) છે. આના બધા જે કોઝિઝ છે તે ફેડરલ કોઝિઝ છે.

**પ્રશ્નકર્તા :** તો પછી કાળનું મહત્વ શું ? કંઈ જ નહીં ને તો પછી ?

**દાદાશ્રી :** નહીં, કાળ એ વન ઑફ ધી કોઝિઝ છે. પાર્લામેન્ટરી પદ્ધત છે આ બધી. આમાં બીજું કશું છે નહીં. નિર્‌અહંકારી સ્વરૂપ આ જગત છે. કોઈ એમ ન બોલી શકે કે 'મેં આ કર્યું.' તેથી જ્ઞાનીઓ કહે છે ને, અમે તો ઉઘાડું જ કહીએ ને કે ભઈ, અમે નિમિત્ત છીએ. અમે આના કંઈ કર્તા નથી.

## કાળ અને પુરુષાર્થની ભેદરેખા !

એક જણ ભગવાન પાસે આવ્યા ને કહ્યું કે, 'ભગવાન, મને તો આ ભવમાં જ મોક્ષ મળે તેવું કરો, તમે કહો તે સંયમ લેવા તૈયાર

છું.' ત્યારે કહે, 'તું સંયમ લેવા તૈયાર થઈશ, પણ તારી ભવસ્થિતિ પાકી નથી.' ત્યારે કહે, 'સાહેબ, આ નવું શું વળી પાછું ? તમે ને હું બે જ છીએ અહીં. હું સંયમ લેનારો છું ને તમે આપનારા છો, વચ્ચે લફરું ક્યાં લાવ્યા આવું ?' ત્યારે કહે, 'ભવસ્થિતિ પાક્યા વગર નહીં થાય.' સંયમ આપનારા છે, લેનારોય એવો શૂરવીર છે. ત્યારે કહે, 'ના.' 'ભવસ્થિતિનું બહાનું કાઢે છે ?' બહાનું કાઢતા નથી, સાચેસાચું કહે છે. એટલે આ તો ભવસ્થિતિ જેની પાકી હોય, તેને માટે અહીં આગળ કામનું. બિચારાની ભવસ્થિતિ જ પાકી ના હોય, શી રીતે એને મેળ ખાય ?

**પ્રશ્નકર્તા :** એ ભવસ્થિતિ એના ટાઈમ પહેલાં પકાવી શકાય કે એના ટાઈમે જ પાકે ?

**દાદાશ્રી :** એ ટાઈમે જ પાકે. પહેલાં પકાવી શકવાના હોયને તેય કાયદેસરમાં હોય તો જ પકાવી શકાય. પોતાના હાથમાં સત્તા નથી આપી. પણ પકાવી શકાય, એવો બળવાન હોય તો એને આવો હિસાબ આવી મળે. તે આપણને એમ લાગે કે આને ભવસ્થિતિ કાપી નાખવા માંડી. પણ કપાઈ જવાની જ છે, માટે આ રીતે કપાઈ છે. આ તો આને આ ઈગોઈઝમ વધારે એવો બધો ફોર્સ હોય છે. કશું જ ચાલે એવું નથી અને ના ચાલે, તેવુંયે નથી. દરેકનો વ્યવહાર જુદો છે ને ! કેટલાકને માટે ચાલે એવું છે. કેટલાકને માટે ના ચાલે એવું છે. આ બધા બેઠા છે પણ વ્યવહાર જુદો છે બધાનો. કોઈનું મોઢું એક સરખું આવે છે ? બધાને બે આંખ્યો, નાક, કાન બધું સરખું છે પણ આમ બીજો ફેરફાર કેટલો દેખાય છે એનો. એટલો બધો હિસાબ ફેરફાર છે મહીં.

**પ્રશ્નકર્તા :** જો આ ભવસ્થિતિ પાકવાની હોય ત્યારે જ આ મળે, તો પછી આમાં પુરુષાર્થ ક્યાં આવ્યો ?

**દાદાશ્રી :** પુરુષાર્થ છે જ ક્યાં તે બળ્યો ? આ તો ભ્રાંતિને પુરુષાર્થ કહેવાય છે. પ્રયત્નને પુરુષાર્થ કહે છે. પુરુષ થયા વગર

પુરુષાર્થ કેવી રીતે હોય ? પણ આને જો પુરુષાર્થ ના કહે તો લોકો છે તે પાણીમાં બેસી જાય પાછા. ક્રમિક માર્ગ છે એટલે પુરુષાર્થ તો કહેવો જ પડેને ? 'હંઅ... કંઈક કરું.' બસ, હા, અહંકારે કરીને. પછી આ અહંકાર આગળ ઓગાળાય પાછો.

વખત પુરુષાર્થી નથી, પુરુષ પુરુષાર્થી છે.

## શલાકા પુરુષો, ત્રેસઠ કેમ ?

**પ્રશ્નકર્તા :** જૈનોમાં ચોવીસ તીર્થંકર ભગવાન કહ્યા છે. બીજે ચોવીસ અવતાર કહ્યા છે અને ચોવીસ પયગંબર. આ બધા ચોવીસ કેમ, કોઈ ત્રેવીસ નહીં, કોઈ પચ્ચીસ નહીં ?

**દાદાશ્રી :** ખરેખર ચોવીસ નહીં, ૬૩ શલાકા પુરુષના આ બધા ભાગ પાડેલા છે.

**પ્રશ્નકર્તા :** પણ એ ૬૩ કેમ ? એ કોણે નક્કી કર્યું ?

**દાદાશ્રી :** એ કુદરતી, નેચરલ એડજસ્ટમેન્ટ છે.

**પ્રશ્નકર્તા :** કબૂલ કરું છું, પણ ૬૩ કોણે નક્કી કર્યા ? કેમ ૬૨ નક્કી ન કર્યા ?

**દાદાશ્રી :** નહીં તો ૬૪ રાખત. અને તે એક ફેરાને માટે નથી, નિરંતર આનો આ જ ક્રમ છે. નેચરલ છે ! જેમ 2 H ને O, બે ભેગા થાય ને બીજાં કારણ ભેગાં થયાં, કે તરત પાણી થઈ જાય. હવે કો'ક માણસ કહેશે, કે 'ના, અહીં 1 H કેમ નહીં ? 3 H કેમ નહીં? એટલે એ નેચરલ વસ્તુ છે. આમાં તીર્થંકરોના શબ્દો, એ તીર્થંકર પોતે એમ નથી કહેતા કે આ મારું જ્ઞાન છે. કોઈ એમ કહી શકે એવું નથી કે આ જ્ઞાન અમારી સમજણ છે. આ પરાપૂર્વથી આવેલું જે જ્ઞાન છે, તેનું તે જ જ્ઞાન ચાલુ છે. કાળેય નેચરલ વહ્યા જ કરે છે. એ કાયદો જ છે. નેચરલ એડજસ્ટમેન્ટ છે આ. એમાં ચાલે નહીં. નેચરલમાં કશું ફેરફાર ના થઈ શકે. 2 H ને O, નહીં ? એનાં જેવી સાયન્ટિફિક

વસ્તુ છે. નહીં તો ત્રેસઠને બદલે, 'ત્રેસઠ સારો શબ્દ નથી' એમ કરીને ચોસઠેય મુકત, બળ્યા. પણ એ સાયન્ટિફિક છે. બહુ સુંદર, કુદરતની ગોઠવણી કેવી સુંદર છે ! અને વ્યવસ્થિત ગોઠવણી છે !

જ્યારે જ્ઞાન નહોતું ત્યારે અમને એવાં વિચાર આવતા'તા પહેલાં, કે આ વર્ષ દહાડોય કો'કની, લોકોની ગોઠવણી જ છે આ. વર્ષ, દિવસ એ લોકોની ગોઠવણીનું જ કામ છે, આ દિવાળી પણ એમના વિકલ્પથી ગોઠવેલી છે આ. જો આ ત્રણ ઋતુઓ જ એનું કારણ હોય, તો એમના વિકલ્પથી આ ગોઠવેલું લાગે છે. ઋતુઓ તો આવ્યા જ કરે. ઋતુઓનો સ્વભાવ એ તો બદલાયા જ કરે હંમેશાં પણ તેથી કરીને વર્ષ દહાડો થયો, એમ કેમ નક્કી થાય? એટલે પછી અમે બધો વિચાર કર્યો, કે ગઈ સાલ છે તે જેઠ મહિનામાં આંબે કેરીઓ મળતી'તી અને આ સાલેય જેઠ મહિનામાં મળે છે. આમ ઘણાખરાં ઝાડ બાર મહિને ફળે છે. એટલે આ જગતનું એક એસેન્સ છે તે બાર મહિના છે. બીજું એસેન્સ, મહિનો છે. મહિનો શા હિસાબે, કે પંદર દહાડા છે તે ચંદ્ર હોય છે અને પંદર દહાડા નથી હોતો. અને પછી પાછો ફરી ચંદ્ર દેખાય. એટલે આ મહિનો એસેન્સ છે.

આ બધું અમે બહુ વિચારી રાખેલું. આ તો બધાં બહુ ફેઝ જોઈ લીધાં, પછી હું આમાં પેઠો. નહીં તો મનેય પહેલાં શંકા પડતી'તી, કે આમ કેમ હોય ? પણ બધું નિર્માણ થયેલું. ત્યાર પછી સમાધાન થયું. એટલે મને એમ લાગતું કે આ લોકોએ ઠોકી બેસાડેલું છે. પણ ના, ઠોકી બેસાડ્યું નથી. ધીસ ઈઝ બટ નેચરલ. પછી લોક પાક્ષિક કહે છે ને, તે માનવું કે નહીં ? ત્યારે કહે, હા, પક્ષેય માનો. કારણ કે પંદર દિવસ ચંદ્ર છે તે વધતો-ઓછો થયા જ કરે છે. એ જોવામાં આવે જ છે. અને પંદર પૂરા થાય છે કે નવી જ જાતનું ઊભું થાય છે. માટે પક્ષ માનો. અઠવાડિયાને માનવું કે ના માનવું ? ત્યારે કહે, એ ઈફેક્ટિવ છે. આ જે સાત વાર છે તે પંદર વાર નથી રાખ્યા, એની પાછળ કારણ છે, કોઝિઝ છે. સાત વાર એ બદલાયા જ કરે નિરંતર.

**પ્રશ્નકર્તા :** એનાં કારણ શું ? કોઝિઝ ?

**દાદાશ્રી :** બધાં બહુ કોઝિઝ હોય છે. અત્યારે તો આ ચોવીસ કલાકનો દિવસ એ બરોબર, પદ્ધતસર છે બધું. એટલે આ જે વ્યવહાર કાળ છે એ વિકલ્પ નથી. છે વિકલ્પ પણ નેચરલ વિકલ્પ છે, મનુષ્યનો વિકલ્પ કરેલો નથી.

કલાક, મિનિટ, સેકન્ડ બધું પદ્ધતસરનું છે. એના પરથી ઘડિયાળ બનેલાં. ત્યારે ઘડિયાળ રોંગ હોય છે કંઈ ? એય બરોબર એડજસ્ટમેન્ટ છે. પછી એના ઉપરથી આપણે બીજા પ્રોબ્લેમ ઊભા કરેલા. પેલી કાચની શીશી કાઢે છે ને ?

**પ્રશ્નકર્તા :** હા, બરાબર છે, સામાયિક કરવાની.

**દાદાશ્રી :** હા, તે આટલી મિનિટમાં રેતી પડી જાય તો આપણે જાણવું કે આપણું આવી ગયું. એવું જ ઘડિયાળેય તે જ છે બધું. એનું વહેણ જોઈ લીધું ને, વહેણ ઉપરથી કેટલો ટાઈમ જાય છે, આ ઘડિયાળેય વહેણ જ છે. એટલે આ બધું બહુ સમજણપૂર્વકનું છે.

એવી અનંત કાળચક્રમાં અનંત ચોવીસી આવ્યા જ કરે છે. પણ ચોવીસ જ શા માટે ? એ બુદ્ધિનો પ્રશ્ન થયો. અહીં આગળ જ્ઞાનનો પ્રશ્ન જોઈએ. આ બુદ્ધિનો પ્રશ્ન આવ્યો. જેમ માણસને અમુક જાતનાં જ અંગ છે, બે આંખો છે ને નાક ને એ બધું પદ્ધતસરનું છે. હવે ત્યાં આગળ કોઈ વાંધો ઊઠાવે કે આવું કેમ ? એના જેવી વાત છે આ. એટલે અમુક બાબતોમાં ઊંડું ના ઉતરાય. જે જગત વ્યવસ્થિત છે, ગોઠવાયેલું છે, એક્ઝેક્ટ છે. અને અનાદિ પ્રવાહ છે આ. અને પ્રવાહ એ એક્ઝેક્ટ છે, ફક્ત કાળના હિસાબે ફેરફાર થયા કરે છે. બાકી પ્રવાહ તેનો તે જ છે. કાળના હિસાબે કે કયો આરો છે, તે આરાના હિસાબે ત્યાં આગળ એની ગોઠવણી થયા કરે છે. બાકી કોઈ પણ વસ્તુ જે ગોઠવાયેલી છે એ ક્રમમાં છે, તે આ બુદ્ધિ ચાલે એવી નથી. ત્યાં બુદ્ધિને આપણે બંધ કરવી પડશે. અમુક જગ્યાએ બુદ્ધિ કામ કરે, ઠેઠ સુધી. પણ અમુક જગ્યાએ એથી આગળ નહીં, આપણે એમ કહીએ કે આ માણસને આવું કેમ બે હાથ ને બે પગ ? એનાય ચચ્ચાર હોય

ને એવું હોવું જોઈએ. એ બધી બુદ્ધિની બહાર વાત છે. જ્યાં જુઓ ત્યાં, મનુષ્યોના બે હાથ ને બે પગ જ હોય!

**પ્રશ્નકર્તા :** એ પછી એવી બુદ્ધિ આગળ જઈને કહેશે કે આ ચાર કેમ? છ કેમ નહીં ?

**દાદાશ્રી :** હા, પછી બુદ્ધિનો પાર જ ના આવે, એન્ડ જ ના આવે. એન્ડલેસ થઈ ગયું એ.

**પ્રશ્નકર્તા :** પણ આ ચોવીસ તો મેથેમેટિક, ગણિતનો એક નિયમ હશે ને ?

**દાદાશ્રી :** ગણિત જ છે બધું આ. આખું ગણિત જ છે. બીજું કશું છે જ નહીં આ. કાળ તો જાણે ગણિતમાં આવી ગયો, એ તો ગણતરીમાં આવી ગયેલું છે. ફક્ત ફેરફાર શું થાય છે ? મનુષ્યો ગૃહિત મિથ્યાત્વી સ્વભાવના છે. મોટામાં મોટો રોગ જો હોય તો ગૃહિત મિથ્યાત્વનો છે. એ જે પૂરણ કર્યું ગૃહિત મિથ્યાત્વ, એ ગલન કરતાં બહુ મુશ્કેલી પડે છે. એ ગૃહિત મિથ્યાત્વના લીધે આ કેવળજ્ઞાન અટક્યું છે બધું.

**પ્રશ્નકર્તા :** આ કાળના હિસાબે ?

**દાદાશ્રી :** હા, આ કાળના લીધે.

## મોક્ષદાતા જ્ઞાની પુરુષ !

કાળ એ ડિસાઈડેડ વસ્તુ, કોઈનેય છોડે નહીં. ડિસાઈડેડ વસ્તુ કોઈનેય છોડે નહીં. તેથી આપણા લોક કહે છે ને, કાળધર્મ પામ્યા. એટલે શું ? કાળનો ધર્મ જ છે, લેવાનો એટલે લેવાનો જ. કોઈનુંય ચાલે જ નહીં. ભગવાનનું કશુંય નહીં. મહાવીર ભગવાનેય બોંતેર વર્ષે ગયા!

**પ્રશ્નકર્તા :** એટલે કર્મ કાળને આધીન છે ?

**દાદાશ્રી :** મુખ્ય જ કાળ છે ને ! પણ કાળ બીજાને આધીન છે પાછો. એ બીજી બધી વસ્તુને આધીન છે. કોઈ કોઈને આધીન ન

હોય, એવું સ્વતંત્ર નથી. જો સ્વતંત્ર હોત તો એ અહંકાર કરત કે મારે લીધે આ ચાલે છે. જો કાળ સ્વતંત્ર હોત તો કાળ બૂમો પાડત કે મારે લીધે આ ચાલે છે, હું ચલાવું છું. જો ભગવાન સ્વતંત્ર હોત તો એ કહેત કે હું ચલાવું છું. કોઈથી એવું કહેવાય એમ નથી કે હું ચલાવું છું, એવું આ જગત છે. ભગવાન (આત્મા) જ આમાં ફસાયા છે ને! એમની ફસામણ એ જ જાણે બિચારા ! મહીં છૂટવું ઘણું છે પણ છૂટાય કેમ? એક જ્ઞાની પુરુષ મળે તો જ છોડાવે, બાકી કોઈ છોડાવે નહીં. જ્ઞાની પુરુષ પોતે છૂટેલા છે, માટે છોડાવે ને એ પોતે મોક્ષદાતા છે માટે. મોક્ષનું દાન આપવા આવ્યા છે.

❖❖❖❖❖

# [૫]

# આકાશ તત્ત્વ !

## (૧) આકાશ અવિનાશી તત્ત્વ !

### આત્મા પડે જુદો, અન્ય તત્ત્વોથી !

**પ્રશ્નકર્તા :** આકાશ અને આત્મા એ બેમાં શું ફેર છે ?

**દાદાશ્રી :** આકાશ નિશ્ચેતન છે, ચેતન નથી એમાં અને આત્મામાં ચેતન છે. બન્ને તત્ત્વોના મૂળ ગુણમાં આટલો ફેરફાર છે. બીજા બધા ફેરફાર છે. બધા જ તત્ત્વોમાં મૂળ ગુણ જો વધારેમાં વધારે હોય તો આ ચેતન (એટલે જ્ઞાન-દર્શન) નામનો ગુણ એ આત્મામાં છે, માટે એ પરમાત્મા છે. આકાશમાંય તે ગુણ નથી કે બીજા કોઈનામાંય એ ગુણ નથી. આત્મા અરૂપી તો આકાશ જેવો જ છે. અરૂપીમાં સરખા છે બેઉ તત્ત્વો. આકાશનો મૂળ ગુણ શું ? ત્યારે કહે, સ્થાન આપવું. દરેકને સ્પેસ આપવી એનો મૂળ ગુણ છે. આત્મામાં સ્પેસ આપવી એ ગુણ નથી અને આત્માનો ચેતન નામનો ગુણ તે એમાં નથી.

**પ્રશ્નકર્તા :** એક જગ્યાએ આપે કહ્યું છે કે આત્મા આકાશ જેવો છે.

**દાદાશ્રી :** એ તો તમને એક દાખલો આપું છું કે આકાશ એ અરૂપી તત્ત્વ છે, એવો આત્મા અરૂપી છે. પણ આકાશ અચેતન છે અને આત્મા ચેતન છે. આકાશ એને લાગણીએ નથી કોઈ પણ પ્રકારની અને આત્મા તો લાગણીવાળો, જ્ઞાનવાળો. જ્યાં આને કંઈ લાગણી અને જ્ઞાન નથી, માટે અમે કહીએ છીએ કે આમાં નથી આત્મા.

આત્મા આકાશ જેવો છે એનો કહેવાનો ભાવાર્થ શું છે કે આકાશને કોઈ વસ્તુ નુકસાન કરી શકે એમ છે નહીં. એવી રીતે આત્માને આ જગતમાં કોઈ ચીજ નુકસાન કરી શકે એવી છે નહીં. જેને તમે શુદ્ધાત્મા કહો છો, એને કોઈ ચીજ નુકસાન કરે એવી છે નહીં. આકાશ હરેક જગ્યાએ છે, આત્મા હરેક જગ્યાએ નથી.

હવે ચેતન રહે છે ક્યાં ? ચેતન હોય ક્યાં ? જ્યાં આકાશ હોય ત્યાં હોય. બીજા લોકોએ જગ્યા રોકી હોય ને ત્યાં હોય નહીં. આકાશ હોય તો હોય. જેનામાં જેટલો આકાશને, એટલું ત્યાં ચેતન હોય.

**પ્રશ્નકર્તા :** આકાશ એટલે આમ જે ખાલી જગ્યા અને આત્મા, એ બેમાં મોટા-નાની જેવું કંઈ છે કે ?

**દાદાશ્રી :** આ બે પરમાણુ એમની જગ્યા રોકે એટલે એ જગ્યાએ ત્રીજું પરમાણુ ના જાય, તો આત્મા બધામાંથી આરપાર જાય. ભઈ, બહુ ઊંડી વાતો આ બધી. આપણે શુદ્ધાત્મા પ્રાપ્ત થયો ને, એ મુખ્ય. બીજું બધું આ તો લોક પૂછનારા, તો ફાવે એવા પ્રશ્નો પૂછે, મગજમાંથી નીકળે તેવા.

બધા તત્ત્વોથી આત્માને જુદો પાડે ત્યારે આત્મા નિર્લેપ થાય. કેવળજ્ઞાન થાય ત્યારે જ એ એક્ઝેક્ટલી બીજાથી જુદો થાય. એ વૈજ્ઞાનિક વાત છે.

**પ્રશ્નકર્તા :** દાદા, પરમાણુ અને ચેતન એ બન્નેનું જુદું પાડવાનું જ મુખ્ય છે ને, બાકીના તો લગભગ જુદા જ છે ને ?

**દાદાશ્રી :** જુદા છે, પણ એને જુદું પાડવાનું. નહીં તો આ બે જુદા પાડો તો પેલાં બીજાં તત્ત્વો વળગે. એટલે બધું જ જુદું પાડવું પડે. આત્મા બિલકુલ નિવ્વળ, જુદો જ છે. બધાં દ્રવ્યોની વચ્ચે છે અને બધાં દ્રવ્યોથી બંધાયેલો છે એ.

**પ્રશ્નકર્તા :** આકાશ એ તો આત્મદ્રવ્યની સાથે રહેલું જ છે ને? એને જુદું પાડી નહીં શકાય ને ?

**દાદાશ્રી :** એય જુદું પડી જાય.

**પ્રશ્નકર્તા :** આકાશે પણ જુદું પડી જાય ?

**દાદાશ્રી :** આકાશથી પણ જુદો પડી જાય. અન્અવગાહક છે. અવગાહના એને જરૂર નથી. છે આકાશમાં છતાં પોતે આકાશ રોકતો નથી, એવી રીતે રહ્યો છે સિદ્ધક્ષેત્રમાં !

**પ્રશ્નકર્તા :** આત્મા પોતે આકાશ (જગ્યા) રોકતો નથી, એ કેવી રીતે બને ?

**દાદાશ્રી :** બુદ્ધિના ખેલ ન્હોય, નહીં તો આકાશ જોડે જ રહે ને !

**પ્રશ્નકર્તા :** હં, આકાશ જોડે જ રહે.

**દાદાશ્રી :** આકાશ જોડે રહે એટલે પછી એ બેનું મિક્ષ્ચર થયું.

દરેકના ભાવ જુદા જુદા હોય જ. કારણ કે સ્પેસ જુદી જુદી છે એટલે. સ્પેસ તો કાયમ જુદી જ રહેવાનીને ! જ્યાં સુધી મોક્ષે ના જાય ત્યાં સુધી સ્પેસ, મોક્ષમાં સ્પેસ નહીં. આત્માને સ્પેસની જરૂર નથી. સૂર્યનારાયણે તો જગ્યા રોકી છે. થોડું થોડું સમજાયું ?

**પ્રશ્નકર્તા :** દાદા, દેવલોકમાં પણ બધા છએ છ તત્ત્વો ?

**દાદાશ્રી :** બધે. છ તત્ત્વના મિક્ષ્ચર વગર કોઈ વસ્તુ ના હોય, આ દુનિયામાં.

**પ્રશ્નકર્તા :** તો તમે કીધું ને કે અલોકમાં ખાલી આકાશ તત્ત્વ જ છે, બીજા એકેય તત્ત્વ નથી.

**દાદાશ્રી :** અલોક ને આપણે કશું લેવાદેવા નહીં ને ! આત્માને તો આકાશનીય જરૂર નથી. જેને કોઈનું અવલંબન ના હોય એ આત્મા ! ભગવાન કહેવાય એ તો !!

## જગ્યા આપનાર આકાશ તત્ત્વ !

આ છ તત્ત્વો પરમેનન્ટ તત્ત્વો છે. હવે દરેકના સ્વભાવ જુદા

જુદા છે પાછા, આકાશ એક જ છે આખું. આવડું મોટું આકાશ પણ એક જ, અવિભાજ્ય છે.

**પ્રશ્નકર્તા :** અખંડ છે.

**દાદાશ્રી :** આકાશ કોઈને ઉત્પન્ન કરતું નથી કે ઉત્પન્ન થતું નથી, આકાશ અનુત્પન્ન છે. આ આકાશ એ જડેય ના કહેવાય ને ચેતનેય ના કહેવાય. આકાશ! હં, એ પણ તત્ત્વ છે.

હવે આ બધાં તત્ત્વો કામ કરી રહ્યાં છે ક્યાં ? ત્યારે કહે, ભૂમિકા કોની છે ? ક્ષેત્ર કોનું છે ? આ બધાને રમત રમવા માટે જગ્યા જોઈએ કે ના જોઈએ? આ બધાને રહેવા, હરવા-ફરવા જગ્યા જોઈએ તે જગ્યા ક્યાંથી લાવવી? જગ્યા આપનારો જોઈએ કે ના જોઈએ ? તે આકાશ નામનું તત્ત્વ જે સ્પેસ આપે છે, એ પણ ઈટર્નલ છે. આ જે ખુલ્લો ભાગ, જેને જગ્યા કહેવામાં આવે છે, તે સ્પેસ એક તત્ત્વ છે. તેમાં બીજા બધા રહે છે.

આ જડ ને ચેતન (વિભાવિક ચેતન)ને રહેવાને માટે આકાશની જરૂર છે, અવકાશની. આકાશના આધારે રહ્યા છે એ લોકો. એ બધા તેમની જગ્યા પોતાની નથી, માલિકી આકાશની. એટલે આકાશ એક સ્વતંત્ર તત્ત્વ છે. એ એક સંપૂર્ણ તત્ત્વ છે અને અવિનાશી છે. આ તું બેઠો છું ને, એ સ્પેસ કહેવાય.

## આંખે દેખાય એ ન્હોય આકાશ !

**પ્રશ્નકર્તા :** કેવી રીતે એ કહી શકાય કે આકાશ તત્ત્વ અવિનાશી છે ?

**દાદાશ્રી :** એટલે ક્યારે ઉત્પન્ન થયું ? જે ઉત્પન્ન ન થાય અને જે વિનાશ ન થાય, એ બધું અવિનાશી હોય. અને ઉત્પન્ન થાય અને વિનાશ થાય એ વિનાશી હોય.

સાયન્ટિસ્ટોય ન જોઈ શકે. બુદ્ધિથી જે દેખાય એટલું જ જોઈ

શકે. એમનું બીજું ગજું જ નહીંને ! આકાશ તો પરમેનન્ટ ચીજ છે. તમને પરમનેન્ટ નથી લાગતી ?

**પ્રશ્નકર્તા :** લાગે છે, પણ એમાં ફેરફાર થતા લાગે છે.

**દાદાશ્રી :** ફેરફાર હોય જ નહીં કોઈ જાતનો. પરમેનન્ટ તત્ત્વ, એને પોતાની અવસ્થા હોય છે, તત્ત્વને ફેરફાર ના હોય. અવસ્થા તો દરેકને, પ્યૉર ચેતનની અવસ્થા હોય છે. અવસ્થા માત્ર વિનાશી છે એની અને તત્ત્વ અવિનાશી છે. પાણી એ અવસ્થા છે, એટલે પાછું વરાળ થઈ જાય ને એ વરાળનું પાછું પાણી થઈ જાય, બરફ થઈ જાય, બધી અવસ્થાઓ છે. તત્ત્વને કશું ન થાય. હવે ઑલ ધીસ રિલેટિવ આર ટેમ્પરરી એડજસ્ટમેન્ટ્સ, આઈ ઈઝ પરમેનન્ટ. ડુ યુ વોન્ટ ટુ રિમેઈન ઈન પરમેનન્ટ સ્ટેજ ઓર ટેમ્પરરી સ્ટેજ ? ઓલ ધીસ આર ફેઝીઝ એન્ડ એવરચેંજીંગ, સાયન્ટિસ્ટ કેન નોટ સી ઈટર્નલ્સ. આકાશ જોયું નથી જગતે, લોકો એની અવસ્થાઓ જોઈ શકે. આકાશ ક્યાં જોયું છે ?

**પ્રશ્નકર્તા :** જોયું નથી પણ એનો અનુભવ થાય છે.

**દાદાશ્રી :** એ આંખે દેખાય એવી વસ્તુ નથી.

**પ્રશ્નકર્તા :** પણ એનો અનુભવ થઈ શકે ને ?

**દાદાશ્રી :** એવું લાગે ખરું કે આ પોલું છે, આકાશ છે. આ આંખથી સાચું કશુંય ના દેખાય. એ તો દિવ્યચક્ષુથી જ દેખાય. જે દિવ્યચક્ષુ જ્યારે એક્ઝેક્ટનેસમાં આવે ત્યારે દેખાય. દિવ્યચક્ષુથી પહેલું સમજમાં આવે.

આકાશ તો સ્વતંત્ર છે, ભગવાનના જેટલું જ સ્વતંત્ર છે. પરમાણુ સ્વતંત્ર છે. આકાશના ટુકડા થતા નથી. આકાશ એક પ્રકારના સ્વભાવનું છે.

સ્કંધ થાય એના. કોઈ જગ્યાએ વધુ જામી ગયું હોય, કોઈ જગ્યાએ ઓછું જામે પણ એકતા ના ટૂટે.

એ અવિનાશી વસ્તુઓ તેમાં એક જ વસ્તુ તમે સાધારણ સમજી શકો છો કે આ અવિનાશી છે, જેવી કે આકાશ એકલું દેખાય છે તમને. બીજી બધી અવિનાશી ચીજ કોઈ દેખાતી નથી. આકાશનોય તે સ્થૂળ ભાગ દેખાય છે, મૂળ ભાગ દેખાતો નથી.

## આકાશનો રંગ !

એટલે આકાશેય દેખાય નહીં. આ જે દેખાય છે ને, તે પોલાણનો રંગ દેખાય છે, બહુ ગાઢું પોલાણ હોયને, તે પોલાણમાંય રંગ હોતો નથી. આ દરિયાનો પડઘો (પ્રતિબિંબ) પડે છે. આખા દરિયાનો પડઘો એની મહીં પડે છે ને આ બધો કલર દેખાય છે. આ સૂર્યનો પ્રકાશ દરિયા ઉપર પડે છે અને તેનું પ્રતિબિંબ ઉપર પડે છે, તેને લઈને આ ભૂરું દેખાય છે, એ આકાશ નથી, અવકાશ (ખાલી જગ્યા) છે, પુદ્ગલ નથી. પાણી પુદ્ગલ છે ને તેના ઉપર સૂર્યનારાયણનો પ્રકાશ પડે છે. તે તેના પ્રતિબિંબથી કલર દેખાય છે. પાણી એય કલરલેસ (રંગવિહીન) છે.

**પ્રશ્નકર્તા :** પણ આકાશનો રંગ બ્લુ (ભૂરો) છે ?

**દાદાશ્રી :** આકાશનો કલર જ નથી કોઈ જાતનો. એ સ્પેસ પોતે પરમાણુ નથી, એ ખાલીય નથી અને તે રંગેય નથી એનો. સ્પેસ જ છે. સ્પેસને તો માણસ સમજી શકે કે સ્પેસ જેવી વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** તો એમાં રંગ નથી, એમાં મટીરિઅલ પણ નથી, એમાં ગુરુત્વાકર્ષણ પણ નથી.

**દાદાશ્રી :** કશું નથી. સ્પેસ એટલે શું છે કે બીજી પાંચ વસ્તુઓને રહેવાનું સ્થાન. આ સ્પેસ છે તે પરમેનન્ટ છે અને બીજી પાંચ વસ્તુ પરમેનન્ટ છે, એને રહેવાનું સ્થાન. બીજી કોઈ વસ્તુ નથી આકાશ. એ તો ખાલી આ જગ્યા જ છે, અવકાશ.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ ઉપર જ હોય ને ?

**દાદાશ્રી :** ઉપર નહીં, નીચે-બીચે બધે. એવરીવ્હેર (બધે જ)

આકાશ છે. આપણે ધાણા ખઈએ છીએ, તેની મહીં આકાશ હોય. આ હીરામાંય આકાશ હોય. આ સોનામાં, ચાંદીમાં, બધામાં આકાશ હોય. આકાશ ના હોય કોઈ ચીજમાં, તો એ ભાંગે જ નહીં. હીરામાં આકાશ ઓછું એટલે હીરો મોડો ભાંગે.

**પ્રશ્નકર્તા :** દાદા, અમને એવું બધું ક્યારે દેખાશે ?

**દાદાશ્રી :** એ દેખવું છે કે મોક્ષે જવું છે ?

**પ્રશ્નકર્તા :** મોક્ષે તો જવાનું જ છે.

**દાદાશ્રી :** તો પછી એ બધી ભાંજગડ કેમ કરવાની ? આવી તો બહુ ચીજો હોય, અબજો ચીજ હોય આવી.

## આત્મા, અન્‌અવગાહક !

**પ્રશ્નકર્તા :** તો સિદ્ધક્ષેત્રમાં કયા કયા તત્ત્વ રહ્યાં ?

**દાદાશ્રી :** સિદ્ધક્ષેત્રને ગણવાનું જ નથી. સિદ્ધક્ષેત્રમાં તત્ત્વ જ ના હોય ને ! ત્યાં તો પરમાત્મા જ છે. તત્ત્વ ક્યાં હોય? અતત્ત્વ હોય ત્યારે ત્યાં તત્ત્વો હોય.

**પ્રશ્નકર્તા :** ત્યાં અલોકમાં સ્પેસ તત્ત્વ ખરું કે, સિદ્ધક્ષેત્રમાં ?

**દાદાશ્રી :** આકાશ બધે હોય ને ! આત્માને આકાશની જરૂર નથી. એ આકાશ લેતો નથી. આત્મા સ્પેસ રોકે નહીં. અન્‌અવગાહક છે. હવે એ બધું બહુ ઊંડા ના ઉતરશો. બહુ ઊંડામાં શું ફાયદો તમારે?

**પ્રશ્નકર્તા :** આત્મા સિદ્ધગતિમાં સ્પેસ રોકે છે ?

**દાદાશ્રી :** એવું છેને, એ તો અવલંબન લીધું કહેવાય. સ્પેસ-બેસ નહીં, અન્‌અવગાહક. એ અવગાહના રહી નથી એને.

**પ્રશ્નકર્તા :** અન્‌અવગાહક એટલે ?

**દાદાશ્રી :** સ્પેસ રોકે નહીં. બધી વસ્તુઓ સ્પેસ રોકે.

**પ્રશ્નકર્તા :** દાદા, સિદ્ધક્ષેત્રમાં સ્પેસની જરૂર કેમ નહીં ?

**દાદાશ્રી :** જો પાછું ઊંડા ઉતર્યા તે, ચેતોને, આમાં ઊંડા ના ઉતરો. ઊલટું બીજું ભૂલી જશે, બીજું બધું અમુક અમુક હદની બહાર આગળ વાતો કરવાની ના પાડી છે. હજુ આમાં ઠેકાણું નથી અમુક એમનું, પાછું અહીં સુધી પૂછે છે. એટલે માણસ વિકલ્પી થયા કરે. એના પછી શું ? એના પછી શું? એના પછી શું ? મૂળમાં એક વસ્તુ આત્માનો સ્વભાવ અન્‌અવગાહક છે. એને સ્પેસની જરૂર નહીં. આકાશની જરૂર નહીં. અને અહીં આ દેહ ધર્યો ત્યાં સુધી સ્પેસ રોકી છે.

આ લોકનું જ્ઞાન તો ખાલી એક ફેર જ જાણી લેવાનું છે. અને લક્ષમાં તો ખાલી સમભાવે નિકાલ કરવો એ જ રાખવાનું.

**પ્રશ્નકર્તા :** તો ત્યાં સિદ્ધક્ષેત્રમાં શું હોય ?

**દાદાશ્રી :** ત્યાં કશું જ ના હોય. બસ ત્યાં બધા જ સિદ્ધલોકો, એમને દેહ-બેહ ના હોય, નિર્દેહી હોય. અને જે દેહે સિદ્ધ થયા હોય, તે દેહના ત્રીજે ભાગે ઊણે ત્યાં આગળ સ્થિરતા હોય એમની, આકાર, નિરાકાર હોવા છતાં આકારી હોય. એ ત્યાં આગળ એમને કશું કરવાનું નહીં, ત્યાં પરમાનંદમાં રહેવાનું, નિરંતર પરમાનંદ ! પોતાના સ્વભાવમાં જ રહેવાનું. અને આ વિશેષભાવ ઉત્પન્ન થયો છે, ભ્રાંતિભાવ ઉત્પન્ન થયો છે. ભ્રાંતિ બંધ થઈ જાય તો થઈ ગયો, પોતે પરમાત્મા જ છે.

**પ્રશ્નકર્તા :** ત્યાં આત્માને સ્પેસ-બેસ કશું જ જરૂર નહીં ?

**દાદાશ્રી :** કશું જ નહીં, કોઈ અવલંબન જ નહીં ને ! કાળ નહીં, સ્પેસ નહીં, ધર્માસ્તિકાય નહીં, અધર્માસ્તિકાય નહીં, પુદ્‌ગલ નહીં, એકલો જ આત્મા.

**પ્રશ્નકર્તા :** આત્માએ સ્વભાવિક તો સ્પેસ રોકેલી હોયને પોતાની, પોતાની સ્પેસ તો હોય ને ?

**દાદાશ્રી :** આત્મા સ્પેસ (જગ્યા) રોકે નહીં. પણ દેહ ધર્યો છે

ત્યાં સુધી અવગાહના. આત્મા અનૂઅવગાહક છે. આત્માને પોતાને માટે સ્પેસ ના જોઈએ. સ્પેસ રોકી કોને કહેવાય ? ત્યારે કહે, આવવા-જવા માટે અડચણ પડે, તો સ્પેસ રોકી ગણાય. એટલે આત્માને સ્પેસ-બેસ કશું જરૂર નહીં. સ્પેસ હોય તો તો પછી ભાડૂઆત... ભાડું... દાવો માંડે ને ! અહીંયા જગ્યા રોક્યાનો દાવો માંડે છે ને આ પુદ્‌ગલ છે તેથી જગ્યા રોકાય છે ને !

**પ્રશ્નકર્તા :** અચ્છા, પુદ્‌ગલ છે તેથી જગ્યા રોકાય છે.

**દાદાશ્રી :** હં... નિરાલંબ છે પછી. અવલંબન કોઈ જાતનુંય નહીં. એટલે પરમ સુખી થાય.

**પ્રશ્નકર્તા :** તમે એક વખત એમ કહેલું કે એ બધી લૌકિક વાતો છે અને અમે જે કહીએ છીએ એમાં અલૌકિકનો સિક્કો મારેલો છે, મહોર મારેલી છે.

**દાદાશ્રી :** અલૌકિકની મહોર મારેલી એટલે એને સમજાઈ ગયું. બીજાનામાં અલૌકિકની મહોર નથી.

## આત્માનું સ્વક્ષેત્ર ?

**પ્રશ્નકર્તા :** આ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ જે ચાર છે, એમાં આત્મા એ ક્ષેત્રથી કઈ રીતે રહેલો છે ?

**દાદાશ્રી :** ક્ષેત્ર એટલે અવકાશ રોકે છે, તેને ક્ષેત્ર કહે છે. જેટલો ભાગ અસ્તિત્વનો અવકાશને રોકે છે ને, એટલું ક્ષેત્ર કહેવાય એમનું. અવકાશ એટલે આકાશ કહે છે ને, એટલા ભાગને ક્ષેત્ર કહે છે. એટલે એ ક્ષેત્ર બદલાયા કરે પાછું. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ અને ભવ બદલાયા કરે. અને આ ચાર તો નિરંતર બદલાયા કરે. ભવ તો એમ કે એક મનુષ્યનો આવ્યો હોય તો મનુષ્યનો ભવ પાંચ-પચાસ-સો વરસ નભેય ખરો, પણ આ ચાર તો બદલાયા જ કરે નિરંતર.

**પ્રશ્નકર્તા :** આત્માનું દ્રવ્ય કેવી રીતે બદલાય ?

**દાદાશ્રી :** આત્માનું દ્રવ્ય નહીં, આત્માને જે દ્રવ્ય લાગુ થયાં છે આ સંસારભાવથી, તે બધાં બદલાયા કરે. ક્ષેત્ર બદલાયા કરે, તેના આધારે કાળ બદલાયા કરે ને તેના આધારે ભાવેય બદલાયા કરે. હમણે નિર્ભય ભાવ ઉત્પન્ન થાય. ભયવાળી જગ્યાએ જાય તો ભય ઉત્પન્ન થાય. સમયે સમયે બદલાયા જ કરે, નિરંતર. જીવમાત્રને બદલાયા કરે. જ્ઞાની પુરુષ એકલા જ અપ્રતિબદ્ધ હોય છે. દ્રવ્યથી-ક્ષેત્રથી-કાળથી-ભાવથી અપ્રતિબદ્ધપણે નિરંતર વિચરે છે, એવા જ્ઞાની પુરુષના ચરણાવિંદ સેવ્યા સિવાય કોઈ મોક્ષે જઈ શકે નહીં. એમને જ્ઞાનીને નિરંતર કોઈ જગ્યા પ્રતિબદ્ધપણું ના કરે. આ બધી બંધન કરે એવી વસ્તુઓ છે. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ ને ભાવ છતાં જ્ઞાનીને આ બંધન ન કરે, અપ્રતિબદ્ધ હોય. બંધન કરનારીમાંય પોતે હોવા છતાંય બંધન બાંધે નહીં. વસ્તુઓ તો બંધન કરે એવી જ છે. પણ અજ્ઞાની છે એટલે બાંધે છે. તે જ્ઞાની હોય તો ન બાંધી શકે. ક્ષેત્રેય અહીં આગળ છે તે જ્યાં બેસાડ્યો હોય ને, ત્યાં અજ્ઞાનીને ક્ષેત્ર મહીં ગોઠી જાય. 'આ હું અહીં છું. પેણે નહીં ફાવે મને' કહેશે.

ખુલાસો થયો, વાત સમજાઈ તમને ?

**પ્રશ્નકર્તા :** દાદા, આ તમે વાત કરો છો ને તે પરક્ષેત્રની છે, મારે સ્વક્ષેત્રનું પૂછવું છે.

**દાદાશ્રી :** ઓહો.... એ એવું છે ને કે પોતાનાં સ્વક્ષેત્ર-સ્વદ્રવ્ય-સ્વભાવ અને સ્વકાળ એ ચાર ભાવેય પોતે છે. એ શુદ્ધાત્મા જ છે, બીજું કશું છે નહીં. આ તો ફક્ત આ પરક્ષેત્રમાંથી કાઢવા માટે સ્વક્ષેત્રનું વર્ણન કરેલું છે. ક્ષેત્ર એટલે પોતાનો જે અનંત પ્રદેશી ભાગ છે. એ ક્ષેત્ર ખરેખર ક્ષેત્ર નથી કહેતા, પણ પેલું સમજાવવા માટે આ સમજમાં મૂક્યું છે. એની જરૂર નથી, આપણે શુદ્ધાત્મા એટલું જ જરૂર છે. બીજું એમાં બહુ ઊંડા ઉતરવાનું નથી. એમાં કાળેય નથી એવો હોતો. આત્માને કાળ લાગુ હોતો નથી. આત્માને ભાવ હોતો નથી, સ્વભાવ જ હોય છે. પોતે જ સ્વભાવથી જ જ્ઞાતા-દ્રષ્ટા છે. પણ આ બહારના ચાર સમજાવવા માટે પેલું સ્વ એટલે પરમાંથી સ્વમાં આવો.

માટે કહેવા માંગે છે.

બાકી, શુદ્ધાત્મા જ છે. સર્વ રીતે સ્વભાવ એટલે સ્વભાવ બીજો પોતાનો હોતો જ નથી, એ જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદી, એ જ એનો સ્વભાવ એટલે પોતાનો નિજ સ્વભાવ. અને જે ભાવ પુદ્ગલમાં નથી અને જે ભાવ આત્માનો નથી, તે ભાવ પરભાવ કહ્યો છે. આત્માનો નથી છતાં આત્માનો માનવામાં આવે છે તે પરભાવ, પરક્ષેત્રને આધીન છે. પરક્ષેત્ર ત્યાં સુધી કહેવાય. પરભાવને જ્યાં સુધી માન્ય કર્યો છે ત્યાં સુધી પરક્ષેત્ર, દ્રવ્યેય પર કહેવાય બધું. એટલે સ્વમાં લઈ જવા માટે આ બધો હેતુ સમજાવ્યો છે. અને શુદ્ધાત્મા સમજાયો એટલે થઈ ગયું, બધું કામ થઈ ગયું. બાકી એને કંઈ ક્ષેત્ર-બેત્ર હોતું નથી, સ્વક્ષેત્ર. એ તો વર્ણન કર્યું છે ખાલી શાસ્ત્રકારોએ.

મન-વચન-કાયા એ પરક્ષેત્રમાં છે. 'હું' સ્વક્ષેત્રમાં છે. બન્નેના ક્ષેત્રો જુદાં જ છે. આત્મા ક્ષેત્રજ્ઞ છે. તે ક્ષેત્રને જાણનારો ને જોનારો છે, તે ક્ષેત્રાકાર થઈ ગયો છે.

❖❖❖❖❖

## (૨) સ્પેસની અનોખી અસરો !

### ક્ષેત્ર બદલાવાથી, બદલાય બધું !

એટલે ક્ષેત્રની, જગ્યાની જ કિંમત ને !

**પ્રશ્નકર્તા :** એટલે દરેક મનુષ્યને ક્ષેત્ર પણ જુદાં જુદાં હોય ?

**દાદાશ્રી :** ક્ષેત્ર, દ્રવ્ય, કાળ અને ભાવ - ચાર બદલાયા જ કરે મનુષ્યનાં.

**પ્રશ્નકર્તા :** પણ એ દરેકનાં જુદાં જુદાંને, ચંદુભાઈનાં જુદાં.

**દાદાશ્રી :** દરેકનાં જુદાં, તેથી મોઢાં જુદાંને !

**પ્રશ્નકર્તા :** એટલે એક જ રૂમમાં બે માણસનાં ક્ષેત્ર જુદાં જુદાં હોય. આ ભાઈ અહીંયાં બેઠા છે, હું અહીંયાં બેઠો છું તો બન્નેનું ક્ષેત્ર...

**દાદાશ્રી :** તોય તમે તમારા ક્ષેત્રમાં અને એ એમના ક્ષેત્રમાં.

### અંતઃકરણેય રોકે સ્પેસ !

આ દેહ છે ત્યાં સુધી સ્પેસ છે. સ્પેસ તો હોય ને ? જોને, તારી જગ્યાએ બીજો કોઈ બેસી શકે છે અત્યારે ?

**પ્રશ્નકર્તા :** ના બેસી શકે. એટલે એ અવલંબન લીધું કહેવાય ?

**દાદાશ્રી :** ત્યારે શું લીધું કહેવાય ? કો'કને (આકાશ તત્ત્વ) ઘેર રહીએ ને પછી પાછો રોફ મારવો ! આ કો'કનું ઘર, સત્સંગનું ઘર તો જુદું. પણ વળી પાછું આ ઘરેય એટલે કે દેહેય જુદો કો'કનો (પરમાણુનો). આ અહીંયાં રહ્યા તે આ સ્પેસ. સ્પેસ લેવી હોય તો સ્પેસવાળાને પૂછવું જોઈએને આપણે (આત્મ તત્ત્વએ) ?

**પ્રશ્નકર્તા :** આ દેહ સ્પેસ રોકે છે, એવી રીતે મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર એ બધાં સ્પેસ રોકે ?

**દાદાશ્રી :** દેહમાં જ બધાં, એણે દેહમાં સ્પેસ રોકી છે. તેની અંદર આ કોન્ટ્રાક્ટ કરી આપ્યો કે ભઈ, મારે આટલી જગ્યા જોઈશે. તેની મહીં પેલા લોકોએ કોન્ટ્રાક્ટ કર્યો કે અમારે આટલું જોઈએ એ પોળની મહીં પેસવા. લોકોની જગ્યામાં બાંધ્યું છે એવું તેવું લાગે છેને ?

**પ્રશ્નકર્તા :** એ તો ખરું જ.

**દાદાશ્રી :** રાતે સૂવાનું લોકોની જગ્યામાં.

**પ્રશ્નકર્તા :** એટલે આત્મા સિવાય બધું સ્પેસ રોકે છે ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** આ મૂળ પુદ્‌ગલનો સ્વભાવ જગ્યા રોકવાનો છેને ? પુદ્‌ગલ એ સ્પેસ રોકે છેને ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** તો આમાંથી આત્મા ખસી જાય તો પણ આ તો જગ્યા રોકવાનું જ.

**દાદાશ્રી :** એ તો શુદ્ધ પરમાણુઓએ જગ્યા રોકેલી જ હોય. એને કશું લાગતું-વળગતું નથી, એ તો ઓતપ્રોત રહેલા છે.

**પ્રશ્નકર્તા :** જગ્યા સાથે ?

**દાદાશ્રી :** હંઅ. જગ્યા એના આધારે છે, જગ્યાના આધારે એ છે, આમતેમ બધું છે.

**પ્રશ્નકર્તા :** તો આ વચ્ચે પેલો માલિકીભાવ છે આ પુદ્‌ગલનો એટલે અવલંબન.

**દાદાશ્રી :** દુનિયામાં બધાને 'મારું જ છે' એવો માલિકીભાવ થાય. પેલા લોકોને (પરમાણુઓને) મારું નહીં કશું.

**પ્રશ્નકર્તા :** પરમાણુને લેવાદેવા નહીં ?

**દાદાશ્રી :** કશુંય નહીંને !

## સ્પેસના આધારે વધે આગળ !

**પ્રશ્નકર્તા :** જુદો જુદો અહંકાર બધામાં. એમનામાં એન્જિનીયરનો અહંકાર, મારામાં ડૉક્ટરનો અહંકાર.

**દાદાશ્રી :** હા, જુદો જુદો.

**પ્રશ્નકર્તા :** એ શેના આધારે ?

**દાદાશ્રી :** સ્પેસ જુદી એટલે.

**પ્રશ્નકર્તા :** પણ કર્મના આધારે નહીં ?

**દાદાશ્રી :** ના, સ્પેસ જુદી એના આધારે. કર્મના આધારે એ પછી. મૂળમાં દરેકની સ્પેસ જુદી હોય.

**પ્રશ્નકર્તા :** દાદા, આમાં આ સ્પેસ જુદી, એ સમજાય એવું છે. પણ આ તો આંતરિક સ્પેસની વાત કેવી રીતે હોય છે ? આમાં આ ભાઈ આ જગ્યાએ બેઠેલા છે, પેલા પેલી જગ્યાએ બેઠેલા છે. એ સ્પેસ વસ્તુ આ ડેવલપમેન્ટમાં કામ લાગતી નથી ?

**દાદાશ્રી :** કેમ ના લાગે ?

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે ? એટલે ડૉક્ટર બનવું કે એન્જિનીયર બનવું, એમાં સ્પેસ કેવી રીતે કામ લાગે છે ?

**દાદાશ્રી :** સ્પેસ હોય તો જ આગળ ચાલે, નહીં તો ગાડું જ ના ચાલે.

**પ્રશ્નકર્તા :** એ ના સમજાયું.

**દાદાશ્રી :** સ્પેસ ના હોય તો ગાડું જ ચાલે નહીં ને ! એ કંઈ ડૉક્ટર એમ ને એમ થતો નથી. ટાઈમીંગ, સ્પેસ, બીજાં બધાં કારણો

ભેગાં થાય ત્યારે એ એને ડૉક્ટરના વિચાર આવે. પોતે સ્વાધીનથી કર્મ નથી કરતો.

**પ્રશ્નકર્તા :** આપે એવી રીતે વાત કરેલી, કે સમસરણ માર્ગમાં એ અમુક લેવલ સુધી આવે એટલે અમુક આવરણ તૂટે, પછી એમાં એને શ્રદ્ધા બેસે કે આ કડિયા કામમાં જ સુખ છે. એટલે પછી પોતે કડિયો થાય.

**દાદાશ્રી :** પણ સ્પેસ મુખ્ય હોય તો જ એ બધું બને. સ્પેસ એમાં મુખ્ય, બધામાંય.

## બધું છે નિમિત્ત-નૈમિત્તિક ભાવથી !

**પ્રશ્નકર્તા :** તો સ્વભાવ પહેલું કે સ્પેસ પહેલી ?

**દાદાશ્રી :** ફરી પાછી સ્વભાવથી સ્પેસેય મળે ને પાછું એવું જ સ્પેસથી સ્વભાવ મળે, બધું સાથે છે.

**પ્રશ્નકર્તા :** એકબીજાની સાથે છે ?

**દાદાશ્રી :** એટલે એકબીજાનું, બધું આ તો નિમિત્ત-નૈમિત્તિક ભાવથી છે. મુખ્ય સ્પેસ છે.

**પ્રશ્નકર્તા :** આ આપની પાસે સ્પેસની વાત પહેલીવાર સાંભળી છે, દાદાજી.

**દાદાશ્રી :** નીકળેલી આવી વાતો તો.

**પ્રશ્નકર્તા :** ના, આપના જ સત્સંગમાં નીકળેલી. બીજે ક્યાંય નથી સાંભળી.

**દાદાશ્રી :** બીજે તો હોતી હશે ? આ વાત જ ના હોયને ! આ બધી આપણે જે વાત કરીએ છીએને, આમાંની એકુય વાત બહાર હોય નહીં. કારણ કે અપૂર્વ વાત છે આ. પૂર્વે સાંભળેલી નહીં, જાણેલી નહીં, અનુભવેલી નહીં, વિચારેલી નહીં, એવી વાત છે. અને સ્પેસની વાત તો કોઈ જગ્યાએ હોય જ નહીંને !

**પ્રશ્નકર્તા :** દાદા, આ ડૉક્ટર બને છે તો એમાંથી પછી એનો એ જ જીવ વકીલ બને, તો અહીંથી આ ડૉક્ટરીપણું છૂટવું અને વકીલપણું બનવું એ કયું ફેક્ટર કામ કરતું હોય છે ?

**દાદાશ્રી :** એ તો એ સ્પેસ જ એવી મળી ગઈ હોય, એવું ડ્રોઈંગ જ હોય.

**પ્રશ્નકર્તા :** પણ દાદાજી, એ મૂળ તત્ત્વ તો આપણું કર્મ છે ને?

**દાદાશ્રી :** કર્મ મૂળ તત્ત્વ નથી. એ કર્મ તો આધારીત તત્ત્વ છે. સ્પેસનાં આધારે કર્મ છે ને કર્મના આધારે સ્પેસ છે. એટલે મૂળ સ્પેસ છે આમાં. એ કર્મ તો જાડી વસ્તુ છે, મોડી, આગળની વસ્તુ. પણ ભગવાને જે વાત કહી છેને, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ને ભાવનાં આધારે આ જગત ચાલે છે.

**પ્રશ્નકર્તા :** એટલે ક્ષેત્ર જ છે મુખ્ય ?

**દાદાશ્રી :** મુખ્ય ક્ષેત્ર છે. કાળ તો, આ કાળે બધાય સાંભળે છે પણ ક્ષેત્ર એકલું જ બધાનું જુદું છે. એ ક્ષેત્રના આધારે ભાવ. અને ભાવના આધારે કર્મ અને કર્મના આધારે ચાલ્યું. આ દુનિયા ચાલી પછી. કર્મનું પરિણામ આ બધું.

**પ્રશ્નકર્તા :** દેખાય છે આંખે એવું.

**દાદાશ્રી :** એ દેખાય છે, ના દેખાતું હોય, એ બધુંય.

**પ્રશ્નકર્તા :** તો દ્રવ્ય ક્યાં આવ્યું, દ્રવ્ય ? ક્ષેત્રના આધારે ભાવ ઉત્પન્ન થવો, એટલે ક્ષેત્રના આધારે કર્મ પડ્યું અને કર્મના આધારે દુનિયા ચાલી, તો દ્રવ્ય ક્યાં ગયું ?

**દાદાશ્રી :** એ સ્પેસમાં કોણ આવ્યું? ત્યારે કહે, દ્રવ્ય આવ્યું. મૂળ, વર વગરની જાન કરી નાખું છું ? કેવો માણસ છું તું ? કહે છે, જાન ગઈ તો વર આમાં ક્યાં છે ? અલ્યા મૂઆ, વર વગર જાન નીકળે નહીં. હજુ દ્રવ્યનું પૂછે છે પાછો. ક્ષેત્રમાં આવ્યું એ દ્રવ્ય. ક્ષેત્રના

આધારે એ દ્રવ્ય થયું. દ્રવ્યથી આ ઊભો થયો અને તેથી આ ચાલ્યું બધું. એમાંથી ભાવ ઉત્પન્ન થયો કાળના આધારે. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ... કાળ થયા પછી ભાવ ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** તો પહેલું દ્રવ્ય ક્ષેત્રમાં આવ્યું ?

**દાદાશ્રી :** દ્રવ્ય ક્ષેત્રમાં આવ્યું અને તેના આધારે પછી...

**પ્રશ્નકર્તા :** ભાવ ઉત્પન્ન થયો.

**દાદાશ્રી :** નહીં, કાળ ભેગો થયો પછી ભાવ ઉત્પન્ન થાય અને પછી કર્મ ચાર્જ થાય. અમુક કાળ આવે ત્યારે જ ભાવ એ પ્રકારે થાય, નહીં તો ભાવ જ ઉત્પન્ન ના થાય.

આ તો બહુ ઝીણી વાતો આ બધી, આમાં એ બધાની શું જરૂર ? આપણે તો આત્માની જ જરૂરિયાત.

**પ્રશ્નકર્તા :** દાદા, આમાં જે દ્રવ્ય કહ્યું, એ દ્રવ્ય એટલે આ વિશેષ પરિણામવાળું દ્રવ્ય છે ?

**દાદાશ્રી :** શાનું વિશેષ પરિણામ ?

**પ્રશ્નકર્તા :** તો એ દ્રવ્ય કયું કહેવાય ?

**દાદાશ્રી :** 'આ' જ. 'આ' છે તે.

**પ્રશ્નકર્તા :** 'આ' એટલે પણ ? એ ના સમજાયું. એટલે ચેતન કે પુદ્ગલ, એવું કયું દ્રવ્ય ?

**દાદાશ્રી :** ભ્રાંતિવાળું સ્વરૂપ, ભ્રાંતિચેતન.

**પ્રશ્નકર્તા :** ભ્રાંતિચેતન, એને દ્રવ્ય કીધું ?

**દાદાશ્રી :** હં. ભ્રાંત વગરનું ચેતન હોય નહીં સ્પેસમાં, અહીં આવે નહીં. કર્મ તો છેલ્લી ઘડીએ થાય. બીજું લેવાય નહીં ને દેવાય નહીં. મૂળ સ્પેસ ભેગી થાય તો બધું ગાડું આગળ હેંડે. એટલે ભગવાને કહ્યું કે ક્ષેત્ર બદલાયું છે ? ત્યારે કહે, હા, તો ગાડું ચાલ્યું.

**પ્રશ્નકર્તા :** તો સ્પેસ શેના આધારે મળે, દાદાજી ?

**દાદાશ્રી :** એ તો કાયદાના આધારે. આગળ જેમ ચાલતું જાય આખું ટોળું તેમ એ સહુ સહુની જગ્યા બદલાતી જાય. પોતે એ સ્પેસમાં કાયમ રહે છે, એવું છે નહીં.

**પ્રશ્નકર્તા :** તો આમાં દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ એના આધારે કર્મ ઉત્પન્ન થયા કરે, કોઈ જાતની એ સ્વભાવિક ક્રિયા છે આખી ?

**દાદાશ્રી :** ત્યારે બીજું શું ?

**પ્રશ્નકર્તા :** એમાં કર્તાપણું હોતું નથી ?

**દાદાશ્રી :** કર્તાપણું તો, જ્યારે આમાં બુદ્ધિવાળો થાય ત્યારે કર્તાપણું ઊભું થાય.

આ એક જ કાળે બધાય સાંભળે છે, પણ સ્પેસ તોય જુદી હોય. જ્યાં જુઓ ત્યાં મૂઆની સ્પેસ જુદી હોય.

**પ્રશ્નકર્તા :** અને એથી સમજાયે જુદું જુદું.

**દાદાશ્રી :** અને ભાવ જુદો જ હોય. સ્પેસ જુદી એટલે ભાવ જુદો હોય જ, એક નિશાળમાં ભણતા હોય તોય ભાવ જુદો જ હોય.

**પ્રશ્નકર્તા :** એટલે આ બોડીનો આકાર, એ અહંકારનો ફોટો છે ને ?

**દાદાશ્રી :** ત્યારે બીજો શાનો ? જાડો અહંકાર હોય તો બોડી જાડું. પાતળો હોય તો પાતળું. ગાંડો અહંકાર હોય તો ગાંડું હોય. અહંકાર લાલચુ હોય તો માણસ લાલચુ થઈ જાય. જેવો અહંકાર એવો આ.

**પ્રશ્નકર્તા :** આ જે સ્પેસ મળી મને, એને લઈને મારો અહંકાર એવો થયો કે મારો અહંકાર એવો થવાનો છે એટલે આવી સ્પેસ મને મળી છે ?

**દાદાશ્રી :** એ તો સ્પેસને લઈને અહંકાર છે, અહંકારને લઈને સ્પેસ છે. એ તો બેઉ અન્યોન્ય છે.

સાયન્ટિફિક જગત છે. આ કંઈ ગપ્પું ઓછું છે જગત ? કોઈનાય કર્યા વગર ચાલે છે ને, જો ! તમેય ઊંડા ઊતર્યા. આ તો આ લોકો ઊતરે.

**પ્રશ્નકર્તા :** દાદાજી, આપણે તો એક માનીને બેઠા છીએ કે મોક્ષમાં જવું છે.

**દાદાશ્રી :** હા, બસ.

એક સ્પેસમાં બે જીવ ના રહી શકે. તેય સ્પેસ જુદી જુદી હોવાથી કર્મ જુદાં જુદાં થયાં.

**પ્રશ્નકર્તા :** આ તો ફિઝિકલને સંયોગ છે, પણ આત્માને કયા સંજોગો થયા?

**દાદાશ્રી :** આત્માને તો ઘણા સંજોગો ભેગા થયા.

**પ્રશ્નકર્તા :** એક કૂતરો થયો ને હું ચંદુભાઈ કેમ થયો ?

**દાદાશ્રી :** સંજોગ જુદા જુદા છે તેથી.

સ્પેસને લઈને ભાવ ફેરફાર થાય છે. અને સ્પેસ અને ભાવના ગુણાકાર થાય, એનાથી બધું જુદું જુદું થયું ને જગત ઊભું થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** ફિઝિકલ સંયોગ શું આત્માને બાંધે ?

**દાદાશ્રી :** બાંધ્યા જ છે ને ! તેથી તો (વ્યવહાર) આત્મા બૂમો પાડે છે કે મને છોડાવો, છોડાવો. તે જ્ઞાની પુરુષ છોડાવે.

## કર્મ ને જ્ઞાન, એક જ સ્પેસમાં !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન અને કર્મ એ બેઉ સાથે રહે કે પહેલું શું કરવું પડે?

**દાદાશ્રી :** સાથે રહેવામાં શું વાંધો ?

**પ્રશ્નકર્તા :** એ પ્રશ્ન થયો કે સાથે થઈ શકે ?

**દાદાશ્રી :** એવું છે ને, કર્મને જગ્યા જોઈએ અને જ્ઞાનને જગ્યા જોઈએ નહીં. એટલે એક જગ્યાએ સાથે રહી શકે. એકને સ્પેસ જોઈએ ને એકને સ્પેસ જોઈએ નહીં, માટે સાથે રહી શકે.

**પ્રશ્નકર્તા :** જરા ફોડ પાડો વધારે, સમજાયું નહીં !

**દાદાશ્રી :** કોઈ પણ જાતનું કર્મ સ્પેસ માંગે અને જ્ઞાનને સ્પેસ જોઈએ નહીં, એટલે એક સાથે રહી શકે. બાકી બીજી વસ્તુ સ્પેસવાળી હોય ને, તો એક સાથે ના રહી શકે.

**પ્રશ્નકર્તા :** કર્મ સિવાયની બીજી કઈ બાબતો સ્પેસવાળી હોય ? વ્યવહારિક રીતે.

**દાદાશ્રી :** આ ભક્તિ-બક્તિ એ બધી સ્પેસવાળી, એ જ્ઞાન એકલું સ્પેસ વગરનું, એને સ્પેસ ના જોઈએ.

**પ્રશ્નકર્તા :** એકદમ સાયન્ટિફિક જવાબ. એક્ઝેક્ટ સાયન્ટિફિક છે, દાદા. જ્ઞાનને સ્પેસ જ ના હોય.

**દાદાશ્રી :** તમને સમજાયું ને ?

**પ્રશ્નકર્તા :** ખ્યાલ આવી ગયો.

**દાદાશ્રી :** એટલે સાથે રહી શકે. એવું છે ને, કર્મ એટલે જ્ઞાનનું પરિણામ છે. સાથે જ ના હોય તો એ કર્મ જ નહીં. બે સાથે બેસી શકે, શાથી બેસી શકે છે બેઉ ? જ્ઞાન એને છે તે સ્પેસ ના હોય અને કર્મને સ્પેસ હોય, તે એકી જગ્યાએ બેસી શકે બેઉ સાથે. અને કર્મ અને ભક્તિ બેઉ સાથે બેસી શકે નહીં. બન્નેને સ્પેસની જરૂર પડે અને જ્ઞાનને તો સ્પેસની જરૂર નહીં. અને આ દુનિયામાં જ્ઞાન વગર ભક્તિ થાય નહીં, આ ભક્તિઓ બધી. જ્ઞાન પ્રમાણે ભક્તિ કેટલી ?

## સ્થળની અસર, વિચારો ઉપર...

**પ્રશ્નકર્તા :** સ્થળ, કાળની ઈફેક્ટ વિચારો ઉપર થાય ખરી ?

**દાદાશ્રી :** એની ઈફેક્ટથી જ આ વિચારો ઉપર અસર થાય છે. એ સ્થળ ને કાળ બદલાય નહીં ને !

**પ્રશ્નકર્તા :** એટલે મારું મૂળભૂત રીતે શું કહેવાનું હતું કે હમણાં હું સુરત ગયો હતો, તો ત્યાં આંતર દર્શનમાં થોડી વધારે પડતી ઝાંખપ આવી ગઈ. અહીંયા વડોદરામાં આવું છું ને ત્યારે વધુ સ્પષ્ટ દર્શન ખુલે છે ને સુરત, મુંબઈ જાઉં છું ને ત્યારે દર્શન પર અસર થતી જાય છે.

**દાદાશ્રી :** એની અસર થાય. દરેકે દરેક જગ્યાની અસર થાય. જગ્યા તો આ ઝાડ નીચે બેસીએ તોય અસર જુદી થાય, પેલા ઝાડ નીચે બેસીએ તો જુદી અસર થાય. એ ઝાડની અસર થાય. સ્થળ, કાળ અને પાછું આ ઝાડ, દ્રવ્ય કે વસ્તુ, બધાની અસરો પડે.

**પ્રશ્નકર્તા :** તો પછી કર્મ ચૂકવવા માટે અથવા કર્મના નિકાલ માટે બધી જગ્યાએ ફરવાનું તો આવે જ, તો તે વખતે આ સ્થળ, કાળની અસર નિવારવા માટે શું કરવું ?

**દાદાશ્રી :** એ અસર જેને થાય છે તે આપણે ન્હોય. અસર જેને થાય છે તેને આપણે જુઓ. તમારી જગ્યા અસરમુક્ત છે. વર્લ્ડમાં કોઈ ચીજ એવી નથી કે જે અસરમુક્ત હોય અને તમે અસરમુક્ત છો. એટલે અસરનો વાંધો નહીં, અસર તો થયા જ કરે. કોઈ જગ્યા એવી નથી કે અસર થયા વગર રહે. અને અસર પુદ્ગલનો સ્વભાવ જ છે, ઈફેક્ટિવ જ છે, મન-વચન-કાયા ઈફેક્ટિવ આખું. અને પાછું પઝલ છે, જડે નહીં પાછું. પઝલ શબ્દ એપ્રોપ્રિયેટ (યોગ્ય) છે કે બીજો મૂકવો પડશે ?

**પ્રશ્નકર્તા :** ના, બરોબર છે. બરોબર એપ્રોપ્રિયેટ જ છે.

**દાદાશ્રી :** બરાબર. જે જે પરમાણુઓ લીધા એ ફરીથી ચોખ્ખા કરવા પડશે.

**પ્રશ્નકર્તા :** જેવી રીતે માણસોનાં વાઈબ્રેશન હોય એવી રીતે ક્ષેત્રનાં પણ વાઈબ્રેશન હોય ને ? વાતાવરણ હોય એવું ?

**દાદાશ્રી :** દરેકનું વાતાવરણ હોય. એક ઝાડ હોય તો તેનુંય

વાતાવરણ હોય, ક્ષેત્રનુંય વાતાવરણ હોય. અમુક ક્ષેત્રમાં જઈએ ત્યારે ખરાબ વિચાર આવે.

આપણે અહીં કુરુક્ષેત્ર છે ને, ત્યાં જાય તો ત્યાં લડવાના જ વિચાર આવે. ત્યાં થઈને બે જણા ગયા હોય, તો લડી જ પડે, મૂઆ.

**પ્રશ્નકર્તા :** એટલે આ રૂમનું પણ વાતાવરણ હોય ને ?

**દાદાશ્રી :** દરેકનું વાતાવરણ.

**પ્રશ્નકર્તા :** અમુક ભૂમિમાં જઈએ તો જ્ઞાન આવે, અમુક ભૂમિએ જઈએ તો ક્રોધ આવે, ભૂમિ-ભૂમિમાં ફરક પડે છે? ક્ષેત્રે-ક્ષેત્રે જુદા જુદા ભાવ થાય એવું ખરું ?

**દાદાશ્રી :** હા, દરેક ક્ષેત્રે ભાવ જુદો જુદો બદલાય.

## ક્ષેત્ર સ્પર્શનાના હિસાબો !

**પ્રશ્નકર્તા :** આ જે ક્ષેત્ર સ્પર્શના છે, ધારો કે આ ઔરંગાબાદના ક્ષેત્રની સ્પર્શના થઈ તે કયા કારણે થઈ ? એમાં શું હશે ?

**દાદાશ્રી :** સ્પર્શના તો, કાં તો પુણ્ય હોય ત્યારે સ્પર્શના સુંવાળી લાગે, ઠંડક લાગે.

**પ્રશ્નકર્તા :** ના પણ, દાદા, અહીંયાં ઔરંગાબાદ આવવું પડ્યું.

**દાદાશ્રી :** આ ભૂમિકા (જગ્યા)નો હિસાબને. દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ, ભવ નિરંતર પરિવર્તન થયા કરે. તે એક સ્પર્શના છે તે આપણને અથડામણ કરાવડાવે, બીજી સ્પર્શના આપણને ઠંડક કરાવડાવે. અહીંની સ્પર્શના કેવી લાગી ?

**પ્રશ્નકર્તા :** ઠંડકવાળી લાગી.

**દાદાશ્રી :** ઠંડક અને પાછી કેવી ઠંડક ?

**પ્રશ્નકર્તા :** સુખ, સુખમય.

**પ્રશ્નકર્તા :** અમીન કુંટુંબને મહાત્માઓની જોડે જે સંબંધ થયો એ કયા કારણોથી ? અમારો આગળ-પાછળનો કંઈ હિસાબ હશે?

**દાદાશ્રી :** હિસાબ.

**પ્રશ્નકર્તા :** કે એ સંયોગ કહેવાય ?

**દાદાશ્રી :** આ તો એના હિસાબવાળા જ ભેગા થયા કરે. પછી દહાડામાં દશ વખત આપણને કૂતરું ભેગું થયું તોય આપણે જાણવું કે હાળું, આની જોડે ઓળખાણ છે. અને રૂમમાં પેસતાં જ છે તે ગરોળી દેખાયા કરતી હોય, ચીઢ ચઢ્યા કરતી હોય તો આપણે જાણવું કે હિસાબ છે. વારેઘડીએ કેમ ભેગી થાય છે આ ? તે પેસતાં જ એ ગરોળી દેખાય સામી પાછી અને ચીઢ ચઢ્યા કરે, તે હિસાબ વગર કોઈ ચીઢ ચઢાવે નહીં આપણને અને હિસાબ વગર આપણને આકર્ષણ કરે નહીં કોઈ. આકર્ષણ કરે છે તેય હિસાબ છે. ચીઢ ચઢે છે તેય હિસાબ છે.

**પ્રશ્નકર્તા :** એ હિસાબમાં જ પૂળો મૂકી દોને, એટલે પતી જાય.

**દાદાશ્રી :** હા, તે એ હિસાબમાં જ આ પૂળો મૂક્યો છે ત્યારે તો આટલું પતી ગયું.

**પ્રશ્નકર્તા :** પણ વધારે એસિડ છાંટોને.

**દાદાશ્રી :** હા, તે વધારે છાંટીશું.

**પ્રશ્નકર્તા :** એને ખમાવાય ખરા કે એને ખમાવાય નહીં, ક્ષેત્ર સ્પર્શનાને ? કોઈ પણ પુદ્‌ગલને ખમાવાય નહીં ને ? ફક્ત મિશ્ર ચેતનને જ ખમાવાય ?

**દાદાશ્રી :** ખરેખર તો આપણે ડાહ્યા થઈ જવાનું. જગ્યા તો ડાહી જ છે એમ રાખવું. આ મૂળમાં તો આપણા વાંકને લઈને જગ્યા બગડી હતી. જગ્યા ખરાબ હોય નહીં ને! આપણે વાંકા એટલે જગ્યા ખરાબ લાગે.

**પ્રશ્નકર્તા :** એ સમજાણું નહીં, દાદા.

**દાદાશ્રી :** ખરેખર આ જગ્યા સારી-ખોટી હોતી નથી. ફક્ત (અજ્ઞાની) ભોગવનાર ત્યાં જાય ને, તે ભાવ અવળા હોય તો એ ભઈને ત્યાં આગળ ફળ આપે. જગ્યા એવી હોય નહીં. જગ્યા હોય તો તો જ્ઞાની પુરુષ જ્યાં જાય ત્યાં એને અડે ? ત્યારે કહે, ના.

નહીં તો બધું વીતરાગ જ છે, જગ્યા-બગ્યા બધું ! આ એકલો જ રાગ-દ્વેષવાળો છે. એટલે જ્યાં જાય ત્યાં એમ લાગે કે સામો આ કરે છે રાગ-દ્વેષ.

**પ્રશ્નકર્તા :** તો હવે એ ક્ષેત્રને અને કાળને કંઈક આમ સુધારવા માટે કંઈ સિસ્ટમ ખરી, કે એનો જ અભ્યાસ કરીને... આપણા એકલા માટે નહીં, બધાને જ માટે સુધરે એવો...

**દાદાશ્રી :** આપણે તો હવે સુધારવાની જરૂર ના રહી. કારણ કે આપણે ડિસ્ચાર્જ રહ્યુંને ! જગતના લોકોને તો સુધારવા જ જોઈએ, એ ભાવ સુધરે એટલે ચારેવ સુધરે. બધુંય ભાવથી સુધરે. ભાવ એણે ફેરફાર કર્યો કે બધુંય સુધરી જાય.

મારવાનો ભાવ કર્યો કે, 'અરે, એ તો શું હિસાબમાં, એને તો બરાબર ઠેકાણે પાડી દઈશ.' એવો ભાવ કર્યો કે ક્ષેત્ર ઝઘડાખોરવાળું ભેગું થાય, કાળેય ઝઘડાખોરવાળો એટલે સંધ્યાકાળ ભેગું થાય અને ભાવેય એવો આવે અને પેલો સામો એય એવો આવે, પછી હેય... સંધ્યાકાળે મારંમારા-મારંમારા થઈ જાય.

**પ્રશ્નકર્તા :** કેમ સંધ્યાકાળ કહ્યો ?

**દાદાશ્રી :** બધા કાળો કરતાં પણ સંધ્યાકાળ જરા વસમો કહેવાય. અજવાળાનો ને અંધારાનો બેનો સાંધો એનું નામ સંધ્યા.

દરેક માણસે એટલું તૈયાર થવાનું છે કે કોઈપણ જગ્યા એને બોજારૂપ ના લાગે. જગ્યા એનાથી કંટાળે, પોતે કંટાળો ના પામે. એટલે સુધી તૈયાર થવાનું છે. નહીં તો આ તો બધી અનંત જગ્યાઓ, ક્ષેત્રનો પાર નથી. અનંત ક્ષેત્રો છે.

## ક્ષેત્રનોય પ્રભાવ !

**પ્રશ્નકર્તા :** દાદા, આ પૃથ્વી ઉપર જેટલી જગ્યા છે એ જ બધું ક્ષેત્રને? આપણે મનુષ્યો માટે તો આ જ બધું ક્ષેત્રને, ક્ષેત્ર તત્ત્વ ?

**દાદાશ્રી :** મનુષ્યો માટે કેટલાક ક્ષેત્રો છે અને કેટલાંક ક્ષેત્રો એવાં છે કે એવી ઠંડી ને એવી ગરમી હોય કે જ્યાં મનુષ્યો રહી શકે નહીં, એવાં ક્ષેત્રોય છે.

**પ્રશ્નકર્તા :** પણ આ જે ક્ષેત્ર છે, ધારો કે આ ભાઈ અહીંયાં રહે છે, તે તમે આવીને અહીંયાં રહ્યા એટલે આ ક્ષેત્ર પુણ્યશાળી તો ખરું જ ને ? આ એમ કહેવાય ?

**દાદાશ્રી :** પુણ્યશાળી ખરુંને !

**પ્રશ્નકર્તા :** તમે અહીંયાં રહ્યા એટલે ?

**દાદાશ્રી :** ના, નહીં તોય માણસો બધા અહીં રહે છે જ ને લોકો.

**પ્રશ્નકર્તા :** હા, પણ આ વિશેષ તરીકે ખરું કે નહીં ?

**દાદાશ્રી :** હા, એ તો પુણ્યૈ ખરીને, ક્ષેત્રની, જગ્યાની. ત્યાં લાભેય થાય લોકોને.

**પ્રશ્નકર્તા :** ત્યાં લાભેય થાય ?

**દાદાશ્રી :** હં. હમણે ભગવાનને ના માનતો હોય અને ત્યાં આવી પડ્યો હોય તો વિચાર કરે અને કહેશે, 'છે ખરી, ભગવાન જેવી વસ્તુ હોવી જોઈએ. આનંદ થાય છે કંઈ.'

**પ્રશ્નકર્તા :** હા, આનંદ થાય છે. એટલે તમે જ્યાં જાવ ત્યાં ક્ષેત્ર પવિત્ર થતું જાય.

**દાદાશ્રી :** તેથી આ તીર્થંકરોને એટલા માટે તીર્થંકર કહેલું, કારણ કે એ જ્યાં જાય ત્યાં તીર્થ થાય. તીર્થંકરો જેવું અમારાથી ના થાય, ઓછું થાય.

ક્ષેત્રનો હિસાબ તો બહુ.... ઝવેરી બજારમાં આવડી દુકાન હોયને તો બહુ કિંમત, અને બીજે ગમે તે મોટી હોય એ શું કિંમત ? એટલે ક્ષેત્રની, એ જગ્યાની જ કિંમત એ.

**પ્રશ્નકર્તા :** અમારે મહાત્માઓએ બધા ભાવો નહીં કરવાના કાળ અને ક્ષેત્રને માટે ?

**દાદાશ્રી :** કરે જ છે, એ તો બધા ડિસ્ચાર્જ ભાવ છે. ભાવ જ્યાં સુધી તમે 'હું ચંદુભાઈ જ છું', ત્યાં સુધી જ ભાવ થાય, નહીં તો ભાવ થઈ શકે નહીંને !

ક્ષેત્ર ફેર ક્યારે થાય ? સ્વભાવ ફેર થાય ત્યારે. દુષમ સ્વભાવ હોય તો આ ક્ષેત્રે આવે. મારોય દુષમ સ્વભાવ હશે, તે અહીં આવવાનું થયું. હવે સ્વભાવ ફેર થાય તો ક્ષેત્ર ફેર થાય, મહાવિદેહ ક્ષેત્રે જવાય.

## હદમાંથી બેહદની વાટે...

**પ્રશ્નકર્તા :** તમે એક વખત બીજા શબ્દોમાં મૂક્યું છે કોઈક ઠેકાણે, કે પોતે એક બાઉન્ડ્રી કરી લીધી છે.

**દાદાશ્રી :** દરેક બાઉન્ડ્રીમાં જ હોય. બેહદ થાય નહીં અને બેહદ થઈ ગયો કે એનું કમ્પ્લિટ થઈ જાય. બાકી બેહદ થાય નહીં, એ બાઉન્ડ્રીમાંથી, કુંડાળામાંથી બહાર નીકળતો નથી. (બુદ્ધિ બાઉન્ડ્રીવાળી લિમિટેડ છે, જ્ઞાન બાઉન્ડ્રીલેસ, અન્‌લિમિટેડ હોય.)

**પ્રશ્નકર્તા :** એ કુંડાળામાં રહીને સમજ લાવવા પ્રયત્ન કરે છે. એ કુંડાળામાં રહીને સમજ પ્રાપ્ત કરે કે બેહદની સમજ આમાં આવી જાય ?

**દાદાશ્રી :** બેહદની હદમાં આવ્યો, એનું કામ થઈ ગયું. પણ રસ્તો એક જ છે કે બેહદ પહોંચેલા પાસેથી થઈ જશે.

❖❖❖❖❖

## (૩) રહસ્ય, જુદા જુદા મુખડા તણાં !

### દરેકને કોણે ઘડ્યા ?

કોઈ એક જણે મને કહ્યું, 'આ ભગવાને મોઢા જુદા જુદા બનાવ્યા, તે શી રીતે બનાવ્યા હશે ? એ શેમાં બનાવ્યા હશે ?' 'અલ્યા મૂઆ, ભગવાને નથી બનાવ્યા.' પછી મને કહે છે, 'પણ આ બધા માણસ ભગવાન વગર જુદા જુદા શી રીતે ઘડ્યા હશે ?' મેં કહ્યું, 'બીબાં નવાં નવાં મૂક્યાં હશે જાત જાતનાં !' ત્યારે કહે, 'એવાં કેટલાંક બીબાં !' મૂઆ, ન્હોય આ બીબાની વાત. 'તો શા આધારે આ બધા જુદા જુદા છે ?' મેં કહ્યું, 'જો કદી ભગવાન ત્યાં બનાવતા હોત તો તો કારખાનામાં એક બીબાંમાંથી કાઢ્યા હોય એવા જ હોત બધા.'

**પ્રશ્નકર્તા :** આ જેમ ગુલાબનાં ફૂલ એટલે ગુલાબનાં ફૂલ.

**દાદાશ્રી :** સરખું જ ! સરખું જ દેખાતું હોય પણ એવું નથી. ત્યારે કહે છે, 'આ શી રીતે છે ? આ શું છે ? આ બધાના મોઢા ભગવાને જુદા જુદા બનાવ્યા. કેવી રીતે બનાવ્યા હશે ?' ત્યારે મેં કહ્યું, 'જીવમાત્ર એકેય સેઈમ (સરખા) નહીં. એડજસ્ટેબલ બિલકુલ ના થાય. એનું કારણ કે એ તદ્દન જુદી જ વસ્તુ છે.

આ ડિઝાઈન કોણે બનાવી ? મુશ્કેલી ઊભી થાય ને ? તેથી લોકોએ કલ્પ્યું કે ભગવાન વગર બનાવી જ ના શકે.

**પ્રશ્નકર્તા :** એ પણ અસંગત વાત છે. કોઈ બનાવે તો આવી રીતે બનાવી જ ના શકે.

**દાદાશ્રી :** બીબાં એક જ જાતનાં હોય ને ! એ બધાં દસ જાતનાં કે સો જાતનાં હોય, એવાં હોય તો દરેક સો-બસો માણસ

મળતાં આવતાં હોય ને પાછો લોચો ઊભો ને ઊભો રહે ને ? જમાઈ આવ્યા હોય, ત્યારે પછી આપણે જોઈએ. અલ્યા, આપણે કંકું છાટેલું હતું, એ ન્હોય આ ! કોઈ નિશાની છાંટી હોય ને ? નિશાની છાંટીને રાગે પાડવું પડે.

**પ્રશ્નકર્તા :** પણ દાદાજી, એ તો કલ્પી ના શકાય, ગોટાળા શું થાય તે એના ?

**દાદાશ્રી :** ભગવાને કર્યું નથી. લોક તો એવું જ માને કે જો ભગવાન હોય તો ગોઠવી આપે કે બધું જુદું જુદું રાખો, નહીં તો પછી એને એની બૈરી ઓળખશે કેવી રીતે ? પણ વગર ભગવાને આવી બધી ગોઠવણી શી રીતે થઈ એ ? ત્યારે એના જવાબમાં કહેશે, 'સ્પેસ જુદી જુદી છે. દરેક જીવ બેઠો છે કે ઊભો છે કે સૂઈ જાય છે, એ સ્પેસ જુદી છે અને તેને લઈને આ ડિફરન્સ છે.'

તે મને કહે છે, 'ભગવાને બહુ સારું બનાવ્યું છે કે જુઓ કોઈ કોઈનું મોઢું મળતું નથી.' મેં કહ્યું, 'ભગવાને જો બનાવ્યું હોતને તો ભગવાનને બિચારાને નવરાશ જ ન હોત. આ તો સ્પેસ જુદી છે. એટલે એના આધારે બધું થઈ ગયું છે.' કાળ એક જ છે બધાનો. હું જ્યારે વાત કરું છું ને, ત્યારે બધાનો સાંભળવાનો કાળ એક જ છે પણ સ્પેસ જુદી છે. એ તમને પીએચ.ડી.વાળાને તો સમજાઈ જાયને કે સ્પેસ જુદી છે ?

**પ્રશ્નકર્તા :** જુદી છે.

**દાદાશ્રી :** માટે જુદું છે આ બધું. તેથી અમે 'વ્યવસ્થિત' કહ્યું છે. એટલું બધું વ્યવસ્થિત છે કે કોઈ પણ જાતની ભૂલ ના નીકળે. ભગવાન જો જાતે બનાવત તો ભૂલવાળું થાત. કારણ કે ભગવાનમાં જરાય અક્કલ નથી અને આ તો અક્કલનું કામ છે. ભગવાનમાં જ્ઞાન છે પણ અક્કલ જરાય નથી. આ તો કુદરતે બનાવેલ છે, ધીસ ઈઝ બટ નેચરલ ! કેવું સુંદર બનાવ્યું ? અને તે વ્યવસ્થિતને આધીન રહીને બનાવ્યું છે. અમે ભગવાનને અક્કલ નથી એમ કહીએ ને, તો

ભગવાન હસે ઊલટા અને તમે કહો તો ચિઢાય. માટે તમે બોલશો નહીં. હું બોલું એ તમે ના બોલશો. મારે એની જોડે દોસ્તી જુદા પ્રકારની છે. મેરેજ જુદા પ્રકારનું ને તમારે મેરેજ થયું નથી. તમે એમને ઓળખ્યા ખરા પણ મેરેજ થયું નથી.

**પ્રશ્નકર્તા :** લગન નથી થયાં, વિવાહ તો થયા છે ને ?

**દાદાશ્રી :** હા, વિવાહ થયા છે, પણ લગન થયું નથી.

## દાણે દાણો જુદો !

આપણે કોઈ જગ્યાએ નાનો અમથો ધોધ પડતો હોય, પણ ત્યાં જાવ એટલે પેલા પરપોટા થાય કે ના થાય ? પરપોટા તે કોઈ આવડો થાય, કોઈ આવડો થાય, કોઈ આવડો થાય, ત્યાં કોઈ ક્રિયેટર દેખાય છે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** અને પરપોટા નાના-મોટા થાય છે પણ એની ડિઝાઈનમાં ચેન્જ થાય છે ? હાફ રાઉન્ડ ને એની ડિઝાઈન-બિઝાઈન, આકાર બધાના સરખા પણ સાઈઝ સરખી નથી તેમ જ જુદા જુદા ટાઈમે ફૂટે છે. હવે કહે છે, એ પરપોટા નાના-મોટા કેમ થાય છે ? ત્યારે કહે, પડતી વખતે સ્પેસ બદલાય છે. એક જ સ્પેસ નથી હોતી. સ્પેસ કેટલું બધું કામ કરે છે !

**પ્રશ્નકર્તા :** એ બહુ સરસ વાત છે, દાદાજી.

**દાદાશ્રી :** ખીચડીમાં દાણા બધા જ જુદા. સરખા દેખાય ? બધામાં ફેર. કારણ કે બધાની સ્પેસ જુદી. પોતાની સ્પેસમાં જ બફાયો છે.

જુઓ તો ખરા, આ બધું સ્પેસના આધારે. આ તો બહુ મોટું સાયન્સ, વિજ્ઞાન છે જાણવા જેવું !

## 'સ્પેસ'ના આધારે 'ફેસ' !

આ મનુષ્યના બધા મોઢા સરખા જ હોય તો જુદું ઓળખાય જ

નહીંને, પછી આપણો વ્યવહાર ચાલે જ નહીં. સિનેમામાંથી બહાર નીકળ્યા એટલે પછી ધણી ખોળવો મહામુશ્કેલ થઈ જાય ને ?

**પ્રશ્નકર્તા :** દરેકના આત્માની કેટેગરી તો એક જ ને, દાદા ? તોયે એમાં ફેર કેમ ?

**દાદાશ્રી :** સ્પેસ હંમેશાં ફેર જ હોય, જીવમાત્રની. એ જે જગ્યાએ રહ્યો છે, તે જગ્યાએ બીજો ન આવી શકે.

**પ્રશ્નકર્તા :** અચ્છા, એ સ્પેસ રિપ્લેસ ન થઈ શકે ?

**દાદાશ્રી :** નહીં. એટલે પોતાની એ સ્પેસને લઈને ફેરફાર આવો છે. જોને, કેવી સરસ વ્યવસ્થા છે ! સ્પેસને લઈને મોઢું, ઊંચાઈ-બુંચાઈ બધું સ્પેસના આધારે !

**પ્રશ્નકર્તા :** પ્રાકૃતિક ગુણને કારણે આ જુદા છે ?

**દાદાશ્રી :** આ બધું જુદું છે. બાપ દીકરાની એક જગ્યા હોય ખરી ? સ્પેસ જુદી હોય કે ના હોય ? કે ભેગા-ભેગી હોય ? એટલે સ્પેસના આધારે આ બોડી ને બધું છે. એટલે જેટલા જીવ એટલી સ્પેસ ને એટલા એટલા મોઢા જુદા બધા, નહીં તો તો આપણે આપણા છોકરાને બોલાવવા જઈએ તો જડે નહીં.

અને જો જુદું ના હોત તો ધણીને સ્ત્રી બદલાયા કરત, સ્ત્રીને પુરુષો બદલાયા કરત. આને ત્યાં આ જાત, આને ત્યાં આ જાત. હવે મોઢા એક જાતના, તે શી રીતે ઓળખાણ પડે ?

જુઓને, જાતજાતના માણસોના આકાર, નવા નવા આકાર. આકારમાં કેટલા બધા ચેઈન્જ છે !

સ્પેસ જો ફેરફાર ના હોત તો મોઢા બધા સરખા હોત. એટલે દશા શું થાય ? લોક મુશ્કેલીમાં મૂકાઈ જાય !!! કેવું સરસ ગોઠવેલી દુનિયા છે ? કોઈએ રચેલી નથી. રચ્યા વગર થયેલી છે.

**પ્રશ્નકર્તા :** બે માણસોના ફોટા સરખા બહુ ઓછા જોવા મળે.

**દાદાશ્રી :** બહુ ઓછા નહીં, એકુય માણસ નહીં. બે માણસોને સરખા ક્યાં જોયેલા તમે ?

**પ્રશ્નકર્તા :** એવા ફોટા આવ્યા છે, હમણાં જ એવા ફોટાઓ આવ્યા છે, બે સરખા.

**દાદાશ્રી :** ના, એ સરખા દેખાય છે તો ખરા, પણ એક્ઝેક્ટનેસમાં નથી હોતું.

**પ્રશ્નકર્તા :** બીજા ગ્રહો ઉપર આવાં જ માણસો હોઈ શકે ?

**દાદાશ્રી :** બધે આવું ને આવું જ.

**પ્રશ્નકર્તા :** એમના જેવા જ બીજા હોય ત્યાં ઉપર ? દા.ત. પ્રવિણભાઈ છે, તો એમના જેવા જ બીજા પ્રવિણભાઈ, એ ટાઈપના ?

**દાદાશ્રી :** ના, ના, ના. એનું કારણ શું ? દરેક જીવની સ્પેસ જુદી છે, માટે દરેકની ડિઝાઈન જુદી છે. એક જ સ્પેસમાં બે જીવ સાથે રહી શકે નહીં. કાળ બધામાં એક જ લાગુ પડતો હોય પણ સ્પેસ જુદી છે. માટે મોઢું એક પ્રકારનું ના હોય જીવમાત્રને. ગાયો-ભેંસો આપણને દેખાય કે આ બધા સરખા છે. ના, પણ એ સરખા હોય નહીં, એમાં ડિફરન્સ તો હોય જ. કારણ કે સ્પેસ જેની જુદી છે, ડિફરન્સ હોય જ.

તે આ સાયન્ટિસ્ટોને હજુ ખ્યાલ નથી. એ ખ્યાલ ના બેસે. બુદ્ધિ પહોંચે નહીં એવી આ જગ્યા છે. કહ્યા પછી સસ્તું થઈ જાય. પહેલી બુદ્ધિ ના પહોંચે. પણ મને રિઝલ્ટ મળી ગયેલું. પછી વાંધો ના ઊઠાવ્યો, કેમ આ ફેરફાર છે અને આવું છે. કોઈ આવડું મોટું નાક, કોઈ બૂચિયો હોય, કોઈ આમ અણીદાર હોય, કોઈ નાક પહોળું હોય, કોઈનું આમ હોય. બૂચિયા જોયેલા હઉ ? બધા જ જોયેલા ? જાત જાતનાં હોય.

**પ્રશ્નકર્તા :** આ જે મંદિરમાં તીર્થંકરોની મૂર્તિઓ એકસરખી કેમ છે તો ?

**દાદાશ્રી :** એકસરખી હોય નહીં. મૂર્તિઓ એકસરખી ના હોય. નેમિનાથની કાળી જ હોય, હંમેશાંય.

**પ્રશ્નકર્તા :** કાળી નહીં, ફેસ-આકાર...

**દાદાશ્રી :** એ તો વળી ઘડનારો આ છે કે પેલા બીજા કોઈએ ઘડેલી છે આ ? આ સ્પેસે ઘડેલું છે ? સ્પેસ ઘડે ત્યારે જુદું જુદું હોય. આ તો ટાંકણાવાળો ઘડનારો. જો વધારે તૂટી ગયું તો નાક આમનું બનાવે. આમ બનાવતો હોય તો આમ બનાવી દે.

## આમલીના બે પાનેય જુદા !

**પ્રશ્નકર્તા :** એક વસ્તુ મળતી નથી આવતી. આપે તો કહ્યું છે ને કે આંબલીનું ઝાડ હોય, એનાં બે પાનેય સરખા ના હોય.

**દાદાશ્રી :** કશું સરખું હોય નહીં.

**પ્રશ્નકર્તા :** આ ના જ ખબર હોય, દાદાજી. આમાં સાયન્ટિસ્ટને શું ખબર પડે ?

**દાદાશ્રી :** ના પડે. પોતે જુદો કેમ છે ? એટલે એ શું જાણે કે કોઈ આનો ઘડનાર જુદો હોવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** પછી ત્યાં અટકી જાય ને પછી છોડી દે વિચાર કરવાનો.

**દાદાશ્રી :** થાકીને પછી છોડી દે. બાકી, આ સ્પેસ તો અમારી શોધખોળ છે. એ અમે શોધખોળ નહોતી થઈ ત્યાં સુધી અમને મનમાં એમ થતું'તું, આ જુદું જુદું શા આધારે ? પણ શું એવું લક્ષણ રહ્યા કે જુદા રહે છે ? પછી જડ્યું ત્યારે ખબર પડી. નહીં તો પેલા કોને કોને આપણે પેસવા દઈએ ? એના એ જ સરખાં દેખાય. પછી મજા યે ના આવે, નહીં ? વરરાજા પૈણવા આવ્યા..... તે કંઈ ગયા ? ત્યારે કહે છે કે આ પાછો બીજો આવ્યો. અને આ તો કેવું ડહાપણથી ચાલે છે, નહીં ? આ બધી ડિઝાઈન ક્યાંથી લાવ્યા ? તે અજાયબી છે ને !

**પ્રશ્નકર્તા :** આ ફિંગરપ્રિન્ટ પણ જુદી જુદી હોય દરેકની.

**દાદાશ્રી :** હા, જુદી જુદી.

**પ્રશ્નકર્તા :** એના આધારે કોર્ટો ચાલે છે.

**દાદાશ્રી :** હા, એના આધારે કોર્ટો ચાલે છે. અંગૂઠાના આધારે આમ આમ કરે ને, તેના આધારે કોર્ટો ચાલે છે.

**પ્રશ્નકર્તા :** કોઈની હાથની રેખાઓએ ક્યાં મળે છે, દાદાજી ? સાવ બધું જુદું, હાથની રેખાઓ જુદી.

**દાદાશ્રી :** સ્પેસ જુદી માટે બધું જ જુદું. માથાના વાળેય જુદા, નાક જુદું, બધું જ જુદું.

**પ્રશ્નકર્તા :** એક જ માથાના બે વાળ નજીક નજીકના પણ જુદા ?

**દાદાશ્રી :** બધું જ જુદું. બેની સ્પેસ જુદી છે ને ! બધી સ્પેસ જુદી. બે આંખોય જુદીને ! બેની સ્પેસ જુદી. બે કાન જુદા, એક કાન સાંભળતો હોય તો એક ના યે સાંભળતો હોય.

સ્પેસ જુદી જુદી છે તેથી બધામાં જુદા જુદા ફેરફાર થાય. તે આટલા વોરીએર (યોદ્ધા) થાય, આટલા સુથાર, આટલી સ્ત્રીઓ, એવું પાક પાકે. આ વ્યવસ્થિત કેવું સુંદર છે !

## જુઓ, જરા ઝીણવટથી !

**પ્રશ્નકર્તા :** આપણે આ વનસ્પતિમાં પણ જીવ છે એવું કહે છે. હવે આ આંબો હોય, આંબાને જેટલી કેરીઓ હોય, તે બધી કેરીઓનો સ્વાદ એક જ જાતનો હોય. જ્યારે આ મનુષ્યમાં પાંચ છોકરા હોય તો પાંચેવ છોકરાના જુદા જુદા વિચાર, વાણી, વર્તન હોય.

**દાદાશ્રી :** કેરીઓમાંય જુદું જુદું હોય. એટલી બધી સૂક્ષ્મતા નહીં, તમારી સમજવાની શક્તિ નહીં. બધી દરેક કેરીમાં જુદો જુદો

સ્વાદ. દરેક પાંદડામાંય ફેરફાર. એક જ જાતના દેખાય, એક જ જાતની સુગંધ હોય પણ ફેરફાર કંઈ ને કંઈ, કારણ કે આ દુનિયાનો નિયમ એવો છે કે સ્પેસ બદલી એટલે ફેરફાર હોય જ. તમને સમજ પડી ને?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આપણા મનુષ્યો છે ને, તે બધાનો ફેરફાર તમને દેખાય પણ ગાયો-ભેંસોને ના દેખાય. ગાયોને એક જ જાતના માણસો દેખાય બધા. એવી રીતે આપણને આ પાંદડા-બાંદડામાં, કેરી-બેરીમાં ફેરફાર ના દેખાય. દરેક સ્પેસ જેની બદલાય, એ બધું ફેરફાર જ હોય. આ સ્પેસ જુદી, આ સ્પેસ જુદી. તમને સમજાયો, આ સાયન્સનો નિયમ ? સ્પેસ, કાળ બદલાય તોય ફેરફાર થાય.

અત્યારે રોટલી પહેલી બનાવીએ, એ રોટલીનો સ્વાદ જુદો અને બીજી રોટલીનો સ્વાદ જુદો. લાગે એક જ જાતનું, આપણને તો એટલી બધી સૂક્ષ્મતા નહીં ને, એટલી પરીક્ષા નહીં એટલી બધી. બનાવનાર એક જ જણ છે, જગ્યા એક છે, પણ ટાઈમ બદલાયા કરે છે ને ! એટલે સ્વાદમાં ફેરફાર થયા જ કરે. તેથી આપણે અહીં પ્રખ્યાત થાય છે ને, કોઈ માણસો ભજિયાંમાં પ્રખ્યાત થઈ જાય. એનું શું કારણ? અલ્યા, ભજિયાંમાં બીજું શું તે જુદી જાતનું બનાવેલું ? એ એનો ભાવ, ટાઈમ, સ્પેસ. એટલે આ આવી દુનિયા ચાલે છે. ટાઈમ ને સ્પેસ બદલાય કે બધું ફેરફાર થાય જ. આપણો ભાવ બદલાય, હમણાં આ બેન રોટલી બનાવતાં હોય, તે પહેલી બે બનાવી, ત્યારે મનમાં એમ કે, આજ સારામાં સારી રોટલી ખવડાવું અને ત્યાં સુધી એક મહેમાન આવ્યા ઓળખાણવાળા, આમ મોઢું દેખ્યું ને મન બગડી ગયું. 'આ વળી ક્યાંથી આવ્યા?' એ પછી રોટલી બગડી ગઈ, એનો એ જ લોટ હોય તોય. એક ગુલાબનાં ફૂલ સરખાં ના હોય. બધાં ફૂલમાં ચેન્જ (ફેર), એ સૂક્ષ્મતા દેખાય નહીં તમને. જગ્યા ફરે છે, માટે બધો ફેર.

કોઈ જીવની અંદર બીજો જીવ ના હોય. અને હોય તો સૂક્ષ્મરૂપે જે હોય, તે જીવની અંદર નથી પણ એ જીવની બહાર છે, એના શરીરમાં છે પણ જીવમાં નથી. એટલે પોતાની જે જગ્યા છે, પોતાનું

આકાશ છે, પોતે એ વાપર્યું છે એ આકાશમાં નથી, માટે દરેકનો અવકાશ જુદો છે માટે એનો પુરુષાર્થ જુદો જુદો હોય, એના કાર્ય જુદાં હોય. દરેકના સંયોગો જુદા છે એટલે સંયોગો પ્રમાણે બધું થાય.

એક જગ્યાએ ખાતર વધારે પડ્યું હોય તો છોડવો મોટો થાય, એક જગ્યાએ ખાતર ન પડ્યું હોય ત્યાં છોડવો નાનો હોય. એક જગ્યા એ ખાડો હોય, પાણી ભર્યું હોય તો કહોવાઈ જાય છોડવા. એવી રીતે આ બધું છે જગત. એટલે ફેરફારવાળું જગત છે આ. સમજાયું થોડું ઘણું ?

## વાણી એક, કાળ એક, સ્પેસ જુદી !

હું વાત બોલું છું તે બધા એક સાથે સરખું સાંભળે છે. એટલે એમાં બધાને સરખું જ મળે છે. પણ ફેરફાર શાથી થાય છે ? આ શરીરે જે સ્પેસ રોકી છે, એના આધારે આ થાય છે બધું. તમે જે જગ્યાએ બેઠા ત્યાં બીજો નથી બેઠો ને ? પોતે બેઠો એ સ્પેસ, પેલાની સ્પેસ, બધાની જુદી જુદી છે, નહીં ? સ્પેસ જુદી છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** જગ્યા જુદી છે.

**દાદાશ્રી :** એ જુદી બેઠક અને સાંભળવાનું એક જ. એક કાળે સાંભળે છે બધાય, પણ એક સ્પેસમાં સાંભળતા નથી. એક કાળે સાંભળે છે અને સંભળાવનારેય એક જણ છે. બધા લાખ માણસનો કાળ એક જ હોય. અમારી વાતચીત ચાલતી હોય તો એક લાગે, પણ સ્પેસ જુદી છે એટલે બધું જુદું રહેવાનું. એટલે સ્પેસ એક થાય, તો બીજું બધું એક થશે. એટલે લોક ગૂંચવાય છે કે કેમ એવું, આ જુદું જુદું કેમ ? એવું લોક પૂછે.

આ જગ્યા પ્રમાણે ભાવ થાય, એ મહીં પાછો જુદો એટલે આ સ્પેસ જુદી રહી એટલે ભાવો જુદી જાતના ઉત્પન્ન થાય છે. હું બોલું એક અને તને જુદી જાતના ભાવ ઉત્પન્ન થાય, એમને જુદી જાતના, બંને જુદું. કોઈને વિરોધાભાસ ઉત્પન્ન થઈ જાય કે દાદાજી કહે છે એ ખોટું છે. એટલે સ્પેસ ઉપર આધાર રાખે છે બધું. સ્પેસ બધાની જુદી છે, એટલે જુદું જુદું પરિણામ પામે છે. એટલે ગ્રાસ્પીંગ જુદું જુદું હોય.

એટલે અસ્તિત્વ છે ને સ્પેસ છે. અને જ્યાં આગળ જે મૂળ ભૂમિકા છે, મૂળ પોતાના દેશમાં (સ્વ દ્રવ્યમાં), તે સ્પેસ કશું જુદી નથી થતી.

## આમાં નિયતિ ક્યાં ?

**પ્રશ્નકર્તા :** આ બે છોકરાને આટલું જ્ઞાન ભાઈ મારફત પ્રાપ્ત થવાનું હતું, એટલે એને થયું. ભાઈ તો એને એ જ વાણી બોલે છે અને બાકીનાં પંદર જણા છે એને કશું થતું નથી. તો આને થવાનું હતું એટલે થયું. એટલે એ તો નિયતિ થઈને ?

**દાદાશ્રી :** ના, નિયતિ નહીં. નિયતિ ક્યારે લાગુ થાય, કે એક જ સ્પેસ હોય તો. એક જ સ્પેસમાં બધા હોય તો નિયતિ લાગુ થાય. આ તો સ્પેસ જુદી જુદી છે. નિયતિ લાગુ થાય જ નહીં. નિયતિ તો એક ફેક્ટર છે, વન ઓફ ધ ફેક્ટર.

**પ્રશ્નકર્તા :** તો એ વિષમતા કેમ ?

**દાદાશ્રી :** આ જ નિયતિનો નિયમ છે. નિયતિ એટલે પ્રવાહ વહ્યા કરે છે. આ પ્રવાહમાં વહેતું હોય તેમાં જેમ આ પોલીસવાળા જતા હોય સો-સોની લાઈનમાં. પણ તે આ અત્યારે અહીંયાં આવ્યો, એ પાછો ઊઠીને આગળ ગયો, તો પેલો બીજો એની જગ્યાએ આવ્યો. તો સ્પેસ તો બધાની જુદી હોયને ! અત્યારે બધા બેઠા છે, એની સ્પેસ જુદી હોયને !

**પ્રશ્નકર્તા :** આ દરેકને જે સ્પેસ જુદી જુદી મળે છે, એ કયા આધારે ?

**દાદાશ્રી :** એનો આધાર નિયતિ. નિયતિવાદ એટલે શું ? અવ્યવહાર રાશિમાંથી જીવ વ્યવહાર રાશિમાં આવે ત્યારથી તેનું નિયતિપદ ચાલુ થઈ જાય. તે મુક્ત થાય ત્યાં સુધી તે પદમાં રહે. નિયતિ એટલે જે માઈલમાં હોય તે માઈલનું જ જ્ઞાન-દર્શન તે જીવને હોય.

**પ્રશ્નકર્તા :** અને ક્ષેત્રનો આધાર પણ નિયતિ છે ?

**દાદાશ્રી :** હા, એનો આધાર નિયતિ. નિયતિના આધીન આ સ્પેસ છે બધાને. અને પછી નિયતિ એકલી કરી શકતી નથી આ. જો નિયતિ એકલી હોત તો જગતમાં બીજું સૉલ્યુશન ના જોઈએ. પણ સ્પેસ મળ્યા પછી આ ઈગોઈઝમ બધું કાર્ય કરે છે.

**પ્રશ્નકર્તા :** મુક્ત થવાની પ્રક્રિયા પણ નિયતિને આધીન ?

**દાદાશ્રી :** જે સ્પેસ છે તે નિયતિને આધીન. બંધનની પ્રક્રિયા હતીને, તે જેના નિમિત્તે થઈ રહી છે, તેના નિમિત્તે જ મુક્તિની પ્રક્રિયા થયા કરે. એટલે આમાં નિયતિને કંઈ લેવાદેવા નથી. નિયતિ તો વચ્ચે તમને સ્પેસ ને એ બધું એડજસ્ટમેન્ટ આપે છે. નિયતિ કામ કરી રહી છે પણ નિયતિ તો બધાને માટે સરખી, સમપ્રમાણથી. સો જણ નીકળ્યા એટલે સો જણને ઊભું રહેવાનું તો સ્થાન હોવું જોઈએ ને ? હવે દેહ છે એટલે ઊભું રહેવાને માટે આટલી જગ્યા જોઈએ. અને આત્માને પોતાનું સ્થાન તો ખરું જ ને, કારણ કે જ્યાં સુધી સંસારી છે ત્યાં સુધી અવશ્ય જગ્યા રોકે જ ને !

**પ્રશ્નકર્તા :** પરતંત્ર થવામાં પણ નિયતિ ખરી ને, દાદા ?

**દાદાશ્રી :** નિયતિ પરતંત્ર થવામાં નિમિત્ત નથી. નિયતિ તો હેલ્પીંગ છે, પરતંત્ર થવામાંય હેલ્પીંગ છે અને સ્વતંત્ર થવામાંય હેલ્પીંગ છે. નિયતિ તો બિચારી કંઈ હેરાન નથી કરતી.

**પ્રશ્નકર્તા :** તો દરેક જીવ એ સ્પેસમાંથી પસાર થતો જ હશે ને ?

**દાદાશ્રી :** હોય ને. એ સોળમા માઈલમાં આવે ત્યારે એક જીવની પોતાની જે સ્થિતિ હતી, એવી જ એની (બીજા જીવની) સ્થિતિ થાય.

**પ્રશ્નકર્તા :** એવું ખરું કે દરેકને એ માઈલમાંથી પસાર થવું જ પડે અને દરેકને સરખો જ અનુભવ થાય.

**દાદાશ્રી :** હા. સોળમા માઈલમાં અમુક સ્ટેપમાં આવે ને એને જે અનુભવ થાય, હવે બીજાને પણ એ જ સ્ટેપ મળે તો એને પણ એવો સરખો જ અનુભવ થાય.

## ગતિબંધનો નિયમ...

**પ્રશ્નકર્તા :** એ જગ્યા ક્યારે નક્કી થાય, જન્મે ત્યારે ? સ્પેસ કહો છો તે ?

**દાદાશ્રી :** મરતાં પહેલાં ફોર્ટી એઈટ (અડતાલીસ) મિનિટ્સ પહેલાં. મરતી વખતે આખી જિંદગીનું સરવૈયું આવે અને તેય વિધિન ફોર્ટી એઈટ મિનિટ્સ... એ જો ફોર્ટી એઈટસ મિનિટો સચવાઈ ગઈ તો ભઈનું કલ્યાણ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** તો પુનર્જન્મ એ કેવી રીતે સમજવું ?

**દાદાશ્રી :** એ પુનર્જન્મ, આપણા જે કર્મના હિસાબ છે ને, તેમાં કોઈએ, ઈશ્વરેય હાથ ઘાલ્યો જ નથી. આ તો સહુસહુનાં કર્મના હિસાબ નોખા છે. કર્મના હિસાબ એક જાતના કેમ નહીં ? ત્યારે કહે, આ બધા બેઠા છે એ સહુસહુની જગ્યા જુદી છે કે નહીં ? એટલે સ્પેસ જુદી છે, એટલે કર્મ જુદાં છે. એટલે હિસાબ બધા જુદા જુદા છે. અને અહંકાર કરે છે તેથી નર્યાં પાપ-પુણ્ય બંધાય છે. તે ફરી ભોગવવાં જવું પડે છે.

**પ્રશ્નકર્તા :** આજે જ હું બસમાં બેઠા બેઠા વિચાર કરતો'તો કે આ બધાયના કેવા મોઢા, કોઈ એક અણસાર પણ નથી મળતો.

**દાદાશ્રી :** ના, પણ આ મેં ફોડ પાડ્યો છે, બહુ ઊંચો ફોડ પાડ્યો છે. સ્પેસ જુદી હોવાથી મોઢા જુદા છે ને તેથી આ સંસાર ચાલ્યો.

## કેમ નહિ, એક જ ધર્મ ?

**પ્રશ્નકર્તા :** વિવિધ વિવિધ પ્રકારના ધર્મો કેમ થયા ?

**દાદાશ્રી :** માણસોની જગ્યા જુદી જુદી છે એટલે વિચારો જુદી જુદી જાતના છે, એટલે ધર્મો પણ જુદી જુદી જાતના થયા.

**પ્રશ્નકર્તા :** દાદા, મનુષ્યનો સ્વધર્મ સચ્ચિદાનંદ છે, તો પછી આટલા બધા ધર્મો કેમ છે ? અને આ ધર્મો ક્યારે એક થાય ?

**દાદાશ્રી :** આ બધાના મોઢા સરખા થાય ત્યારે એક ધર્મ થઈ જાય. તમે કહો કે આ નથી વાપરવાનું ત્યારે પેલો કહેશે, આ વાપરવું જોઈએ. મગજ જુદા, મોઢા જુદા, સ્પેસ જુદી. આ બધા બેઠા છે ને, તે સ્પેસ જુદી જુદી છે ને ! જ્યાં સુધી સ્પેસ જુદી હોય ત્યાં સુધી એક ધર્મ ના હોય.

**પ્રશ્નકર્તા :** તો એક ક્યારે થાય ?

**દાદાશ્રી :** એક થાય જ નહીં સ્પેસ, એટલે જેટલા જેટલા સ્પેસમાં આવી રીતે આવ્યા, એટલાને આત્મા પ્રાપ્ત થઈને નીકળી જાય ઝટ. ત્યાં સુધી બફાયા જ કરવાનું નિરાંતે, શેકાયા જ કરવાનું. કોઈને વધારે ડિગ્રી તાવ હોય અને કોઈને ઓછી ડિગ્રી હોય.

**પ્રશ્નકર્તા :** એ તો જુદા જુદા રૂપમાં, જુદા જુદા નામથી આપણે પૂજા કરીએ અને એમને પોકારીએ, એમાં એમની પ્રતિ અને એમની ઉત્પત્તિ એ બધું જોઈએ, તો એ બધું શું ?

**દાદાશ્રી :** આ તો વેરાયટીઝ ઑફ રિલેટિવ છે. અનંત જાતની વેરાયટીઝ છે. કારણ કે દરેક જીવાત્માની સ્પેસ જુદી હોવાથી વેરાયટીઝ અનેક પ્રકારની છે.

**પ્રશ્નકર્તા :** આ દરેકના ચહેરા જુદા જુદા છે, એનું કારણ આ સ્પેસ છે પણ આ કારણને લીધે આવી ઈફેક્ટ આવી, એની લિંક કંઈ બરાબર સમજાતી નથી, કઈ રીતે આવું થયું એમ ?

**દાદાશ્રી :** મુખ્ય સ્પેસ જ છે, બીજું કંઈ નથી. હવે આમાં કેવું હોય છે ? આ વસ્તુમાં કોઝ આવી રીતે ગોઠવેલા હોય છે કે પચાસ ટકા સ્પેસનું કારણ છે અને પચાસ ટકા બીજા બધાનું કારણ છે. પણ જેના ટકા વધારે તે તેનું જ કારણ ગણાય. એક વસ્તુ ના બોલાય કે સ્પેસનું એકલું જ કારણ છે પણ આમ સ્પેસને શાથી મુખ્ય કહીએ

છીએ કે પચાસ ટકા સ્પેસનું કારણ છે.

## કર્મનેય ચલાવે કુદરત !

**પ્રશ્નકર્તા :** દરેકને જે સ્પેસ મળી, એ એના કર્મથી બંધાય છે?

**દાદાશ્રી :** હા, એ તો બધું કર્મનું જ. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ બધું કર્મથી જ બંધાયેલું છે. એ પ્રમાણે એને ક્ષેત્ર મળી આવે છે. અત્યારે તમે અહીં આ ક્ષેત્ર ઉપર બેઠા છો એ તમારો હિસાબ છે ચોક્કસ. એટલે બધુંય ગોઠવાયેલું છે કર્મ. પણ આ કર્મને કોણ ચલાવે છે ? કુદરત ચલાવે છે.

આ તમે જે સ્પેસ પર બેઠા છો એ સ્પેસ તમે જાણતા હતા કે આ જગ્યાએ જ બેસીશ હું ? આ ટાઈમે દાદાજી આપણી જોડે વાતચીત કરશે એ તમે જાણતા હતા ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તે આ બધા સંજોગો વ્યવસ્થિત ભેગાં કરી આપે અને આપણું કામ થાય છે. એમાં ભગવાનની વચ્ચે જરૂર નથી.

**પ્રશ્નકર્તા :** કયા કારણોથી સંજોગો ભેગા થાય ?

**દાદાશ્રી :** તમે દારૂ પીતા ના હોય, પણ હમણે કહો કે દારૂ પીવો સારો છે કે દારૂ પીવો એનો વાંધો નહીં, એટલે એ તમને દારૂનો સંજોગ ભેગો થાય. એટલે આ બધા તમારા ભાવથી બધું ભેગું થયેલું છે આ જગત. તમે જ, યુ આર હોલ એન્ડ સૉલ રિસ્પૉન્સિબલ ફૉર યોર લાઈફ. નૉ બડી ઈઝ રિસ્પૉન્સિબલ, ગોડ ઈઝ નોટ રિસ્પૉન્સિબલ ફૉર યૉર લાઈફ. ભગવાન તો કશું કરતા નથી. મહીં વીતરાગ બેઠા છે.

## ભ્રાંત પુરુષાર્થનો આધાર, જ્ઞાન ને સ્પેસ !

હવે કોઈ દા'ડો આપણે ચોરી ના કરતા હોઈએ પણ કોઈ જગ્યાએ એવા બેઠા હોઈએને, તે વખતે નિર્જરા તો બધી સારી જ હોય પણ પેલો માણસ બહાર જાય તે સોનું ને દાગીના ત્યાં પડ્યા હોય.

તે આપણા મનમાં ચોરીનો ભાવ થાય, તે આ પુરુષાર્થ ઊંધો થયો કહેવાય પણ લેતો નથી. આ ભાવ થયો તે ઊંધો પુરુષાર્થ થયો.

**પ્રશ્નકર્તા :** એટલે બીજ પાડ્યું પાછું. હવે એ નૈમિત્તિક ધક્કાથી થયુંને ?

**દાદાશ્રી :** ના, એ ઊંધા પુરુષાર્થથી. નિમિત્ત માત્રથી અહીં આવ્યો-ગયો પણ પુરુષાર્થ ઊંધો કરે છે.

**પ્રશ્નકર્તા :** અમને આ રીતે ગૂંચવાયેલું, તે મનમાં જરા સૉલ્યુશન એનું ન'તું આવતું કે આ જે અંદર નૈમિત્તિક ધક્કાથી જો કંઈ અંદરનો ભાવ થતો હોય તો એ પણ આપણા હાથની તો વાત ના રહી.

**દાદાશ્રી :** ના, એવું નહીં. હાથની વાત તો ખરી જ ને ! કેમ કૂવામાં નથી પડતો ?

**પ્રશ્નકર્તા :** જે પડનારા હોય એ પડે છે, દાદાજી.

**દાદાશ્રી :** તે પડે છે પણ કેમ બીજો પડતો નથી ? અવળા-સવળા ભાવ હોયને, તે અત્યારના જ્ઞાનને આધીન છે. આ બધી જેમ જેમ ઊંચી નાતો થતી જાય છે, તેમ આ મારવાના ભાવ ઓછા ગમે છે ને ?

**પ્રશ્નકર્તા :** હા, એ નથી હોતું.

**દાદાશ્રી :** ઊંચી નાતોમાં ખૂન-ચોરી નથી હોતીને ? સૂક્ષ્મ ચોરી ભલે હોય પણ સ્થૂળ ચોરી નથી હોતી. કારણ કે બધા પુરુષાર્થ કરીને ચોરીઓ બંધ કરતા આયા છે.

**પ્રશ્નકર્તા :** એ જે પુરુષાર્થ કરવો...

**દાદાશ્રી :** એ ભ્રાંતિનો પુરુષાર્થ છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન નથી લીધું એને ખરાબ ભાવમાંથી સારા ભાવ લાવવા, એવો જે ઓટોમેટિક પુરુષાર્થ થતો હોય, તો એ...

**દાદાશ્રી :** એ ઓટોમેટિક હોતો જ નથી એમ. ભ્રાંત પુરુષાર્થની

પાછળ જ્ઞાન હોય છે જ, વ્યવહારિક જ્ઞાન છે. જ્યાં સુધી મૂળ જ્ઞાન પ્રાપ્ત ન થાય ત્યાં સુધી વ્યવહારિક જ્ઞાન હોય જ છે. તે આપણે કો'કને માર્યો એટલે એ જ્ઞાન એને ઉપદેશનું કારણ બને કે ફરી વઢવાડ ના કરવી.

એટલે આ જ્ઞાન પ્રાપ્ત થાય એને. માર્યો ના હોય તો જ્ઞાન પ્રાપ્ત ના થાય. પોતાને પોતાની ભૂલો દેખાય નહીંને ! એ તો જ્યારે બહુ મારે ત્યારે જ્ઞાન પ્રાપ્ત થાય કે આ મેં ભૂલ કરી તેનું આ ફળ આયું. એટલે પછી એ ભૂલો કરે નહીં.

**પ્રશ્નકર્તા :** આ જે કોઈ પણ પ્રસંગ બન્યો અને અંદરથી નૈમિત્તિક ધક્કો લાગ્યો ભાવનો, એ પણ આવા જ્ઞાનના આધારે લાગે છે કે કુદરતી લાગી જાય છે ?

**દાદાશ્રી :** આ જ્ઞાનના આધારે. કુદરત-બુદરત કશું નહીં. તમે જ પ્રોજેક્ટર છો ને આ પ્રોજેક્શન છે. તમે જેટલું કરો ને, એક પછી એક ફળ આવે.... હવે પ્રોજેક્ટ કરે શેના આધારે ? ત્યારે કહે છે, 'જે રિલેટિવ જ્ઞાન એને પ્રાપ્ત થાય એના આધારે.'

**પ્રશ્નકર્તા :** હા, પણ બધાને કેમ સરખું જ્ઞાન ભેગું નથી થતું? એક સંયોગ ઊભો થાય એમાંથી દરેકને જુદું જુદું જ્ઞાન થાય, એ શેના આધારે ?

**દાદાશ્રી :** ઠેઠ સુધી જુદું રહેવાનું. કારણ કે એની સીટ જુદી છે, સ્પેસ જુદી છે. એટલે જુદું જ રહેવાનું. ઠેઠ સુધી વિચારભેદ રહેવાના. કાળ-બાળ બધું એક જ, સ્પેસ જુદી. હા, નહીં તો બધું એ નિયતિ જ હતી. નિયતિ એકલી કહેવાય તો પછી નિયતિને આધીન છે બધું જગત. પણ કોઈને રોફ પાડે એવું થવા દીધું નથી આ કુદરતે. કોઈ એમ ના કહી શકે કે, 'મેં કર્યું.'

સર્વ કાળ ફિક્સ નથી એટલે વિચારો પણ ફિક્સ નથી, વિચારો જુદા જુદા હોય દરેકના. આ એક સ્પેસ એકલી જ જુદી આવે છે,

બીજું કશું જુદું આવતું નથી.

જે તત્ત્વનું આ શરીર બન્યું, એ જ તત્ત્વની ગાય-ભેંસ બની છે. એ જ તત્ત્વ છે, ફક્ત સ્પેસ ફેરફારને લઈને આ બધા ભાવ ફેરફાર થયા. અને ભાવ ફેરફાર થયા એટલે આ બધું જગત ઊભું થઈ ગયું. આપણા હાથમાં શું કરવાનું એ તો તમને થોડું ઘણું સમજ પડી ને?

**પ્રશ્નકર્તા :** વિચારો અથવા ભાવનાઓ કરવાનું આપણા હાથમાં રહ્યું.

**દાદાશ્રી :** એને ફેરવવી જોઈએ આપણે.

**પ્રશ્નકર્તા :** અવસ્થિત સ્પેસ જેટલી હોય, એ પ્રમાણે એને મળે ને?

**દાદાશ્રી :** સ્પેસ જુદી જુદી. એક જગ્યામાં બે માણસ બેસી ના શકે ને !

**પ્રશ્નકર્તા :** એ ખરું અને માણસને પોતાનું કંઈક તો હોયને એ?

**દાદાશ્રી :** એ ભાવ એનો પોતાનો હોય પાછો. એ એનો ભાવ કહેવાય. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવ. તે કાળ એક જ પ્રકારનો, દ્રવ્ય એટલે કે 'હું' એક જ પ્રકારનું. પણ આ એનો ભાવ, જ્ઞાન લેનારનો ભાવ અને આ જગ્યા. એ જગ્યા અસર કરે ને ભાવ અસર કરે, બેની અસર છે. જ્ઞાન તો એક જ પ્રકારનું છે.

**પ્રશ્નકર્તા :** ભાવકર્મમાંથી ઈફેક્ટ થાય છે ?

**દાદાશ્રી :** હા, પણ ભાવકર્મ શેના આધારે ? ત્યારે કહે, સ્પેસના આધારે.

**પ્રશ્નકર્તા :** તો સ્પેસ શેના આધારે, દાદા ?

**દાદાશ્રી :** સ્પેસને આધાર જ નથી, નિરાધાર. સ્પેસ તો પોતાની જગ્યા જ છે, એ પોતે જ છે. સ્પેસ એટલે આકાશ. આકાશ તો છે પણ જે આકાશના ભાગમાં 'આ' આવ્યો, તે ભાગમાં આવી અસર થાય.

## અંતઃકરણ પણ સ્પેસના આધારે !

**પ્રશ્નકર્તા :** ચૈતન્યની હાજરીથી મન-ચિત્ત-બુદ્ધિ દરેક સ્ફુરાયમાન છે?

**દાદાશ્રી :** હા, ચૈતન્યની હાજરીથી આ બધું ટકી રહ્યું છે. એની હાજરીથી ઊભું થઈ ગયું છે, તે આ બધું ટકી રહ્યું છે.

**પ્રશ્નકર્તા :** એટલે એ સ્વતંત્ર રીતે કંઈ નથી ?

**દાદાશ્રી :** બિલકુલ સ્વતંત્રતા નથી કોઈને, સ્વતંત્ર છે જ નહીં.

**પ્રશ્નકર્તા :** તોય ચૈતન્યની હાજરીથી મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર દરેક સ્ફુરાયમાન છે, તો બધાને એકસરખી સ્ફુરણા કેમ થતી નથી ?

**દાદાશ્રી :** ના થાય, બધાની સ્પેસ જુદી છે ને ! એક જ સ્પેસ હોય તો થાય.

દરેક જીવની સ્પેસ જુદી જુદી હોય છે, તેથી દરેક જુદું જુદું જુએ છે. તેથી દરેક જુદા જુદા પરમાણુ ખેંચે છે, જુદા જુદા ભાવ કરીને. તેથી જુદા જુદા આકાર ખેંચે છે.

## ભાવ ફેરવવાથી સ્પેસ ફેર !

**પ્રશ્નકર્તા :** દરેક વ્યક્તિને જુદો જુદો અનુભવ થાય છે, એ કેમ હોઈ શકે ? શા માટે એમ થાય છે ?

**દાદાશ્રી :** સ્પેસ જુદી છે એટલે. સ્પેસ ફેર છે, કહીએ.

સ્પેસ એક હોય તો ભાવ સરખા હોય. એટલે આ સ્ત્રીના અંદર બાળક બેઠેલું હોય, તે બેઉના સરખા-સમાન ભાવ હોય. સ્પેસ એક છે એટલે. અને સ્પેસ પ્રમાણે ભાવ ફરે. અમુક જગ્યાએ જાવ ત્યાં હિંસાના વિચાર આવે. અમુક જગ્યાએ જાવ ત્યારે કો'કની જોડે લક્ષ્મી સંબંધી સ્વાર્થના વિચાર આવે, બીજા વિચાર આવે. જાત જાતના વિચારો બદલાય જગ્યા પ્રમાણે. એ જગ્યા પ્રમાણે ભાવ બદલાય છે ને ભાવ

પ્રમાણે બધું ચાલે છે.

**પ્રશ્નકર્તા :** પણ એને સ્પેસ જુદી જુદી મળે એનું પણ કંઈ કારણ હશે ને ?

**દાદાશ્રી :** હા, એનું પણ કારણ.

**પ્રશ્નકર્તા :** એનું શું કારણ ?

**દાદાશ્રી :** પાછળનો હિસાબ એનું કારણ છે.

**પ્રશ્નકર્તા :** સ્પેસ એ પ્રમાણે મળે, એટલે એ પ્રમાણે ભાવ થાય.

**દાદાશ્રી :** અને સ્પેસ મળવી જ જોઈએ એને. હિસાબ છે એટલે સ્પેસ દરેકને મળવી જ જોઈએ.

**પ્રશ્નકર્તા :** આગલા જન્મમાં સ્પેસ સારી મળે એટલા માટે અત્યારે શું કરવું જોઈએ આપણે ?

**દાદાશ્રી :** હા, ભાવ ફેરવવા જોઈએ. દરેક માણસને કેમ કરીને સુખ આપું ! તમને દુઃખ આપે તેનેય સુખ આપવાના ભાવ કરો તો આવતા જન્મમાં બહુ સારું મળે.

## ઝવેરી જ પારખે હીરાને !

**પ્રશ્નકર્તા :** તો પછી બધાયને શંકા કેમ અલગ અલગ થઈ ?

**દાદાશ્રી :** એ તો દરેકની સ્પેસ જુદી છે ને દરેક સ્પેસ જુદી છે. જો સ્પેસ એક હોય તો બધાને જુદું જુદું ના થાય. સ્પેસ જુદી જુદી હોવાથી બધાને જુદું જુદું થાય છે. અને તે સ્પેસ તો રાખવી જ પડે ને દરેકને. ના રાખવી પડે જુદી જુદી ? કેમ લાગે છે તને ?

**પ્રશ્નકર્તા :** સાચી વાત છે પણ એના માટે પણ કાંઈ....

**દાદાશ્રી :** એ સ્પેસ જુદી છે એટલે આ જુદું જુદું દેખાય આપણને. અને એક જ સ્પેસ હોય તો એક જ જાતના ભાવ આવે બધાને. કારણ કે કાળ બધાનો સરખો જ હોય.

લાડવા એક પ્રકારના હોય, પણ બધાને જુદો જુદો સ્વાદ લાગે એ અજાયબી જ છે ને ! સાવ સોનાનો માણસ હોય તોય પણ બધા અભિપ્રાય જુદા જુદા.

દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ. આ લોકો ક્ષેત્ર કહે, આપણે સ્પેસ કહીએ એટલે પડ્યો લોચો. તે મને કહે છે, આ 'સ્પેસ' શબ્દ તો સાંભળ્યો જ નથી.

**પ્રશ્નકર્તા :** ના પણ એનું એક્ઝેક્ટ સમજાવ્યું ને, દાદા. આમ કહેવાથી સમજાય છે ને બરાબર.

**દાદાશ્રી :** પૂરેપૂરું સમજાય. પછી ફરીવાર પૂછવાપણું રહે નહીં ને ! પૂછવું ના પડે અને શંકા યે ના રહે કે શા આધારે મોઢા જુદા ને આ તે બધું જુદું. કો'ક આપણને મહીં મગજમાં ઘાલી દે, 'ભગવાનને ના કહો છો ? તો મોઢા શા આધારે જુદા છે ?' એટલે પછી આપણી ટાઢી ટપ ! આમ આમ માથું વલૂરીએ ! એક ફેરો સાંભળી લીધું હોય તો પછી ટાઢી ટપ ના કરી શકે ને ? ઉતારી પાડનારાને તો બહુ આવડે.

તમને સ્પેસ કેટલો ટાઈમ યાદ રહ્યું'તું રાત્રે ?

**પ્રશ્નકર્તા :** અત્યાર સુધી ચાલ્યું હતું.

**દાદાશ્રી :** આ લોકો તો બહાર નીકળ્યા કે તરત જ ભૂલી ગયા હવે એ.

**પ્રશ્નકર્તા :** ભૂલી કેવી રીતે જાય પણ ?

**દાદાશ્રી :** ના, પણ આ લોકો બધું ભૂલી જાય. લોકોનું ચિત્ત શેમાં હોય ? એ ઘેરે પેલા મેથીના ભજિયાં બનાવ્યાં છે તે ખઈ લેશું, ચા-બા પીને. લોકોનું ધ્યાન આમાં બહુ હોય જ નહીં. લોકોનું ધ્યાન થોડું થોડું ચટણીમાં હોય. કોઈને સિનેમા જોવાની ઈચ્છા હોય...

અને આમના જેવાને કશું જોઈતું જ ન હોય ત્યારે ચિત્ત ત્યાં

જ રહે. સ્પેસ બધા સમજી ગયા હશે હમણે ? સાંભળે એટલી જ વાર, હંકે. તમને આખી રાત યાદ રહ્યું છે !

**પ્રશ્નકર્તા :** મને તો આખી અત્યાર સુધી એ જ ફિલ્મ ચાલી છે કે આ દાદાએ કેવી ગજબની વાત કાઢી !

**દાદાશ્રી :** હવે બીજાએ સાંભળ્યું એટલી વાર, પછી કશુંય નહીં. બહાર નીકળ્યા કે હતા તેવા ને તેવા !

ઝવેરીપણું હોવું જોઈએને, જેટલું ઝવેરીપણું આપણને આવ્યું હોય એટલી ઓળખાણ પડે આપણને. ઝવેરીપણું હજુ આવ્યું ના હોયને એમ ને એમ જતું રહે બધું.

**પ્રશ્નકર્તા :** આ તો એ જ વાત આવીને ઊભી રહી, એની સ્પેસ પ્રમાણે ઓળખે.

**દાદાશ્રી :** બસ, સ્પેસ પ્રમાણે ઓળખે. બહુ થોડા માણસોને થોડું થોડું ઝવેરીપણું હોય પણ તોય પૂર્ણ ઝવેરી ના થયેલા હોય. કારણ કે આપણે અહીં વડોદરામાં અહીં ને અહીં વેચવા જઈએ હીરો, તો વડોદરાના બધા ઝવેરીને પૂછે, કોઈ હજાર કહે, કોઈ હજારને પચાસ કહે, કોઈ નવસો પચાસ કહે પણ એટલામાં જ અને એ હીરો મુંબઈમાં જઈએ તો અઢારસો કહે. અને એને એ છે તે ત્યાં મદ્રાસમાં જઈએ ત્યારે પચીસસો રૂપિયા કહેશે. અને એને એ હીરો પેરીસમાં જઈએ ને ત્યારે સાત હજાર....

**પ્રશ્નકર્તા :** આ સ્પેસ જેવો શબ્દ તમારી પાસે ક્યાંથી આવે ? આ સ્પેસ શબ્દ તો સમજાયો નથી કેટલાયને. કેટલાક મોટા માણસે વાપર્યો છે, જેનું માધ્યમ અંગ્રેજી છે તેણે વાપર્યો છે, કે જ્યાં સુધી સ્પેસ છે ત્યાં સુધી મુક્તિ નથી.

**દાદાશ્રી :** બરોબર છે, ખરું કહે છે.

❖ ❖ ❖ ❖ ❖

# [૬]
# સંસાર એટલે છ તત્ત્વોની ભાગીદારીનો ધંધો !

## છ ભાગીદારો !

ધેર આર સિક્સ પાર્ટનર્સ ઈન ધીસ બોડી. આ સંસાર ચલાવવામાં છ પાર્ટનરો ભેગા થયા છે. બ્રહ્માંડ માત્ર છ તત્ત્વોથી ભરેલું છે ! આ છ ભાગીદારોની 'લિમિટેડ કંપની' છે. છ ભાગિયા કોણ કોણ લાગે છે તમને ?

**પ્રશ્નકર્તા :** પરમાણુ.

**દાદાશ્રી :** પછી બીજું ?

**પ્રશ્નકર્તા :** અવકાશ, પછી કાળ.

**દાદાશ્રી :** ત્રણ, પછી ?

**પ્રશ્નકર્તા :** ગતિસહાયક તત્ત્વ, સ્થિતિસહાયક તત્ત્વ અને આત્મા.

**દાદાશ્રી :** હા, આ છ જણ થઈને કહે છે, આપણે બધા ભાગીદારીમાં ધંધો કરીએ. છ ભાગીદારોની રમત છે આ બધી. છએ પાર્ટનરશીપમાં ધંધો કરે છે, કોર્પોરેશન કાઢ્યું છે.

## જગ્યા આપી આકાશે !

આ છ ભાગીદાર કહે છે, અમારે ધંધો માંડવો છે. ત્યારે તો આ બધા ભેગા થઈને પછી કહે છે, 'અલ્યા પણ આ જગ્યા ક્યાં છે ? કમ્પાઉન્ડ જોઈશે છે ને, આપણે કારખાનાની જગ્યા ?' આપણે કારખાનું કરવું હોય તો ના જોઈએ બધું ?

**પ્રશ્નકર્તા :** જોઈએ.

**દાદાશ્રી :** હવે આત્મા કહે છે, કે આ જગ્યા કોની ? ત્યારે આકાશ કહે છે, 'જગ્યા બધી મારી, જેટલી જોઈએ એટલી. પાર વગરની જગ્યા, જેટલી વાપરવી હોય એટલી. સ્પેસ બધી મારી, જાઓ.' જેમ આપણા લોક નહીં કહેતા, એ કારખાનું બાંધવું હોય તો જગ્યા બધી મારી. બીજું બધું તમારું, પૈસા-બૈસા રોકડા નહીં આપું. આકાશે 'એને' જગ્યા આપી. એવો એ વન ઑફ ધ પાર્ટનર થઈ ગયો.

## માલસામાન જડનો !

એટલે પછી માલસામાન જોઈએ તેનું શું ? એનો સપ્લાયર કોણ? ત્યારે કહે છે, પરમાણુઓ. જડ તત્ત્વ છે એ ખાલી સપ્લાયર છે, આ મેટરવાળો કહે છે કે 'જે ચીજ જોઈતી હોય તો તમારે અમને ફોન કરી દેવો. તમને હરેક ચીજ આપીશું.' એટલે સામાન બધોય પરમાણુઓનો, રૂપી તત્ત્વનો. પછી પરમાણુ કહે છે કે 'જેટલું જોઈએ એ બધું જ મટીરીયલ્સ મારું, એમાં પણ વિધાઉટ કાર્ટિંગ્સ ચાર્જિસ. કાર્ટિંગ-બાર્ટિંગ નહીં અમારે. લઈ જવાનું કાર્ટિંગ મારે માથે નહીં.' તે કાર્ટિંગ વસ્તુ જુદી પાછી.

## કાર્ટિંગ કરે ગતિસહાયક !

ત્યારે સપ્લાયરને આપણે કહીએ, 'તું અહીં જ નાખી જાને !' ત્યારે કહે, 'ના, કાર્ટિંગ કૉન્ટ્રાક્ટરને સોંપો, અમારું કામ નહીં. તમારે જે જોઈતું હોય તે માંગી લો. કાર્ટિંગવાળાને સોંપો.' ત્યારે કાર્ટિંગવાળા કોણ છે ? ત્યારે કહે, ગતિસહાયક નામનું તત્ત્વ છે. ગતિસહાયક એ છે તે બધું કાર્ટિંગ કરીને લઈ જાય છે ને લાવે છે. ત્યારે એ છે લઈ જનારો ? ત્યારે કહે, 'હા, કાર્ટિંગ કોન્ટ્રાક્ટરને કહીએ કે ભઈ, માલ લઈને નાખી દે.' કાર્ટિંગ ગતિસહાયકનું તે જેટલો માલ હોય, ત્યાં આગળ લઈને ઠાલવી આવે, બસ. માલસામાન લાવનાર, લઈ જનાર ગતિસહાયક તત્ત્વ. ગતિસહાયક કહે છે, 'કાર્ટિંગ બધું મારું.' પછી છે તે ત્રીજું ભાગીદાર થયું આ ગતિસહાયક તત્ત્વ.

## સ્ટોરેજ કરે સ્થિતિસહાયક !

અને ચોથું ભાગીદાર, સ્થિતિસહાયક તત્ત્વ. કાર્ટિંગ કરનારા માણસ કાર્ટિંગ એક ફેરો ચાલી એટલે પછી ચાલ્યા જ કરે, ઊભું ના રહે તો પછી આપણે માલ શી રીતે ઉતારવો ? એ પાછું સ્થિતિસહાયક તત્ત્વ એને હેલ્પ કરે છે. લાવનારો લાવે, લઈ જનારો લઈ જાય, એની મેળે કાર્ટિંગ-બાર્ટિંગ બધુંય, સાફસૂફી બધુંય કરે. અને સ્થિતિસહાયક કહે છે, એક જગ્યાએ એને સ્ટોરેજ રૂમમાં સામાન મૂકીએ. અને સ્થિતિસહાયકવાળો એ માલ ઉતારવાનો અને સ્ટોરેજ કરવાનો બેઉ એ કરે.

## મેનેજમેન્ટ છે, કાળ તત્ત્વનું !

**પ્રશ્નકર્તા :** કાળનું રહ્યું, કાળ ! કાળ તત્ત્વનું શું ફંકશન છે ?

**દાદાશ્રી :** કાળ છે તે અમુક મુદતમાં જ આ જોઈએ, તે એટલી મુદતમાં જ છે તે એ બધું કામ થઈ જવું જોઈએ. એટલે કાળ કાળનું કામ કરે છે. ટાઈમ (કાળ) કહે છે, મેનેજમેન્ટ બધું મારું. કાળ જે છે, કાળાણુ, તે સંયોગિક પુરાવાઓને ભેગા કરી આપે છે.

**પ્રશ્નકર્તા :** દાદા, એટલે જે એક્શન ને રિએક્શન થવાનું તે આ કાળાણુઓને લીધે થાય ?

**દાદાશ્રી :** ના, એને લીધે નહીં પણ એના પરથી હિસાબ કાઢે કે આ જૂનું થયું, આ નવું થયું. કાળના અણુ હોય છે. હવે કાળ શું કહે છે, કે પણ આ શેના આધારે નક્કી થશે ? ત્યારે કહે, અમારા આધારે. અમે નવાનું જૂનું કર્યા કરીએ. એટલે મેનેજરને કહે છે, તમારે ફેંકી દેવાનું પછી. નવાને જૂનું કરવું આ મારો ધંધો. એટલે કાળનું મેનેજમેન્ટપણું છે.

## ચેતન, સર્વનો સુપરવાઈઝર !

એ બધા ભાગીદારોમાં ચેતન તત્ત્વ છે એ ધ્યાન રાખે છે બધાનું. હરેક વસ્તુ શું થઈ છે અને બધાનું ધ્યાન રાખે છે. એટલે સુપરવાઈઝર

જેવું, એને કશું કરવાનું નહીં. ખાલી સુપરવિઝન જ કરવાનું. એ ચેતન તત્ત્વનું કામ છે એમાં. છની ભાગીદારીમાં એની ફરજો શું ? ત્યારે કહે, 'સુપરવિઝન કરવાનું. બોલવા-કરવાનું નહીં, વઢવાનું નહીં, કશું કરવાનું નહીં. લાવવાનું-લઈ જવાનું કશું જ નહીં. એમાં આત્માએ બધા ઉપર ધ્યાન રાખવાનું કે આ બધું કેવી રીતે થાય છે. ભૂલચૂક હોય તો ખબર પાડવાની, સમજણ પાડવાની. તમારે ઑન્લી (ફક્ત) નિરીક્ષણ કરવાનું કે કેવી રીતે ચાલી રહ્યું છે. તમારે જરા દેખરેખ રાખવાની કે કેમ ભઈ, આ કાર્ટિંગમાં મોડું થયું. એટલું જ, વઢવા-કરવાનું નહીં. નિરીક્ષણ તમારે ફક્ત જોયા જ કરવાનું. આ બધા કામ કરી રહ્યા એ જોયા જ કરવાનું. આ બધાની ઉપર દેખભાળ કર્યા કરવાનું. કોઈને ટૈડકાવાનું નહીં, એવું તેવું નહીં કરવાનું. આપણે શું કરીએ છીએ ? ત્યારે આ બધાની ઉપર દેખભાળ કરીએ છીએ. દેખભાળ આપણું કામ છે. વ્યવસ્થા બીજાના હાથમાં છે. સુપ્રિન્ટેન્ડન્ટપણું, ખાલી જોવાનું ને જાણવાનું, બસ. બીજી ભાંજગડ નહીં કરવાની. શો માલ સામાન આવ્યો-ગયો એ બધી તપાસ રાખવાની. એ તત્ત્વ ચેતન જે તમે પોતે છો.

## આમ ચાલે છથી ધંધો !

આ બધાં તત્ત્વોનો વેપાર ચાલુ થયો છે આ. છ ભાગીદારો, તે આકાશની જગ્યા અને બીજા પાંચ ભાગીદારો. હઉહઉનું (સહુસહુનું) કામ કરી ચાલુ કરી આ ભાગીદારી.

સિક્સ ઈટર્નલ પાર્ટનર ઈન ધીસ વર્લ્ડ. ચેતનેય પાર્ટનર છે, પરમાણુય પાર્ટનર છે, પછી ગતિસહાયક પાર્ટનર છે, સ્થિતિસહાયક પાર્ટનર છે, અવકાશ દેનારોય પાર્ટનર છે. ટાઈમ પાર્ટનર. પોત પોતાનાં કાર્યો કરે છે આમાં. પોતપોતાનું કામ વહેંચી લીધું છે. અને આત્માને આ બધાનું નિરીક્ષણ કરવાનું છે, દેખભાળ કરવાની છે. એને ભાગીદારી એટલા પૂરતી હતી. દેખભાળ કરવા પૂરતી એના બદલે ચોંટી પડ્યો કે 'આ મારું છે, મારું છે.' આ આખું દબાઈ પડ્યો. 'તમે બધા શું કરો છો? હું જ બધું કરું છું, મારા સિવાય આ બધું શી રીતે થાય?'

આ છ ભાગિયામાં, આત્મા એક વન સિક્સથ (છઠ્ઠા ભાગનો)

પાર્ટનર છે. અને આ કહે છે કે, 'હું જ કરું છું આ બધું.' એટલે પેલા ભાગિયાઓ ચિઢાયા છે, તે તેલ કાઢી નાખે છે એનું. ચિઢાય કે ના ચિઢાય ? ખરેખરું કહો ને ? 'હું જ કરું છું' એમ આખો લઈ બેઠો છે. ત્યારે પેલા ભાગિયા કહે છે, 'મૂઆ, બધું કામ અમે કરીએ ને તું એકલો માથે લઈ પડું છું ?'

## બની બેઠો માલિક, ચેતન !

તે પેલા કહે છે, 'તું ક્યાં હતો પહેલા, કાર્ટિંગ ઉપર હું છું.' તો પેલો કહે છે કે, 'અલ્યા, સામાન મારો.' 'અલ્યા, જગ્યા મારી ને તું વચ્ચે કચકચ શેનો કરે છે?' પેલાં કહે, 'તું શેનો, અલ્યા મૂઆ, અત્યારે આ બધી વસ્તુઓ અમારી ઉપર આવીને.' બીજા પાંચ ભાગીયા કહે છે, 'તું ઊંઘે છે ત્યારે મહીં બધું કોણ ચલાવે છે, અમે ભાગીદાર નહીં ? આપણે સરખા ભાગીદાર છીએ.'

એટલે બધાં તત્ત્વો છે, તે કામ કરી રહ્યાં છે. તેમાં આપણે (વિભાવિક) આત્મા, પોતે 'આ હું, આ મેં કર્યું, આ મેં કર્યું, આ મેં કર્યું. આ મારું', કહે છે. આ મારું, એટલે પેલા બધાંની પાર્ટનરશીપ જ ઊડાડી દીધી એટલે બધા ભાગિયાઓએ દાવા માંડ્યા છે. બોલો, આ દાવા માંડ્યા હોય એમાં કોઈ સુખી હોય ખરો ? કરે છે બધા ભેગા થઈને, તો આપણે પાર્ટનરશીપ સ્વીકારવી ના પડે એમની, કે ભઈ, આ તમે કર્યું !

આ પેલા ભાગીદાર કંઈ જેવાતેવા નથી. કેવા ? 'આવી જા, તારા બાપને સીધો કરી નાખીએ.' કહેશે. તે ગોદા માર માર કરે છે અને જો દાવા ચાલે છે. આમના જેવા વકીલોય પણ મળી આવે છે પાછા. વકીલો આમના પક્ષમાં પડ્યા હોય ત્યારે પેલો વિરોધમાં પડી જાય. મહીં ઝઘડા, બધી ભાંજગડો ચાલે છે.

## વિશેષભાવથી થયો સંસાર !

બોલો, વકીલ ના કરવો પડે પછી ? પેલા બધાએ તો વકીલ રોક્યા પછી આ ભઈ જેવા.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ અમારે આર્બીટ્રિશન ક્લોઝ એક હતું. એ જ્ઞાની મળે તો નિકાલ કરી આપે, તો કબૂલ બધાને.

**દાદાશ્રી :** 'પણ ઝઘડા શાથી ભાઈ આ ? હું એકલો છું. મહીં અત્યારે કોણ મૂઆ કચકચ કરો છો તે ? અત્યારે સૂઈ જવા દો ને ?' પણ ના સૂવા દે. કોઈ દહાડો બનેલું નહીં, અનુભવમાં નહીં આવેલું ?

**પ્રશ્નકર્તા :** ચાલે, અરે ખૂબ !

**દાદાશ્રી :** અનુભવી છો ? એક્સ્પર્ટ ?

**પ્રશ્નકર્તા :** અનુભવી, એક્સ્પર્ટ નહીં. ઝઘડા જોઈએ છીએ, ઝઘડા ખૂબ ચાલે છે.

**દાદાશ્રી :** બાકી હું તો એક્સ્પર્ટ થયેલો હતો. ઊંઘ આવે જ નહીં ને, શી રીતે આવે તે ? જ્યાં સુધી જ્ઞાન થયું ન્હોતું ત્યાં સુધી આવતી ન'તી. આને લીધે આબરૂ જતી રહી. મોટા આબરૂદાર ! ગામમાં દસ વીઘા ભોંય (જમીન) અને એક છાપરું (ઘર), તેમાં મોટા જો કોઈ ખંભાતના નવાબ ના આવ્યા હોય એવો રોફ હોય ! અરે, ખંભાતના નવાબને ગાંઠે નહીં પાછા. ગાયકવાડને પણ ના ગાંઠે એવા !

**પ્રશ્નકર્તા :** આપ્તવાણીમાં લખાયું છે કે શુદ્ધાત્માને બીજા તત્ત્વો ગાંઠતા નથી, તો આપે એ તત્ત્વો કેવી રીતે અનુકૂળ કર્યાં ?

**દાદાશ્રી :** પોતે જ્ઞાન થાય એટલે અનુકૂળ થઈ જાય. અજ્ઞાન હોય તો હજુ ગાંઠે નહીં. અહંકાર થાય તો બીજાં તત્ત્વો કહે છે કે 'તારા એકલાના બાપનું છે. અમારા બધાંની ભાગીદારી છે.' અને જ્ઞાન થાય એટલે અહંકાર જાય એટલે પેલા બધાં ચોખ્ખાં થઈ જાય. આ અજ્ઞાનને લઈને લઢાલઢ છે બધું. અજ્ઞાનને લઈને આખો માલિક થઈ બેસે છે. છ ભાગીદાર છે તેમાં આ એકલો જ કહે છે કે 'મારું છે, હું જ છું.'

વિશેષ ભાવ ઉત્પન્ન થયો, અહંકાર ઊભો થયો, આત્મામાં નહીં. આત્મા તો એમ જ છે પણ આ બે ભેગા થયાને પછી વિશેષ ભાવ

ઉત્પન્ન થયો એટલે 'હું કરું છું' આવી ગયું. એટલે આ બધા ઝઘડા ચાલે છે. એટલે છૂટો થઈ જાયને, એક ફેરો પોતાનું આ (સ્વરૂપ) જાણી જાય, પછી બધું એમ (અહંકાર) ના કરે. પછી ઝઘડો ના રહે. આ બધું અજ્ઞાનતાથી ચાલ્યા કરે, લૌકિક રીતે એના તોફાન ચાલે છે.

હવે બીજા બધા ભાગિયા રિસાયા છે. જો દાવો માંડ્યો, માર ઠોક ઠોક કર્યા કરે છે. હવે શી રીતે છૂટકો થાય, એ ખબર નથી પડતી. આ બધા ખરાબ છે, એવું એને લાગે છે. પણ ના, તું છૂટો થઈ જા મૂઆ, નહીં તો માર્યો જઈશ. એટલે અમે છૂટો કરી આપીએ, આ ફસામણમાંથી.

આ દેહની ચંદુલાલ નામની દુકાનમાં આપણે છઠ્ઠા ભાગના પાર્ટનર હતા અને એ બધાનો ભાગ પડાવી લીધો કે 'હું જ ચંદુલાલ અને હું બધું કરું છું.' એના બધા ઝઘડા છે. અને હવે તો આપણે આપણો ભાગ જ કાઢી લીધો એટલે છૂટ્યા. આ તેમાં આપણે જોયા કરવાનું હતું, ત્યાં આપણે શું કરવા મહીં હાથ ઘાલીએ ?

## આમાં ભગવાન છે છઠ્ઠા પાર્ટનર !

**પ્રશ્નકર્તા :** આ દાખલો આપીને છ તત્ત્વોની મોટી વાત કરી.

**દાદાશ્રી :** બહુ મોટી વાત છે. એક શરીરમાં છ તત્ત્વો હોય ત્યારે શરીર બને. હવે છ તત્ત્વો એટલે ધેર આર સિક્સ પાર્ટનર્સ ઈન ધીસ બોડી.

આ વર્લ્ડમાં કોઈથી એમ કહી શકાય એવું નથી કે 'આ હું કરું છું !' એવો કોઈને હક્ક લાગુ ના થાય. ભગવાનથી પણ એમ ના કહેવાય કે મેં આ બનાવ્યું છે ! ભગવાન 'મેં બનાવ્યું' કહે તો બીજાં તત્ત્વો કહે કે 'લે ભઈ, બનાવ ત્યારે બીજી દુનિયા, અમે ખસી જઈએ છીએ.' તે ખસી જાય તો ભગવાન તો આમ લખોટા માર્યા કરે ! હવે બીજાં તત્ત્વો રોફમાં આવી જાય ત્યારે ભગવાન કહે, 'હું ખસી જઉં છું.' એટલે પેલાં બીજાં તત્ત્વો કહે, 'ના ભઈ, આપણા બધાંનો હક્ક છે !' આ તો છ યે તત્ત્વોની 'ઈક્વલ પાર્ટનરશીપ' (સરખી ભાગીદારી) છે.

એટલે ગોડ ઈઝ નોટ યુનિવર્સ એન્ડ યુનિવર્સ ઈઝ નોટ ગોડ.

**પ્રશ્નકર્તા :** એવું કહેવાય છે, ગોડ નથી. આ બધું નેચરલ પ્રોસેસ જ છે.

**દાદાશ્રી :** નો, નો, હન્ડ્રેડ પરસન્ટ રોંગ (સો ટકા ખોટું). ગોડ ઈઝ વન સિક્સ્થ પાર્ટનર ઈન ધીસ બ્રહ્માંડ. હી ઈઝ નોટ ધી ઓનર, હી ઈઝ વન ઑફ ધી પાર્ટનર.

**પ્રશ્નકર્તા :** એટલે તમે એમ કહેવા માંગો છો કે જ્યાં આગળ જીવ છે, ચેતન છે ત્યાં આગળ ગોડની ૧/૬ પાર્ટનરશીપ છે ?

**દાદાશ્રી :** ગોડ ઈઝ ઈન એવરી ક્રિયેચર વેધર વિઝિબલ ઓર ઈનવિઝિબલ, નોટ ઈન ક્રિયેશન. ઈન ક્રિયેશન ધેર ઈઝ નો ગોડ.

યે બોડી ચલાને કે લિયે ધેર આર સિક્સ પાર્ટનર્સ. વન ગોડ એન્ડ ફાઈવ અધર્સ. નાઉ ગોડ ઈઝ સ્પીકીંગ ધેટ આઈ એમ ડુઈંગ એવરીથિંગ, ઈસકે લિયે કોર્ટ કા ઝઘડા ચલ રહા હૈ, વો ફાઈવ પાર્ટનરને દાવા લગા દિયા કોર્ટ મેં.

## અંદરની વઢવાડ !

આ છ ભાગીદારો આ દેહમાં છે. આપણે કહીએ કે મતભેદ કેમ પડે છે, મહીં ને મહીં ? આપણા અહીં અંદર મતભેદ પડે કે ના પડે ? એક પક્ષ આવું કહેતો હોય ને એક પક્ષ આવું બોલતો હોય, બોલે કે ના બોલે ?

આખા શરીરમાં બીજો કોઈ મતભેદ જ ના હોય. શરીરની મહીં મતભેદ ના હોવા જોઈએ. પહેલાં હિન્દુસ્તાનના મતભેદને કાઢવા ફરે છે લોકો. આપણો મહીં મતભેદ ના હોવો જોઈએ. અને મહીં મતભેદ થયો એટલે ગોટાળો. પછી ટેન્શન. શું થાય ? પછી કોમ્પ્રેશન આવેને ?

**પ્રશ્નકર્તા :** અંદરનો મતભેદ એટલે શું ? દાખલો આપીને સમજાવો.

**દાદાશ્રી :** હવે ચંદુભાઈ કોઈને બોલાવતા હોય, કો'કને દેખ્યો

એટલે કહેશે, 'આવો, આવો.' તો મહીં કહેશે, 'આ નાલાયકને શું કામ છે તે ?' મહીં પાછા એવું બોલે. એ ત્રીજો તૃતિયમ્ બોલે એવું કોઈ વખત બને ખરું ?

**પ્રશ્નકર્તા :** કો'ક વખત શું, લગભગ બધી વખત બને.

**દાદાશ્રી :** રોજ ?

**પ્રશ્નકર્તા :** ભૂલમાં બોલાવી લીધા પછી થઈ જાયને કે સાલું, આમને ક્યાં બેસાડ્યા ?

**દાદાશ્રી :** એટલે આ મતભેદ ઠેર ઠેર, ઘરમાં, મહીં અંદર ઝઘડા-મતભેદ હોય. આ તો હમણે આ જ્ઞાન આપ્યા પછી ઓછા થયા, નહીં તો પહેલાં તો આખો દહાડોય ચાલ્યા કરતા મહીં તોફાન. 'અલ્યા, મેં તમારું શું બગાડ્યું છે તે તમે મૂઆ મારા ઘરમાં વઢો છો બધા ?' ત્યારે કહે, 'તમે અમારું શું બગાડ્યું છે, તે તમે જાણતા નથી ? છ ભાગીદારનો સરખો ધંધો અને તમે કહો છો કે મેં કર્યું. એ અમને ફાવશે નહીં આવું.' એની આ વઢવાડ થઈ ગઈ છે.

તમે કહો છો કે 'મેં કર્યું' એવું ના બોલશો. તમે સાધારણ રીતે વાણી તરીકે બોલો, કે 'મેં કર્યું', વ્યવહાર તરીકે. પણ 'મેં કર્યું' કહેવું એમાં તમારો એટલો બધો વાંક નથી. બધું સાયંટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે. બધાનું ભેગું છે. આ તો 'તમે' ચોંટી પડ્યા, 'મેં જ કર્યું' અને તમે જ મનમાં માની લીધું, બધા ભાગીદારોને તો કાઢી નાખ્યા. એટલે આ ભાગીદારો મૂઆ મહીં કચકચ, વઢવાડ, વઢવાડ, માર, તોફાન, તોફાન, તોફાન કરી મૂકે છે. એટલે આ 'મેં'પણું છૂટ્યું, તો પછી વઢવાડ નહીં કોઈ જાતની. જો વઢવાડ ઓછી થઈ ગઈને બધી ? હેં... નહીં તો 'હું, હું, હું...' આ શેઠનેય તે આવી વઢવાડ થતી હતી ને બહુ ? હવે બધી ઓછી થઈ ગઈને ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા.

**દાદાશ્રી :** કારણ કે આ પોતે એકલો કરતો નથી, બધા ભેગા

થઈને કરે છે આ. બધાની ભાગીદારી છે. ત્યારે આ એકલો માથે ચોંટી પડે છે, ત્યાર પછી શું થાય તે ? એટલે હવે તમને એમ લાગે છે કે સાલું, બહુ વઢવાડ, પહેલાં જેટલી નથી હવે ! પહેલાં જેટલી નથીને ?

**પ્રશ્નકર્તા :** ના, દાદા.

**દાદાશ્રી :** ધીમે ધીમે એય બંધ થઈ જશે. આ ભાઈને તો ઘમસાણ ચાલતું હતું, પાકિસ્તાન ને હિન્દુસ્તાન જેવું ચાલતું હતું, તે બધું બંધ થઈ ગયું. હવે થોડું અમથું મહીં આવે, આમથી આવે એક ભાઈ, આમથી બે આવે, એવું બધું. આમથી આવે ને તેમથી આવે, તો પછી ચાલે વળી થોડુંઘણું.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આત્મા ના હોય, તો બીજા પાંચ ભાગીદારો શું કરવાના હતા ?

**દાદાશ્રી :** એવું ના બોલાય. એ પાંચ કહે છે, 'અમારામાંથી એક ના હોત તો તમે ભાંગી પડત.'

**પ્રશ્નકર્તા :** તો તો પછી મોક્ષમાં ગયા, તો પછી બાકીના પાંચ તત્ત્વો ક્યાં ગયાં ?

**દાદાશ્રી :** એ એમની મેળે પોતાની સ્વતંત્ર મજા જ કરે છે એ. એમને કશી ખોટ ગઈ નથી.

**પ્રશ્નકર્તા :** પણ ભાગીદારી એને લીધે છે ને ?

**દાદાશ્રી :** ના, એને લીધે નહીં, કોઈ કોઈને લીધેય નથી, કોઈ કોઈને મદદે નથી, કોઈ કોઈને ખોટે નથી, કોઈને ધક્કો મારતો નથી, કોઈને મદદ કરતું નથી, ઑબ્લાઈઝ કરતું નથી, કશું જ નથી. આ તો અહંકાર ઊભો થઈ ગયો છે, 'મેં કર્યું' અને અહંકાર નિર્મૂળ થાય તેની પણ ખબર પડી જાયને તરત ?

**પ્રશ્નકર્તા :** તરત જ ખબર પડી જાય.

**દાદાશ્રી :** જો બધા ઝઘડા મહીં ઓછા થઈ જાયને ? હવે તમારે

બહુ ઝઘડા છે નહીં ને ?

દરેકમાં છ જ ભાગીદાર છે. ગુલાબમાં પણ છ ભાગીદાર છે, પણ વઢવાડ નથી. પાંચ ઈન્દ્રિયનો સ્વામી થયો તો મારામાર કરી મૂકે. ગુલાબમાં છએ સરખા. તેથી પાન સરખા, સુગંધ સરખી. સમભાવે નિકાલ કરીશું, માત્ર જ્ઞાતા-દ્રષ્ટા રહીશું, એટલે બાકીના પાંચ ભાગીદાર પછી સરખા ચાલશે, બરોબર કામ કરશે. બૂમાબૂમ નહીં કરે.

આવું આ જગત આ લોકોને શી રીતે સમજણ પડે ? એ તો જ્યારે આનો ફોડ પડેને, કર્તા કોણ છે ? પોતે કોણ છે ? ત્યારે આપણે 'એને' કહીએ કે, 'ભઈ, તું જ્ઞાયક સ્વભાવનો છું, તારે જોયા કરવું. કર્તા આ વ્યવસ્થિત છે.' સમજણ પાડીએ છીએને ? પછી એનો નિવેડો આવે.

## છના કર્યા બાર તે...

આ દુકાન છે ને, એનું નામ ચંદુભાઈ. પણ તમારું કોણ ? આ દુકાનમાં તો છ ભાગીયા છે, બળ્યા. તેમાં 'તમે' એકલા જ ચોંટી પડો. 'મારું જ છે, મારું જ છે.' તેની લઢવાડ થાય પછી.

છ ભાગિયા આમાં છે. પાછો પૈણાવે એટલે ચંદ્રાબેન નામની દુકાનમાં બીજા છ ભાગિયા એટલે મોટું કોર્પોરેશન થયું. અને કોર્પોરેશનમાં એ એક બાબો જન્મે, તે છ ભાગિયા લઈને આવે. પાછા બેબીબેન જન્મે તેના છ ભાગિયા ભેગાં થાય. અને આ પતિ-પત્ની બાર તે. પછી બાબાની વહુ આવે, વહુને બાબો આવે, એમ ભાગિયા વધ્યા કરે. પછી લઢમ્લઢા ના થાય, તો શું થાય તે ?

હવે આ છ ભાગિયા થઈને આ ચલાવે છે અને બીજા છ ભેગા કર્યા એટલે કોર્પોરેશન થયું. આ લોકોને ખબર નથી. બ્રાહ્મણેય કહેતા નથી કે આ કોર્પોરેશન થાય છે. કોર્પોરેશન વધતું જાય ને, દા'ડે દા'ડે ? આમાંથી છૂટકારો શી રીતે થાય એનો ? દુઃખમાંથી મુક્ત કેમ કરીને થાય તે ?

એવી આ દુનિયા છે. આ જાણવું પડે ને ! આ જાણે તો ઊકેલ

આવે. આ જાણે નહીં તો આ બધું ગૂંચવાયા કરે ને ! એટલે આ જે દેહાધ્યાસ થયેલો છે, એ અમે છોડાવી આપીએ તમને. બાકી નહીં તો કોઈ અવતારમાં દેહાધ્યાસ છૂટે નહીં.

## ચેતને રહેવાનું માત્ર જ્ઞાતા-દ્રષ્ટા...

તમને આ ભાગિયા ગમ્યા ?

**પ્રશ્નકર્તા :** ગમ્યા.

**દાદાશ્રી :** હવે આ ભાગિયા એમની મેળે કામ કરતાં હોય તો આપણે શી ભાંજગડ આ બધી નકામી ? તને ગમે છે, નથી ગમતું ?

**પ્રશ્નકર્તા :** ગમે છે.

**દાદાશ્રી :** તો હવે તું શું કરું છું, વહીવટ બધો....

**પ્રશ્નકર્તા :** જોયા કરવાનો.

**દાદાશ્રી :** બસ, બસ, બસ, જોયા કરવાનો. અમે તમને જ્ઞાન આપીએ છીએ ને, પછી તમારે એ રહે, તમારે જોયા કરવાનું.

તમે હવે એવું કરો છો કે કહ્યાથી જુદું કરો છો ?

**પ્રશ્નકર્તા :** એવું જ કરું છું.

**દાદાશ્રી :** હવે સુપ્રિન્ટેન્ડન્ટપણું કરો છો ? 'હું કરું છું' એવું નહીં કરતા ને ?

આ અમે અમારી મેળે નિરીક્ષણ-પરીક્ષણ કરીએ અને બધાના સુપ્રિન્ટેન્ડેન્ટ રહીએ છીએ. કશી ભાંજગડ નહીં. સહુ સહુનું કામ ચાલ્યા કરે. કોઈ ભાગિયાની બૂમ નહીં, બરાડો નહીં. જે જોઈતું હોય તે સામાન-બામાન બધો લાવે, લઈ જાય.

**પ્રશ્નકર્તા :** આ મૂળ તો વીતરાગી જ અને એમાંથી એણે આ નાટક ઊભું કર્યું ?

**દાદાશ્રી :** અને તત્ત્વોય બધાં વીતરાગી જ છે, એને રાગ-દ્વેષ છે નહીં. નાટક કરતાં કરતાં 'આપણે' અહમ્ કર્યું ત્યાંથી જ પેલાં બધાં સામસામી ઝઘડા થયા કે 'તારા એકલાનું છે બધું, તને જોઈ લઈશું.' એ ચાલ્યું પછી...

**પ્રશ્નકર્તા :** દાદા, આપે છ તત્ત્વોની ભાગીદારીનું બહુ સુંદર દૃષ્ટાંત આપ્યું છે !

**દાદાશ્રી :** હં... કેવું સરસ !

કોઈ શાસ્ત્રમાં ના હોય એવી વાત છે આ. બહુ ઝીણી વાત છે આ. છ જણનું, છ ભાગિયાનું મહીં સહિયારું છે ! આપણું ને પારકાનું, સહિયારાને જો જુદું કરી દીધું તો કોર્ટ બંધ થઈ જાય.

## આરાધન કરો માત્ર આજ્ઞાનું !

એટલે એ તો બધાને સમજવા વાતો કરીએ છીએ. બાકી, છ તત્ત્વ સમજવાથી કંઈ ઉકેલ આવશે એવું છે નહીં. આપણને આપણા મૂંઝવતા પ્રશ્નો હોય ને, તે પહેલાં સૉલ્વ કરાવી લેવા. છ તત્ત્વ તો એક વિજ્ઞાન છે. એ જાણવા જેવી વસ્તુ છે. અને જાણવા જેવી વસ્તુ રોજ આરાધન કરવાની ના હોય. એક જ ફેરો જાણી લીધું એટલે મનમાં સમાધાન થઈ રહ્યું. અને આપણા રોજના ઊભા થતાં પ્રશ્નો હોય તો તેનું સૉલ્યુશન લાવવું એ આરાધન કરવા જેવી ચીજ. આપણે કોઈ શહેરમાં બહુ જોવાનું હોય તો કહેશે કે એક ફેરો જોઈ આવ્યા એટલે પછી એ શહેરનો બોજો નહીંને ! એવી રીતે આ છ તત્ત્વની વાત નીકળી, એ તમે સાંભળી એટલે પછી કશુંય નહીં. એ જાણી લીધું કહેવાય. હેલ્પ ના કરે. દરરોજ આપણા વ્યવહારમાં મૂંઝવતા પ્રશ્નનો ઉકેલ લાવે ત્યારે હેલ્પ કહેવાય. તમારે બહુ આ ઝીણી બાબતમાં ના ઉતરવું. આપણે આત્માનું કર્યા કરવું.

❖❖❖❖❖

# ખંડ-૨
# પરમાણુ, અવિનાશી દ્રવ્ય !

## [૧]
## પરમાણુનું સ્વરૂપ !

### રૂપી છે સ્વરૂપે એ !

જગતમાં પરમાણુ તો બધે જ્યાં ને ત્યાં છે. આખું જગત પરમાણુઓથી જ ભરેલું છે.

આ આંખે બધું દેખાય છે, કાને સંભળાય છે, આ ઈન્દ્રિયોથી અનુભવમાં આવે છે એ બધું રૂપી તત્ત્વ છે, એ મૂળ સ્વરૂપે અવિનાશી છે અને અવસ્થા સ્વરૂપે વિનાશી છે. એ પરમાણુ તરીકે અવિનાશી છે અને અણુ તરીકે આ બધું જે દેખાય છે તે બધું વિનાશી છે. એ એકલું જ તત્ત્વ દેખાય એવું રૂપી છે, તેય મૂળ તત્ત્વ નથી દેખાય એવું. આ એની અવસ્થા જ દેખાય છે. જડ રૂપી છે, ચેતન અરૂપી છે. એટલે આ જડ ઓળખાય છે આપણને અને ચેતન ઓળખાય નહીં. આ આંખે ના ઓળખાય, એ તો દિવ્યચક્ષુથી ઓળખાય.

**પ્રશ્નકર્તા :** આ જે પરમાણુઓ છે, એ કોણે શોધી કાઢ્યા ?

**દાદાશ્રી :** શોધ્યા તીર્થંકરોએ અને જ્ઞાનીઓને સમજમાં આવી ગયું. એમનું જે જોયેલું, તે આમની સમજમાં આવેલું.

**પ્રશ્નકર્તા :** આ પુદ્‌ગલ પરમાણુની ઉત્પત્તિ ક્યાંથી થઈ,

વિજ્ઞાનીઓ એ શોધવા માગે છે.

**દાદાશ્રી :** શું શોધવા માગે છે ? ઉત્પત્તિ ? એમને કહેવાનું કે અવિનાશી ચીજની ઉત્પત્તિ ના હોય. ઉત્પત્તિ થાય એ નાશ થઈ જાય કાયમ માટે, એટલે ઉત્પતિ થઈ નથી, કહીએ. પણ એમને સમજાય નહીંને વસ્તુ, બુદ્ધિથી સમજે છે ત્યાં સુધી. અમેય કેવળજ્ઞાનથી જોઈ શકતા નથી પણ કેવળજ્ઞાનની વાત અમને સમજમાં બેસી ગઈ છે.

આ લોકોએ પેલું ખોળી કાઢ્યું છે ને ! એટમ ખોળી કાઢ્યો છે. પરમાણુ તો એટમથી બહુ નાનામાં નાની વસ્તુ છે. એટમ તો એમને દેખાયોય ખરો.

**પ્રશ્નકર્તા :** પરમાણુ સૂક્ષ્મ થયું ને ?

**દાદાશ્રી :** એ આંખે દેખાય નહીં એવું. છેલ્લા ભાગ ન પડી જાય, વિભાજન ના થાય, એ પરમાણુ કહેવાય. આ પુદ્ગલ છે, એ પરમાણુમાંથી જ થયેલા છે.

## પરમાણુઓ, એક કે અનેક ?

**પ્રશ્નકર્તા :** પરમાણુ એક છે કે અનેક છે ?

**દાદાશ્રી :** પરમાણુઓ અનંત છે. પણ પોતે એક-એક જુદા જુદા પાડી શકે. જુદા પાડે તેને પરમાણુ કહેવાય. એટલે અનંત છે એવા.

**પ્રશ્નકર્તા :** એ બે થયા એની અમુક અવસ્થા અને ત્રણ થયા એની અમુક અવસ્થા અને ચાર થયા એની અમુક અવસ્થા એવું કંઈક છે ?

**દાદાશ્રી :** એ બદલાયા કરે.

**પ્રશ્નકર્તા :** આ બધા જ્યારે પરમાણુરૂપમાં હોય છે, ત્યારે એક જ પરમાણુ છે કે અનેક પરમાણુ હોય છે ?

**દાદાશ્રી :** અનંતા પરમાણુઓ અને ચેતનેય અનંતા છે. આ છ વસ્તુઓ છે, અવિનાશી. તેમાં અમુક અનંતી છે. ફક્ત આકાશ એક છે. પછી આ ધર્માસ્તિકાય એક જ છે. અધર્માસ્તિકાય પણ એક જ છે.

**પ્રશ્નકર્તા :** મારે એ જાણવું છે કે એક પરમાણુમાંથી અનેક પરમાણુ થયા છે કે ?

**દાદાશ્રી :** કોઈ કોઈનામાંથી થયું જ નથી. કોઈ કોઈને લેવાદેવા જ નથી. એકમાંથી અનેક થયું નથી અને અનેકમાંથી એકેય થયું નથી. પોતપોતાના સ્વભાવથી છે. એટલે આમાં કોઈ કશું કરનાર નથી. ફક્ત આ સંજોગોના આધારે બે પરમાણુ ચોંટી જાય, ત્રણ ચોંટી જાય, ચોથું ચોંટી જાય અને કોઈપણ સાધનથી દૃશ્ય થયું એટલે એને અણુ કહે લોક. બાકી કોઈ પણ સાધનથી દૃશ્ય ના હોય, તેનું નામ પરમાણુ.

**પ્રશ્નકર્તા :** તે પરમાણુ જે તમે કહો છો કે દૃશ્ય ના થાય, તે પરમાણુ કે પરમાણુઓ ?

**દાદાશ્રી :** પરમાણુ. પરમાણુઓ તો બધા પાર વગરના છે.

**પ્રશ્નકર્તા :** હા, તો મૂળ તો એક જ ને ?

**દાદાશ્રી :** ના, એક તો કશું હોય નહીં. એક હોય તો અણુ શી રીતે થાય?

**પ્રશ્નકર્તા :** હા, તો બે પરમાણુઓ ભેગા થયા તો આટલા બધા પરમાણુઓ ક્યાંથી આવ્યા ?

**દાદાશ્રી :** આવવાના ક્યાંથી ? અહીં છે જ. આ જગતમાં એનું અસ્તિત્વ છે. આવવા-જવાનું કોઈને થયેલ જ નથી. આ હતા, છે અને રહેશે. કાયમના જ છે.

**પ્રશ્નકર્તા :** હવે પદાર્થ દેખાય છે. પદાર્થથી અણુ આવ્યા, અણુથી આગળ પરમાણુ આવ્યા. હવે એક પરમાણુના પ્રસવ થઈને અનેક પરમાણુઓ થયા છે ?

**દાદાશ્રી :** ના, એવું કોઈ કોઈને લેવાદેવા નથી. પોતપોતાના સ્વભાવથી જ છે બધા. પણ સરખા ગુણવાળા છે બધા. એક પરમાણુનો જે ગુણ છે, એવા બીજા બધાયમાં ગુણ છે બધા. કોઈ આ(પદાર્થ)માંથી આ (અણુ) થયા નથી કે એ (અણુ)માંથી આ (પરમાણુ) થયા નથી. જે થયા છે એવું કહેવાય ને ત્યાં કંઈ છે તે ક્રિયેશન છે. તત્ત્વોનું ક્રિયેશન આ જગતમાં છે નહીં. ક્રિયેશન જો આ જગતમાં હોય તો આ બધું મેનમેઈડ એકલું જ છે. પછી ઘડા-બડા, મકાનો-બકાનો બધું ક્રિયેશન. આ તો બધી અવસ્થાઓ ઊભી થાય છે, નિમિત્તથી. આ વાદળ એ ક્રિયેશન નથી, અવસ્થા છે.

## સ્કંધની સાચી સમજ !

**પ્રશ્નકર્તા :** વ્યવહારથી આ બધું પુદ્ગલ અલગ અલગ, નિશ્ચયથી એક જ ?

**દાદાશ્રી :** નિશ્ચયથી એક નથી પુદ્ગલ.

**પ્રશ્નકર્તા :** તો ?

**દાદાશ્રી :** આ તો એમની દૃષ્ટિએ છૂટનારા, પુદ્ગલથી છૂટવા માટે બોલી ગયા છે, છૂટવા માટે એવું છે. બાકી વ્યવહારથીય અનંત છે ને નિશ્ચયથીય અનંત છે. કારણ કે એના પરમાણુરૂપે ચોખ્ખા છે, પુદ્ગલ આખું પરમાણુરૂપે છે.

**પ્રશ્નકર્તા :** સ્કંધ કોને કહેવાય, પરમાણુઓનો સ્કંધ ? એમાં બધું ફેર શું?

**દાદાશ્રી :** બે કે બેથી વધારે, ઘણા બધા પરમાણુનું મિલન થઈ જવું, એકાકાર થઈ જવું એ બધું સ્કંધ કહેવાય. સ્કંધ એટલે જામી ગયું આમ, બધું ભેગું થયું ને આવડો ટુકડો ભેગો થઈ જાય તેને સ્કંધ કહેવાય. આ જગતમાં દેખાય એ બધું જ સ્કંધ છે.

**પ્રશ્નકર્તા :** જડને એના લક્ષણોથી ઓળખે?

**દાદાશ્રી :** સ્વભાવથી. પરમાણુ તો હોય નહીંને ! ત્યાં તો સ્કંધ હોય, મોટી જથ્થાબંધ વસ્તુ હોય.

**પ્રશ્નકર્તા :** પુદ્‌ગલ ?

**દાદાશ્રી :** હં.

**પ્રશ્નકર્તા :** અહીં અંદરથી પરિણામ ઊભાં થાય એ પણ જથ્થાબંધ સ્કંધ સ્વરૂપે હોય ?

**દાદાશ્રી :** ના, પહેલાં પરમાણુ સ્વરૂપે. પછી જથ્થાબંધ થાય. પુદ્‌ગલ એટલે પૂરણ થયેલું અને ગલન થયા કરે તે.

**પ્રશ્નકર્તા :** દાદા, આ પરમાણુમાંથી જથ્થાબંધ થઈ જવુંને, એ નવી વાત છે. પહેલાં પરમાણુ સ્વરૂપે હોય અને પછી જથ્થાબંધ થઈ જાય, પેલું એ અહીંથી આમ કેવી રીતે થઈ જાય છે ?

**દાદાશ્રી :** આ શરીરમાં એકુય પરમાણુ નથી, બધું જથ્થાબંધ. એને સ્કંધ કહેવાય છે. પરમાણુ તો દેખાય નહીં. અણુ થયા પછી તે આ સાયન્ટિસ્ટોને જડે, બાકી બીજાને ના જડે. આપણે તો આવડું મોટું બાજરી જેવું થાય ત્યારે દેખાય. આપણી આંખ વધારે ધારણ કરી શકે નહીંને ! અને દૂરબીન (માઈક્રોસ્કોપ) હોય નહીં આપણી પાસે. દૂરબીન હોય તો પકડે.

પરમાણુ છે તે પરમેનન્ટ છે, ઈટર્નલ છે. આ બે (અણુ અને સ્કંધ) તો લોકોના ખ્યાલમાં આવે છે, પણ આ ચેતન ખ્યાલમાં ન આવી શકે. અને બીજું એમને આકાશ ખ્યાલમાં આવે.

## નથી એનો શબ્દ અંગ્રેજીમાં !

**પ્રશ્નકર્તા :** અણુનો 'એટમ' શબ્દ છે, તો પરમાણુનો શબ્દ શું છે ઈંગ્લિશમાં ?

**દાદાશ્રી :** પરમાણુ શબ્દ અહીં ના હોય. એનો શબ્દ હોય નહીં.

જે દેખાય એનો શબ્દ જડે, જે દેખાય નહીં એના શબ્દ જડે નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, આપણે પરમાણુનો ઈંગ્લિશ શબ્દ નથી તો એટમ કહી શકાય જ્યારે પરમાણુની વાત કરે ત્યારે ?

**દાદાશ્રી :** એટમ તો પરમાણુની અવસ્થા છે.

**પ્રશ્નકર્તા :** વેસ્ટર્ન ફિલોસોફી 'મેટર' શબ્દને વાપરે છે, એ જ પરમાણુ ?

**દાદાશ્રી :** મેટર ઈઝ નોટ પરમાણુ, બટ મેટર ઈઝ ધી ફેઝ ઑફ પરમાણુ.

અવસ્થાઓ એકલી જ બુદ્ધિગમ્ય છે. આંખથી દેખાય અગર બુદ્ધિથી દેખાય, એવી અવસ્થાઓ એકલી જ છે, એ મૂળ વસ્તુ નથી. એટલે એટમ તો એ લોકો જોઈ શક્યા અને એટલું વિચારીય શક્યા કે આના હજુ ભાગ પડી શકે એમ છે અને પરમાણુના ભાગ ના પડે.

**પ્રશ્નકર્તા :** વિજ્ઞાનીઓને કેવું છે કે આપણે કહીએ કે આ પરમાણુ આવા છે અને તૂટે એવા નથી, તો પછી એનો એ લોકોને પ્રયોગ કરવો પડે અને પ્રયોગમાં જો પૂરવાર ના થાય તો એ માને નહીં કે આ સાચી વસ્તુ છે.

તો અહીંના સાયન્ટિસ્ટને એ પરમાણુ અવિભાજ્ય છે, એનો તમે કેવી રીતે ઉકેલ આપી શકો ?

**દાદાશ્રી :** એ તો અવિભાજ્ય છે ને, તે ગમે એટલાં વિભાજન કરતા કરતા પહોંચે ને, પણ પછી જે છેલ્લું વિભાજન થવાનું થાય છે, ત્યાં આંખથી દેખાતું નથી, દૂરબીનથી દેખાતું નથી. એટલે ઈન્દ્રિયગમ્ય નથી કે બુદ્ધિગમ્ય નથી એ. એટલે બુદ્ધિની પર જવું પડશે અને ત્યાં એમને ખ્યાલમાં રાખવું જોઈએ કે આ પ્રમાણે છે મૂળ હકીકત, બિગિનિંગ આનાથી છે. અને એ લોકોય એક્સેપ્ટ કરે કે બુદ્ધિથી ઉપરનું કંઈક છે કે જ્યાં બુદ્ધિ પહોંચતી નથી.

## વૈજ્ઞાનિકોની પણ છે મર્યાદા !

**પ્રશ્નકર્તા :** પરમાણુ તે મોટા સાયન્ટિસ્ટોથી ડિસ્કવર નહીં થાય? (શોધી નહીં શકાય) જેવી રીતે નાના એટમ્સની શોધ કરી છે...

**દાદાશ્રી :** હા, એટમ જડે, એટમ દેખાય. પણ એમને એમ ખાતરી છે કે આ અણુને વિભાજ્ય કરીએ છીએ, ભાંગી શકાય એવા છે. તે આ કોઈ વસ્તુ અવિભાજ્ય હોવી જોઈએ એવી શંકા રહે.

**પ્રશ્નકર્તા :** આ સાયન્ટિસ્ટોને પરમાણુ દેખાય નહીં, પણ કદાચ એવું બોલશે કે પરમાણુ જેવી વસ્તુ છે.

**દાદાશ્રી :** હા, એટલે એ પરમાણુ ના બોલે તોય એમ છે તે સમજશે કે આ વિભાજ્ય છે, માટે અવિભાજ્ય હોવું જોઈએ. એનો સામો કિનારો હોવો જોઈએ. દરેક વસ્તુનો સામો કિનારો હોય.

**પ્રશ્નકર્તા :** દાદા, એટમ પછીનાં જે નાના પાર્ટીકલ્સ છે, એને આ લોકો ઈંગ્લિશમાં સબએટોમીક પાર્ટીકલ્સ કહે છે. ત્યાં સુધી એ લોકો પહોંચ્યા છે.

**દાદાશ્રી :** બસ, એથી આગળ જઈ શકશે નહીં.

**પ્રશ્નકર્તા :** અને હજી એ લોકોની માન્યતામાં, થીયરીમાં એવું માને છે, કે સબએટોમીક પાર્ટીકલ્સને પણ હજી નાના પાર્ટીકલમાં ભાગ કરી શકાય પણ આ લોકો પરમાણુ સુધી હજી નથી પહોંચ્યા.

**દાદાશ્રી :** પરમાણુ સુધી પહોંચી શકશે નહીં ને ! કારણ કે આ છે તે ઈન્દ્રિયોથી ગમ્ય નથી અને બુદ્ધિથીય ગમ્ય નથી. બુદ્ધિ ને ઈન્દ્રિયોથી સમજાય એવું નથી.

**પ્રશ્નકર્તા :** કેટલાંય વર્ષોથી વૈજ્ઞાનિક ઈતિહાસ એવો છે કે પાંચસો વર્ષ પહેલાં માનતા'તા કે એટમ છે. એનાંથી આગળ જવાય એવું નથી. પણ વૈજ્ઞાનિકો અત્યારે પ્રયત્નોથી અને ઈન્કવાયરી કરી

કરીને આવ્યા છે. હવે આગળ જવું હોય તો પરમાણુ સુધી કેમ ન જઈ શકાય ?

**દાદાશ્રી :** પરમાણુ દેખાય તો તમે જુદા કરી શકો ને ! બુદ્ધિથી, આંખથી દેખાય, ઈન્દ્રિયગમ્ય હોય તો દેખાયને, એ લગભગ ત્યાંથી તમારે બંધ રાખવું પડશે. કારણ કે મૂળ વસ્તુ તો દેખાય એવી છે નહીં. એ જ્ઞાનીઓ એકલાને જ સમજાય. એય કેવળજ્ઞાનમાં હજુ મારેય થોડા વખત પછી જાણવાનું.

એ કેવળજ્ઞાની એટલે એબ્સૉલ્યુટ થયેલા હોય, સંપૂર્ણ એબ્સૉલ્યુટ. હું પણ એબ્સૉલ્યુટ થયેલો પણ સંપૂર્ણતા નથી આ. જો સંપૂર્ણ એબ્સૉલ્યુટ થાય ત્યારે એ સંપૂર્ણ જાણી શકે કે આ શું છે !

## ફેર, પુદ્ગલ ને પરમાણુમાં !

**પ્રશ્નકર્તા :** આ મન-વચન-કાયા એ પણ પરમાણુની ઈફેક્ટને, દાદા ?

**દાદાશ્રી :** બધું પરમાણુ ને પરમાણુ સિવાય બીજું છે જ નહીં. પરમાણુ ના કહેવું, પુદ્ગલ કહેવું. પુદ્ગલ મૂળ પરમાણુ રૂપે નથી, અવસ્થા રૂપે છે.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલ અને પરમાણુ એક કે જુદાં ?

**દાદાશ્રી :** બે જુદાં કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો પુદ્ગલ અને પરમાણુની વ્યાખ્યા શું ?

**દાદાશ્રી :** જેના ફરી ભાગ ના થાય, એ પરમાણુ. અને ખરેખરા પરમાણુ, પરમાણુ જ કહેવાય. આ પુદ્ગલ એ વિભાવિક થયેલું છે. વિશેષભાવને પામેલું છે આ પુદ્ગલ.

બે જાતના પુદ્ગલ. એક વિશેષભાવને પામેલું. (એને વિભાવિક પુદ્ગલ કહેવાય.) અને એક મૂળ પુદ્ગલ, સ્વાભાવિક, જે પરમાણુ

સ્વરૂપે છે (એને પુદ્ગલ પરમાણુ તરીકે કહેવાય). વિભાવિક પુદ્ગલમાં તો જથ્થાબંધ પરમાણુ હોય અને સ્વભાવિક એ પરમાણુ રૂપે હોય.

પુદ્ગલ તો, ફક્ત મનુષ્યને કે જીવમાત્રને એનો દેહ વળગેલો છે, તેને જ પુદ્ગલ કહેવાય, બીજાને પુદ્ગલ ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે આને (ટેપરેકર્ડર) પુદ્ગલ નહીં કહેવાય ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** એટલે ખાલી અમુકમાં એટમ્સ હોય એટલે એમ નહીં કહેવાય કે એ પુદ્ગલ છે ! પુદ્ગલ એટલે જીવતું જોઈએ.

**દાદાશ્રી :** આ ક્રિયાકારી છે એવું કહેવાય, કે આ ભેગા થયા છે અને પાછા છૂટા થઈ શકે. એ એનો ટાઈમ બદલાય પાછો એટલે જુદું થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એક પુદ્ગલમાં બે આત્મા સમાઈ શકે ?

**દાદાશ્રી :** એક પુદ્ગલમાં તો કરોડો આત્મા સમાઈ શકે. કારણ કે જેમાં સમાવવાનો હોયને, તે વિભાવિક પુદ્ગલ હોય. વિભાવિક પુદ્ગલ હોય ત્યાં તો લાખો આત્મા હોય. આવડા મોટા કરે તો સમજાય કે કેટલાય જીવો હોય! વિભાવિક પુદ્ગલનો લોકોને ખ્યાલ જ નથી. એટલે આ જે પુદ્ગલ કહે છેને, એ વિભાવિક પુદ્ગલને જ પુદ્ગલ કહે છે.

પુદ્ગલ એ (મૂળ સ્વરૂપે) પરમેનન્ટ છે અને તુંય (મૂળ સ્વરૂપે) પરમેનન્ટ છે, એવું જ્યારે સમજાય ત્યારે કલ્યાણ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલેય પરમેનન્ટ છે ?

**દાદાશ્રી :** હા, મૂળ પુદ્ગલ પરમાણુ સ્વભાવથી પરમેનન્ટ છે. આ વિભાવિકને તું વિભાવિક સમજું, એટલે સ્વભાવિક પુદ્ગલનેય સમજું, એ પરમેનન્ટ છે.

**પ્રશ્નકર્તા :** એટલે પુદ્ગલેય પરમેનન્ટ અને આત્માયે પરમેનન્ટ, ત્યાં સુધી એને દર્શન ઊઘડવું જોઈએ ?

**દાદાશ્રી :** હા, આ પુદ્ગલ તો વિકૃત પુદ્ગલ છે. મૂળ સ્વભાવિક પુદ્ગલ પરમાણુ નહિને ! વિકૃત પુદ્ગલ વિનાશી છે, ગુરુ-લઘુ સ્વભાવનું છે અને સાચું પુદ્ગલ પરમાણુ તો અગુરુ-લઘુ સ્વભાવનું છે.

**પ્રશ્નકર્તા :** સ્વભાવિક પુદ્ગલ અને વિભાવિક પુદ્ગલમાં ડિફરન્સ શું ?

**દાદાશ્રી :** સ્વભાવિક પુદ્ગલ દેખાય નહીં એટલે હમણાં વાત જ કરવી નકામી છે. લોકો જાણતાય નથી એને. એ સ્વભાવિક પુદ્ગલ શું હોય એ તો આત્મજ્ઞાનીઓ જાણે પણ સાધારણ પબ્લિક તો કશું જાણતી નથી.

**પ્રશ્નકર્તા :** હવે આ પ્રકૃતિ વિભાગ છે એ ખરેખર પુદ્ગલ સ્વરૂપ નથી ને ? એટલે પ્રકૃતિ પરમાણુ સ્વરૂપ નથી ?

**દાદાશ્રી :** પ્રકૃતિ પુદ્ગલ સ્વરૂપ છે. પરમાણુ જે હોય એ ચોખ્ખા હોય અને આ પ્રકૃતિ એ રંગેલા પરમાણુ હોય, ભાવથી રંગેલા પરમાણુ. જેવા ભાવે રંગેલા એવી જાતનાં પરમાણુ હોય. તે પુદ્ગલ થયા પછી રંગ ચઢ્યો એટલે પુદ્ગલ કહેવાય. પછી એવા ભાવે, તે રંગ જેવા રંગનો છે એવા રંગનું ફળ આપીને જાય ત્યારે ચોખ્ખા થાય પાછા.

**પ્રશ્નકર્તા :** ચેતના વગર પુદ્ગલ તત્ત્વનું અસ્તિત્વ જ નથી ને ?

**દાદાશ્રી :** એ બરાબર છે. પણ પુદ્ગલ એ મૂળ એના પરમાણુ રૂપે રહેલું છે. એ કંઈ બીજી રૂપે નથી રહ્યું. એમનું ખરું કહેવું છે કે ચેતન સિવાય પુદ્ગલ હોય કેવી રીતે ? એટલે પરમાણુ રૂપે રહેલું છે, કાયમને માટે સ્વતંત્ર રીતે. એ ચેતન સિવાય રહેલું છે.

## પુદ્ગલની સ્વતંત્ર શક્તિ !

**પ્રશ્નકર્તા :** તે આપે જે વાત કરી કે આ બધું પુદ્ગલ છે, તો

આ પુદ્ગલની શક્તિ અને આત્માની શક્તિ એ બન્નેને કેટલો મેળ છે ?

**દાદાશ્રી :** પુદ્ગલનો પાવર તો જેમ આ બેટરીમાં પેલા સેલ હોય છે પાવર ભરેલા, તે જ્યાં સુધી બેટરીમાં તમે નાખો ત્યાં સુધી બેટરી ચાલુ રહે. પાવર ખલાસ થાય ત્યારે ઊડી ગયા. એવી રીતે આને આમાં આત્માની હાજરીથી પાવર જે ભરાયેલો છે તે મન-વચન-કાયાની ત્રણ બેટરીઓ છે. તે ત્રણેય બેટરી ભરેલી છે ત્યાં સુધી લાઈટ અને એ મહીં પાવર ખલાસ થઈ ગયો તે ઊડીય જાય. ફરી પાછો નવો પાવર ભરાયા કરે છે. જૂની બેટરીઓ ખલાસ થાય છે ને નવી બેટરીઓ ભરાયા કરે છે.

**પ્રશ્નકર્તા :** એટલે આ તો પરિવર્તનની વાત કરી, પણ એમાં એ પુદ્ગલમાં પાવર કેટલો છે, પુદ્ગલની શક્તિ કેટલી છે ?

**દાદાશ્રી :** પુદ્ગલની તો પૌદ્ગલિક શક્તિ છે, નહીં કે આત્મ શક્તિ છે. એટલે એની શક્તિ જુદી છે. પુદ્ગલ તો ફક્ત આ પાવર ના ભરાયો હોત તો પુદ્ગલ પરમાણુ તો છૂટા જ હતા. આ તો પાવર ભરાયો એટલે ચેતનનાં જેવું કામ કરે છે. જાણે ચેતન ના હોય, એવું સરસ કામ કરે છે. મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર, ક્રોધ-માન-માયા-લોભ બધું હોય છે. આમ ચેતન જેવું કામ કરે છે, પણ એમાં ચેતન બિલકુલ છે નહીં. આ પાવર જ છે, પાવર આત્મા જ છે. વ્યવહાર આત્મા એટલે પાવર આત્મા અને પેલો નિશ્ચય આત્મા એ રિયલ આત્મા. એ નિશ્ચય આત્મા જે છે એ કંઈ જ કરતો નથી આ શરીરમાં. એ જીવમાત્રને પ્રકાશ એકલો જ આપ્યા કરે છે. બીજું કંઈ જ કરતો નથી. કરવાપણું એના સ્વભાવમાં જ નથી. જે કંઈ કરે છે આ પુદ્ગલની દશા છે. પાવર આત્મા* જ કરી રહ્યો છે.

એ બેટરીઓ ખલાસ થાય, નવી ભરાય નહીં તો વાંધો નથી પણ આ તો જગતના લોકોને જૂની ડિસ્ચાર્જ થયા કરે ને નવી ચાર્જ થાય છે.

*આપ્તવાણી શ્રેણી-૧૪, ભાગ-૩ અને ૪માં પાવર ચેતન વિશે વિગતવાર સત્સંગ છે.

**પ્રશ્નકર્તા :** પણ જેવી આત્મ શક્તિ છે, એવી આ પુદ્‌ગલની શક્તિ કેટલી ?

**દાદાશ્રી :** પુદ્‌ગલની શક્તિમાં એકુય કાચું તત્ત્વ નથી, શક્તિવાન છે. પુદ્‌ગલની ભયંકર શક્તિ, અપાર શક્તિ છે પણ આપણે તેની શક્તિ કામમાં લગાડવાની જરૂર નથી. આપણને શું પુદ્‌ગલ હેલ્પ કરે ? જેમ આત્માની અપાર શક્તિ છે એવું આ અપાર શક્તિવાળું પણ આત્માની શક્તિ અપાર જુદી જાતની છે, આની શક્તિ જુદી જાતની છે. આ (પુદ્‌ગલની) અચેતન શક્તિ છે, પેલી (આત્માની) ચેતન શક્તિ છે. આ રૂપી શક્તિ છે, પેલી અરૂપી શક્તિ છે.

**પ્રશ્નકર્તા :** અત્યારે આ બધી જગતમાં જે શક્તિ ઉત્પન્ન થઈ છે, જેમ પાણીના ફોર્સથી આ ઈલેક્ટ્રિસિટી ઉત્પન્ન કરે છે અને એ જગતમાં કેટલું બધું કાર્ય કરી રહ્યું છે, એવી રીતે આ જે પૌદ્‌ગલિક શક્તિ બધી ઉત્પન્ન થઈ છે, તે આ જ્ઞાન-દર્શન અને ચેતના જો ના હોય તો પછી આ શક્તિ શું રહે ?

**દાદાશ્રી :** જબરજસ્ત શક્તિ છે. એમ ને એમ જ, જ્ઞાન-દર્શન, ચેતના ના હોય તોય પરમાણુમાં જબરજસ્ત શક્તિ છે.

આ જ્ઞાન-દર્શન ને ચેતનાથી તો વિકૃત શક્તિ ઉત્પન્ન થઈ છે ઊલટી. પેલી મૂળ શક્તિ છે ને, એ તો જબરજસ્ત શક્તિ છે. એવડું મોટું દર્શન છે, અત્યારે ગુપ્ત રીતે પડેલું છે.

## અણુ તોડે ત્યારે શક્તિ વ્યક્ત !

**પ્રશ્નકર્તા :** જ્યારથી આ લોકોએ એટમિક બોમ્બ બનાવ્યોને, ત્યારે જડ વસ્તુમાંથી એમણે આખી શક્તિ પેદા કરી.

**દાદાશ્રી :** જડમાં તો બહુ શક્તિ છે, ચેતન કરતાંય વધારે શક્તિ. જડ તો જગત ભસ્મીભૂત કરી નાખે એટલી શક્તિ ધરાવે છે. તેનામાં ફક્ત લાગણી નથી. અણુનો ઉપયોગ કર્યો છે લોકોએ.

**પ્રશ્નકર્તા :** મેટરમાં ઈલેક્ટ્રોન, ન્યૂટ્રોન ને પ્રોટોન ?

**દાદાશ્રી :** એ બધું જ જડ.

**પ્રશ્નકર્તા :** આ વિજ્ઞાનમાં આ એટમ્સ છે, આપણે ઈલેક્ટ્રોન્સ કહીએ છીએ એ અને એનર્જી એ વચ્ચેનું જે રિલેશન એક્ઝેક્ટ એ લોકો સમજી નથી શકતા.

**દાદાશ્રી :** પરમાણુમાં એનર્જી નથી. પરમાણુ અણુ થાય ત્યારે તે એનર્જી હોય. અણુનો નાનામાં નાનો ભાગ એ પરમાણુ. પરમાણુ પછી અવિભાજ્ય હોય. એટલે એમાં શક્તિ નથી અવિભાજ્યમાં. આ જેનું વિભાજન થાય તેમાં શક્તિ છે. એટલે અણુ ભાજ્ય થઈ શકે, વિભાજ્ય હોય એ. જેમ જેમ સ્કંધ થાય એમ વિભાજન થઈ શકે.

**પ્રશ્નકર્તા :** આ પદાર્થરૂપ જે કાંઈ દેખાય છે એ અણુ અને પરમાણુઓનું બનેલું છે, એ વાત સાચી ને ? દરેક પદાર્થમાં, જે અનાત્મા છે એ મૂળભૂત રીતે તો અણુ-પરમાણુ તો ખરા જ ને ?

**દાદાશ્રી :** હા, ખરા ને !

**પ્રશ્નકર્તા :** અણુ-પરમાણુમાં પણ અત્યારે તો ઈલેક્ટ્રોન, પ્રોટોનની વાત આવી ગઈ છે. એની અંદર પણ એક જુદાં નવાં તત્ત્વો છે અને એની પાસે શક્તિ છે, તો એ ચેતન સ્વરૂપ છે ?

**દાદાશ્રી :** ના, ના, એ શક્તિ એની જુદી છે. એ ચેતન શક્તિ નથી કોઈમાં. શક્તિ દરેકનામાં છે, જુદી જુદી છે. શક્તિ તો હોય જ, એને શક્તિ તો છે. એ અણુ-પરમાણુની કેટલી બધી શક્તિ, તે આત્માથી છૂટાતું નથી. જોને !

આ અણુ કેટલી બધી શક્તિ ધરાવે છે, જે દુનિયા સર્વસ્વ નાશ કરી નાખે ! બે પરમાણુ ભેગા થાય, ત્રણ ભેગા થાય, એ ભેગા થયા પછી શક્તિ (અદ્રશ્ય રૂપે) ઉત્પન્ન થાય છે.

**પ્રશ્નકર્તા :** જે છ તત્ત્વ છે, તેમાં ફિઝિકલ શક્તિ શેમાં આવે?

**દાદાશ્રી :** એ છે તે અણુ-પરમાણુમાં, પુદ્‌ગલમાં. પરમાણુ ભેગા થવાથી શક્તિ બધી ઉત્પન્ન થયેલી છે. એ પોતે ઘણી શક્તિવાળું છે.

**પ્રશ્નકર્તા :** પરમાણુ ભેગા થાય, એટલે પછી શક્તિ આવે ?

**દાદાશ્રી :** અણુને તોડે ત્યારે શક્તિ આવે, વ્યક્ત થાય.

**પ્રશ્નકર્તા :** તો જ્યારે પરમાણુ ભેગા કરો ત્યારે...

**દાદાશ્રી :** ભેગા થાય ત્યારે શક્તિ ના આવે. તોડે તો જ શક્તિ આવે. તોડવાથી શક્તિ ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** હવે જે અત્યારે વાત ચાલે છે એ પરમાણુમાંય શક્તિ છે ?

**દાદાશ્રી :** પરમાણુમાં (પોતાની સ્વભાવિક) શક્તિ ખરીને ! પણ પરમાણુ એ અવિભાજ્ય હોય એટલે શક્તિ ફેરફાર ના થાય.

**પ્રશ્નકર્તા :** જે પરમાણુ છે એ ભેગા થઈને અમુક જાતના અણુઓ ગોઠવાયેલા છે. હવે એ જ્યારે અણુનું વિભાજન થાય છે, ત્યારે પરમાણુનું શું થાય છે?

**દાદાશ્રી :** કોઈ પણ ઉપાયે અણુનું વિભાજન કરો તો અણુ છૂટા થઈ શકે એમ છે અને તેની શક્તિ ઉત્પન્ન થાય. હવે અણુને તોડીને આ શક્તિ ઉત્પન્ન કરીને લોકોએ કાઢેલી.

**પ્રશ્નકર્તા :** પણ એ શક્તિ કોના વડે છે ? એ શક્તિ કોની?

**દાદાશ્રી :** એ અણુની બહુ શક્તિ છે.

**પ્રશ્નકર્તા :** પરમાણુ તો એવું ને એવું જ રહે છે ને, પરમાણુનું સંયોજન જે છૂટું પડ્યું...

**દાદાશ્રી :** એ અણુમાંથી જે ટુકડા પડે છે ને, તે પાછા નાના અણુ હોય છે. પરમાણુ નથી થઈ જતા. અણુનું વિભાજન કરે છે ત્યારે નાના પ્રકારના અણુ થાય છે.

**પ્રશ્નકર્તા :** અણુને એની અંદરની પોતાની શક્તિને લીધે નથી થતું, બાહ્ય શક્તિથી થાય છે ?

**દાદાશ્રી :** બાહ્ય નથી, આંતરિક શક્તિ છે. બહુ શક્તિ ભરેલી છે. બાહ્યને કશું લેવાદેવા નહીં. પોતપોતાની શક્તિને આધીન છે. આ બધાં દ્રવ્યોને એની સ્વભાવિક શક્તિ છે.

**પ્રશ્નકર્તા :** તોડવા માટે બાહ્ય શક્તિ વધારે હોય તો જ એ અણુ તૂટે, બાકી તૂટે નહીં.

**દાદાશ્રી :** એ તો ઉપાયથી તૂટે બધું.

## ભેગા થવાથી શક્તિ ઉત્પન્ન થાય ?

**પ્રશ્નકર્તા :** આ જે ન્યુક્લિઅર એનર્જીની વાત કરે છે ને, તે અણુને તોડવાથી ઊભી થયેલી એનર્જી છે. અણુને જે તોડે છે ત્યારે આ શક્તિ ઉત્પન્ન થાય છે. તો એમનો પુરાવો એ એમ કહેવા માગે છે કે જો એને તોડવાથી આટલી શક્તિ થતી હોય તો ભેગા કરવામાં કેટલી શક્તિ જોઈએ ?

**દાદાશ્રી :** ભેગા કરવામાં શક્તિ જ ના જોઈએ, એનું નામ જ પરમાણુ કહેવાય. ભેગું થવું એનો સ્વભાવ છે અને છૂટું થવું એય એનો સ્વભાવ છે. એ તો આપણે તોડવા જઈએ છીએ, નહીં તો પૂરણ-ગલન એનો સ્વભાવ જ છે.

**પ્રશ્નકર્તા :** તો પછી આ જે જુદું પડે છે, તો કેટલી બધી શક્તિ પેદા થાય છે ?

**દાદાશ્રી :** શક્તિ તો આ તોડે તેથી ઉત્પન્ન થાય છે. આ તો

ઊંધું કરે છે. આ કુદરતી નથી કરતા, અકુદરતી કરે છે. પરમાણુ એમ ને એમ ભેગા થાય છે ને એમ ને એમ છૂટા પડે છે. પરમાણુ સક્રિય સ્વભાવના એટલે પોતે પોતાની મેળે જ ક્રિયા કરી રહ્યા છે.

**પ્રશ્નકર્તા :** જડ કરે છે ને, તો પછી આત્માની શક્તિ કેટલી હશે?

**દાદાશ્રી :** હા, આત્માની શક્તિઓ ભ્રાંતિને લઈને આમાં પેસી ગઈ, તેથી આ થાય છે.

**પ્રશ્નકર્તા :** હા, તે આ ભ્રાંતિને લીધે, તો મૂળ આત્માની શક્તિ કેટલી હશે, એમ હું પૂછવા માંગું છું.

**દાદાશ્રી :** અનંત શક્તિ, એની તો વાત જ જુદીને !

**પ્રશ્નકર્તા :** એ અનંત શક્તિ છે તે તીર્થંકર સિવાય બીજા કોઈને સમજમાં આવે ?

**દાદાશ્રી :** ના, બીજાને પૂરેપૂરી સમજમાં ના આવે. પોતાને નિરાલંબ લાગવું જોઈએ. કોઈ પણ વસ્તુ 'મને' કંઈ પણ કરી શકતી નથી, એવું 'એને' ભાન થઈ જાય ને, તો કેટલી બધી શક્તિઓ ઉત્પન્ન થઈ જાય ! શક્તિવાળાને અડવાથી ફેરફાર થઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** જગત જેને શક્તિ કહે છે એ સંયોજનમાં કાં તો વિયોજનમાં ઊભી થઈ છે. બે વસ્તુ ભેગી થયેલી હોય કે પછી બધી બહુ વસ્તુઓ ભેગી પડેલી હોય, એ છૂટી પડે ત્યારે શક્તિ થાય. આ જે શક્તિ છે એ, જગત જેને શક્તિ કહે છે એ વિભાવિક પરિણામોનું એકીકરણ અને છૂટા થવું એ જ કહેવાય ને?

**દાદાશ્રી :** છૂટા-બૂટા કશું નથી. દરેકના અણુ હોય, એનું વિભાજન થાય ત્યાં સુધી શક્તિ હોય.

**પ્રશ્નકર્તા :** જગતે જેને શક્તિ જાણી છે તે સંયોજિત શક્તિ રૂપે જાણી છે ?

**દાદાશ્રી :** સંયોગ વસ્તુમાંથી (છૂટું પાડે ત્યારે) શક્તિ ઉત્પન્ન થાય, સંયોગી થઈને.

**પ્રશ્નકર્તા :** સંયોગ-વિયોગની શક્તિ છે આ, એટલે રિલેટિવ છે ?

**દાદાશ્રી :** હા, રિલેટિવ બધું. એટલી બધી ભારે શક્તિ છે !

**પ્રશ્નકર્તા :** કાલે પથરા જોયા, આ બાજુ સફેદ, આ બાજુ ગ્રે હતો.

**દાદાશ્રી :** હા, એવું જાતજાતનું બધું. અહીં આ જગ્યામાં આવા પથરા થયા, પેણે જુદી જાતના પથરા થયા, પેણે જુદી જાતના પથરા થાય. કોઈને આમ થયું, કોઈને આમ થયું, કોઈને આમ થયું. જુઓને, ઘાસતેલ-કેરોસીન નીકળે, ડામર નીકળે, બધી કેટલી કેટલી જાત!!! બુદ્ધિ કામ જ ના કરે.

❖❖❖❖❖

## [૨]

# પુદ્‌ગલ પરમાણુના ગુણો !

### રૂપી બધું જ પુદ્‌ગલ !

એટલે આ એક તત્ત્વ ચેતન છે, બીજા પાંચ તત્ત્વો જડ છે. (બીજા પાંચમાં ચેતન નથી.) અને જડમાં છે તે એક રૂપી છે. છમાં એક જ તત્ત્વ રૂપી છે અને બીજા પાંચ છે તે અરૂપી છે. કેમ બોલતા નથી ?

**પ્રશ્નકર્તા :** સમજુ છું.

**દાદાશ્રી :** પણ કો'ક પૂછે કે, હવે રૂપી કોણ ? અરૂપી કોણ ? તે હું જવાબ આપુંને ?

**પ્રશ્નકર્તા :** પૂછવાની જરૂર નથી, આપ અમને સમજાવો.

**દાદાશ્રી :** તો મને જેવું ફાવે તે રીતે સમજાવી દઉં.

જે રૂપી છે તે જડ તત્ત્વ છે, એ અણુ-પરમાણુ રૂપે છે. તે અરૂપી હોતું જ નથી.

**પ્રશ્નકર્તા :** એટલે જેવું જીવ છે એવું અજીવ પણ દુનિયામાં છે ને ?

**દાદાશ્રી :** હા, અજીવેય છે. આ રૂપી દેખાય છે, રૂપ જે આંખે દેખાય છે તે, કાને સાંભળાય છે, જીભે ચખાય છે, નાકે સોડાય છે, સ્પર્શ થાય છે એ બધું અજીવ છે. જ્યાં રૂપી છે એ અજીવ છે અને અરૂપી છે એ જીવ છે. જીવ અરૂપી હોય. એ દેખાય નહીં, આ કાને

સંભળાય નહીં. આ ઈન્દ્રિયોથી ગમ્ય નથી. ઈન્દ્રિયોથી પર, ઈન્દ્રિયોથી માલૂમ ના પડે એ. ઈન્દ્રિયોથી જે અનુભવમાં આવે છે તે બધું અજીવ.

આમાં પુદ્‌ગલ રૂપાદિ ગુણ યુક્ત હોવાને લીધે મૂર્તિત છે અને બાકીના અમૂર્ત છે. આત્માય અમૂર્ત અને પેલા ચારેય તત્ત્વો અમૂર્ત.

અને આ પરમાણુનો સ્વભાવ કેવો હોય ? નિરંતર રંગ બદલાયા જ કરે. એ રંગ-બંગનો કોઈ ગુણ આત્મામાં નથી. આ ગોરો છે કે આ શામળો છે એ બધું જેવા પરમાણુ હોય ને, તે પ્રમાણે નિરંતર રંગ બદલાયા કરે. પછી નિરંતર સ્પર્શના બદલાયા કરે.

**પ્રશ્નકર્તા :** દાદા, પ્રકૃતિ અને પુરુષ એ બેઉમાં, 'પ્રકૃતિનો એક પણ ગુણ મારામાં નથી અને મારો એક પણ ગુણ પ્રકૃતિમાં નથી', તો પછી બેઉના અમુક કોમન ગુણો તો હોયને, પ્રકૃતિના અને પુરુષના? નથી એવા?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** આ અરૂપી છે, સૂક્ષ્મ છે. મન સૂક્ષ્મ કહેવાય ?

**દાદાશ્રી :** ના, બધુંય રૂપી.

**પ્રશ્નકર્તા :** વિચારોને ? સૂક્ષ્મ સંયોગો જેને કહીએ છીએ ?

**દાદાશ્રી :** બધુંય રૂપી. આખી પ્રકૃતિ રૂપી જ છે. મન-વચન-કાયા બધુંય રૂપી છે.

**પ્રશ્નકર્તા :** આ બેમાં કોઈ એક પણ ગુણ એવો કોમન નથી?

**દાદાશ્રી :** ના, કોમન કશું નથી.

**પ્રશ્નકર્તા :** પર્યાયને હિસાબે મારે સમજમાં એવું આવ્યું, કે અશુદ્ધ પર્યાય કોમન હોય એના. એવી દૃષ્ટિ નથી ને ?

**દાદાશ્રી :** એવું કશુંય નથી. એ રૂપી પ્રકૃતિ બધું નાશવંત ને અરૂપી અવિનાશી. રૂપી ફર્યા કરે, અરૂપી ફર્યા ના કરે. રૂપી પૂરણ-

ગલન હોય અને આત્મા અરૂપી. એટલે આ બધા ગુણો જુદા. બેના ગુણધર્મ કશું મળે નહીં. ક્યાંથી લખી લાવ્યા આ બધું?

**પ્રશ્નકર્તા :** દાદા, બધા શબ્દો આવે ને ? પેલા સૂક્ષ્મ સંયોગો, સ્થૂળ સંયોગો...

**દાદાશ્રી :** સ્થૂળ સંયોગો રૂપી, પણ એ સૂક્ષ્મ પણ રૂપી.

**પ્રશ્નકર્તા :** આપણે કહીએ છીએને, હું સૂક્ષ્મ છું. એવી રીતે સંયોગો પણ સૂક્ષ્મ...

**દાદાશ્રી :** એ સૂક્ષ્મ જુદું છે. આપણે સૂક્ષ્મ જે કહેવા માંગીએ છીએ, તે તો પ્રકૃતિ આ સ્થૂળ છે ને આત્મા સૂક્ષ્મ છે, એમ કહેવા માંગીએ છીએ. બાકી એ પરમાણુ તો સૂક્ષ્મતમ છે. સૂક્ષ્મતમ એટલે એને (ચર્મચક્ષુથી) દેખી ના શકાય. પુદ્ગલેય એવાં છે. એના મૂળ પરમાણુ દેખી ન શકાય એવા છે, પણ આ સ્વભાવે રૂપી છે (કેવળજ્ઞાનથી દેખી શકાય). પ્રકૃતિ માત્ર રૂપી છે. બધું બદલાયા જ કરે. ચેન્જ થયા જ કરે પછી.

પ્રાકૃત ગમે તેટલું રૂપાળું હોય છતાં તે ક્યારે વેહ (વેષ) કાઢે તે કહેવાય નહીં. આ ફળ ગમે તેટલું સારું હોય પણ તે પછી કહોવાવાનું. ખીલેલું ફૂલ પણ કરમાઈ જવાનું. પ્રાકૃત ક્યારે બગડી જાય તેનું શું કહેવાય ?

## રૂપ હંમેશાં ઘસાય જ !

આ રૂપી તત્ત્વ, પુદ્ગલ તત્ત્વને લઈને આ જગત ઊભું થયું છે. રૂપી તત્ત્વ જ મૂંઝવે છે. પણ એ રૂપ જુએ છે એટલે મૂંઝાઈ જાય. રૂપ જુએ એટલે બધું એની મહીં બગડ્યું.

**પ્રશ્નકર્તા :** રૂપાળું માને છે, એટલે આખું બગડ્યું ?

**દાદાશ્રી :** રૂપ જુએ છે એટલે. રૂપાળી માનતો નથી. રૂપ હોય છે.

**પ્રશ્નકર્તા :** રૂપ હોય છે ?

**દાદાશ્રી :** રૂપ તો ખરું ને ! પુદ્‌ગલનો રૂપ તો સ્વભાવ. એનો સ્વભાવ છે ને, રૂપ, રસ, ગંધ, સ્પર્શ. (કોઈ સ્ત્રી) આમ પરફેક્ટ, ગુલાબના ફૂલ જેવી દેખાતી હોય પણ એ એને ખ્યાલ નથી રહેતો કે આ રૂપ એ પુદ્‌ગલનો ગુણ છે, તે એવર ચેન્જીંગ છે.

જ્યારે રૂપ ટોપ ઉપર ગયેલું હોય ત્યારે એ પાસ કરે અને પછી બે વરસ પછી માંદી થઈ ગઈ હોય, તો રૂપ ખલાસ થઈ ગયું હોય.

**પ્રશ્નકર્તા :** દર વર્ષે રૂપ ઉતરતું જાય પછી ?

**દાદાશ્રી :** હં, પછી પચાસ વરસની થાય ત્યારે તો જોઈ લો. પછી જોઈ જોઈને મહીં કંટાળો આવે. જ્યારે પાસ કરી હતી તે ને આ પચાસ વરસની, બેમાં ડિફરન્સ હશે કંઈ ?

**પ્રશ્નકર્તા :** હા, એ રૂપ ચેન્જ થઈ ગયું અત્યારે.

**દાદાશ્રી :** એટલે પછી એને જોઈ જોઈને કંટાળો આવે. પછી શું કરે ? થાય શું ? પૈણીને બેઠેલા !

વહુ ગોરી લાવ્યા હોયને, તે કશુંક રોગ થાય તો શામળી પડી જાય. પછી શું કરે ? પિત્તળનું વાસણ હોય તો આપણે એને બફીંગ કરીએ, આને બફીંગ થાય ? થાય છે બફીંગ ? માટે ગોરી વહુ શું કરવા ખોળ ખોળ કરીએ આપણે ? જે મળી એ સાચી. તે ગોરી પાછી શામળી થઈ જાય, તો શી દશા થાય ? આ બધું લોકો નથી સમજતાને ?

**પ્રશ્નકર્તા :** સમજે ખરા, પણ પ્રસંગ આવે ત્યારે ભૂલી જાય પાછા.

**દાદાશ્રી :** હા, ચાલાક લોકો છે, નહીં ?

એટલે આ રૂપ શેનો ગુણ હશે ? બધું રૂપી ગુણ છે તે આ પુદ્‌ગલનો. આ જાતજાતના ફ્રૂટ કેવાં કેવાં રૂપાળાં દેખાય ! એ બધું પુદ્‌ગલ છે. અને પેલાં ડ્રાયફ્રૂટ નહીં જોયેલાં ? પેલી ગોરી નહીં

જોયેલી? એ ડ્રાયફ્રૂટ કેવું દેખાય ? એય ફ્રૂટ જ કહેવાયને બધા. પણ જ્યારે ચાખે ત્યારે ખબર પડે. પરણી લાવ્યો ને ચાખે ને, પણ એ જ્યારે કંઈ નવી જ જાતનું બોલે ત્યારે કંટાળે. જ્યારે ઉપરથી ફ્રૂટ તો આમ ખરેખરું દેખાય રૂપાળું, કારણ કે પુદ્‌ગલ છે ને! અને આપણા લોક ખુશ થઈ જાય, ગોરી છે. અલ્યા મૂઆ, ગોરી પૈણી તો જુઓ ! મૂઆ, મૂરખ બની જઈશ. પરણે છે, તે પછી કંટાળે.

**પ્રશ્નકર્તા :** રૂપમાત્ર ચક્ષુનો જ વિષય છે. ચક્ષુએ જ ગ્રાહ્ય કર્યું છે રૂપને.

**દાદાશ્રી :** એવું છે, મૂળ સ્વભાવિક રૂપ છે, એ ચક્ષુગમ્ય નથી. આ વિશેષભાવી રૂપ છે, એ ચક્ષુગમ્ય છે. અને આ જગતમાં બધું વિશેષભાવ રૂપથી છે. સ્વભાવિક રૂપ છે એ વિનાશી નથી અને આ વિશેષભાવી રૂપ એ ટેમ્પરરી એડજસ્ટમેન્ટ છે.

**પ્રશ્નકર્તા :** રૂપ અને નામને શું સંબંધ છે ?

**દાદાશ્રી :** બધું રૂપી જ છે. ઓળખાય શી રીતે ? લોકોએ નામ આપ્યું કે આનું નામ ગાય, આને ભેંસ કહેવાય, આને બળદ કહેવાય, આને આ કહેવાય, એ પછી મુસ્લિમ ભાષામાં જુદું નામ-શબ્દ હોય, પણ તોયે આશય એક જ હોય બધાનો. શબ્દ જુદાં જુદાં હોય, તેમ તેમ ભાષા ભેદ હોય તો એક બાજુ ગોડ કહે, એક બાજુ ભગવાન કહે, એક બાજુ અલ્લા કહે. બધું જાતજાતનું પણ ઓળખવા માટેની સંજ્ઞા છે એ. નામ એ સંજ્ઞાસૂચક વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** કેટલાંક વેદાંત શાસ્ત્રોમાં નામ અને રૂપને મિથ્યા કહ્યું છે.

**દાદાશ્રી :** નામ-રૂપ એ ટેમ્પરરી એડજસ્ટમેન્ટ છે.

**પ્રશ્નકર્તા :** હવે એને અસ્તિ, ભ્રાંતિ અને પ્રિય સાથે શું સંબંધ છે?

**દાદાશ્રી :** એનું અસ્તિત્વ તો છે જ. અને (ભ્રાંતિને લઈને) પ્રિય

તરફ જ 'એનો' સંબંધ છે. એનો શ્રેય તરફ સંબંધ નથી. આ પ્રેયસ તરફ લઈ જાય છે અને શ્રેયસ તરફ તો પુરુષાર્થ કરવો પડશે. 'આ' સ્વભાવિક પ્રેયસ તરફ જાય છે. નામ ને રૂપ, રૂપ એવું છે કે માણસને આકર્ષણ કરી નાખે. રૂપ અસલ બ્રહ્મચારીનેય આકર્ષણ કરી નાખે એવું છે.

## રૂપાળું કોણ, 'હું' કે પરમાણુ ?

**પ્રશ્નકર્તા :** એક વખત વાત નીકળેલી કે વ્યવહારમાં જેનું રૂપ આવે છે પછી એનું નામ પડે છે.

**દાદાશ્રી :** એ તો જે જીવો અહીં આગળ અવ્યવહાર રાશિના હોય, એ વ્યવહાર રાશિમાં આવે ત્યારે નામ પડે. વ્યવહાર એને કહેવાય કે 'નામ' સાથે હોય.

**પ્રશ્નકર્તા :** એટલે પહેલાં રૂપ એનું આવે છે ?

**દાદાશ્રી :** રૂપ તો હોય જ જીવ માત્રનું. સિદ્ધોમાં સ્વરૂપ રૂપ હોય. 'સ્વરૂપ' રૂપ મૂળ રૂપ હોય અને બીજે બધે ભ્રાંતિ રૂપ હોય. એટલે નામ-રૂપથી હું જુદો છું. એટલે આ પૌદ્‌ગલિક સ્વરૂપ જે મારું થઈ ગયું છે, એનાથી હું જુદો છું. એ રૂપ છે તે પૌદ્‌ગલિક સ્વરૂપ છે.

**પ્રશ્નકર્તા :** પૌદ્‌ગલિક સ્વરૂપ, એને પણ રૂપ કીધું ?

**દાદાશ્રી :** એ રૂપ અને 'સ્વરૂપ'. 'સ્વરૂપે'ય એ રૂપ કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ એ પોતાનું સ્વરૂપ તો સ્વસ્વરૂપ છે ને ?

**દાદાશ્રી :** અને આ પરસ્વરૂપને પોતાનું માને તેય પણ રૂપ કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ આ રૂપી છે ને ? પરસ્વરૂપ રૂપી કહેવાય અને આ અરૂપી કહેવાય.

**દાદાશ્રી :** હા, પણ રૂપીમાં 'પોતે છું' એવું માને છે ને, એટલે સ્વરૂપ કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ ભ્રાંતસ્વરૂપ ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** રૂપ પણ મૂંઝવે છે ને જ્ઞાન પણ મૂંઝવે છે ને ?

**દાદાશ્રી :** જ્ઞાન મૂંઝવે નહીં, અજ્ઞાન મૂંઝવે. રૂપથી અજ્ઞાન ઊભું થાય છે. તેથી મૂંઝવે છે. જ્ઞાન તો પ્રકાશ કહેવાય ને પ્રકાશ મૂંઝવે નહીં.

**પ્રશ્નકર્તા :** નામ તો મૂંઝવેને ?

**દાદાશ્રી :** નામ ? એ તો બધી રોંગ બિલિફો શરૂ થઈ જાય. એ મૂળ આદિ કોઝ. પોતાનું સ્વરૂપ ઊડી ગયું અને નામી થયો, એ રૂટ કોઝ.

રૂપી તત્ત્વ આત્માની બિલીફ બદલાવે એવું થઈ ગયું છે. પછી કહેશે, 'હું રૂપાળો છું, ગોરો છું.' શું કહે ? અલ્યા મૂઆ, પરમાણુઓને તું 'હું છું, હું છું' બોલે છે, ક્યારે પાર આવશે તારો ? એટલે આમ લોક ગૂંચાયેલા છે. આમાંથી કોઈ બાવોય છૂટે નહીં ને બાવીએ છૂટે નહીં ને સાધુએ છૂટે નહીં, સાધ્વીએ છૂટે નહીં. જ્યાં સુધી મૂળ વસ્તુ જ જાણી નથી, ત્યાં શું થાય તે ?

આત્મા ગોરોય નથી, શામળોય નથી, પીળોય નથી, લાલ નથી, લીલો નથી, કશું જ નથી.. આ બધું રૂપી તત્ત્વના ગુણ છે. માણસ બહુ ગોરો ને રૂપાળો દેખાય તે રૂપી તત્ત્વ છે, એમાં આત્માને કશી લેવાદેવા નથી. જેટલા રૂપ-રંગ છે, તે અનાત્માનો ગુણ છે.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલને રૂપી જાણે અને આત્માને અરૂપી જાણે.

**દાદાશ્રી :** આત્મા અરૂપી જ છે ને પુદ્ગલ રૂપી છે. તે પુદ્ગલ સાથે મારે લેવાદેવા નથી. એવી પછી ભાંજગડ રહી નહીં ને ! ગમે

એટલું રૂપવાન હોય, ગુલાબનાં ફૂલ વધારેમાં વધારે, ગમે એવાં રૂપાળા હોય તો આપણે શું લેવાદેવા ? પુદ્ગલના ગુણો છે બધા. અને આ પુદ્ગલ રૂપી અને 'પોતે' અરૂપી, બે ભેગા થવાથી આ સર્જન થઈ ગયું, વિશેષભાવ ઉત્પન્ન થયો !

પુદ્ગલ એટલે પૂરણ થયેલું હોય ને પાછું ગલન થાય. ગલન થયેલું પૂરણ થાય, પૂરણ થયેલું ગલન થાય. આ બધું દેખાય છે જગતમાં તે બધું જ પુદ્ગલ છે ને કેવું આમ રૂપાળું મહીં દેખાય છે! આમ તો લાગે છે ને રૂપાળું, નથી લાગતું ?

**પ્રશ્નકર્તા :** હા, લાગે છે.

**દાદાશ્રી :** તેથી તો જગત ફસાયું છે એમાં.

**પ્રશ્નકર્તા :** બન્ને લાગે છે, કદરૂપું લાગે છે ને રૂપાળું પણ લાગે છે.

**દાદાશ્રી :** ના, એટલે એ પોતે સાપેક્ષ છે. માટે રૂપાળું છે તો કદરૂપું છે, કદરૂપું છે તો રૂપાળું છે. કદરૂપી ના હોત તો રૂપાળી ના કહેવાત. એટલે આ સાપેક્ષ વાત છે. આ પુદ્ગલના તો બહુ ગુણો છે, પણ એનામાં જાણપણાનો ગુણ નથી. પોતે જાણી શકે નહીં કે લાગણીવાળું નથી કે એને અનુભવ થતો નથી. આ બધાં જ પુદ્ગલના ગુણ દેખાય છે, જેટલું જગત દેખાય છે તે બધા જ. આ આંખની કીકીયે પુદ્ગલ છે. કેવી કેવી રૂપાળી કીકીઓ હોય છે, કેટલાકને બિલાડી જેવી હોય છે, કેટલાકને કાળી હોય છે, કેટલીય જાતજાતની કીકીઓ !

રૂપ બધા પ્રકારનાં છે. રૂપ માત્ર જેટલું છે ને, તે પણ પુદ્ગલના ગુણ છે. આંખ ગમે એવી રૂપાળી દેખાતી હોય, એ પણ પૌદ્ગલિક ગુણ.

આંખ મુખ્ય તેજસ પરમાણુની બનેલી છે.

બધું ગમે એવું દેહધારી હોય, ગમે એવું લાવણ્ય દેખાતું હોય

તોય પણ વિનાશી. આત્મા લાવણ્યવાળોય નથી, આત્મા તો ઓર જાતનો છે.

## જડ રૂપી, આત્મા અરૂપી !

આત્માને અરૂપી શા આધારે કહ્યો ? ત્યારે કહે, જડ રૂપી છે એટલે આત્મા અરૂપી, નહીં તો એને કંઈ લેવાદેવા નથી. ત્યાં જે સિદ્ધગતિનો આત્મા છેને, એ અરૂપીય નથી, રૂપીય નથી, કશુંય નથી. આમાંનો કશો ગુણ જ નથી. આ તો આના આધારે, પુદ્‌ગલ છે માટે આ દેખાય છે. માટે અરૂપી કહેવો પડે છે. એને કશું લેવાદેવા જ નથી. આ તો વિચારણા માટે કહ્યું અને અરૂપી એકલું નથી.

**પ્રશ્નકર્તા :** આત્માના ગુણો અને એના ધર્મ તો જુદા જ ને?

**દાદાશ્રી :** આ અમૂર્ત, અરૂપી એ ગુણો નથી. આત્માના ગુણો તો અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત શક્તિ, અનંત સુખ, અવ્યાબાધ છે. આ બીજું તો વિચારણા કહેવાય. આના આધારે શાસ્ત્રકારો શું કહે છે કે અરૂપી તરીકે ભજશે તો તેનેય પહોંચી જશે. જો અમૂર્ત તરીકે ભજશો તો પેણે પહોંચી જશે. આ પુદ્‌ગલ એકલું જ મૂર્ત છે, બીજા બધાય અમૂર્ત છે. અસંગ તો બધાય અસંગ જ છે. નિર્લેપ તો એ વસ્તુ આત્માને લાગુ થાય છે કે આટલું બધું જોડે છે એ છતાંય એને લેપ ચઢતો નથી કોઈ રીતનો. તે બીજા પાંચનેય નથી ચઢતો અને બધા નિર્લેપ છે. એટલે જ આપણે એને ટંકોત્કીર્ણ કહીએ છીએ. કશું અડે નહીં, ચોંટે નહીં, ભેગાં થાય તોય નહીં. પછી અવિચળ તો, એક ફક્ત પુદ્‌ગલ એકલું ચંચળ છે, બીજા બધાં અવિચળ છે. અવિનાશી તો, બધાં તત્ત્વો અવિનાશી છે. આત્મા એકલાની વાત નથી. એટલે આમ ભજવાથી મૂળ વસ્તુને પહોંચતું નથી. બે વસ્તુના આધારે આપણે જાણી લેવાનું કે ભઈ, આ પુદ્‌ગલ બધું મૂર્ત અને 'હું' અમૂર્ત. પણ ખરી રીતે સિદ્ધગતિના આત્મા મૂર્તેય નથી અને અમૂર્તેય નથી. ત્યાં તો આત્મા એ આત્મા છે. આ તો થીયરી ઑફ રિલેટિવિટી છે, માટે આવું બોલવું પડ્યું છે. આ પુદ્‌ગલ છે તે મૂર્ત તો આને અમૂર્ત કહીએ તો

ઓળખાય. નહીંતર ઓળખે શી રીતે? પુદ્‌ગલ મૂર્ત ના હોય તો આત્માને અમૂર્ત કહેવાની જરૂર જ શું ?

## ષટ્‌રસેય પુદ્‌ગલ !

છ પ્રકારના સ્વાદ છે; કડવો, મીઠો, તીખો, ખારો, તૂરો, ખાટો. એ જડના ગુણો છે. જગતમાં બધાય રસ છે, પણ રસ માત્ર પૌદ્‌ગલિક છે. એ પુદ્‌ગલના ગુણ છે.

આ કેરી છે તે ગળી લાગે છે. અહીં કેમ ગળ્યું થયું અને અહીં કેમ ખાટું થયું તેય પણ ગુણ જડનો છે, ભાવ આત્માનો છે. આ ભાવનો આપણે અભાવ કરી નાખીએ, પછી છે તે તમે ખાવ તો વાંધો નથી. પછી પુદ્‌ગલ પુદ્‌ગલને ખાય છે. ભાવને (રસને, રાગને) તમારે અભાવ (નિરસ, સમભાવ) કરી નાખવો ના જોઈએ ? અગર તો આપણી નવી સિસ્ટમથી એમ કહેવું જોઈએ કે આહારી આહાર કરે છે અને હું તો નિરાહારી માત્ર જાણું છું. એટલે પેલો ભાવ નીકળી જ ગયોને !

## પૌદ્‌ગલિક ગુણ-સ્પર્શ !

આ તો ખાલી પરિવર્તન થયા કરે, અવસ્થાઓ જ બદલાયા કરે. એના એ પુદ્‌ગલ પરમાણુ છે ને એના ગુણધર્મ છે અને અવસ્થાઓ છે. એ અવસ્થાઓ કેવી કેવી છે ? ઘડીકમાં પીળું દેખાય, ઘડીકમાં લાલ દેખાય, ઘડીકમાં ધોળું દેખાય, ઘડીકમાં આમ થાય, ઘડીકમાં આમ થાય, ફેરફાર થયા જ કરે. પાછા એનાં સ્પર્શ ગુણ, તે આઠ પ્રકારનાં છે. હલકું, ભારે, સુવાળું, ખરબચડું, ગરમ, ઠંડું, ચીકણું, લુખ્ખું, ખરબચડું, સુંવાળું થઈ જાય. ઘડીકમાં આમ થઈ જાય, કકરું થઈ જાય, ગરમ થઈ જાય, ઘડીકમાં ઠંડો થઈ જાય, એ બધા સ્પર્શ ગુણો. એટલે આ બધા ગુણને લઈને આ બધું જગત ઊભું થઈ ગયું.

ગરમ હાથ થયો હોય તો, 'ઓહોહો ! મને તાવ આવ્યો છે', કહે છે. 'અલ્યા મૂઆ, તને શું ?' આ સ્પર્શનો ગુણ જ છે, આત્માનો

એવો ગરમ થવાનો ગુણ જ નથી. એ બહુ સમજવા જેવું છે. અને માણસ આરોપણ શું કરે કે 'મને તાવ આવ્યો, મારું શરીર ગરમ થઈ ગયું.' હવે આત્મામાં તાવનો ગુણ સ્વભાવ છે નહીં, બળ્યો. તે તાવ તો પુદ્ગલનો સ્વભાવ છે, તે પોતાના સ્વરૂપમાં લઈ જાય કે મને તાવ આવ્યો. તો બોલો, ગૂંચામણ ઊભી જ થાયને પછી. પછી બોલે એટલે સાયકોલોજિકલ ઈફેક્ટ થાય. પાછી ખરેખર ઈફેક્ટ નહીં, પણ સાયકોલોજિકલ તો થાય જ. આખું જગત એટલે સાયકોલોજિકલ ઈફેક્ટ જ છે. બીજું કશું છે નહીં આ, પણ બહુ ભારે સાયકોલોજિકલ ઈફેક્ટ છે.

**પ્રશ્નકર્તા :** આ તો અમારી સમજ કરતાં જુદું જ નીકળ્યું.

**દાદાશ્રી :** આત્મામાં છે તે સ્પર્શ ગુણ નથી અને અનાત્મામાં સ્પર્શ ગુણ છે. ઠંડો લાગે, ગરમ થાય, પછી ચીકણો લાગે, ખરબચડો લાગે, બધા આત્માના ગુણ નથી, પુદ્ગલના ગુણધર્મ છે.

પછી નિરંતર સ્પર્શના બદલાયા કરે. ઘડીકમાં હાઈ લોડ થઈ જાય, ઘડીકમાં લૉ લોડ થઈ જાય. આ બધું બદલાયા કરે. આત્મામાં લોડ છે નહીં કોઈ જાતનો. હમણાં આત્મા સાથે લોડ કરીએ અને પછી કોઈ કહે કે મારો આત્મા કાઢીને લોડ કરો, તો બેઉ સરખો જ હોય. એનો લોડ નથી. પછીથી એ ફેરફાર થયા કરે.

## નિયમ, પુદ્ગલ સ્પર્શનાના !

દેહ પરમાણુનો બનેલો છે. આ જ્ઞાન મળ્યું છે છતાં મહીં હૃદય લાલ લાલ થાય. તે પોતાના નિજ સ્વભાવથી લાલ થાય છે. વસ્તુ માત્રને નિજ સ્વભાવ હોય, પોતાના ગુણધર્મ હોય.

તે પૂર્વે જેવા ભાવ કર્યા હોય, તે 'ભાવ'ના પરમાણુ મહીં છે. ઉગ્ર ભાવ કર્યો હોય તો એ તે (ઉગ્ર) ભાવના પરમાણુ મહીં છે. એ હોટ પરમાણુ મહીં છે તે સંયોગ ભેગા થાય, સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ ભેગા થાય ત્યારે એ ફૂટે ને આત્મા તન્મયાકાર થઈ ગયો,

એને ક્રોધ કહે છે. જો તન્મયાકાર ના થાય તો એને ક્રોધ કહેવાતો નથી, ઉગ્રતા કહેવાય છે. તે આપણા મહાત્માઓ કોઈ તન્મયાકાર ના થાય, કારણ કે આત્મા છૂટો પડ્યો હોય.

**પ્રશ્નકર્તા :** ક્રોધ-માન-માયા-લોભના પરમાણુની વૈજ્ઞાનિક સમજણ શું છે ?

**દાદાશ્રી :** આ શરીરમાં હોટ પરમાણુયે ભરી લાવ્યા છીએ અને કોલ્ડ પરમાણુયે ભરી લાવ્યા છીએ. પછી આકર્ષણવાળા પરમાણુયે ભરી લાવ્યા છીએ, વિકર્ષણવાળાયે પરમાણુ ભરી લાવ્યા છીએ. લોભ એ આકર્ષણવાળા પરમાણુથી ઉત્પન્ન થાય છે. એટલે આ બધી જાતના પરમાણુનું બનેલું છે આખું જગત.

એટલે જ્યારે ક્રોધ થવાનો થાય ને ત્યારે મહીં ક્રોધક નામનું મશીન હોય છે, એ ચાલુ થઈ જાય. એ ક્રોધ કરાવડાવે. તે ઘડીએ ઉગ્ર પરમાણુ લાલ, લાલ, લાલ, લાલ થઈ જાય બધા, મશીનરી રેઈઝ થઈ ગઈ હોય એવું લાગે. આપણને લાગે કે આ મશીન રેઈઝ થઈ ગયું. હવે ચેકનટ દબાવો તે ઘડીએ ચેકનટ ચાલે નહીં. વખતે ફોજદાર છે તે પેલાને ડફળાવે, તોય અંદર ક્રોધ સળગતો હોય પેલાને. ડફળાવે તો બહારથી બંધ થાય પણ અંદર તો ક્રોધ સળગતો જ હોય.

આ બધું પરમાણુનું બનેલું છે. ક્રોધ-માન-માયા-લોભ અને તેની ઈફેક્ટ થયા કરે છે. મન ઈફેક્ટિવ છે, વાણી ઈફેક્ટિવ છે અને બોડી ઈફેક્ટિવ છે, અને તેમાં (વ્યવહાર) આત્માને પોતાનું સ્વરૂપનું ભાન નહીં હોવાથી એને એમ લાગે છે કે મને જ આ ઈફેક્ટ થાય છે. એવું માનીને એનામાં રમે છે આ બધા લોકો. પરમાણુ એ એના ગુણમાં જ રમણતા કરી રહ્યા છે. એમાં પોતાને એમ લાગે કે મને આ વળગ્યું. એટલે તમે શુદ્ધાત્મા થાવ ત્યાર પછી ખબર પડે કે આ તો પરભારી વસ્તુ છે આ બધી, બહાર થઈ રહી છે.

**પ્રશ્નકર્તા :** મોટામાં મોટી તો એ વાત છે ને કે પુદ્ગલ સ્પર્શનાના નિયમની એને સમજ નથી.

**દાદાશ્રી :** અત્યારે આ વર્લ્ડમાંય કોઈ જાણી શકે નહીં એવા પુદ્ગલ સ્પર્શનાનાં નિયમને અમે જાણનારા છીએ. કોઈ કેટલાંક બોમ્બ ફેંકી શકવાનો છે ? એ તો એમ જ સમજે કે ગોળી છોડીશ એટલે થઈ ગયું. તે મૂઆ ગોળી છોડી, પણ એનો સ્પર્શ થશે કે નહીં, તે નિયમને ક્યાંથી જાણે બિચારો ? અને એમના હાથમાં સત્તા શું છે? વ્યવસ્થિતની સત્તા છે. સત્તાવાળા કોઈ (એવું કોઈ અસ્તિત્વ) નથી.

## ગંધ એ ગુણ, સુગંધ-દુર્ગંધ એ પર્યાય !

**પ્રશ્નકર્તા :** ગુલાબમાં સુગંધી છે, એ આત્મા કહેવાય ?

**દાદાશ્રી :** ના. જેટલી સુગંધી ને દુર્ગંધી આવે છે એ બધા જડના ગુણો છે અને આત્મામાં આવો કોઈ ગુણ નથી.

**પ્રશ્નકર્તા :** સૂક્ષ્મ શરીરના ગુણો છે; શબ્દ, રૂપ, રસ, ગંધ અને સ્પર્શ. આ પાંચ તન્માત્રાઓ કહીને ?

**દાદાશ્રી :** એ તો સ્થૂળ શરીરમાં છે.

**પ્રશ્નકર્તા :** એવો અનુભવ છે કે ઉપશમ સમકિત થાય, ત્યારે અંદરથી સુવાસ પ્રગટે.

**દાદાશ્રી :** સુવાસનો પણ ફાયદો શો ? સુવાસ એ તો પુદ્ગલની છે. સમકિત એ આત્માનું છે.

**પ્રશ્નકર્તા :** એ નિશાની કઈ ?

**દાદાશ્રી :** એ તો થાય બધું, સુવાસ તો, આ આત્મા પ્રાપ્ત થાય ને, ત્યારથી સુવાસિત જ થાય છે. આપણું જ્ઞાન કેટલાકને મળે છે, ત્યાર પછી એની આખી પોળમાં જ સુગંધ, સુગંધ, સુગંધ ફેલાય છે. જ્યાં ને ત્યાં સુગંધ જ ફેલાય છે. એ વસ્તુ જુદી છે. એ પૌદ્ગલિક વસ્તુ છે. એ જ્ઞાનનો પ્રતાપ છે. બાકી, આત્માને કશું લેવાદેવા નથી. આત્મામાં સુવાસ નામનો ગુણ જ નથી, પણ એના પ્રતાપથી એ બધું ઉત્પન્ન થાય.

ઊલટું આ જે પુદ્‌ગલમાં ગુણો છે ને, એમાં એકુય ગુણ પોતાનામાં નથી. સુગંધી કે દુર્ગંધી કે એ બધું. જો સુગંધી આવે ને તો સામી દુર્ગંધ બેસી રહી હોય. હા, એટલે સુગંધમાં ઉપયોગ જ ના દો, નહીં તો દુર્ગંધમાં ઉપયોગ ચોંટી જશે. માટે આત્મામાં ઉપયોગ દો. વાણી કડવી-મીઠી, આંખે સુદૃશ્ય-કુદૃશ્ય, જીભના સુસ્વાદ-કુસ્વાદ એ બધા પૌદ્‌ગલિક ગુણો.

આત્મા પ્રાપ્ત થયા પછી સુગંધી કે દુર્ગંધી એવો કોઈ આત્માનો ગુણ નથી. આત્મા અનંત ગુણધામ છે. જેમ જેમ ગુણ પ્રગટ થતા જાય, તેમ તેમ આનંદ પ્રગટ થતો જાય.

સુગંધ આવે છે એ ગુણ નથી, પુદ્‌ગલનો પર્યાય છે. જે પુદ્‌ગલમાં સુગંધ હોય તેમાં દુર્ગંધ પણ રહેલી છે. જગતના સર્વ પુદ્‌ગલમાં સુગંધ-દુર્ગંધ બન્ને સાથે રહેલી છે. સુગંધ પ્રકાશમાં આવે ત્યારે દુર્ગંધ સત્તામાં પડી રહી હોય છે. તેલ બે મહિના પછી ખોરું થઈ જાય છે પછી એવી દુર્ગંધ આવે કે વાસ પણ ના ગમે.

નવ વાગ્યાનું દૂધ, તે નવ વાગે ના બગડે પણ તે ક્ષણથી જ બગડતું ચાલ્યું છે. તે કાળચક્રને આધીન છે. સમય બદલાય તે આપોઆપ બદલાતું ચાલ્યું ને મહીંના જ સંયોગોથી બગડે છે.

કોઈ મને કહેશે કે આ ફૂલ તમે સુંઘો છો ? અમે અમારા જ્ઞાનમાં છીએ અને પુદ્‌ગલ તે પુદ્‌ગલને સુંઘી રહ્યું છે.

## શબ્દ, પુદ્‌ગલનો પર્યાય !

પરમાણુના ચાર પ્રકારના ગુણ - રૂપ, રસ, ગંધ, સ્પર્શ. શબ્દ છે તે તેનો ગુણ નથી. પરમાણુઓ આપસમાં અથડાય તો જ શબ્દ પ્રગટે. તેનો નિત્ય ગુણ નથી. એટલે પેલું હોર્ન દબાવી દઈએ તો શું થાય?

**પ્રશ્નકર્તા :** અવાજ થાય.

**દાદાશ્રી :** હવે ગોળો દબાવીએ ને અવાજ કેમ થાય છે ? એ

આપણે એક વિચારવા જેવું કે ગોળામાં જે આકાશ છે, તેની અંદર જે પરમાણુઓ ભરાયા છે, કારણ કે જ્યાં આકાશ છે ત્યાં પરમાણુ છે. હવે આપણે આમ દબાવીએને, એની સાથે પરમાણુ બહાર નીકળી જાય અને તે ફોર્સથી નીકળે છે, તે ઘસાઈને નીકળે તો અવાજ ઉત્પન્ન થાય છે. બસ, એ પરમાણુનો ગુણ નથી.

આત્મા એટલે ચેતન, પરમાત્મા. તેનો એક પણ ગુણ નકલ થઈ શકે તેમ જ નથી. જે નકલ થાય છે તે પુદ્‌ગલના ગુણો છે. વાણી એ ટેપરેકર્ડ છે. વિચાર એ ડિસ્ચાર્જ છે. જે ડિસ્ચાર્જ થાય છે એ પુદ્‌ગલ છે.

**પ્રશ્નકર્તા :** મને ચોવીસેય કલાક કેટલાંય વર્ષોથી તમરાનો નાદ સંભળાયા જ કરે છે, એ શું છે ?

**દાદાશ્રી :** જાતજાતના નાદ, અનાહદ નાદ એ બધાં પુદ્‌ગલ છે, અનાત્મ ભાગ છે. જ્યારે રોગ થાય ત્યારે બંધ થઈ જાય. એક આત્માની જ દોરી હાથમાં આવે તેવી છે. બીજા કશાની દોરી હાથમાં આવે નહીં. એ માનસિક ઠંડક કરે પણ એમ આત્મા પ્રાપ્ત ના થાય.

## જગત એટલે પુદ્‌ગલની બદલાતી અવસ્થાઓ...

**પ્રશ્નકર્તા :** કહે છે ને, જગત વિનાશી છે.

**દાદાશ્રી :** ના, ના, જગત વિનાશી તો હોય જ નહીં ને ! જગત શાશ્વતું છે, એવરલાસ્ટિંગ.

**પ્રશ્નકર્તા :** આત્મા સિવાય બધું વિનાશી ના કહેવાય ?

**દાદાશ્રી :** વિનાશી તો, જે અવસ્થાઓ થઈ તે. આ પંખો થયો તે પંખો વિનાશી હોય, પણ મૂળ ધાતુરૂપે તો વિનાશી ના હોય ને !

**પ્રશ્નકર્તા :** મૂળ ધાતુને જ જગત ગણાય ? એની જે મૂળ ધાતુ છે અને મૂળ જે સ્થિતિ છે એને જગત ગણાય ?

**દાદાશ્રી :** ના, હવે એ જે લોખંડ છે તેમ પાછું વિલય થતું થતું

મૂળ પરમાણુ ઉપર આવીને ઊભું રહે. એક પરમાણુમાંથી આ બધું બનેલું છે. પરમાણુથી આ બધી વસ્તુઓ બની. પરમાણુઓથી ઊભી થયેલી વસ્તુઓ એ બધી વિનાશી છે ને પરમાણુ વિનાશી નથી. એક પરમાણુ ઓછું થતું નથી, એક વધતું નથી આ દુનિયામાં. તમે બાળો, કાપો તોય એક આત્મા ઓછો થતો નથી, એક વધતો નથી.

**પ્રશ્નકર્તા :** આ રસ, રૂપ, ગંધના જે પરમાણુમાં છે એ બીજ રૂપે કે સંસ્કાર રૂપે રહે એમાં ?

**દાદાશ્રી :** બીજ રૂપે નહીં, બીજ તો હોય નહીં ને આમાં. આ પરમાણુ છે એની બધી અવસ્થાઓ છે, અમુક સંજોગોમાં. બીજા ભેગા થાય એટલે આવી જાતની અવસ્થા થાય, બીજા નવા ભેગા થાય એટલે આવી બીજી જાતની અવસ્થા, એ બધી અવસ્થાઓ બદલાયા કરે. એના એ જ દૂધની છે તે છાશ બનાવીને કઢી બનાવીએને અને એના એ દૂધનો દૂધપાક બનાવીએ. પણ વસ્તુ તેની તે, હવે જુદી જુદી વસ્તુઓ ભેગી થવાથી જુદું જુદું રૂપાંતર થાય.

**પ્રશ્નકર્તા :** એમાં કંઈ સંસ્કાર બળનું આયોજન ખરું ?

**દાદાશ્રી :** એ સંસ્કાર બળને લઈને જ આ બધું ઊભું થયું છે ને ! નહીં તો એ પુદ્ગલ એની રીતે રમ્યા કરત. પણ જે આ લોહી નીકળે છે ને, એ હાડકાં, માંસ, પરુ બધું થાય છે, એ સંસ્કાર બળને લીધે. નહીં તો પુદ્ગલમાં લોહી ક્યાંથી નીકળે ? પણ તેમાં સંસ્કાર બળ એટલે આપણો આત્મા ભળ્યો.

આંખોથી કાળી દેખાય છે, બીજી દેખાય છે, ઠીંગણી દેખાય છે, ફલાણી દેખાય છે. કેવા કેવા રૂપાળા દેખાય છે તે બધા પરમાણુના ગુણ છે. કેટલી બધી શક્તિ છે, છતાં આમાં આત્માનું કશું વપરાતું નથી. આત્માને ધોઈને પાણી રેડ્યું નથી. જો આત્માને ધોઈને પાણી રેડ્યું હોય તો એટલુંય આત્માનું વપરાયું હોત. પણ આત્મા નથી વપરાયો.

## ફેર, પુદ્ગલ પરિણામ ને પરમાણુના પરિણામમાં...

**પ્રશ્નકર્તા :** અહીં લખ્યું છે કે 'ફરીથી કહું છું કે તે તું સાંભળ. અંતઃકરણમાં ઉત્પન્ન થતાં રાગ-દ્વેષ, સુખ-દુઃખ જેવા ભાવો પર છે. રસ-ગંધ વિગેરે ભાવકર્મ, દ્રવ્યકર્મ, નોકર્મ પુદ્ગલ પરિણામો છે.' આ બધાં શેનાં પરિણામો છે ?

**દાદાશ્રી :** આ બધાંય છે તે પુદ્ગલ પરિણામ છે. રાગ-દ્વેષ એ પુદ્ગલ પરિણામ, સુખ-દુઃખ એય પુદ્ગલ પરિણામ. પછી સ્પર્શેય પુદ્ગલ પરિણામ, રસેય પરિણામ, ગંધેય પુદ્ગલ પરિણામ, પછી ભાવકર્મ, દ્રવ્યકર્મ, નોકર્મ બધું પુદ્ગલ પરિણામ. આ બધાંય પુદ્ગલ પરિણામ છે, એવું કહેવા માંગે છે.

આ બધાં આંખે દેખાય છે, કાને સંભળાય છે એ બધાં નોકર્મ છે. બધુંય પુદ્ગલ પરિણામ છે, આમાં આત્માનું પરિણામ કોઈ નથી. ચેતન પરિણામ નથી એવું કહેવા માંગે છે.

**પ્રશ્નકર્તા :** રૂપ, રસ, ગંધ, સ્પર્શ એ તો પરમાણુઓ જે છે, એના ગુણ થયા ને ?

**દાદાશ્રી :** એ બધું પુદ્ગલ પરિણામ કહેવાય.

**પ્રશ્નકર્તા :** આમ મૂળ પરમાણુ જે છે, તત્ત્વરૂપે જે પરમાણુ છે, એના કાયમના ચાર ગુણો કહ્યાને - રૂપ, રસ, ગંધ અને સ્પર્શ.

**દાદાશ્રી :** હા, પણ એ બધું પુદ્ગલ જ કહેવાય ને એનાં પરિણામ કહેવાય. હમણાં લાલ દેખાતો હોય માણસ, પછી ભૂરો, પીળો પડી ગયેલો દેખાય. ઘડીવારમાં આ પરિણામ બધાં બદલાય, ત્યારે એ પુદ્ગલનાં પરિણામ.

**પ્રશ્નકર્તા :** પણ ગુણ તો બદલાય નહીં ને, દાદા ?

**દાદાશ્રી :** હા, તે ગુણ તો બધા એના જ છે ને પણ પરિણામ આ પુદ્ગલનાં કહેવાય બધાં. આ ચેતનનાં પરિણામ નથી.

બીજી બધી મગજમારી છે. બે ભાગ (જડ ને ચેતન) છૂટા પડ્યા કે છેડો આવી જાય. એ જ અમે સમજાવવા માટે આ રોજ માથાકૂટ કર્યા કરીએ જ્ઞાન આપેલાને અને જ્ઞાન ના આપેલાને નવેસરથી વાત સમજાવીએ.

એવું પુદ્‌ગલના પર્યાય અને પુદ્‌ગલ પરમાણુના પર્યાય થાય છે એ બન્ને જુદી જાતના છે. પુદ્‌ગલના પર્યાય છે તે લાલ, પીળો, લીલો, બધા રંગ બદલાયા કરે, સુંવાળાપણું, હુંફાળાપણું બધું બદલાયા કરે (પાંચ ઈન્દ્રિયમાંથી અનુભવમાં આવે તે બધાં). એ બધા પર્યાયો બદલાયા કરે.

## પ્રાકૃત ગુણો, પ્રાકૃત સ્વભાવ !

પુદ્‌ગલના ચાર ગુણ - સ્પર્શ, રૂપ, રસ અને ગંધ છે, તેમાં ફર્યા કરે. શબ્દ એ ગુણ નથી, એ પર્યાય છે. રૂપ એ તેજ છે અને રૂપ એ સ્વભાવિક છે બધાં. જે એના ગુણ છે એ તો સ્વભાવિક ગુણ છે. એ અન્વય ગુણ છે, વ્યતિરેક ગુણ ન્હોય. અને આ બીજા અમુક (ક્રોધ-માન-માયા-લોભ) તો વ્યતિરેક ગુણ છે. પણ શબ્દ એ વ્યતિરેક ગુણેય ન્હોય, એ પર્યાય છે. એટલે સંજોગવશાત્ આપણે દબાવીએ તો જ એ એવું થાય.

**પ્રશ્નકર્તા :** શબ્દ, રસ, સ્પર્શ, રૂપ ને ગંધ, આ પાંચ કયા વિષયોના ગુણો છે?

**દાદાશ્રી :** શબ્દ એ કાનનો ગુણ છે, રસ જીભનો છે, સ્પર્શ ચામડીનો, રૂપ આંખનો અને ગંધ એ નાકનો.

**પ્રશ્નકર્તા :** એટલે આ મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર એ બધા પુદ્‌ગલના પ્રભાવ ?

**દાદાશ્રી :** બધું પુદ્‌ગલનું જ છે.

**પ્રશ્નકર્તા :** અને ક્રોધ-માન-માયા-લોભ ?

**દાદાશ્રી :** એ બધું પુદ્‌ગલનું, પણ પુદ્‌ગલનો ગુણ નથી એ.

આત્માની હાજરી હોય તો જ આ થાય, નહીં તો ના થાય.

**પ્રશ્નકર્તા :** જો પુદ્ગલના ગુણો નથી તો પુદ્ગલ અને પ્રકૃતિ બે એક જ ?

**દાદાશ્રી :** એક જ છે, એ તો એમાં ફેર નથી.

**પ્રશ્નકર્તા :** પણ પ્રકૃતિના તો ગુણ છે ને ?

**દાદાશ્રી :** ગુણ તો ખરા ને, પણ ગુણ કેવા ? વિનાશી બધા. અવળહવળ બધા. ફેરફાર થતાં વાર ના લાગે.

**પ્રશ્નકર્તા :** આ પ્રકૃતિ તો કંઈક ઊંધું-ચત્તું કરી નાખે. પ્રકૃતિ ખેદાનમેદાન કરી નાખે.

**દાદાશ્રી :** એ અવળહવળ થયા કરે ઘડીકમાં, પ્રાકૃત ગુણનું ઠેકાણું નહીં ને ! એટલે આ જે પ્રાકૃત ગુણ બધા લખી લાવીએ અને સવારે પાછા નવી જાતના ગુણ દેખાડે. એ તો ઠામઠેકાણા વગરનું અને આત્માના ગુણો કાયમના છે. એના જે ગુણ નક્કી કર્યા એ બધા કાયમ રહે.

અને દુનિયામાં બધા બહુ જાતના પ્રાકૃત ગુણો હોય. સત્યવાન હોય, ક્ષમાવાન હોય, ચારિત્રનો ઊંચો હોય, બીજા બધા બહુ જાતના ગુણો ભેગા કર્યા હોય. લોક કહે કે, આ પૂજ્ય પુરુષ છે. પણ એ ગુણોને વિનાશ થતાં વાર નહીં. આ પુદ્ગલના ગુણો, પ્રકૃતિના ગુણો છે. આ બધાના ગુણો લઈને તે શું કરવાના ? એ તો પુદ્ગલના ગુણો છે, એનું શું કરવાનું ? પછી ચટણી બનાવવાની છે ? કારણ કે પુદ્ગલના ગુણો ફેંકી દેવાના જ્યારે ત્યારે.

**પ્રશ્નકર્તા :** લોકો પુદ્ગલમાં એક જગ્યાએ સ્ટેશન કરે એ બધાનો તમે ક્ષણમાત્રમાં છેદ ઉડાડી મૂક્યો.

**દાદાશ્રી :** મારું કહેવાનું કે આ જે સંસારના ગુણો છે, દયા, શાંતિ, ક્ષમા, દયાળુ-બયાળુ બધું, દાનેશ્વરી-બાનેશ્વરી... આ બધા જે ગુણો

છે, આ બધા લોકો કહે છે, ‘બહુ ડાહ્યો છે, ઓબ્લાઈઝિંગ નેચર છે’, એ બધા ગુણો કોઈ આપણને આપે, તો આપણે શું કરવું ? એને બેન્કમાં જમે કરાવવા? કોઈ કહે કે ‘તમારા લાવો અને આ લ્યો’, તો આપણે બેન્કમાં જમે કરાવવાના ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** એ ગુણો બધા વિનાશી, એને આપણે લઈને શું કરવાના તે ? ઊલટા આ તો ભગવાને એટલે સુધી કહ્યું કે આ વિનાશી ગુણોને ભેગા કરવા માટે બહુ પ્રયત્ન ના કરશો. વિનાશી ગુણો બધા ભેગા થયેલા હશે તે પછી સનેપાત થાય, તો એનો એ જ માણસ બચકાં ભરશે ને ગાળો ભાંડશે ને ઢેખાળા નાખશે ને ફાવે એવું બોલશે ને ! ક્યાં ગયા બધા ગુણો? ત્રિગુણના આધારે જે ગુણો છે, વાત્ત, પિત્ત ને કફ વધ્યો નથી, ત્યાં સુધી આ ગુણો ઊભા રહ્યા છે. અને ત્રણેવ વધ્યા તો સનેપાત થયો કે ધૂળધાણી! માટે પોતાના સ્વગુણો ઉપર આવો, આત્માના ગુણો ઉપર, જે કાયમના છે, કોઈ દહાડો વિનાશ થાય એવા નથી, સનેપાત કરાવનારા નથી.

એ સંસારના હિસાબે બરોબર છે. આ જે જગતના લોકો કરે છે એ ખોટું નથી. કારણ કે એ બિચારા એ જગ્યાએ છે. એ લોકો એથી જરાય ખસ્યા નથી.

**પ્રશ્નકર્તા :** પણ મોક્ષ માટે પાત્ર થવામાં આ ગુણોની જરૂર ખરી?

**દાદાશ્રી :** ના, ગુણોની જરૂર નથી, નિષ્કેફીની જરૂર છે. ગુણને શું કરવાના? આ તો બધા પ્રાકૃત ગુણો છે. આ તો પૌદ્ગલિક ગુણો છે, એને શું તોપને બારે ચઢાવવાના ? પુદ્ગલના ગુણની જરૂર જ નથી.

**પ્રશ્નકર્તા :** ગુણો તો આત્મામાં જ હોયને, પ્રકૃતિના ક્યાં હોય?

**દાદાશ્રી :** પાંચ ઈન્દ્રિયથી અનુભવાય, એમાં એક પણ આત્માનો ગુણ નથી.

તમે પ્રકૃતિના આધીન છો અને પ્રકૃતિના ગુણો અને આત્માના ગુણો સંપૂર્ણ જુદા છે.

આ પુદ્ગલના ગુણો છે, તેમાં લોકો સાર કાઢવા જાય છે. તેમાંથી ક્યારેય સાર નીકળવાનો નથી.

પુદ્ગલનો સ્વભાવ જ બળ્યો એવો કે બધું ફર્યા કરે. 'આપણે' જોયા કરવું. આ બધું આવે તે નીકળી જાય પાછું. એ નીકળી જાય તે પાછું બીજું આવે. કોઈ છોડે નહીં. કકરું છોડ્યા પછી સુંવાળું આવે. પાછું સુંવાળુંય છોડી દેવાનું. પાછું કકરું આવે. પૂરણ-ગલન સ્વભાવ આનો. એટલે સુંવાળા જોડે ભાઈબંધી બાંધીએ ત્યારે ભાંજગડ થાય ને! પેલા જોડે ભાઈબંધી બાંધીએ તો સુંવાળું તમને નડે જ નહીં ને ! શાની જોડે ફ્રેન્ડશિપ બાંધીએ ? પેલું કકરું આવે ત્યારે સારું કહેવું એને, 'હા, હવે મને ગમ્યું.' પછી પેલું (સુંવાળું) તો ગમવાનું જ છે. આ ગમતું ન હોય, તેને ગમતું કરી નાખવાનું અને આત્માને તો અનંત પાસાં છે, તે ગમે તે પાસાંમાં તમે ફેરવીને મૂકો તો તેવું દેખાય.

## પર્યાય છે સ્વભાવનું પરિણામ !

દરેક નાળિયેરમાં પાણી ભરેલું હોય. પછી આપણા બુદ્ધિશાળી લોકોએ ગોઠવ્યું કે 'ભઈ, અહીં જુઓ, આ ભગવાને કેવું પાણી ભર્યું છે! નહીં તો શી રીતે પાણી આમાં આવે ?' જો અક્કલ પહોંચતી નથી ! મહીં તે પાણી પેસે શી રીતે ? એટલે એ જાણે કે ભગવાને ભર્યું. એટલે એને ભગવાન ઉપર પ્રેમ આવે. ભગવાન ક્યાંથી ભરી લાવ્યા તેય ખબર નથી. એ ક્યાંથીક લાવતા હશેને, કોઈ તળાવમાંથી?

**પ્રશ્નકર્તા :** દરિયા કિનારે નારિયેળી ઊગેલી હોય, છતાં પાણી મીઠું નીકળે અંદર. એ પાણી ભરાવું પણ સ્વભાવથી છે ? એટલે એ શું વસ્તુ છે ?

**દાદાશ્રી :** સ્વભાવ જ છે ત્યાં આગળ. દરેક વસ્તુ સ્વભાવ સહિત હોય.

**પ્રશ્નકર્તા :** એટલા બધા અનંત પ્રકારના સ્વભાવ હોય છે ?

**દાદાશ્રી :** જેટલા પ્રકારની વસ્તુ, એટલા પ્રકારના સ્વભાવ.

**પ્રશ્નકર્તા :** અનંત પર્યાય અને અનંત સ્વભાવને કંઈ લેવાદેવા ખરી ?

**દાદાશ્રી :** અનંત પર્યાય એ શું છે ? સ્વભાવનું પરિણામ. ઊંચું ગયું કે નીચું ગયું એ બધા પર્યાય કહેવાય. એ સ્વભાવનું જે દેખાય છે, એ કેવા છે ? ચડે છે, ઊતરે છે એ બધા પર્યાય.

**પ્રશ્નકર્તા :** સ્વભાવ જે દેખાય છે એ ચડે-ઊતરે, વધ-ઘટ થાય, ફેરફાર થાય, એને અવસ્થા કીધી ?

**દાદાશ્રી :** હા, એ પાતળો પડે, જાડો પડે એ પર્યાય કહેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે જે સ્વભાવ તે વખતે હોય, એ સ્વભાવની અવસ્થાઓ છે, એવું કહેવા માંગો છોને ?

**દાદાશ્રી :** હં.

**પ્રશ્નકર્તા :** અને એ જ દેખી શકાય છેને? આ જે આ નારિયેળી બનવી, કેરી બનવી, લીમડો હોય એ બધા પૌદ્ગલિક સ્વભાવ કહી શકાયને ?

**દાદાશ્રી :** હં.

**પ્રશ્નકર્તા :** અને એમાં આત્માની હાજરી છે ત્યારે એવા સ્વભાવ ઉત્પન્ન થાય છેને ?

**દાદાશ્રી :** હાજરી વગર થાય જ નહીંને ! હાજરીથી જ બધું ચાલી રહ્યું છે.

**પ્રશ્નકર્તા :** આ જે પુદ્ગલ કડવું થયુંને, એ પુદ્ગલનો સ્વભાવ છે. પછી આંબો મીઠો થવો, ખાટો થવો, નારિયેળીમાં પાણી ભરાવું એ પણ પુદ્ગલનો સ્વભાવ છે. પણ હવે આત્માની હાજરી વગર એ બની

શકે નહીં, તો પછી આત્મા એમાં કઈ રીતે હેલ્પ કરતો હોય છે ? આત્માનું ને એનું અનુસંધાન શું હોય છે ?

**દાદાશ્રી :** એવું છેને, પુદ્ગલ એ અમુક વસ્તુને પુદ્ગલ કહે છે. બાકી પરમાણુના સ્વભાવ છે, એ આત્માની હાજરી વગર થઈ શકે છે. પણ પુદ્ગલ એ આત્માની હાજરીથી જ ઉત્પન્ન થયેલું છે. વિકારી પરમાણુને પુદ્ગલ કહેવામાં આવે છે.

**પ્રશ્નકર્તા :** હવે એ વિકારી પરમાણુ એ આત્માની હાજરીથી જ થયેલા છે ?

**દાદાશ્રી :** હા, પરમાણુની જે વિકારી અવસ્થા છે, એને પુદ્ગલ કહે છે.

**પ્રશ્નકર્તા :** હવે આ ખાટો થવો, ખારો થવો એ બધા રસ છે એ મૂળ પુદ્ગલના જ ગુણો છેને ? પણ એ વિકારી પુદ્ગલને જ હોઈ શકે એવા ગુણ !

**દાદાશ્રી :** પરમાણુના જ ગુણ છે. પણ આ અનુભવાય છે તે વિકારીમાં આવ્યા છે એ.

**પ્રશ્નકર્તા :** એટલે જે વિકારી ના હોય, એમાં પણ એ ગુણો તો છે જ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** પણ જગતમાં એવા પરમાણુ હોય છે ખરા, એટલે જગતમાં એવા પરમાણુ જે આત્માની હાજરી વગર બનેલા હોય ? વિકારી એટલે એ ખાટો, ખારો....

**દાદાશ્રી :** વિકારી ના હોય તોય હોય.

**પ્રશ્નકર્તા :** પણ એમાં પણ આ ગુણો ખરાને ?

**દાદાશ્રી :** હા, ખાટો, ખારો એવાં ગુણો હોય.

**પ્રશ્નકર્તા :** પરમાણુઓ જે શુદ્ધ સ્વરૂપે હોય, જે કોઈ પણ વિકારને પામેલા ના હોય. એવા શુદ્ધ સ્વરૂપના પરમાણુઓ આ જગતમાં હોઈ શકે ખરા કે બધા જ પરમાણુઓ વિકારી હોય ?

**દાદાશ્રી :** ના, ઘણું બધું શુદ્ધ જ છેને !

**પ્રશ્નકર્તા :** હવે એ શુદ્ધ પરમાણુમાં ખાટો, ખારો એવાં ગુણ હોય ખરાં ?

**દાદાશ્રી :** મૂળ ગુણો બધાય. આઠે આઠ ગુણ સ્પર્શના હોય એમાં. કાંઈ ભેગું થઈ જાયને, તે ખરબચડું થાય, આમ થાય, તેમ થાય.

**પ્રશ્નકર્તા :** એટલે આત્માની હાજરી વગર એવું બની જાય ?

**દાદાશ્રી :** હા, હવે વિકારી એ જુદા ને પેલા નિર્વિકારી જુદા. પેલા સહજ સ્વભાવિક ગુણો. સ્વભાવિક ગુણોમાંથી આ વિકારી ગુણો ઉત્પન્ન થાય છે.

**પ્રશ્નકર્તા :** એ સ્વભાવિક હોય તો જ આવું વિકારી બની શકે ? આત્માની હાજરી વગર આ વિકારી ગુણો ઉત્પન્ન થાય નહીં. તો પેલાને વિકારી થવામાં, હાજરીનું નિમિત્ત એમાં શું કામ કરી જાય છે ?

**દાદાશ્રી :** આ સૂર્યની હાજરીથી પેલા સેલમાં પાવર ભરાય છેને ?

**પ્રશ્નકર્તા :** હા, સોલાર પાવર.

**દાદાશ્રી :** એ સૂર્ય કંઈ જાણે છે ?

**પ્રશ્નકર્તા :** સૂર્ય જાણતો નથી.

**દાદાશ્રી :** તે એની હાજરીથી બધું થઈ જાય છે. એ પ્રકાશ જ કામ કરે છે.

**પ્રશ્નકર્તા :** હા, તે એવું આત્માનોય પ્રકાશ કંઈક એમાં હેલ્પ કરતો હશેને ?

**દાદાશ્રી :** કામ કરે, પ્રકાશ જ કામ કરે. હું કહું છું ને કે આત્મા, ભગવાન કશું કરતો નથી, માત્ર પ્રકાશ આપે છે જીવમાત્રને.

**પ્રશ્નકર્તા :** પણ પ્રકાશ આપવો એક વસ્તુ છે અને....

**દાદાશ્રી :** એ આપે છે એમ બોલીએ એટલું જ, બાકી પ્રકાશ ઉત્પન્ન થાય છે ને 'પેલા'ને (અહમ્‌ને) પ્રાપ્ત થાય છે, જોડે રહેવાથી.

**પ્રશ્નકર્તા :** એ ના સમજાયું.

**દાદાશ્રી :** સૂર્ય ક્યાં આપે છે ?

**પ્રશ્નકર્તા :** સ્વભાવથી એ પ્રકાશે છે. પરમાણુ સહજ સ્વભાવે છે. વિશ્રસા, આમ ભગવાન છે તો સહજ પ્રકાશે છે, તો પછી આ વચ્ચે કોણ છે કે જે આ બધું વિકારી કરી નાખે છે ?

**દાદાશ્રી :** જે મોક્ષ ખોળે છે તે. બંધાયેલો છે તે.

**પ્રશ્નકર્તા :** તો એનું સ્વરૂપ પ્રકાશ વિભાગવાળું છે ? એ જે બંધાયેલો છે તે કયા પક્ષમાં છે ? પ્રકાશના પક્ષમાં છે કે આ પરમાણુઓના પક્ષમાં ?

**દાદાશ્રી :** પરમાણુઓના પક્ષમાં.

**પ્રશ્નકર્તા :** એ પરમાણુઓનું બનેલું છે ?

**દાદાશ્રી :** એ પરમાણુઓનો બનેલો છે. એ પરમાણુઓનું વિકારી સ્વરૂપ છે.

**પ્રશ્નકર્તા :** એ મૂઓ કોણ છે, દાદા ?

**દાદાશ્રી :** અહંકાર ને મમતા. જે બંધાયેલો છે, તે છૂટવા માંગે છે.

**પ્રશ્નકર્તા :** એ મૂળમાં તો અહંકાર જ ને ?

**દાદાશ્રી :** બંધાવાનું એને ગમે છે. આટલાં આટલાં દુઃખ પડે છે તોય બંધાવાનું ગમે છે.

**પ્રશ્નકર્તા :** દાદા, આપણે આ લીમડો કડવો થવો, પછી આ નાળીયેરીમાં પાણી ભરાવું, એ વસ્તુ બનવામાં અહંકાર કેવી રીતે કામ કરતો હોય છે ? લીમડો કડવો બનવો એ કડવાપણામાં અહંકાર કેવી રીતે કામ કરે ?

**દાદાશ્રી :** અહંકાર બીજું કશું કામ જ નથી કરતો, સહજ ભાવ કરે. ભાવસત્તા છે એની પાસે. બીજી કોઈ સત્તા નથી.

**પ્રશ્નકર્તા :** એ જ પાછો 'હું શુદ્ધાત્મા છું' કહે છે, તો શુદ્ધાત્માય થઈ જાય છે ?

**દાદાશ્રી :** હા. તે રીતે શુદ્ધાત્મા થઈ જાય, સંજોગોને આધારે.

**પ્રશ્નકર્તા :** છોડાવનારો મળે તો છૂટીય જાય છે. પછી એ પરમાણુઓનું શું થાય ?

**દાદાશ્રી :** એ બધા ઓગળી જાય, બધા હતા એવા તેવા થઈ જાય.

**પ્રશ્નકર્તા :** વિશ્રસા ?

**દાદાશ્રી :** વિશ્રસા. નિરંતર વિશ્રસા થયા જ કરે છે, નહીંતરેય ચોખ્ખું થયા જ કરે છે.

વિભાવિક પુદ્‌ગલ કયું કે જે આત્માને સ્પર્શેલું છે તે. દેહધારી માત્ર જોડે છે. જ્યારે સ્વભાવિક પુદ્‌ગલની અવસ્થાઓ બદલાયા કરે. આ દેહ અનંત પરમાણુઓનો છે, પણ તે વિભાવિક પરમાણુઓનો છે. જ્યારે બીજા બધા પરમાણુઓ છે તે સ્વભાવિક છે. ટાઢ વાય, ગરમી લાગે, જીભમાં તીખું લાગે, સુગંધી આવે, દુર્ગંધી આવે, તે પુદ્‌ગલના ગુણ છે. એમાં વ્યવસ્થિતને કંઈ લાગતુંવળગતું નથી.

## સબ બાજી પુદ્‌ગલ કી !

**પ્રશ્નકર્તા :** સંકલ્પ-વિકલ્પ છોડીએ તો પછી આવતા જન્મમાં એ રહે ખરો ?

**દાદાશ્રી :** ના. જે છોડ્યું એ ગયું. આપણે આ ખેતર હોય છે, ખેતરમાં કપાસ વાવે છે ને પછી જોવા નીકળે છે, કપાસ સિવાય બીજું કશું ઊગ્યું છે મહીં ? તો એને શું કરી નાખે છે ? ઉખાડી નાખે એવું જોયેલું તમે ?

**પ્રશ્નકર્તા :** નીંદી નાખે.

**દાદાશ્રી :** હવે નીંદી નાખ્યા પછી પાછું ના થાય ને ! વિકલ્પો નીંદી નાખ્યા પછી ગયા.

કો'ક કહેશે, 'તમે બહુ કાળા છો', પણ આપણે એ વિકલ્પ મટાડી દીધો હોય તો આપણને અસર ના થાય. પણ આપણે જ સામાને 'કાળો, કાળો' કહેતાં હોય ત્યાં સુધી વિકલ્પની કિંમત છે આપણને. તે આપણે એ કિંમતની ડિવેલ્યુએશન કરી નાખવાની. સામાને આપણે 'કાળો' કહીએ નહીં અને આપણને કોઈ 'કાળો' કહે તો અસર ના થાય, એ ડિવેલ્યુએશન થયું એટલે ખલાસ થઈ ગયું. વેલ્યુ વધારવી-ઘટાડવી એ આપણા હાથની વાત છે. 'મને કાળો કેમ કહ્યો', કે વેલ્યુ વધી. આ કાળાપણું, ગોરાપણું, લાલ, પીળો, બધા જે રંગ છે એ બધા જડના ગુણ છે અને પોતામાં આરોપ કરે છે કે 'હું કાળો છું.' 'અલ્યા મૂઆ, તું ન્હોય કાળો.' પછી કડવો, ખાટો, મોળું, મીઠું, ખારું, તીખું, ગળ્યું એ બધા જડના ગુણ છે.

હવે જડના ગુણોને પોતાનો આરોપ કરીએ છીએ, તેને લીધે આ ઉપાધિ થઈ જાય છે. જડના ગુણો આરોપ કર્યા એટલે વિકલ્પ થયા અને વિકલ્પ થયા તેથી આ નિર્વિકલ્પ પદ ખોઈ નાખ્યું આપણે અને પાછા બૈરીના ધણી થઈ બેસે છે. 'હું તારો ધણી છું, જાણતી નથી ?' કહેશે. ત્યારે પેલી બઈ કહેશે, 'જાણું છું ને બા, પહેલેથી જ જાણું છું ને, તમે ધણી થઈ બેઠા છો.' ધણી થવાતું હશે કોઈનાય ? સરકારેય ડેમોક્રેટિક રાખે છે તો આપણેય એવું ડેમોક્રેટિક ના હોય આપણે ઘેર ? ડેમોક્રેટિક નહીં રાખવું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** રાખવું જોઈએ.

**દાદાશ્રી :** પણ રાખતા નથી લોકો, નહીં ?

આ બાજી શેની છે ? સબ બાજી પુદ્ગલ કી ! એક પુદ્ગલ એકલાની બાજી છે. પુદ્ગલનો સ્વભાવ રૂપ, રસ, સ્પર્શ, ગંધ એ બધા જે ગુણ એના દેખાય છે તે. પાછા રૂપમાં કેટલા પ્રકાર છે, સ્વાદના કેટલા પ્રકાર, ગંધના, સ્પર્શના, બધી જ પુદ્ગલની બાજી ! તે એ ગુણોને આપણે પોતાના માનીએ છીએ ને !

જીવાણુ એ જીવ છે ને પરમાણુ એ જડ છે. બન્નેય શક્તિવાળા છે. અણુને ફોડે ત્યારે એ શક્તિની ખબર પડી હતી ને ! એટલે જડમાં પણ શક્તિ તો ખરી ને ! પણ એ જડ શક્તિ અને આ ચેતન શક્તિ, બેની શક્તિમાં આટલો ફેર.

આત્મામાં અનંત શક્તિ છે પણ તેને આવરણ છે. તે આવરણ આ દેહનું નથી. દેહ તો નિર્દોષ છે. પણ તે સાથે આવેલા પરમાણુઓનું છે. એ ગાઢ અંધકાર જેવું છે.

❖❖❖❖❖

# [૩]
# ક્રિયાવતી શક્તિ !

## ક્રિયાવતી શક્તિ, ચેતનની કે જડની ?

**પ્રશ્નકર્તા :** છ તત્ત્વોમાં જડ અને ચેતન અથવા તો પુદ્ગલ અને ચેતન, આ બન્નેમાં ક્રિયાવતી શક્તિ છે, બીજા તત્ત્વોમાં નથી, તો આ કઈ શક્તિ છે?

**દાદાશ્રી :** એવું છે ને કે પોતપોતાના સ્વભાવની શક્તિ તો દરેક તત્ત્વોમાં હોય ને !

**પ્રશ્નકર્તા :** એ બરાબર, પણ પુદ્ગલ અને ચેતનમાં જ ક્રિયાવતી શક્તિ છે ને બીજા ચારમાં નથી, એવું લખ્યું છે.

**દાદાશ્રી :** ના, ક્રિયાવતી શક્તિ પુદ્ગલ એકલામાં જ છે. બેમાં નથી, આત્મામાં નથી. પુદ્ગલ એકલું જ સક્રિય છે. બીજું કંઈ ક્રિયાવાન છે જ નહીં.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે કરે છે, એ સમજવું હતું.

**દાદાશ્રી :** ક્રિયાવાન એ તો પુદ્ગલનો સ્વભાવ જ છે. અહીં આગળ બરફ પડતો હોય, આપણે કોઈ જગ્યાએ જોઈએ તો મહાવીર જેવી મૂર્તિ થયેલી હોય, કોઈ જગ્યાએ બીજી જાતનું, કોઈ જાનવર જેવું દેખાતું હોય, આ બરફ પડતાં પડતાં આકાર ન થઈ જાય ? એવું નથી બનતું ?

**પ્રશ્નકર્તા :** બને છે.

**દાદાશ્રી :** પુદ્ગલ એવું આકારી સ્વભાવનું છે. એ તો પુદ્ગલનો એવો સ્વભાવ જ છે. પૂરણ થવું અને એનું એ જ પાછું ગલન થઈ જાય. આત્માનો ભાવ થતાંની સાથે જ પેલી આખી ક્રિયા એકદમ થઈ જાય છે. કારણ કે ક્રિયાકારી શક્તિ એની પાસે છે. આત્માનો ભાવ દેખતાની સાથે જ સ્પંદન થઈને બધું ક્રિયાવાન થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એટલે આત્માનો ભાવ હોય તો જ ક્રિયાવાન થાયને, નહીં તો ક્રિયાવાન થાય નહીંને ?

**દાદાશ્રી :** નહીં તોય ક્રિયાવાન તો પુદ્ગલનો સ્વભાવ જ છે, પણ આપણે અહીં જે હાડકા-માંસ બધું બદલાય છે ને, એવું ના થાય.

**પ્રશ્નકર્તા :** એટલે પુદ્ગલમાં સુષુપ્ત શક્તિ રહેલી છે, પણ એ શક્તિને આત્મા જગાડે છે ?

**દાદાશ્રી :** સુષુપ્ત નહીં, કાયમની શક્તિ છે. પુદ્ગલમાં એ ખુલ્લી શક્તિ છે. એને જગાડવાની જરૂર જ નથી કોઈએ !

અહીં આગળ બરફ પડે ત્યારે આખી મૂર્તિઓ ને મૂર્તિઓ નથી થઈ જતી ? મૂર્તિ જેવા બધા જાતજાતના ઘાટ નથી થઈ જતા ? એ પુદ્ગલની શક્તિ ભેગી થાય છે, પૂરણ થાય ત્યારે એ શક્તિ છે. પાછું ગલન થાય એ શક્તિ છે. બીજા કોઈનામાં એવી ક્રિયાવાન શક્તિ નથી. પુદ્ગલ એકલામાં જ એ ક્રિયાવાન શક્તિ છે. અને તેને લઈને આ જગત ઊભું થયું છે. એ પુદ્ગલની ક્રિયાવાન શક્તિ ના હોત તો આ જગત ઊભું ના થાત. આ દરેકની શક્તિ જુદી જુદી છે. તેને લઈને આ જગત ઊભું થયું છે, નહીં તો જગત ઊભું થાત જ નહીંને !

જેમ આપણે પેલા ફોટા પાડનારની ઈચ્છા હોય છે કે મારે આનો ફોટો લેવો છે, તો ફોટામાં પછી આંખ ને બધું કેવું દેખાય છે, એ જુએ બધી પુદ્ગલની શક્તિ કહેવાય.

તમે શું પૂછવા માંગો છો ?

**પ્રશ્નકર્તા :** પુદ્ગલ તત્ત્વ અને ચેતન તત્ત્વ, આ બેમાં ક્રિયાવતી શક્તિ છે, એમ કહ્યું છે.

**દાદાશ્રી :** ના, ચેતન બિલકુલ અક્રિય છે. આ બધું તો ભ્રાંતિથી ચેતનને કર્તા કહે છે. આ ક્રિયાવાન તો એક જ, આ પુદ્ગલ જ છે. આત્મા જો ક્રિયાવાન હોતને તો કર્તા થાત. જે ક્રિયા કરે ને, તેને કર્તા કહેવાય અને કર્તા થાય માટે બંધન થાય.

**પ્રશ્નકર્તા :** પણ આ તો પોતાના સ્વભાવનો કર્તા છે એવું કહે છે ને !

**દાદાશ્રી :** એ તો દરેક દ્રવ્ય પોતાના સ્વભાવનો કર્તા છે. પણ આ પુદ્ગલ છે તે તો સ્વભાવ, વિભાવ બધી રીતે કર્તા છે.

**પ્રશ્નકર્તા :** તો જ્યાં ચેતન નથી ત્યાં આગળ પછી પુદ્ગલની ક્રિયા જણાતી નથી એમ કેમ ?

**દાદાશ્રી :** ચેતન નથી ત્યાંય પુદ્ગલની ક્રિયા ચાલુ જ હોય. હમણે એક લાકડું પડ્યું હોય ને, તે લાકડું પડ્યું પડ્યું સડ્યા કરે. આ હાડકું હોય છે ને, તેય છે તે બગડ્યા જ કરે. હમણે માંસનો લોચો નાખીએ ને, ત્યાર પછી એ સડ્યા જ કરે. એટલે આ દરેક વસ્તુ નિરંતર એની ક્રિયામાં જ હોય છે. તે ચેતન હોય તોય ક્રિયાવાન ને ચેતન ના હોય તોય ક્રિયાવાન. સ્વભાવથી જ ક્રિયાવાન છે.

આ ચેતન અને પુદ્ગલ બેને સક્રિય કહ્યા, તેથી તો આ બધી અજ્ઞાનતામાં ઘેરાયા છે, તેને લીધે જ આ જગત આખું રખડી મર્યું છે. હવે ઊંધું જાણે તેથી બધું ઊંધું થાય. પછી ભગવાન તો શું કરે બિચારા ? અને પાછા જો કહીએ ને કે આત્માના ગુણો બોલો જોઈએ ? ત્યારે કહે, જ્ઞાતા-દ્રષ્ટા, અક્રિય છે. એ બધું બોલે પાછા ! એ અક્રિય છે, એવું તમારા વાંચવામાં નહીં આવેલું ?

**પ્રશ્નકર્તા :** એ વાંચવામાં આવેલું ને !

**દાદાશ્રી :** એટલે આવું બીજું વાંચવામાં આવે ને, તેને બાજુએ

મૂકી દેજો તો કામ થાય, નહીં તો આપણું કામ જ ના થાય ને ! આ તો સહેજ મગજમાં પેસી ગયું ને, તો કંઈનું કંઈ આડે પાટે ઘાલી દેશે ! કારણ કે વાત સાચી નથી. તેથી મેં ધર્મના પુસ્તક વાંચવાની ના કહેલીને ! કારણ કે એ કરેક્ટ નથી. આ તો તમે મને પૂછો તો ઉકેલ આવે, નહીં તો ઉકેલ નહીં આવે ને તમે ગૂંચાઈ જશો. આ તો આત્માને ક્રિયાવાન કહ્યો ત્યાંથી જ આ ભ્રાંતિ ઊભી થઈ ગઈ.

સ્વભાવિક આત્મા કેવો છે ? ત્યારે કહે, અક્રિય છે. અને અત્યારે મહીં શરીરમાં સ્વભાવિક જ છે. અત્યારે જરાય વિભાવિક થયો નથી. જ્યારે ખોળો ત્યારે તેવો ને તેવો જ છે. એમાં વિભાવિક થવાની શક્તિ જ નથી. એ રૂપ ફેરફાર થાય એવું છે જ નહીં ! જે મેં જોયો છે, તેમાં કોઈ દહાડોય ફેરફાર થયેલો મેં જોયો નથી. છતાં એની ક્રિયા કહેવી હોય તો લોકો એમ કહી શકે કે આત્મા જ્ઞાનક્રિયાનો કર્તા છે અને દર્શનક્રિયાનો કર્તા છે. એ એની સ્વભાવિક ક્રિયા છે. આ ધર્માસ્તિકાય પણ સ્વભાવિક ક્રિયામાં હોય, અધર્માસ્તિકાય પણ સ્વભાવિક ક્રિયામાં હોય, આકાશેય સ્વભાવિક ક્રિયામાં હોય. છતાં એ કંઈ ગણતરીમાં ના કહેવાય. આ છયે તત્ત્વોમાં આ પુદ્‌ગલ એક જ તત્ત્વ એવું છે જે સક્રિય કહેવાય છે અને એ સક્રિયતાને લીધે કાળ ઓળખાયો. નહીં તો કાળ જ ના ઓળખાત. કાળ તત્ત્વની ઓળખાણ થવાનું કારણ આ પુદ્‌ગલ તત્ત્વ સક્રિય છે તે માટે. આ પેલી શીશીમાંથી આમ રેતી પડ્યા કરે છે ને, તે બધી પડી રહે ત્યારે આપણે જાણીએ કે 'ઓહોહો ! અડતાલીસ મિનિટ થઈ ગઈ.' એ અડતાલીસ મિનિટના આધારે એ શીશી ભરેલી. એટલે આ બધું કાળના આધારે જૂનું થઈ રહ્યું છે. સર્જન થાય છે ને પાછું વિસર્જન થાય છે. સર્જન થાય છે ને એ વિસર્જન થયા કરે છે. હું શું કહેવા માગું છું એ તમને સમજાય છે ? ફોડ પડે છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** કચાશ હોય તો ફરી ફરી પૂછવું, વાતચીત કરવી. આવું બીજું બધું ફરી વાંચવું નહીં. આ તો કંઈનો કંઈ રોગ ઘાલી જાય તો મહીં રાગે પડેલુંય બગડી જાય.

## ફેર, પરમાણુ ને પુદ્ગલનો !

**પ્રશ્નકર્તા :** તો પછી ત્યાં પુદ્ગલનું જ કર્તાપણું હોય, એ એક સાઈડમાં સમજાય છે.

**દાદાશ્રી :** હા, કર્તા જ પુદ્ગલ છે. આ ક્રિયા પણ બધી પુદ્ગલની છે. જડની જ ક્રિયા છે આ બધી. સ્વભાવથી જ સક્રિય છે. કોઈ ચેતન કોઈ ક્રિયા કરી જ ના શકે.

**પ્રશ્નકર્તા :** સક્રિય એટલે શું ? દાદા, આપ જરા સમજાવશો.

**દાદાશ્રી :** નિરંતર કંઈ ક્રિયામાં જ હોય.

આ બધો વિભાવ પુદ્ગલની કરામત છે. પુદ્ગલ, ચેતન ન હોવા છતાં તેની કરામતથી જ બધું પેદા થાય છે. પુદ્ગલ એટલે અનાત્મા. કરામત ભુલભુલામણીવાળી છે. માણસ જાજરે (સંડાસ) જાય અને કરાવે છે કોણ ? પુદ્ગલ. આ જગતમાં જે જે કંઈ કરામત છે તે પુદ્ગલની સ્વતંત્ર કરામત છે.

અને જે સ્કંધ થાય છે એ તો સ્વભાવિક પુદ્ગલ છે, એનો સ્વભાવ છે સ્કંધ થવાનો. સ્વભાવિક રીતે ભેગા થઈ જાય. અમુક બે અણુ ભેગા થયેલા તો બે અણુ, ત્રણ અણુ હોય તો ત્રણ અણુ ભેગા થઈ જાય તો સામાસામી જોઈન્ટ થઈ જાય બધા.

**પ્રશ્નકર્તા :** એટલે આનો અર્થ એમ કે જે શુદ્ધ પરમાણુઓ છે વિશ્રસા સ્વરૂપે, એને પૂરણ-ગલન છે ?

**દાદાશ્રી :** એ ક્રિયાકારી છે, સક્રિય છે પણ પૂરણ-ગલન જ કહેવાય છે. મિશ્રચેતન એને જ પુદ્ગલ કહેવાય, બીજા બધાને પુદ્ગલ ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** પરમાણુ અને પુદ્ગલ એ બેમાં ફેર કહ્યો છે ને આપે ?

**દાદાશ્રી :** પરમાણુ ને પુદ્ગલમાં એક તો શુદ્ધ પુદ્ગલ હોય છે

ને એક વિશેષભાવી પુદ્ગલ, બે પ્રકારના પુદ્ગલ. શુદ્ધ પુદ્ગલ છે તે અહીં બરફ પડ્યો હોય અને મોટું પૂતળું થઈ ગયું હોય. પછી પાછું ઓગળી જાય એ શુદ્ધ પુદ્ગલ કહેવાય અને આ અશુદ્ધ પુદ્ગલ, બે વસ્તુના ભેગા થવાથી ઉત્પન્ન થયેલું છે.

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મામાં એવી કંઈ શક્તિ હશે કે જે આ બધું કરે છે ?

**દાદાશ્રી :** એમાં કરવાની શક્તિ જ નથી. એ કરવાની શક્તિ નથી એટલે એ પોતે જ બંધાયો છે પુદ્ગલમાં. કરવાની શક્તિ પુદ્ગલની છે આ બધી. આ બધું પુદ્ગલનો જ કારોબાર, કરામત છે. પુદ્ગલ એની મેળે સક્રિય થયા જ કરે. કરામત નામનો સક્રિય ગુણ જગતની જાણમાં નથી.

## ઉત્પત્તિ, સ્થિતિ, લય પુદ્ગલ તણું...

**પ્રશ્નકર્તા :** ઉત્પત્તિ, સ્થિતિ અને લય, એ પુદ્ગલની શક્તિ જ કરે છે ને ?

**દાદાશ્રી :** બીજું શું ? દરેક પુદ્ગલનો સ્વભાવ છે કે ઉત્પત્તિ, સ્થિતિ અને લય થયા જ કરે, નિરંતર. આત્મા ના હોય તોય થયા કરે અને આત્મા હોય તોય થયા કરવાની. માણસ મરી જાય એટલે મહીં જીવ નીકળી ગયો હોય તોય ફેરફાર થયા જ કરવાનું. એ આત્માને કંઈ લેવાદેવા નથી.

**પ્રશ્નકર્તા :** આત્માની હાજરી વગર મિશ્રચેતનમાં તો ઉત્પત્તિ, સ્થિતિ અને લય થાય નહીં ને ?

**દાદાશ્રી :** બધામાં થયા કરે. એને લેવાદેવા નહીં ને ! એ આત્માને ને પુદ્ગલને લેવાદેવા નહીં.

**પ્રશ્નકર્તા :** મિશ્રચેતનમાંય ?

**દાદાશ્રી :** આ પુદ્ગલ છે તે ડિસ્ચાર્જ પુદ્ગલ છે. એટલે ચાર્જમાં

જરૂર છે આત્માની. (તન્મયાકાર થવાથી ચાર્જ થાય.) આત્મા હોય તો પુદ્‍ગલ ઊભું થાય ને! આત્માની હાજરી (તન્મયાકાર) વગર તો કશું થાય જ નહીં ને!

**પ્રશ્નકર્તા :** આ ધોતિયું છે એ ઉત્પન્ન થાય, કારણ કે એ જડ છે, પણ પુદ્‍ગલ તે જડ વસ્તુ નથી.

**દાદાશ્રી :** આ પુદ્‍ગલેય મિશ્રચેતન છે, તેનું પણ ઉત્પત્તિ, સ્થિતિ, લય થવાનું. કારણ કે જેટલી વિનાશી ચીજો છે ને, એ બધામાંય થાય અને અવિનાશીમાંય થાય. (પણ જુદી રીતે સમજવાનું.)

## જ્ઞાનનેત્ર ભાળે પુદ્‍ગલની કરામત !

એક-એક પરમાણુએ કરીને આખું જગત બંધાયેલું છે. એક-એક પરમાણુઓનો નિયમ છે. એટલે આ જગત ગપ્પું નથી.

**પ્રશ્નકર્તા :** આ દરેક પરમાણુને એની પોતાની જ શક્તિ છે ને?

**દાદાશ્રી :** હા, શક્તિ છે જ ને, અંદર. આવી શક્તિવાળું હોય, તે એક જ તત્ત્વ છે. તે આ રૂપી દેખાતું પુદ્‍ગલ પરમાણુ છે, સ્વયં કાર્યકારી છે.

**પ્રશ્નકર્તા :** દાદાજી, પણ અરૂપી જે પુદ્‍ગલ છે, આપણે જેને પ્યૉર (શુદ્ધ) પરમાણુ કહીએ છીએ.

**દાદાશ્રી :** એ પરમાણુ તો આમ અરૂપી ખરું, પણ કેવળજ્ઞાને કરીને રૂપી છે. કેવળજ્ઞાનમાં દેખાય. એટલે આપણી ચક્ષુઈન્દ્રિયથી ન દેખાય. જ્ઞાનીને રૂપી ભાસે એટલે આમ દેખાય નહીં, પણ દર્શનમાં આવે.

**પ્રશ્નકર્તા :** 'કરે છે કોણ એ સમજે તો ઉકેલ કાયમી કોયડો.'

**દાદાશ્રી :** 'કરે છે કોણ' એ સમજે તો ઉકેલ આવે એવો છે. પછી શું કહેવા માંગે છે ?

**પ્રશ્નકર્તા :** 'કરામત પુદ્‌ગલની બાજી, સ્વભાવિક જ્ઞાનનેત્રે જો.'

**દાદાશ્રી :** હા, સ્વભાવિક જ્ઞાનનેત્રે એટલે દિવ્યદૃષ્ટિથી જો, એમ કહે છે કે આ કોણ કરે છે તે. આ કરામત જે છે તે પુદ્‌ગલની બાજી છે, એટલે શું કે હમણે ઘડી પહેલાં કશુંય ના હોય અને અડધા કલાકમાં તો ધુમ્મસ, ધુમ્મસ, ધુમ્મસ, તે સામા માણસ દેખાય નહીં કોઈ. તે કોણ કરવા આવ્યું, કોઈ વચ્ચે આવ્યું ?

**પ્રશ્નકર્તા :** કોઈ કરવા નથી આવ્યું, કુદરતી.

**દાદાશ્રી :** હા, પણ કેવું ? એવું બહાર નથી જોયું ? આ વાવાઝોડાં કોણ કરાવે છે ?

**પ્રશ્નકર્તા :** 'વ્યવસ્થિત'.

**દાદાશ્રી :** ત્યારે લોકો કહે છે, ભગવાન. ભગવાનને વાછૂટ થઈ છે તેથી થાય છે ! આ લોકો આવુંયે બોલે, પણ આવું ના બોલાય.

હાલવું-ચાલવું એ બધા અનાત્મ ભાગના ગુણધર્મ છે, આત્માના નથી. આત્મા રાતેય ઊંઘતો નથી અને દહાડેય ઊંઘતો નથી. અનાત્મ ભાગ ઊંઘે છે, જે ક્રિયા કરે છે તે જ ઊંઘે છે.

પુદ્‌ગલ કરામત ખૂબ ઝીણી વાત છે. એ સમજાય તેમ નથી. અમે જે જોયું છે ને જે જાણ્યું છે તે અપૂર્વ છે. હું દાખલો આપું. અહીં બધા બેઠા હોઈએ ત્યારે કોઈને છીંક ખાવાની ઈચ્છા ના હોય પણ ત્યાં અંદર વઘાર થાય તો બધા છીંક ખા ખા કરે. તો જો તું કર્તા છું તો બંધ કરી દે ને છીંકો ! પણ બંધ ના થાય. તે પુદ્‌ગલની કરામત છે.

પાછું કોઈ કહેશે, પુદ્‌ગલનું કર્તાપણું દેખાડો.

બેન બારણા વાસીને વઘાર કરતી હોય, એની ઈચ્છા નથી ને ખાનારની ઈચ્છા નથી છતાં ઉધરસ ખવડાવે છે ને લોકોને ! અને આ કહે છે, 'મેં ઉધરસ ખાધી.' આ બધું ઈગોઈઝમ છે.

અહીં બેઠાં બેઠાં મને દરેક પુદ્‌ગલની કરામતો દેખાય છે. તેમ

ન હોય તો દૂધ પીજે, અમૃત પીજે, દારૂ પીજે અને ઝેર પીજે તો ખબર પડશે કે પુદ્ગલની કરામત કેવી છે !

## હાજર છતાં નિર્લેપ !

પરમાણુનું ભયંકર બળ છે તેમ ચેતનનું પણ અનંત બળ છે. પણ બળના પ્રકાર જુદા. ભગવાનનું (ચેતનનું) બળ, બ્રહ્માંડના જ્ઞાતા-દ્રષ્ટા અને આનું (પરમાણુનું) બળ તો સર્જન-વિસર્જન એ બધું કરવામાં. આત્મા પોતે અક્રિય છે.

**પ્રશ્નકર્તા :** આત્મા નીકળી જાય ત્યાર પછી આ શરીરની ક્રિયાઓ બધી ક્યાં જાય છે ?

**દાદાશ્રી :** પછી દેહની સ્થૂળ ક્રિયા બંધ થઈ જાય. ક્રિયા માટે ભગવાનની હાજરી જોઈએ. એમની હાજરીથી ચાલે આ બધું. એમણે અહીંથી મુકામ ઉઠાવ્યો તો બંધ થઈ જાય. એ કશું કરતા નથી.

**પ્રશ્નકર્તા :** આત્માની હાજરીથી આ જે પુદ્ગલ સક્રિય થાય છે અને એની અસર આત્માને પહોંચે છે ?

**દાદાશ્રી :** આત્માને અસર જ નથી પહોંચતી, પુદ્ગલને જ અસર પહોંચે છે. આત્માને અસર પહોંચીય નથી અને માને છે કે મને આવું થયું, પણ એવું થયું જ નથી.

## બેમાં પુદ્ગલ જ પકડે અસરો !

**પ્રશ્નકર્તા :** પુદ્ગલની અવસ્થાઓ જે બદલાયા કરે છે, અવસ્થામાં રૂપાંતર થાય છે, એને જ સક્રિયતા કહીએ છીએ ?

**દાદાશ્રી :** ના, ના, ના, અવસ્થાઓ બધાની બદલાવી શકાય.

**પ્રશ્નકર્તા :** તો પુદ્ગલની કઈ સક્રિયતા કહીએ છીએ ?

**દાદાશ્રી :** આ જગત બધું સક્રિયતાથી જ ઊભું થયું છે. પુદ્ગલની પોતાની જ સક્રિયતાથી, એટલે જો કોઈનો ધક્કો મારવાથી જો સક્રિયતા

થતી હોયને તો સક્રિયતા ગુણ ના કહેવાય. સક્રિયતા એ કાયમનો ગુણ છે. આ છ તત્ત્વોમાં પુદ્‌ગલનું કાયમનું સક્રિયપણું છે, તેથી તો જુદું પડે છે. બીજા પાંચેય બધા અક્રિય છે અને તે દ્રવ્ય-ગુણ-પર્યાય સહિત છે. બધા ચેઈન્જ થયા કરે, પરિણમન થયા કરે, બધુંય થાય. આ પુદ્‌ગલેય પરિણમન થયા કરે છે, પણ સક્રિયતાનો ગુણ જુદો છે. કોઈના ધક્કા સિવાય, કોઈનીય હરકત સિવાય, એની મેળે સ્વભાવથી જ પુદ્‌ગલનું સક્રિયપણું છે.

**પ્રશ્નકર્તા :** પુદ્‌ગલની જે અવસ્થા રૂપાંતર થઈ, એ એની સક્રિયતા ના કહેવાય, જેમ કે પાણીમાંથી બરફ થયો...

**દાદાશ્રી :** દ્રવ્ય-ગુણ-પર્યાયને સક્રિયતા ના ગણાય. સક્રિયતા તો એનો સ્વભાવ છે. તેથી જ આ જગત આવું દેખાય છે, પરમાણુની પોતાની સક્રિયતાને લીધે. એ બધું માણસોએ નથી કરેલું, આ તો રિયલ સક્રિયપણું છે અને આ પુદ્‌ગલ (મિશ્રચેતન)નું સક્રિયપણું છે, એ એક્ઝેક્ટ સક્રિયપણું નથી, આ તો કો'કના ધક્કાથી થયેલું છે.

**પ્રશ્નકર્તા :** આ જે દેહનું પુદ્‌ગલ છે, તે શું છે ?

**દાદાશ્રી :** એ દેહનું આ વિકૃતપણું છે. આ સક્રિયપણું એ વિકૃતપણું કહેવાય છે.

**પ્રશ્નકર્તા :** આત્મા જ્યારે વિભાવમાં પરિણમે અને એનો ધક્કો લાગે ત્યારે જ આ પુદ્‌ગલમાં વિકૃતિ આવે છે ને ?

**દાદાશ્રી :** હા, પણ આ વિકૃત ક્રિયા પુદ્‌ગલ કહેવાય, સ્વભાવ પુદ્‌ગલ ના કહેવાય અને પેલું સક્રિય સ્વભાવિક પુદ્‌ગલ છે. સ્વભાવિક ગુણ છે, માટે આ વિક્રિયા થઈ છે જગતમાં. નહીં તો વળી આત્મા ભાવ કરે ને આ દેહ બંધાયા કરે, એવો કઈ જાતનો ગુણ ? કોણે બાંધ્યો ? હુ ઈઝ રિસ્પોન્સિબલ (કોણ જવાબદાર છે) ? ત્યારે કહે, 'નો બડી ઈઝ રિસ્પોન્સિબલ.' (કોઈ જવાબદાર નથી.) આંખ્યો-બાંખ્યો, કીકી-બીકી બધું થઈ જાય છે ને ?

**પ્રશ્નકર્તા :** આત્મા જે ભાવ કરે છે એ શું કહીએ આપણે, સક્રિયતા કે પર્યાય કે શું ગણીએ છીએ ?

**દાદાશ્રી :** ના, ના, એવું નહીં. એ સક્રિયતાયે નથી, એ એનો વિભાવિક ભાવ છે, વિશેષભાવ છે. સક્રિયતા હોય નહીં ચેતનમાં, બિલકુલ સક્રિયતા ગુણ છે નહીં, કોઈ જગ્યાએય, અગર બીજા કોઈમાંય નથી, આકાશમાંય નહીં.

આ વિભાવિક તે વિક્રિયા થયેલી છે. આ પુદ્‌ગલની ક્રિયા ખરી પણ વિક્રિયા, એટલે આ ગંધાઈ ઊઠે ને એ બધું થાય, ને પેલું (સ્વભાવિક પુદ્‌ગલ પરમાણુ) ગંધાઈ ઊઠે ને એવું એને ના થાય કંઈ, ખાલી બદલાયા જ કરે.

**પ્રશ્નકર્તા :** પૂરણ-ગલનને જ સક્રિયતા કહીએ છીએ ને ?

**દાદાશ્રી :** હા, પૂરણ-ગલન એ જ સક્રિયતા, પૂરણ-ગલન જે ગુણ છે એનો (પુદ્‌ગલનો) તે જ સક્રિયતા, તે અહીં એકલો જ પૂરણ-ગલન છે એવું નહીં, પેલા ચોખ્ખા પરમાણુમાં એ જ પૂરણ-ગલન થયા કરે છે. પૂરણ-ગલન, પૂરણ-ગલન, પૂરણ-ગલન, એ જ સક્રિયતા ચાલુ, નિરંતર પરમાણુ માત્રમાં રહેવાનું.

**પ્રશ્નકર્તા :** આ પુદ્‌ગલનો વિકૃતભાવ, એ જ એની વિશેષ અવસ્થા કહેવાય ?

**દાદાશ્રી :** આત્માનો વિકૃતભાવ અને પુદ્‌ગલનો વિકૃતભાવ ઊભો થાય એ જ વિશેષ અવસ્થા.

## વિભાવ પછી વિકૃત પુદ્‌ગલ !

'આત્મા'નું જ્ઞાતા-દ્રષ્ટાપણું છે. આત્મા સિવાયનું બધું જ પૂરણ-ગલન છે, પુદ્‌ગલની કરામત છે. 'આપણા' રાગને લીધે પુદ્‌ગલનો સ્વભાવ વિકૃત થાય છે. જો આ વાદળાં, વરસાદ ને કરા, બધું કંઈ જુદી જુદી વસ્તુઓ છે? એક જ પુદ્‌ગલ. આવડા આવડા કરા હોય અને આ પુદ્‌ગલમાં ફેર હશે ?

**પ્રશ્નકર્તા :** એય પુદ્‌ગલ.

**દાદાશ્રી :** એક જ પુદ્‌ગલ બધું. આ તો બધું ભેગું થવાથી, બે વસ્તુઓ, દ્રવ્યો ભેગાં થવાથી આ વિકૃતતા ઉત્પન્ન થઈ. મૂળ આત્મામાં વિકૃતતા નથી થતી, પુદ્‌ગલમાં વિકૃતતા થાય છે. કારણ કે પુદ્‌ગલ ક્રિયાકારી છે પોતે.

**પ્રશ્નકર્તા :** પુદ્‌ગલની પોતાની પરિણમનની શક્તિ છે કે નહીં ?

**દાદાશ્રી :** ખરીને ! પોતાની પાર વગરની છે. એ પોતાની શક્તિથી જ પરિણમે છે. આ શરીર એની પોતાની શક્તિથી જ પુદ્‌ગલે કર્યું છે. આમાં આત્માનો જરાય ભાગ નથી. આત્માએ તો ફક્ત પ્રયોગ કર્યો'તો, તેય પણ બેઉની હાજરીથી ભેગું થઈને. 'મૂળ આત્મા'એ સ્વતંત્ર પ્રયોગ નથી કર્યો. મૂળ આત્મા ત્યાંનો ત્યાં જ છે.

**પ્રશ્નકર્તા :** જીવ અને પુદ્‌ગલ એ બે દ્રવ્ય સક્રિય છે ?

**દાદાશ્રી :** જીવ (એટલે બાવો) સક્રિય છે અને પુદ્‌ગલ સક્રિય છે. પુદ્‌ગલ (દેહ એટલે મંગળદાસ) એ અચેતન છે અને જીવ એ છે તે ભરેલું ચેતન, પાવર ચેતન છે. પણ બેઉ પુદ્‌ગલ જેવાં જ ! કારણ કે પાવર ચેતન શેમાં ભરેલું ? પુદ્‌ગલમાં ભરેલું.

**પ્રશ્નકર્તા :** હા, પણ પુદ્‌ગલ કઈ રીતે સક્રિય કહેવાય ?

**દાદાશ્રી :** સક્રિય એનો સ્વભાવ જ છે, કાળના આધીન ક્રિયા થયા જ કરે.

## કલ્પે તેવું થાય !

**પ્રશ્નકર્તા :** તો પુદ્‌ગલનો મુખ્ય ગુણધર્મ કયો ?

**દાદાશ્રી :** રૂપી અને પોતે ક્રિયાકારી છે એ મુખ્ય ગુણધર્મ. પોતે જાતે ક્રિયા કરી શકે એવું છે. ચેતન નથી છતાં ક્રિયાકારી છે. જેમ કે 'તમે' કલ્પના કરો ને તે પ્રમાણે પૂતળું બહાર થઈ જાય, એની મેળે ! અને તેની આ ભ્રાંતિ થઈ 'માણસ'ને કે આ મારા સિવાય કોણ કરે ?

પુદ્ગલનો સ્વભાવ છે કે જેવું આત્મા કલ્પે તેવું પુદ્ગલ થઈ જાય. એટલે આખું જગત મૂંઝાયું કે આ કરનાર કોણ ? મૂઆ, એ તત્ત્વમાં એવો સુંદર ગુણ છે કે જાતે ક્રિયાકારી છે એટલે સક્રિય કહેવાય છે. અને આત્માને શું કહેવાય છે ? આત્માને અક્રિય કહેવાય છે. એટલે આ બધી કરામત એની (પુદ્ગલ) છે. 'આ આંખ કોણે બનાવી ? કાન કોણે બનાવ્યા ?' ત્યારે કહે, 'એણે બનાવ્યા.' અજાયબી છે ને ! એ એકલું નથી બનાવતું. આત્માના વિભાવભાવ સૂક્ષ્મ હોય છે, તે વિભાવભાવની ઈચ્છા, એક પ્રકારની ઈચ્છા પ્રમાણે પેલું બધું કરી આપે. જેવી જેવી ઈચ્છા હોય તેવું તે બધું કરી આપે. આખી દુનિયાના માણસોને બે જ કાન હોય ને ? બે હાથ, બે પગ અને કેવું બધું ! અને પાછું લિમિટમાં છે. જો લિમિટ ના હોતને તો કોઈ બાર હાથવાળો હોત ને કોઈ વીસ હાથવાળો હોત ને કોઈ દશ-પંદર પગવાળો હોત. પણ ના, એટલી પાછી આ લિમિટ છે, ઈચ્છાઓની લિમિટ છે. મોહની પણ લિમિટ છે. બધું લિમિટવાળું છે પાછું. અનલિમિટેડ નથી આ.

ભેંસનાં પેટમાં બેસીને પાડાને કોણ બનાવે છે ? આ રચના કોણ કરે છે ? એ પ્રશ્નોનું લોકોથી સૉલ્યુશન થઈ શકે નહીં, જ્ઞાની પુરુષે જોયેલા હોય, કેવી રીતે બને છે તે ! એટલે (વિભાવિક) આત્માને સહેજ ભાવ થયો કે તે મહીં ડિઝાઈન થઈ જાય, એક્ઝેક્ટ. એવું રૂપી તત્ત્વ પોતે ક્રિયાકારી છે.

આ પાંચ ઈન્દ્રિયોથી અનુભવાય છે તે બધું આત્માની શક્તિઓ દેખાડે છે. કેટલી બધી શક્તિ છે ! એક કલ્પશક્તિ શું ના કરે !!

લોકમાં છ તત્ત્વો રહેલાં છે. એટલે પરમાણુથી જગત ભરેલું છે. તે પરમાણુને લઈને આત્માને આ સંસાર ઓળંગતાં બહુ મુશ્કેલી પડે છે. તેથી આ બધું ઊભું થાય છે.

એ પરમાણુ છે તો વિકલ્પ ઊભો થાય છે, નહીં તો એ વિકલ્પ થાય જ નહીં ને ! એટલે જ્યાં પુદ્ગલ નથીને, ત્યાં કશીય ઈફેક્ટ નથી. આ બધાં બીજાં પાંચ તત્ત્વો નડતાં નથી, પુદ્ગલ જ નડે છે. એ

પુદ્‌ગલ એકલાને લીધે મુશ્કેલી ઊભી થઈ છે. પુદ્‌ગલનો સ્વભાવ છે કે જેવું આત્મા પોતે કલ્પે એવું ત્યાં પુદ્‌ગલ થઈ જાય છે. જેવો પોતાને વિકલ્પ થાય, એવું પુદ્‌ગલ એ ધારણ કરે. પોતે કલ્પે એવું ત્યાં ધારણ કરે. એટલે પછી પોતાને ભ્રાંતિ ઊભી થાય છે કે આ હું કે આ હું? પછી આખું ભ્રાંતિમાં ચાલ્યું !

તે આત્માને એમ થયું કે આ ક્રિયા મારી છે તેવી ભ્રાંતિ થઈ ગઈ, તે આંટી પડી ગઈ. તે આંટી ક્યારેય નીકળે નહીં. પોતે બ્રહ્મ છે પણ બ્રહ્મા થયો ને પછી બ્રહ્મા છે તે ભ્રમિત થઈ ગયો. આંટી કાઢવા પછી બહુ મથતો હતો પણ આંટીઓ વધારે જ પડી જાય. ભ્રમિત થયા પછી બધા ગુણાકાર જ થાય, તેનો જવાબ પણ ભ્રમિતમાં જ આવે.

આ તો કેવડી મોટી અસર થયેલી છે આત્મા ઉપર, કે કેવું ભયંકર દબાણ આવ્યું છે, તે બધાં આવરણો આવ્યાં અને તે બધા સંયોગો પાછા કેવા છે ? જેવું ભગવાનનું જ્ઞાન થાય, તેવો ત્યાં આકાર થઈ જાય ! સંયોગી પરમાણુના ગુણ એટલા બધા સુંદર છે, કે જેવું એમનું જ્ઞાન થાય, તેવો અહીં આકાર થઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે એ આત્માવાળાએ કરેલું ત્યારે ને ?

**દાદાશ્રી :** હા, આત્માની હાજરીથી તો આ પુદ્‌ગલ છે તે આવું થાય છે. જ્ઞાન આત્માનું અને કરામત બધી જ પુદ્‌ગલની. કરામતમાં જે જ્ઞાન વપરાય છે તે આત્માનું જ્ઞાન. ઘણાંબધાં કામ સાથે કરે તેવી શક્તિ છે. કરામત છે તે જ્ઞાન ન કરે અને જ્ઞાન છે તે કરામત ન કરે. પુદ્‌ગલ સક્રિયતામાં આત્માની ચેતન શક્તિ પડતી નથી પણ આત્માની વિકલ્પ શક્તિ પડે છે.

આત્મા બદલાતો નથી. 'કલ્પ'નાં વિકલ્પ થયા. 'બિલિફ' જ આ બધું શરીર તૈયાર કરે છે. એમાં 'બિલિફ' કામ કરતી નથી, એ 'બિલિફ'થી પરમાણુ ખેંચાય છે અને પરમાણુ પોતે સ્વભાવિક રીતે ક્રિયાકારી થાય છે.

**પ્રશ્નકર્તા :** આ પુદ્ગલ શેનાથી ખેંચાઈ આવે ?

**દાદાશ્રી :** એની મેળે જ ખેંચાઈને આવે.

**પ્રશ્નકર્તા :** અને પછી આત્માના કોન્ટેકમાં ચાર્જ થઈ જાય ?

**દાદાશ્રી :** નહીં, એ ખેંચાઈ આવીને એનો કાળ પાકે એટલે ચાર્જ થઈ જાય, એની મેળે. એની મેળે મૂર્ત થઈ જાય, મૂર્તિ થઈ જાય. આત્માને કશું કરવું ના પડે. વિભાવ થયો કે ખેંચાયું, વિભાવ થયો કે ખેંચાયું, ખેંચાયું એટલે પછી એની મેળે જ પોતે પોતાનું કાર્ય કર્યા કરે. પછી આખો દેહ બંધાય એમાંથી, બધું બંધાય, બધુંય એ પુદ્ગલનું પોતાનું જ કાર્ય, એમાં આત્માની કશી લેવાદેવા નહીં.

પુદ્ગલનો કોઈ કર્તા નથી. જેવી બિલીફ કરે એવું થઈ જાય તૈયાર. પછી બાડો જુએ તેય બિલીફ. બાડું નહીં જુએ ? અને એ બિલીફેય પાછી નિયમથી ! આ જગત નિયમના આધીન છે. એટલે નિયમની બહાર નથી.

**પ્રશ્નકર્તા :** એ સમજાયું નહીં.

**દાદાશ્રી :** બધા મનુષ્યો બે પગથી વધે નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે બિલીફમાંથી ઊભું થતું પુદ્ગલ, નિયમને આધીન હોય છે ?

**દાદાશ્રી :** બધું નિયમને આધીન. એ રોંગ બિલીફ કેટલી થશે, એ બધું નિયમને આધીન !

**પ્રશ્નકર્તા :** રોંગ બિલીફ પણ ઈટસેલ્ફ નિયમને આધીન ?

**દાદાશ્રી :** નિયમ છે, નહીં તો જો એ નિયમ ના હોય તો એ રોંગ બિલીફ રાઈટ બિલીફ થાય જ નહીં, અનિયમ થઈ ગઈ હોત.

**પ્રશ્નકર્તા :** એટલે જેમ રોંગ બિલીફો નિયમને આધીન છે, એવું પુદ્ગલ પણ નિયમને આધીન રહે છે ?

**દાદાશ્રી :** બધુંય નિયમના આધીન. નિયમની બહાર કોઈ નહીં. યમરાજ નહીં, નિયમરાજ છે.

**પ્રશ્નકર્તા :** રોંગ બિલીફ એ પુદ્‌ગલ નહીં ?

**દાદાશ્રી :** પુદ્‌ગલ જ ગણવું હોય તો ગણાય. પણ પુદ્‌ગલ ક્યારે કહેવાય કે બિલીફ તો કાઢી શકાય અને પુદ્‌ગલ તો એની મેળે ફેરફાર થાય, બીજું નહીં. એનું એ જ, આ ચેન્જને બદલે બીજું ચેન્જ થાય (પુદ્‌ગલ રૂપાંતર થાય). અને બિલીફ તો નાશ જ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એટલે આ પુદ્‌ગલ એ પરમાણુ સ્વરૂપ છે એમ કહો છો ?

**દાદાશ્રી :** હા, પરમાણુ.

**પ્રશ્નકર્તા :** અને બિલીફ ?

**દાદાશ્રી :** બિલીફ તો એક જાતની વૃત્તિઓ કહેવાય છે.

આમ જોવાથી દરિયો ના દેખાય, માટે કંઈ દરિયો નથી ? આમ 'એને' ફેરવે એટલે પાછું દરિયો દેખાય. એનાં કકળાટ ચાલે છે આ દુનિયામાં. એક જણ એવું કહે, 'આત્મા સિવાય બીજી વસ્તુ નથી.' તો પેલો કહે, 'આત્મા જેવી વસ્તુ જ નથી દુનિયામાં.' હવે કેમ મેળ પડે ? 'એને' જેવું દેખાય એવું બોલે છે.

**પ્રશ્નકર્તા :** જોનાર કોણ ઊભું થાય છે વચ્ચે ?

**દાદાશ્રી :** એ રોંગ બિલીફ. એ રોંગ બિલીફ જ્યારે રાઈટ બિલીફ થાય છે ત્યારે આત્મા સિવાય બીજું નથી. અને આત્મા જેવી વસ્તુ નથી એ રોંગ બિલીફ. બધી બિલીફોની જ ભાંજગડ છે. બિલીફ સિવાય બીજું કશું ગયું નથી. જ્ઞાન બગડ્યું નથી, બિલીફ બગડેલી છે.

**પ્રશ્નકર્તા :** એ તો આપે જેમ કીધું છે ને કે બે તત્ત્વો ભેગાં થાયને તો એ વિશેષ પરિણામ થાય છે.

**દાદાશ્રી :** હા, વિશેષ પરિણામ. એ 'આપણી' ભાવના પ્રમાણે પરિણામ પામે છે. (પુદ્ગલ એના) પોતાના સ્વભાવથી પરિણામ પામતું જુદું અને આ તો આપણી ભાવના છે, ડિઝાઈન આપણી છે. કોઈનું નાક આવું, કોઈનું નાક આવું, એ બધી ડિઝાઈન આપણી થઈ, બીજા કોઈની નથી. નહીં તો પક્ષપાતી કહેવાય. પોતે કોઈ પક્ષપાતી નથી. બધી આપણી જ છે આ જોખમદારી.

આત્મા આમાં શું ગુનેગાર થાય છે, કે 'એના' પોતાના ભાવ પ્રમાણે પેલા પરમાણુ ફૂટે છે. તે એની મેળે જો થતા હોય તો વાંધો નથી. 'પોતે' ભાવ કરે છેને પાછો અજ્ઞાનતાથી.

**પ્રશ્નકર્તા :** ચાર્જ કરે છે.

**દાદાશ્રી :** ચાર્જ કરે છે, એટલે પોતે એનો ગુનેગાર થાય છે.

**પ્રશ્નકર્તા :** જોરદાર ફાઈલ આવે ત્યારે 'હું ચંદુ છું' એવું ક્યારેક આવી જાય છે, દાદા.

**દાદાશ્રી :** ગમે તેટલી જોરદાર ફાઈલ આવે ત્યારે આપણે બોલવું કે, 'કહેવું પડે આ પુદ્ગલ કરામતને !' ગમે તેવું હોય તોય આપણે શું લેવાદેવા ? સામો માણસ ગુસ્સે થાય કે ગમે તે કરે, પણ છેલ્લે એ તો પુદ્ગલ કરામત જ છે ને ! આ તો કરામત જ કહેવાય ને કે, છે અચેતન ને વર્તે છે ચેતનની જેમ. અને આને આપણે પૂરવાર કર્યું છે. તો આપણે જાણવું કે આ પુદ્ગલની કરામત છે.

લાલચંદ તે ફૂલચંદને ત્રણ ધોલ મારે છે તેય પુદ્ગલની કરામત છે. અને જો પાછો ફૂલચંદ લાલચંદને ચાર ધોલ મારે તો તેય પુદ્ગલની કરામત જ છે. પુદ્ગલની કરામત પ્રમાણે આત્માને વર્તવું પડે છે. અજ્ઞાનીને ભેગો થઈને વર્તે, જ્ઞાનીને છૂટો થઈને વર્તે. પુદ્ગલે પુદ્ગલને ભાંગ્યું ત્યારે લોક ભડકે છે ને પાછા કહે છે કે મેં તોડ્યું, મેં ફોડ્યું, મેં ભાંગ્યું.

પુદ્ગલની તો અનેક જાતની અનંત કરામતો છે, તેનો ભડકાટ

શું ? ગભરાવાનું શું ? સુથારની કરામત, લુહારની કરામત, તેમ આ પુદ્‌ગલની કરામત છે. અત્યારે 'એણે' આમાં કિંચિત્‌માત્ર, કંઈ જ કર્યું નથી. આ તો માત્ર હાજરીથી થયા કરે છે.

## પુદ્‌ગલનીય શક્તિ વિરાટ !

**પ્રશ્નકર્તા :** જડ વસ્તુમાં જ્યારે અણુ તોડીને પરમાણુમાં ફેરવાય છે, ત્યારે મહાન શક્તિ પેદા થાય છે તો પછી તે જડ કહેવાય ખરું ?

**દાદાશ્રી :** આ દુનિયામાં બે શક્તિ કૃષ્ણ ભગવાને કહી છે, એક તો અનાત્મ શક્તિ ને એક આત્મ શક્તિ. અનાત્મ એ જડ શક્તિ છે. જડમાં ચેતન હોતું જ નથી અને ચેતનમાં જડેય હોતું નથી, બેઉ જુદી શક્તિઓ છે. આ જે લોકોને ભમાવ્યા છે કે જડમાંય ચેતન છે, એ ખોટા ભમાવી માર્યા છે. પછી તો ઘઉં ને કાંકરા વીણવાના જ ના રહ્યા ને ? પછી તો નિરાંતે બધા ભગવાન જ થઈ ગયા !

**પ્રશ્નકર્તા :** આત્માને કર્મનો કેવો સંબંધ છે ?

**દાદાશ્રી :** 'એને' રિલેટિવ સંબંધ છે. કર્મ 'પોતાનાં' મનાતા હોવાથી આત્મા ફસાયો છે ને ! કર્મ જ પ્રબળ છે ને ! કર્મમાં જ બધા ભગવાન ફસાયા છે ને !

**પ્રશ્નકર્તા :** કર્મ આત્માને ફસાવે છે કે આત્મા કર્મને બાંધે છે ?

**દાદાશ્રી :** ના, કર્મ આત્માને ફસાવે છે. પુદ્‌ગલની એટલી બધી શક્તિ છે. આ તો અણુ તોડ્યા ત્યારે ખબર પડી કે આટલી બધી પુદ્‌ગલની શક્તિ છે.

**પ્રશ્નકર્તા :** આત્મા ધારે તો કર્મ ખપાવી કાઢે ને ?

**દાદાશ્રી :** તે બંધાયેલો શી રીતે ખપાવી કાઢે ? જ્યારે સ્વભાવમાં આવે ત્યારે. આત્મા સ્વભાવમાં ક્યારે આવે ? જે સ્વભાવમાં આવી ગયા હોય ત્યાં જઈએ તો. અને સ્વભાવમાં આવે તો કર્મ ખપાઈ જાય. સ્વભાવમાં આવે તો એટલે ગમે તેવાં કર્મને ઊડાડી મેલે. જ્ઞાની પુરુષ

એક કલાકમાં છે તે કેટલાય કર્મના ધુમાડા ઊડાડી મેલે ત્યારે તો લક્ષ બેસે, નહીં તો લક્ષ બેસે નહીં.

**પ્રશ્નકર્તા :** દાદાજી, આ ચાર્જ કર્યા પહેલાંનાં શુદ્ધ પરમાણુઓ છે, એને પણ પોતાની શક્તિ છે ને ?

**દાદાશ્રી :** પરમાણુઓમાં (અનેક પરમાણુ) બહુ શક્તિ, જબરજસ્ત શક્તિ છે. અને આપણે ચાર્જ કરીએ છીએ તેમાં આપણી શક્તિ નથી, ખાલી ભાવ જ છે. આપણો ખાલી પાવર એકલો જ પેસે છે. પરમાણુની પોતાની શક્તિથી જ છે. 'હું કરું છું', એથી જ આ ઊંધું થઈ રહ્યું છે. આંખને છે તે જ્યારે નંબર આવેને, ત્યારે ચશ્માંની જરૂર પડે. બાકી, નંબર ના હોય તો એની જરૂર ના પડે. એટલે બધું આપણું પોતાનું જ અંધત્વપણું છે. દર્શનમાં ફેર થયો, (વિભાવિક થયું છે - દર્શન, જ્ઞાન ને ચારિત્ર) જ્ઞાનમાં ફેર થયો અને તેથી ચારિત્રમાં ફેર છે. એટલે દર્શન-જ્ઞાન ફરે એટલે બધું ફરી જાય. આ મેં '(કેવળ) દર્શન' આપ્યું, તેનાથી તમારું બધું ફરી જશે.

આ શરીરમાં અનાત્મા જ ઊંધું-છતું (પૂરણ-ગલન) કરી રહ્યો છે.

આ પુદ્ગલમાં એટલી શક્તિ છે કે તમારા (અહંકારના) ભૂક્કા બોલાવી નાખે, તો પછી આ અજ્ઞાની મનુષ્યની અથડામણમાં આવો તો તમારી શું દશા થાય ?

**પ્રશ્નકર્તા :** આત્મા આ શરીરથી જુદો છે, પણ આ પુદ્ગલથી આવરાયેલો છે. એ પોતે સર્વશક્તિમાન છે, તો એ આત્મા પોતે પોતાની શક્તિથી આ પુદ્ગલના આવરણથી બહાર કેમ નથી નીકળી શકતો ?

**દાદાશ્રી :** પુદ્ગલની શક્તિ કંઈ ઓછી નથી. આ એટમની શક્તિ છે ને, એ કંઈ જેવી તેવી નથી કે આમ ધક્કો મારીને નીકળી શકે. એ જડ શક્તિ છે અને આ ચેતન શક્તિ છે. એ તો પોતાનું ભાન થાય, પોતે 'કોણ છું' એ જાણે તો જ છુટકારો થાય, નહીં તો ના થાય.

પોતે પોતાને ઓળખવાનું જ્ઞાન ધરાવતો નથી ત્યાં સુધી આ નબળાઈ છે અને પોતે પોતાનું જ્ઞાન ઉત્પન્ન થઈ ગયું, આત્મજ્ઞાન થઈ ગયું, એટલે છૂટો થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પોતે આત્મા ચેતન હોવા છતાંય એ આ જડ શક્તિમાં કેવી રીતે ફસાય છે ?

**દાદાશ્રી :** આ તત્ત્વો બ્રહ્માંડમાં બધાં ભેગાં હતાં એટલે ફસાયા છે. બે વસ્તુ ભેગી થવાથી પોતપોતાના ગુણધર્મને છોડતી નથી અને ત્રીજો જ ગુણધર્મ ઉત્પન્ન થાય છે, એવી રીતે આ ત્રીજા ગુણધર્મ તરીકે અહંકાર ઊભો થઈ ગયો છે. એ જ્યારે પોતાનું જ્ઞાન મળે ત્યારે અહંકાર નાશ થઈ જાય.

એટલે આ શરીરના બધા ગુણો છે ને, તેને આ આત્મા પોતે સ્વીકારી લે છે કે આ મને થાય છે, એનું નામ ભ્રાંતિ.

બાકી, આત્મામાં તો રાગ નામનો ગુણ જ નથી અને રાગ ના હોય તો દ્વેષ ના હોય. એક ગુણ હોય તો સામો પ્રતિપક્ષ હોય એનામાં. પણ એવું દ્વંદ્વ ગુણો એનામાં છે જ નહીં. સ્વતંત્ર ગુણોનું ધામ છે. પરમાત્મ ગુણો છે એનામાં. પણ આ ભ્રાંતિથી ઊભું થઈ ગયેલું છે. આ પુદ્ગલની એટલી બધી શક્તિ છે કે સામાને ભ્રાંત કરી નાખે એવી શક્તિ છે.

## જ્ઞાનીએ જ ભાળી પુદ્ગલ કરામત !

બધું પુદ્ગલ કરી કહ્યું છે અને આ લોકો માને છે કે, 'હું કરું છું' એ 'હું'યે પુદ્ગલ છે. એટલે બધું પુદ્ગલ કરી રહ્યું છે. એ પુદ્ગલની કરામત તીર્થંકરો અને જ્ઞાની સિવાય કોઈનેય ના સમજાય. કરામત તો અમે જોયેલી હોય, તે વર્ણન ના કરી શકાય. એનો આકાર, એની રીત જોયેલી હોય, એનું વર્ણન થાય નહીં. એ અવર્ણનીય વસ્તુ છે. શબ્દની સીમા છે પણ એ તો અસીમ વસ્તુ.

પુદ્ગલ કરામતને નહીં જાણવાથી અને નહીં સમજવાથી લોક

કહે છે, ઈશ્વર કરે છે (ભગવાન ચલાવે છે).

બધી કળા પુદ્‌ગલની કરામત છે. પહેલાં મને એમ લાગતું કે આ મારી કરામત છે અને હું રાચતો હતો પણ જ્ઞાન થયા પછી સમજ્યો કે એ પુદ્‌ગલની કરામત છે. મૂઆ, આ પુદ્‌ગલની કરામત તો જડની કરામત છે.

**પ્રશ્નકર્તા :** આત્માને જે બિલકુલ અક્રિય કહ્યો છે એ જરા સ્પષ્ટ થતું નથી.

**દાદાશ્રી :** એ અક્રિય જ છે, કાયમનો અક્રિય છે. પોતે આ ક્રિયા કરે છે અત્યારે, એ જ્યારે પોતે અક્રિય દેખાશે ને, ત્યારે ભગવાન થયો હશે. ત્યાં સુધી તમને શી રીતે દેખાય ? અક્રિય શબ્દ તમને શ્રદ્ધામાં હોય, એ તો પ્રતીતિ કહેવાય. પણ જ્યારે 'પોતે' અક્રિય દેખાશે, અનુભવમાં આવશે, ત્યારે તમે ભગવાન થઈ ગયા હશો. અક્રિય તમારી શ્રદ્ધામાં છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હા છે, પણ એ જરા સ્પષ્ટ કરવાની ઈચ્છા છે.

**દાદાશ્રી :** અરે, એ સ્થૂળ નથી. સ્થૂળમાં ક્રિયા હોય હંમેશાંય. એ સ્થૂળ નથી, આ તો બહુ સૂક્ષ્મ છે. અત્યંત સૂક્ષ્મ છે એ વસ્તુ. તમે તમારી ભાષામાં લઈ જાવ છો, ક્રિયા કરવાનું. એટલે આ પેલા કુંભાર ચાક ચલાવે એવી રીતે.

**પ્રશ્નકર્તા :** સ્થૂળ ક્રિયાઓ છે, તે કોને આધારી છે ?

**દાદાશ્રી :** આ અહંકારને આધારી.

**પ્રશ્નકર્તા :** અહંકાર કોને આધારી ?

**દાદાશ્રી :** અહંકાર, પોતાના અજ્ઞાનના આધારે. અજ્ઞાન રૂટ કોઝ છે. એ ગયું એટલે અહંકાર જાય. અહંકાર જાય એટલે બધું જાય.

**પ્રશ્નકર્તા :** શ્રીમદ્ રાજચંદ્રજીએ આત્માને સક્રિય-અક્રિય કહ્યો છે એ કેવી રીતે ?

**દાદાશ્રી :** હા, એ તો બરોબર છે. પણ એ હજુ તમને સમજાવવા માટે કહ્યું છે કે ભઈ, તમે જ્યાં સુધી ઈગોઈઝમવાળા છો ત્યાં સુધી સક્રિય છે અને જ્યારે જ્ઞાનવાળા છો તો અક્રિય છે. એટલે સક્રિય ના કહો. સક્રિય એટલે શું ? વ્યવહારથી કહે છે. હવે વ્યવહારથી એટલે, અત્યારે આપણી ગાડી જતી હોય ને કો'ક માણસ અથડાયો એટલે પેલો પોલીસવાળો બધાને કહેશે કે ચાલો. તે ઘડીએ હું કહું કે, 'ના, હું તો જ્ઞાની છું.' એવું ના ચાલે. 'હું એ.એમ.પટેલ છું' એવું કહેવું પડે. એટલે આનું નામ વ્યવહારથી સક્રિય.

## કર્તા-ધ્યાતા, બેઉ પુદ્ગલ !

**પ્રશ્નકર્તા :** દાદા આપે કહેલું ને કે ક્રિયા કરનારો અને ધ્યાન કરનારો એ બન્ને જુદા છે, તો એ બન્ને કોણ કોણ છે ? ક્રિયા કરનાર પુદ્ગલ છે, તો ધ્યાન કરનારો કોણ છે ?

**દાદાશ્રી :** એ તો બેઉ પુદ્ગલ જ છે. પણ આ જે ક્રિયા કરનાર પુદ્ગલ છે એ અચેતન પુદ્ગલ છે અને પેલું ચેતન પુદ્ગલ છે, મિશ્રચેતન પુદ્ગલ છે. આપણા અક્રમના આધારે બેઉ પુદ્ગલ છે, એમાં આત્માને લેવાદેવા નથી. અને ક્રમના આધારે છે તો આત્મા છે તે ધ્યાન કરનાર છે, એમની માન્યતાના આધારે એ આત્મા છે.

એટલે બેને છૂટું પડાય કે (મિકેનિકલ ચેતનવાળું) પુદ્ગલ ભોગવે છે અને મિશ્રચેતનવાળું પુદ્ગલ છે તે ધ્યાન કરે છે. પેલું પુદ્ગલ કર્તા છે અને કર્તા છે માટે એ પુદ્ગલ ભોક્તા છે અને ધ્યાન કરનાર ધ્યાનનો કર્તા છે, ધ્યાનનો જ ભોક્તા છે. જેવું ધ્યાન કરો, બહુ કડક ના કર્યું હોય, તો મોઢું બહુ બગડી ના જાય. બહુ કડક કર્યું હોય તો મોઢું બગડી જાય.

**પ્રશ્નકર્તા :** હવે દાદા, જે પુદ્ગલ કર્તા છે અને પેલામાં મિશ્રચેતન કર્તા છે, તો પછી તે વખતે મૂળ આત્મા જે છે તે તો માત્ર જ્ઞાતા-દ્રષ્ટા જ હોય છે ?

**દાદાશ્રી :** હા. આ તો એવી રીતે મૂંઝવ્યું છે. વ્યવહાર આત્માને નિશ્ચયમાં ઘાલી દીધો છે. બીજું વ્યવહારમાં આત્માને કર્તા માન્યો તે પછી કાયમ માની લીધો. તેથી ભોક્તા માન્યો. તેથી ત્યાગી માન્યો કે ત્યાગ કરે તો જ થાય, નહીં તો થાય નહીં. એટલે આ બધી કેવડી ભૂલ ચાલી આવી છે ! એવી ભૂલ થઈ છે કે આખુંય ડખળાઈ ગયું છે, કે એ ભૂલ તોડવા સારુ કુન્દકુન્દાચાર્યે લખ્યું. બધી આખી ભૂલ તોડી છે પણ સમજમાં બેસવી જોઈએને ?

આત્મા તો વ્યવહારથી જ કર્તા છે પણ નિશ્ચયથી અકર્તા છે. નિશ્ચય એટલે ખરી રીતે, સ્વભાવિક રીતે અકર્તા છે. એવું આ પુદ્ગલ છે તે વ્યવહારથી કર્તા છે ને નિશ્ચયથીયે કર્તા છે.

નૈમિત્તિક સ્વભાવે જ જગત છે. કોઈ કોઈનો કર્તા નથી. પુદ્ગલનો સક્રિય કર્તા સ્વભાવ છે. બીજાની મદદથી થાય છે. આત્મા સંપૂર્ણ અક્રિય છે.

પુદ્ગલ એક એવું છે કે સક્રિય છે અને અક્રિય છે. એક પરમાણુ હોય ત્યાં સુધી અક્રિય છે.

આત્મા જાણવા જેવો છે ને આ બધા ચેનચાળા છે.

**પ્રશ્નકર્તા :** જડ ક્રિયા છે.

**દાદાશ્રી :** જડ ક્રિયાયે સારી, આ તો બધા ચેનચાળા છે.

આ તો દાખલો આપી સમજણ પાડીએ તો તે સમજ પડે.

**પ્રશ્નકર્તા :** પણ આ કાળમાં આવું ફોડ પાડવાવાળો કોણ છે ? બીજું કોઈ ન મળે.

**દાદાશ્રી :** મન-વચન-કાયા સહજ સ્વભાવે ક્રિયાકારી છે. તે બધું કર્યા જ કરે છે ને સહજ સ્વભાવે આત્માનું જ્ઞાન-દર્શન ક્રિયાકારી છે. આ બધી વસ્તુઓ પડી હોય તો તેને આત્મા સહજ સ્વભાવે જોયા જ કરે, જાણ્યા જ કરે !

આત્મા તો નિરંતર જ્ઞાન ક્રિયા જ કરે છે. બીજી બધી ક્રિયાઓ પુદ્‌ગલ કરે છે. આ 'હું કરું છું' કહ્યું કે જ્ઞાન ઉપર આવરણ ચોંટ્યાં. તેમાં બુદ્ધિ ભળે. પ્રકાશના ગોળા ઉપર કપડું બાંધો તેમ આત્માના જ્ઞાન ઉપર બુદ્ધિનો પરદો છે. જેમ જેમ 'હું'પણું છૂટતું જાય તેમ તેમ કર્મ કલંક દૂર થતાં જાય તેમ અનંત જ્ઞાન આવે, અનંત દર્શન આવે.

અનાદિકાળથી બધા જ પ્રદેશો ઉપર કર્મ કલંક ચોંટતાં જ આવ્યાં છે. આવા કર્મફળ ચોંટેલાં છે, પછી આત્માની શક્તિ શી રીતે જણાય?

મનુષ્યમાં એક વાળ ના વધવા દેવાનીય શક્તિ નથી. મૂઆ, વાળ આગળ તારું ચાલતું નથી, પછી બીજે ક્યાં ચાલવાનું છે ? કોઈ મનુષ્યને સક્રિય થવાની સત્તા નથી અને કોઈને અક્રિય થવાની સત્તા નથી. સંડાસ જવાનીય સત્તા નથી અને સંડાસ ના જવાનીય કોઈની સત્તા નથી. કારણ કે આ જગત આખુંયે પુદ્‌ગલ ચલાવે છે.

ક્રિયા કોણ કરે છે ? પુદ્‌ગલ કરે છે. એટલે કૃષ્ણ ભગવાને કહ્યું કે કેમનો તું નિરોધ કરીશ, મૂઆ ? ઈન્દ્રિયોનો નિરોધ શી રીતે કરીશ તું ? કયો એવો ઉપાય છે કે નિરોધ કરી શકે ?

**પ્રશ્નકર્તા :** મારે કશું જ કરવાનું નથી, એ નિષ્ક્રિયતા કહેવાય કે પૂરેપૂરી ચેતનતા કહેવાય ?

**દાદાશ્રી :** પૂરી ચેતનતા કહેવાય. જેને કંઈ કરવાનું છે ને, એ જ ભ્રાંતિ. મહાપરાણે હું તમને ક્રિયામાંથી અક્રિયતામાં લાવ્યો. આ ફરી ક્રિયામાં કોણ પેસે ? એટલે તમને ગેરંટી આપી. તમારું ઘર ચાલશે. તેમાં તમારે ક્રિયા કરવાની જરૂર નથી, એ તો થયા કરશે, તમે જોયા કરો. હવે ક્રિયા હોય નહીં. ક્રિયામાં પેસવું એટલે શું ? ફરી પાછું સંસારમાં હાથ ઘાલવો. અક્રિયતા જ મુખ્ય વસ્તુ છે. અક્રિય કોઈ રહી શકે નહીં. આ વર્લ્ડમાં કોઈ માણસ એવો નથી કે જે અક્રિય રહી શકે. અને દાદાની આજ્ઞાથી જો અક્રિય રહી શકતા હોય, તો એ પૂર્ણ છે. એમાં અક્રિયતા આવી જાય તો હિતકારી છે, આશીર્વાદ સમાન છે.

## નથી કોઈ રીતે આત્મા કર્તા !

**પ્રશ્નકર્તા :** અક્રિય એટલે અકર્તાપણું ? એટલે પ્રશ્ન એ છે કે સક્રિય એટલે જ્ઞાતા-દ્રષ્ટાપણું ?

**દાદાશ્રી :** જ્ઞાતા-દ્રષ્ટાપણું છે એ જ અક્રિય છે. સક્રિય કોને કહેવાય કે આ પુદ્ગલને કહેવાય, એનામાં ક્રિયા કરવાનો સ્વભાવ છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાતા-દ્રષ્ટાપણું એ ક્રિયા નથી ?

**દાદાશ્રી :** ના, એ તો એક વખત કંઈ સમજાવવા માટે કહેલું કે, દર્શનક્રિયા અને જ્ઞાનક્રિયા કરવાની, જે ક્રિયા ખરેખર ક્રિયા નથી, સક્રિય પુદ્ગલ એકલું જ છે. આત્મા નિરંતર અક્રિય જ હોય છે.

**પ્રશ્નકર્તા :** દરેક પદાર્થ જે પરિણમન ક્રિયા સહિત હોય છે. એનું જે પરિણમન થયા જ કરતું હોય છે, એ એની ક્રિયા જ કહેવાય ને?

**દાદાશ્રી :** ના, ક્રિયા તો આ પુદ્ગલ એકલું જ ક્રિયા કરે છે. એટલે આ બધી પુદ્ગલ ક્રિયા નિરંતર થયા જ કરે છે. પોતે જ સક્રિય છે, એ જે આપણે આ દેહ બંધાય જાય છે ને છૂટો થાય છે, વિખરાય છે. બંધાય છે, છૂટો થાય છે. એનામાં સક્રિયપણાનો ગુણ છે અને બીજા કોઈમાં સક્રિયપણું ના હોય. બીજાં પાંચ સક્રિય નહીં, બીજાં બધાં પાંચેય અક્રિય.

પુદ્ગલ તો નવું-જૂનું થયા કરવાનું છે, એ જ સક્રિયતા.

**પ્રશ્નકર્તા :** કૃપાળુદેવે એને પરમાર્થે અક્રિય કહ્યો અને જ્ઞાતા-દ્રષ્ટાપણે સક્રિય કહ્યું છે.

**દાદાશ્રી :** આ તો શાસ્ત્રકારો લોકોને સમજાવવા માટે બોલ્યા છે, તેમાં લોકો આવું સમજી બેસે કે આત્માની ક્રિયા છે, પણ 'દર્શનક્રિયા ને જ્ઞાનક્રિયા કહ્યું, બીજી ક્રિયા કરતો નથી.' એવું શાસ્ત્રકારોએ કહેલું છે, તે તો ઓળંબો આપેલો છે. પણ આત્માનો સક્રિયતા ગુણ જ નથી, ત્યાં ક્રિયા ક્યાંથી હોય ? તમે માનો છો એવા અર્થમાં કૃપાળુદેવ કહે

નહીં, એવું ના લખે. બેજવાબદારીવાળું વાક્ય ના લખેલું હોય, મહાન જોખમદારી છે. કોઈ પણ આચાર્યેય ના લખેને આજના. સક્રિયપણું ગુણ જ નથી એનામાં, અક્રિયનો જ ગુણ.

**પ્રશ્નકર્તા :** જે કર્તાભાવ નથી, એ દૃષ્ટિએ અક્રિય કહ્યો છે ?

**દાદાશ્રી :** ના, એવું નહીં.

**પ્રશ્નકર્તા :** બાકી દરેક પદાર્થ ક્રિયા સંપન્ન જ હોય છે.

**દાદાશ્રી :** ના, એ ક્રિયા સંપન્ન હોતો જ નથી. બધે જ કૃપાળુદેવે લખ્યું કે દરેક પદાર્થ ક્રિયા સંપન્ન હોય છે એનો અર્થ એવો કે એવી સક્રિયતા નથી એની. એ તો એની પરિણમનતા છે સક્રિયતાનો ગુણ તો બહુ ખરાબ કહેવાય.

**પ્રશ્નકર્તા :** પરિણમન દૃષ્ટિએ જ સક્રિય કહ્યું ?

**દાદાશ્રી :** સક્રિય કોઈ દૃષ્ટિએ નહીં, પરિણમન તો એનો સ્વભાવ છે.

**પ્રશ્નકર્તા :** દાદા, એટલે આ તો અરીસાની અંદર જે દૃશ્યો ઝળકે છે, એટલે એવું કહેવાય કે જ્ઞાતા-દ્રષ્ટા છે.

**દાદાશ્રી :** જ્ઞાતા-દ્રષ્ટાપણું એ એવું છે કે આમાં અરીસો એટલે કે પોતાને કશું કરવાપણું નથી એમાં. પોતાની મહીં ઝળકે છે અને કોઈપણ વસ્તુ પરિણામ પામે એનું નામ સક્રિયતા ગણાતી નથી.

**પ્રશ્નકર્તા :** શ્રીમદ્ રાજચંદ્રએ એક ઠેકાણે એવું લખ્યું છે કે સર્વ પદાર્થ અર્થક્રિયાસંપન્ન છે કંઈ ને કંઈ પરિણામક્રિયા સહિત જ સર્વ પદાર્થ જોવામાં આવે છે. આત્મા પણ ક્રિયાસંપન્ન છે, માટે કર્તા છે. તે કર્તાપણું ત્રિવિધ શ્રી જિને વિવેચ્યું છે; 'પરમાર્થથી સ્વભાવપરિણતિએ નિજ સ્વરૂપનો કર્તા છે. અનુપચરિત વ્યવહારથી તે આત્મા દ્રવ્યકર્મનો કર્તા છે અને ઉપચારથી ઘર-નગર આદિનો કર્તા છે.'

(શ્રીમદ્ રાજચંદ્ર વચનામૃત પાન-૩૯૪)

**દાદાશ્રી :** તે આ વ્યવહારથી આત્મા આ દ્રવ્યકર્મનો કર્તા છે, ખરી રીતે સ્વભાવનો કર્તા છે.

**પ્રશ્નકર્તા :** આત્મા પણ ક્રિયા સંપન્ન છે એ જે અહીંયાં...

**દાદાશ્રી :** એવું છે ને કે આત્મા એ તો આપણે અહીંયાં આગળ તમારે જાણ થઈ ગઈ કે આત્મા શું ? બાકી ક્રમિક માર્ગમાં એમને તો આત્મા આ (ક્રિયા કરનારો) જ મનાય. અને તે ક્રિયા સંપન્ન એમને લાગે ને ! તેથી જ તો બધી ક્રિયાઓ કરે છે, સમિતિઓ-બમિતિઓ બધી કરે છે. આત્માને ઘસી ઘસીને પહેલ પાડીને હીરો બનાવે છે અને કેવળજ્ઞાન શું કહે છે કે એવું નથી, તું આ પહેલ પાડ પાડ શું કરવા કરે છે તે ? 'તું' આ 'આત્મા'ને જો ને તેવો આત્મા બનાવ, કહે છે. મૂળ આત્માને જો અને તેવો તું બનાવ એને. જેમ એક બસને જોઈને પછી આપણે બસ કરવાની હોય, તેવું આ તું કર, કહે છે. તો આ શું કરે છે કે પોતે જ ક્રિયા કર કર કર્યા કરે છે.

**પ્રશ્નકર્તા :** ક્રમિક માર્ગમાં જે લોકો આવી ક્રિયાઓ કર્યા કરે છે, તે લોકોના મનમાં પેલું મોડેલ ખરું ?

**દાદાશ્રી :** એ હોય તો તો કલ્યાણ થઈ જાય ને ! જગત આખાને એ હોય જ નહીં. બોલે ખરા, આત્મા શુદ્ધ છે મહીં.

**પ્રશ્નકર્તા :** તો દાદા, આ ક્રમ-અક્રમનો આની અંદરથી તો બહુ સ્પષ્ટ ફોડ પડી ગયો કે ક્રમિકની અંદર એવું મોડેલ છે નહીં અને આપે અક્રમની અંદર એવું મોડેલ આપ્યું, શુદ્ધાત્મા પદ આપ્યું.

**દાદાશ્રી :** મોડેલમાં જ બેસાડ્યા ને, હવે તમે આને (પુદ્ગલને) સમું કરી લો.

**પ્રશ્નકર્તા :** આ બહુ જ બેઝિક ફંડામેન્ટલ ડિફરન્સ (પાયાનો મૂળભૂત તફાવત) અહીંયા જ આવી જાય છે. પછી એની અંદરથી વિસ્તાર થાય છે જુદો જુદો.

**દાદાશ્રી :** એમને આમ પાછળ રહીને કાનપટ્ટી પકડવાની છે,

આપણે આમ સીધી પકડવાની છે.

**પ્રશ્નકર્તા :** એ લોકોને ઊંચા પ્રકારની ક્રિયા કરવાની છે, પણ એને માટે ટાંકણાં તો જોઈએ ને, પેલો શિલ્પકાર ટાંકણા વાપરે છે એવાં?

**દાદાશ્રી :** ટાંકણાં જોઈએ. આજે એની પાસે ટાંકણાં હોય તો પણ પૂર્વે, ગયે ભવે ભાવના કરી હોય તો ક્રિયા થાય ! પછી આજે ભાવ કરીએ કે ટાંકણાં લઈ જઈએ, ત્યાર પછી આવતા ભવમાં થાય (ક્રમિક માર્ગમાં).

**પ્રશ્નકર્તા :** હા, અને અક્રમની અંદર તો ટાંકણાં રાખ્યાં જ નહીં.

**દાદાશ્રી :** કશુંય નહીં. આમ જોયું ને આમ જોયું એટલે થઈ જશે. આમ જુઓને (જોયા કરવાથી જ) એટલે થઈ જશે.

આ મહાત્માઓના અનુભવોના નિવેદનોમાં અક્રમની બલિહારી જે બધાએ લખી છે, જો લખી છે ! કેવું સહેલું સટ !! કશું કરવાનું જ નહીં !!!

એમાં એમનો દોષ નથી, ક્રમિક માર્ગ જ એવો છે. માર્ગની આખી માન્યતા જ આવી છે. આ જ હું આત્મા. આને સ્થિર કરવાનો. તે મોટા મોટા પથ્થર પર ઊભા રહીને ત્યાં આત્માનું ધ્યાન કરે એટલે પડી ન જવાય. એ ભયને લઈને પેલો જાગૃત રહે અને આમ કાયોત્સર્ગ કરે. એ કષાય આત્માને આત્મા માને છે, ઈન્દ્રિય આત્માને તે આત્મા માનતા નથી. કારણ કે તે ઈન્દ્રિય આત્માને તો કાય કહે છે. એટલે આનાથી ઉત્સર્ગ એટલે આનાથી જુદો હું. એટલે ઈન્દ્રિય આત્મા (મંગળદાસ), બીજો કષાય આત્મા (બાવો) અને ત્રીજો દરઅસલ આત્મા, અકષાયી આત્મા (મૂળ આત્મા)!

**પ્રશ્નકર્તા :** આ પાવર ચેતનની ખબર નહીં ને કોઈને ?

**દાદાશ્રી :** એટલે મેં કહ્યું, 'આ પહેલેથી ચાલી આવેલું વિજ્ઞાન છે, આ મારું કંઈ નથી.' ત્યારે કહે, 'આવું ના બોલશો. તમારું સ્પેશિયલ

છે, આ તો ચાલુ આવેલામાં છે જ નહીં આવું. આનો એક અક્ષરેય નથી અને તમારે આગવું છે ને બહુ અજાયબ છે.' મેં કહ્યું, 'ના, આપણે જોખમદારી લઈને શું કામ ? ચોવીસ તીર્થંકરોનું છે તે સાચું!'

તમારી પાસેથી કોઈ દશ હજાર લૂંટી લે, તે વખતે તમને ભાન રહે કે આ પુદ્‌ગલ જોરદાર છે તે આ પુદ્‌ગલ પાસેથી દશ હજાર લૂંટી લે છે. તે વખતે પુદ્‌ગલની કરામત છે તેવું તમને ભાન રહે તે કેવળ દર્શન. કોઈ આ જગતમાં સમજ્યું નહોતું. આ જગતમાં જે કંઈપણ કરવામાં આવે છે તે જગતને પોષાય યા ન પણ પોષાય છતાં 'હું' કંઈ જ કરતો નથી એવો નિરંતર ખ્યાલ રહેવો એ કેવળ દર્શન છે. પુદ્‌ગલની કરામતની ગેડ બેસી જાય તો કેવળ દર્શન. પુદ્‌ગલની કરામતની ક્રિયા જાણવામાં આવે તો કેવળ જ્ઞાન. પુદ્‌ગલની કરામતને વર્તવામાં આવે તો કેવળ ચારિત્ર.

❖ ❖ ❖ ❖ ❖

# [૪]

# પુદ્ગલ, પ્રસવધર્મી !

## એકોઽહમ્, બહુસ્યામ્ !

**પ્રશ્નકર્તા :** एकोऽहम् बहुस्याम्, એ વાત જરા સમજાવો ને!

**દાદાશ્રી :** 'હું' એકલો હતો ને આ બધા પાછા ઊભા થઈ ગયા. હું એકલો હતો, તેના આ બધા ઊભા કર્યાં ? હાઉ ઈટ ઈઝ પોસિબલ? લોકો આને જુદું સમજ્યા છે.

**પ્રશ્નકર્તા :** દાદા, ખરેખર એનો યથાર્થ અર્થ શું થાય ?

**દાદાશ્રી :** 'હું' આત્મા તરીકે એકલો છું અને જગતમાં તદાકાર ભાવથી અનેક રૂપ થઉં છું. પુદ્ગલ બહુરૂપી હોવાથી, 'હું મામો છું ને કાકો છું ને ફૂઓ છું ને આમ છું, તેમ છું.' 'હું' એક જ છું પણ બહુસ્યામ થઉં છું.

**પ્રશ્નકર્તા :** હવે એ શક્તિ કઈ ? આ શક્તિ અને પેલી શક્તિમાં કયો ફેર છે ?

**દાદાશ્રી :** પેલી જડ શક્તિ બધી અને આ ચેતન શક્તિ ! પેલી રૂપી શક્તિ, અનંત રૂપો, બહુરૂપ કરે અને પ્રસવધર્મી, એકમાંથી અનેક દેખાડે.

બહુરૂપી છે આ જગત. એટલે આ લોક મૂંઝાયું છે. પુદ્ગલનો સ્વભાવ બહુરૂપી છે. એટલે આ સમજાય ત્યારે નીકળી જાય, બધું છૂટે.

**પ્રશ્નકર્તા :** બે શક્તિ જુદી છે, એમ ને ?

**દાદાશ્રી :** બહુ જુદી છે, બેને લેવાદેવાય નથી. સંસર્ગ જ છે, બાકી ઓળખાણેય નથી, પારખાણેય નથી. અરે, કોઈ કોઈનું દબાયેલુંય નથી.

## પ્રસવધર્મથી ગૂંચામણ !

એટલે આ જગત સમજવા જેવું છે. આ ઘઉં હોય છે, એની કેટલી ચીજો બનતી હશે ?

**પ્રશ્નકર્તા :** ઘણી બને. ઘઉંની બનાવટ તો ઘણી બને.

**દાદાશ્રી :** કેટલી બને ?

**પ્રશ્નકર્તા :** એ તો મેં ગણતરી કરી નથી, પણ ઘણી ચીજો બનતી હશે.

**દાદાશ્રી :** આ જગત પરમાણુઓની પ્રસવતાથી ભરેલું છે. પરમાણુઓ પ્રસવધર્મી છે.

આ તો પુદ્ગલ કેવા ધર્મવાળું છે ? પ્રસવધર્મી છે. આ બધું જગતમાં જે દેખાય છે ને, તે બધું પ્રસવધર્મી છે. એટલે આપણે અહીં આગળ બેઠા હોયને અને જો કો'ક માણસે આજુબાજુ અરીસા ગોઠવ્યા હોય તો આપણે એકલા હોય તોય આ અરીસામાં ઘણા બધા દેખાય. દેખાય કે ના દેખાય ?

**પ્રશ્નકર્તા :** દેખાય.

**દાદાશ્રી :** હવે એમાં આપણે અહીં તો એક જ જગ્યાએ છીએ, પણ પ્રસવધર્મી છે.

અરે, પાંચ લાખ કાચના ટૂકડા મેલ્યા હોયને, તો પાંચેય લાખમાં એક-એક ચંદુભાઈ જેવું દેખાય. અને એક જ ટુકડો મેલ્યો હોય તો એક જ દેખાય.

તમે ઊભા રહો ને બે હાથ આમ કરો તો બધા અરીસામાં બે હાથ થઈ જાય (દેખાય), એ તોફાન-તોફાન. અરીસાને આપણે કહીએ, 'ભઈ, એક જ દેખાડજો, બધા ના દેખાડશો', તો છોડે કે ? બધા દેખાડે, નહીં? આ મૂંઝાય, નહીં ? ત્યારે શું કરે તે ?

એટલે પ્રસવી સ્વભાવ છે, અનંત પ્રસવી. એટલે બધું એક બાજુ જન્મ્યા જ કરે. એકમાંથી બે, બેમાંથી ચાર અને ચારમાંથી અનેક જન્મ્યા જ કરે. પુદ્‌ગલનો પ્રસવવાળો સ્વભાવ છે. આત્માને પ્રસવ નથી. ઈંડાં પડ્યા જ કરે, ઈંડાં પડ્યા જ કરે, બસ. માણસ મૂંઝાઈ જ જાય પછી અને એને પોતાનું સ્વરૂપ માન્યું કે 'આવા ઈંડાં મને જ પડે છે અને આ ઈંડાં મારા જ છે.' ક્યારે પાર આવે, બોલો ? માણસ મૂંઝાઈ જાય. તે ક્યાં સુધી, ભગવાનનેય કર્તા માને. ભગવાનનેય કર્તા માને તો ક્યાં સુધી માનેલું રહે ? ભગવાને મને કર્યું આ બધું, એવું માને. તે એક્ઝેક્ટ તો નથીને ! અને એક્ઝેક્ટ ના હોય એ વસ્તુ ટકે નહીં. એટલે પાછો મૂંઝાય. ખરે ટાઈમે, અણીને ટાઈમે કામ ન લાગે. આત્માનો સ્વભાવ પ્રસવીધર્મી નથી. એટલે જ ફાવ્યા ને, આત્મા થયા પછી. પુદ્‌ગલમાંથી તો બધું પ્રસવ થયા જ કરે.

જેમ એક ટી.વી.માં બોલે પણ આખી દુનિયામાં ઠેર ઠેર સંભળાય તે પ્રસવધર્મ.

## દરિયામાં એક ને ઘડાઓમાં અનેક !

આકાશમાં એક ચંદ્રમા હોય છે, પણ લાખ ઘડા દરિયા કિનારે મૂક્યા હોય તો દરિયામાં જુઓ તો એક ચંદ્રમા દેખાય ને લાખ ઘડામાં લાખ દેખાય. આવડો મોટો દરિયો અને ચંદ્રમા એક દેખાય અને આ ઘડે ઘડે જુઓ ! બધા ઘડા કહે છે, અમારામાં પણ આખોય ચંદ્ર છે. બંધાયેલો ઘડો થયો ને ! ઘડો થયો એટલે અહંકાર થયો, એ ભેદ પડ્યો અને દરિયાને ભેદ નથી, તો છે કશી ભાંજગડ ? તે આ ભેદ થયેલા ઘડા છે. એકમાંથી અનેક, અને બધું થયા જ કરે, આનો પાર ના આવે.

**પ્રશ્નકર્તા :** પણ પુદ્ગલનો પ્રસવ થાય, છતાં પેલો એકનો એક જ દેખાયા કરે.

**દાદાશ્રી :** હા, એકનો એક જ દેખાયા કરે. આખા દરિયામાં એક જ ચંદ્રમા દેખાય તેનું શું કારણ ?

**પ્રશ્નકર્તા :** બધું એ એક જ જથ્થામાં છે દરિયો. પેલા જુદા જુદા જથ્થામાં મૂકેલા છે એટલે. એટલે બધા જુદા જુદા ચંદ્ર દેખાય.

**દાદાશ્રી :** ચંદ્ર તો એક જ છે, પણ કેટલું બહુસ્યામ્ થાય છે આ બધું ! એટલે એ ભાષામાં કહે છે અને લોકો પોતપોતાની ભાષામાં સમજી જાય છે.

**પ્રશ્નકર્તા :** હું નાનો હતો ત્યારે મને એવું સમજાયેલું કંઈક કે એક આત્માથી બીજો આત્મા થાય અને એકમાંથી ચાર આત્મા થાય ને પાંચ આત્મા થાય. આવી બધી સમજણ હતી.

**દાદાશ્રી :** ના, એ તો તમે નહીં, બધાય આવું સમજેલા. એટલે બહુસ્યામ્માં અમે બહુ પડીએ નહીં. પછી લોકોનું મન ગૂંચાઈ જાય અને આ અમે ક્યાં ભાંજગડ કરીએ ?

**પ્રશ્નકર્તા :** બહુસ્યામ્ જે કહ્યું છે એ પુદ્ગલને ઉદ્દેશીને કહેલું છે ?

**દાદાશ્રી :** પુદ્ગલને લીધે બહુસ્યામ્, આનો અર્થ એ જ થાય છે.

**પ્રશ્નકર્તા :** તે એને માટે મને તમે એક વખત વાક્ય કહ્યું'તું, મેં કહ્યું, 'દાદા, તમે આ ટૂંકું ટૂંકું કેમ બોલો છો ? જરા વિસ્તારથી સમજાવો તો લોકોને સમજણ પડે.' ત્યારે તમે કહ્યું, 'આ વિસ્તારથી બોલીએ તો 'વસ્તાર' થઈ જાય, એટલે અમે તો ટૂંકું જ બોલીએ. પહોંચ્યું તો ઠીક, નહીં તો પછી કંઈ નહીં.'

**દાદાશ્રી :** એવું છે ને, વિસ્તારથી બોલવાથી વસ્તાર વધે. આ

જે સંસાર છે એ આખો સંસાર પુદ્ગલનો જ બનેલો છે. પૂરણ-ગલનનો વિસ્તાર કરવાથી વસ્તાર.

પુદ્ગલમાં આત્માનો ઉપયોગ જાય તો તે (પુદ્ગલ) પ્રસવધર્મી છે. એટલે પછી જન્મ આપ્યાં જ કરે. આ જુઓને, છોકરાં થયાં જ કરે છે ને ! આત્માનો ઉપયોગ (આત્મામાં) હોય તો છોકરાં ના થાય.

**પ્રશ્નકર્તા :** આમાં આત્માના ઉપયોગ વિષે સમજ પાડો.

**દાદાશ્રી :** આ ચા પીવામાં આત્માનો ઉપયોગ એટલે કે માત્ર જોવાનું ને જાણવાનું જ, તેમાં ઈન્ટરેસ્ટ નહીં તે.

આગ્રહ રાખ્યો એ પ્રસવધર્મી થયું.

**પ્રશ્નકર્તા :** દાદા, આ પ્રકૃતિ છે ને, એ પ્રસવધર્મી છે, તો જ્ઞાન છે તે પ્રતિપ્રસવધર્મી છે ?

**દાદાશ્રી :** ના. જ્ઞાન, એને પ્રતિયે ના આવેને અને કશુંય ના આવે. જ્ઞાનને કશું અડે નહીં, નડે નહીં, લડે નહીં, એનું નામ જ્ઞાન અને એ જ વિજ્ઞાન ! આ સંસારી જ્ઞાન, એ તો મતિજ્ઞાન છે. તે સાચું મતિજ્ઞાન જુદું અને આ તો સુમતિ-કુમતિ બંને ભેગું હોય.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન લીધા પછી વિકલ્પોમાં પ્રતિપ્રસવ થાય ?

**દાદાશ્રી :** પછી વિકલ્પ હોય જ નહીં. 'હું' એટલે વિકલ્પ અને 'મારું' એટલે સંકલ્પ. જ્ઞાન આપીએ છીએને ત્યારે 'હું'-'મારું' ગયું. એને સંકલ્પ-વિકલ્પ ગયા. પછી તો એને જોવાનું રહ્યું. પોતાનું મન શું શું વિચારે છે, તે જોયા કરવું.

તેવું આ જગત ભુલભુલામણીવાળું છે. તેમાં અબુધ ના ફસાય, બુદ્ધિવાળા જ ફસાય.

પરિણામ શું આવ્યું ? તે બુદ્ધિયે શી રીતે કામ કરે ? બુદ્ધિ હઉ

કામ કરતી થાકી જાય.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિથી સમજાય નહીં.

**દાદાશ્રી :** એના કરતાં આપણે જે ગામના છીએ, ત્યાં આપણે ઘેર (આત્મસ્વરૂપમાં, મોક્ષે) જતાં રહીએ એ સારું, આ કચકચમાં પડ્યા કરતાં. આનો તાળો ક્યારે જડે ? આનો તાળો જ ના મળે ને !

❖❖❖❖❖

## [૫]

# પ્રયોગસા - મિશ્રસા - વિશ્રસા !

### તીર્થંકરોની આગવી શોધ !

**પ્રશ્નકર્તા :** વિશ્રસા એટલે શું ?

**દાદાશ્રી :** આ તીર્થંકરોનો શબ્દ છે. તે આમ દેખવામાં તો બહુ મોટા શબ્દો દેખાય, પણ સમજાય નહીં માણસોને. એટલે એવાં ત્રણ શબ્દો છે. જેમ ચન્દુસા હોય છે ને, આપણે લખાવીએ છીએને ચન્દુસા એટલે.. એવા આ પ્રયોગસા, પછી બીજા મિશ્રસા અને ત્રીજા વિશ્રસા. તીર્થંકર ભગવંતોને બહુ સુંદર વાત કરી, પણ આ સમજણ ના પડે તેનું કરે શું તે ? અક્કલ કૂટે સામસામી. એ તો જ્ઞાની થ્રૂ (દ્વારા) સમજી લેવું જોઈએ. હવે પહેલો કયો શબ્દ આવ્યો ?

**પ્રશ્નકર્તા :** વિશ્રસા.

**દાદાશ્રી :** આ જગત આખું પુદ્‌ગલ પરમાણુથી ભરેલું છે. એ બિલકુલ શુદ્ધ પરમાણુ છે, એ અણુ નથી. આંખથી દેખાય નહીં, દૂરબીનથી દેખાય નહીં. એ ફક્ત જ્ઞાનગમ્ય છે. બીજા કોઈથી એ ગમ્ય વસ્તુ નથી. એ પરમાણુ જ્યારે ભેગા થાય છે ત્યારે અણુ થાય છે.

પેલાને પુદ્‌ગલ પરમાણુ નામ આપ્યુંને, એ ખરેખર પુદ્‌ગલ હોતા નથી બિચારા. એ તો વિશ્રસા પરમાણુઓ છે. આ એકલા જ (વિભાવિક સ્વરૂપના) પૂરણ-ગલન કશું થાય નહીં, પણ પછી મૂળ સ્વભાવ એનો એવો છે કે બધા ભેગા થઈ જાય. પછી એના મોટા મોટા સ્કંધ બને, પછી વિખરાઈ જાય. આખા જગતના શુદ્ધ પુદ્‌ગલ પરમાણુઓને તીર્થંકરો વિશ્રસા કહે છે. વિશ્રસા એટલે તદ્દન શુદ્ધ છે. પરમાણુ બધા ભેગા

થઈને અણુ થઈ ગયા હોય તોય શુદ્ધતા એની જતી નથી. એટલે આ વિશ્રસા પરમાણુથી આખું જગત ઠાંસી ઠાંસીને ભરાયેલું છે.

**પ્રશ્નકર્તા :** શુદ્ધ સ્વરૂપે રહેલા પરમાણુઓને તીર્થંકર ભગવાને વિશ્રસા કહ્યા.

**દાદાશ્રી :** આ એમના સિવાય બીજા કોઈ એ વિશ્રસા સમજ્યા જ નથી.

**પ્રશ્નકર્તા :** ક્યાંય આ શબ્દ નથી.

**દાદાશ્રી :** હોય જ નહીં.

## 'પ્રયોગસા' ખેંચાય આખા શરીર દ્વારા...

**પ્રશ્નકર્તા :** વિશ્રસા પરમાણુઓનું આકર્ષણ કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** વિશ્રસા એટલે બહાર જે ચોખ્ખા પરમાણુઓ છે બધા, આકાશમાં ખુલ્લી જગ્યામાં બધે જ રહેલા છે, તે વિશ્રસા કહેવાય. તે જ્યારે ક્રોધ-માન કરે, ગુસ્સો કરે કે તરત એ પેસે મહીં. મહીં પ્રયોગસા થઈને પેસે. પેસતી વખતે પ્રયોગસા હોય. ક્રોધ-માન-માયા-લોભ કરે કે તરત પ્રયોગસા થઈ જાય.

હવે એ અજ્ઞાની માણસ 'હું ચંદુલાલ છું' એવું માનીને, જરા ખરાબ વિચાર કરે કે તેની સાથે પરમાણુ અંદર પેસે. આ પરમાણુ તો બહાર ચોખ્ખા જ છે, વિશ્રસા જ છે, પણ પેલો ખરાબ વિચાર થયો કે તરત જ પેલા પરમાણુ ખેંચાયા, તે ઘડીએ પ્રયોગસા થઈને મહીં પેસે અંદર. આપણે ભાવ કરીએ કે તરત જ એ પેસે અંદર. ભાવ ના કરીએ તો ના પેસે. પરમાણુ મહીં પેસે, તે વિશ્રસાના પ્રયોગસા થાય, એટલે પ્રયોગમાં આવે, લેબોરેટરીમાં આવ્યા.

**પ્રશ્નકર્તા :** એ પ્રયોગસા પરમાણુ આખા બોડી દ્વારા ખેંચાય છે ને ?

**દાદાશ્રી :** પ્રયોગસા તો, અંદર ગયા પછી પ્રયોગસા શરૂ થાય

છે, એના પરિણામ રૂપે.

**પ્રશ્નકર્તા :** એટલે અંદર જાય છે, તે ક્યાં થઈને જાય છે ?

**દાદાશ્રી :** આ ઈન્દ્રિયોથી. માણસને ક્રોધ આવે છે ત્યારે એ નાક વાટે પરમાણુ ખેંચે, એ પ્રયોગસા છે. પહેલું પ્રયોગસા થાય. ગુસ્સો કર્યો કે તરત એ પરમાણુ મહીં ખેંચાય. તે કેટલાક લોકોને નાકે ને મોઢેથી ખેંચાય અને કેટલાક લોકોને હાથ-પગ બધાથી ખેંચાય. આમ આમ થયા કરે ને, તે હાથે-પગે દરેક જગ્યાએ ખેંચાય. આમ આમ થાય (ધ્રુજે) કોઈ કોઈ ?

**પ્રશ્નકર્તા :** થાય, ક્રોધ થયો એટલે આમ આમ થાય (ધ્રુજે).

**દાદાશ્રી :** એટલે બધેથી ખેંચાય. અહીં (નાક)થી ખેંચાય તે ખેંચાય પણ બીજે બધેથી ખેંચાય. એ આ વિશ્રસાના પ્રયોગસા થાય. અને પ્રયોગસા થયેલા, બીજા અવતારમાં મિશ્રસા કહેવાય. અને મિશ્રસા ફળ આપવા માટે તૈયાર હોય. પ્રયોગસા ફળ આપે નહીં, એ બહુ અત્યંત સૂક્ષ્મ પરમાણુ છે.

**પ્રશ્નકર્તા :** દાદા, એ શુદ્ધ પરમાણુ તો બધા એકસરખા જ ને ?

**દાદાશ્રી :** શુદ્ધ પરમાણુમાં કોઈ ફેર નહીં. એ ખેંચાયું, તેની સાથે જ પ્રયોગસામાં ગયો. પ્રયોગમાં ગયો એટલે એ ક્રોધના પરમાણુ થયા આ બધાં. એ પરમાણુ જે ક્રોધના થયા, તે બીજા અવતારે પાછા એટલો જ ક્રોધ આપે પાછો.

**પ્રશ્નકર્તા :** અંદર જ્યારે ક્રોધ આવ્યો ત્યારે પરમાણુ ખેંચાયા, એ શુદ્ધ પરમાણુ હતા. જ્યારે એમાં કંઈ પ્રક્રિયા થઈ, એને બીજી રીતે પરમાણુમાં ફેર થયો હશે ને ? એની સાથે ઈલેક્ટ્રિકલ ચાર્જ કે ગમે તે કંઈ ચાર્જ ખેંચાતો હશે ને જોડે ?

**દાદાશ્રી :** એ ક્રોધ આવ્યોને ત્યાંથી પરમાણુને રંગ ચોંટી જાય આ ક્રોધના. અને અહંકાર આવ્યો ત્યાં આગળ પરમાણુ આમ અહંકારના થાય.

**પ્રશ્નકર્તા :** એટલે અહંકારના પરમાણુ આખા જુદા રહે છે ? અહંકારના પરમાણુ જુદા, ક્રોધના જુદા ?

**દાદાશ્રી :** હા, બધા જુદા જુદા. તે જ ફળ આપે પાછા. આ બહાર પરમાણુ એક જ જાતના છે. આપણે જેવું કરીએને, એવા એવા એ પરમાણુ થઈ જાય. આપણે છાતી કાઢીએ કે પરમાણુ બધા માનના થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એનો અર્થ એવો થયો કે પરમાણુ જ્યારે અંદર ખેંચાય તે વખતે એ પરમાણુમાં કંઈક ફેર પડે છે ?

**દાદાશ્રી :** ફેર પડ્યો તેથી જ પ્રયોગસા થયા.

**પ્રશ્નકર્તા :** જેમ અત્યારે એમ કહે છે પરમાણુના બધા ચાર્જ હોય છે, ઈલેક્ટ્રિકલ ચાર્જ, તે એવા ચાર્જ એને હોય છે ?

**દાદાશ્રી :** હા, એ ચાર્જ જ થઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** એ એવા ચાર્જ ક્યાંથી આવે ?

**દાદાશ્રી :** મહીં ઈલેક્ટ્રિકલ બોડી છે, એ ઈલેક્ટ્રિકલ બોડીના આધારે જ બધું ચાર્જ થઈ જાય છે. પણ ક્રોધ કર્યો તો ક્રોધના પરમાણુ પાછા બીજા ઊભા થાય. લોભ કર્યો તો લોભના પરમાણુ, માન કરે તો માનના પરમાણુ, એવા બધા પરમાણુઓ ઊભા થયા કરે, બીજ નાખે.

પ્રયોગસા બહુ સૂક્ષ્મ હોય, પછી મિશ્રસા એ સ્થૂળ હોય.

**પ્રશ્નકર્તા :** એટલે એનો ચાર્જ તો અંદરથી જ આવેને ? એના પરમાણુ ખેંચાયા પછી અંદર ચાર્જ થાયને ?

**દાદાશ્રી :** એ મહીં ચાર્જ થઈને જ પેસે. અહીં પેસતી વખતે મહીંથી ચાર્જ જ થઈ જાય, બહાર ચાર્જ ના થાય. આપણા શરીરમાં સહેજ આમ ખેંચાય એનાથી, ક્રોધથી ખેંચાય. અને તે ખેંચાવા માટે સાધન ના હોય, તો હાથ આમ આમ હાલે, બધેથી ખેંચાય. પગ હઉ

હાલે. વાળ ઊભા થઈ જાય ને અહીંથી ખેંચાય.

આ પ્રયોગસા પછી બીજા અવતારમાં મિશ્રસા થાય. આ મિશ્રસા છે તે પરિપાક થાય ત્યારે ફળ આપીને જાય. મહીં છે તો ખરા જ બધા.

**પ્રશ્નકર્તા :** ફળ આપીને જતા હશે, ત્યારે પાછા નવાં બીજ નાખતા જાય ?

**દાદાશ્રી :** નવા બીજ તો તમે જો 'હું ચંદુભાઈ' હો તો તમે નાખો, તે મનમાં તન્મયાકાર થયો કે નવું બીજ પડે, નહીં તો તન્મયાકાર ના થયો તો બીજ પડે નહીં.

અત્યારે એ જે વિશ્રસા હતા ને, તે પ્રયોગસા પરમાણુ કહેવાયા. પેલો પોતે ભાવ બોલ્યો ને, એટલે પરમાણુનું રૂપ ફર્યું. પ્રયોગસા થયા એટલે હવે એમ ને એમ પાછા જાય નહીં. પ્રયોગસા પરમાણુ એની મેળે સ્વભાવિક રીતે જ મિશ્રસા થાય. અને મિશ્રસા થઈ અને આ બોડી (શરીર) બંધાય એની મેળે. કોઈને બાંધવું પડે નહીં, એની મેળે જ બોડી બંધાય. પ્રયોગસા બોડી બાંધે નહીં. પ્રયોગસા છે તે યોજના ઉપર છે અને પ્રયોગસામાંથી મિશ્રસા થઈ અને બોડી બંધાઈ જાય, એમાં ઉપચાર કોઈનોય નથી.

## ફળ આપે તે મિશ્રસા !

**પ્રશ્નકર્તા :** પેલા પરમાણુઓ જે મિશ્રસા થાય, પ્રયોગસા થાય, એનું નામ જ પુદ્ગલ ?

**દાદાશ્રી :** પ્રયોગસા થાય એને પુદ્ગલ ના કહેવાય. મિશ્રસા એ જ પુદ્ગલ.

**પ્રશ્નકર્તા :** પ્રયોગસા થયા પછી...

**દાદાશ્રી :** પ્રયોગસા એટલે (પોતાના ભાવ પ્રમાણે) લાલ-પીળો રંગ અંદર પરમાણુમાં પેસે. પછી ફીડ થાય ત્યાર પછી એનું પરિણામ આવે તે મિશ્રસા થાય.

**પ્રશ્નકર્તા :** આ બાજુ જે ભાવ ઉત્પન્ન થાય છે કે જેના આધારે પેલા પરમાણુ ગ્રહણ થાય છે, તો એ ભાવ પણ પુદ્ગલ કહેવાય ને?

**દાદાશ્રી :** એ ભાવ ગલન કહેવાય.

**પ્રશ્નકર્તા :** એ ગલન કહેવાય ?

**દાદાશ્રી :** એ ગલનમાંથી પાછું આ ફરી ઊભું થાય.

**પ્રશ્નકર્તા :** એ ગલન એ પુદ્ગલ છે ?

**દાદાશ્રી :** એ ગલન પાછું પૂરણ ખેંચે.

**પ્રશ્નકર્તા :** પણ એ ગલન એટલે પુદ્ગલનો ભાવ કહેવાય ?

**દાદાશ્રી :** પુદ્ગલનું જ ગલન. આ જે છે એ પુદ્ગલ, ગલન ના થયું હોય એ, ત્યાં સુધી રહેલું પુદ્ગલ. ગલન થાય એટલે પાછું બીજું પૂરણ ખેંચે. અને આપણે (આ જ્ઞાન પછી) ગલન થાય તે વખતે ચાર્જ ના થાય, એવું કહીએ છીએ.

**પ્રશ્નકર્તા :** તો પેલું અહમ્‌નું સ્થાન ક્યાં આવે છે ? જે દાદા કહે છે ને, વિશેષ પરિણામ ઊભું થયું. વિશેષ પરિણામ જે અહમ્ ઊભો થયો, એ પણ પુદ્ગલમાં જાય ને ?

**દાદાશ્રી :** પુદ્ગલ જ છે ને, અહમ્‌ભાવ એ બધું. મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર બધુંય પુદ્ગલ, આત્મા સિવાય બધું પુદ્ગલ. સંયોગ જેટલો બાઝયો છે એ બધોય પુદ્ગલ. પ્રયોગસા હોય ત્યાં સુધી (વિભાવિક) પુદ્ગલ કહેવાય નહીં. (પણ વિધર્મી પુદ્ગલ કહેવાય.)*

**પ્રશ્નકર્તા :** પણ આ અહમ્ છે તે કોનો ભાવ કહેવાય ? તે કોનું પરિણામ કહેવાય ? આ જે ગલન થઈ રહ્યા છે એને આધારે ઉત્પન્ન થનારું છે ? એટલે આ પરમાણુ જે છે એમાં જાય છે કે આ ચેતન વિભાગમાં જાય છે ?

**દાદાશ્રી :** મિશ્રચેતન જ. આ બધુંય પુદ્ગલ એટલે મિશ્રચેતન.

*આપ્તવાણી શ્રેણી-૧૪ (ભાગ-૧) ખંડ-૧ ચે.૭ છ તત્ત્વોના સમસરણથી વિભાવ વાંચવું.

પુદ્ગલનો અર્થ જ મિશ્રચેતન. પ્રયોગસા એટલે પ્રયોગ ચેતન. પ્રયોગ ચેતન તે તમને દેખાય નહીં.

**પ્રશ્નકર્તા :** મિશ્રચેતન એક્ઝેક્ટલી કોને કહેવાય ?

**દાદાશ્રી :** તમારો ભાવ અને પરમાણુ બેનું મિક્ષ્ચર થાય એ મિશ્રચેતન.

પ્રયોગસા એ સૂક્ષ્મ ભાવે હોય. બીજે અવતારે સ્થૂળ ભાવે (મિશ્રસા) થાય અને તે ફળ આપીને જાય.

પ્રયોગસા પરમાણુ મહીં જાય છે તે કારણ પરમાણુ, તે કારણ રૂપ હોય છે ને ગર્ભમાં જાય છે તે કાર્ય દેહ ઉત્પન્ન કરે છે. અમે મૂળ કારણ પરમાણુ બંધ કરી દઈએ, તે કારણ રૂપ ન થાય. પણ તે તો કોઈક ફેરો આવો અપવાદ માર્ગ દશ લાખ વર્ષે ઉત્પન્ન થાય છે. અને જ્ઞાન ના હોય ત્યારે પાછું ફરી છે તે પ્રયોગસા થયા કરે અને પછી ફરી મિશ્રસા થયા કરે, ચાલુ ને ચાલુ જ અને અહીંથી રોટલી ખાતા ખાતા રાડાં ખાવા જવાનું, એવું ચાલ્યું આ. કળિયુગ ખરોને ! કળિયુગમાં તો લપસી પડે ને !

## કર્મ બંધાય, કર્તાપણાથી !

**પ્રશ્નકર્તા :** તો આમાં સૂક્ષ્મ કર્મ કઈ રીતે બંધાતાં હશે ?

**દાદાશ્રી :** તમે કહ્યું કે 'આ મેં કર્યું' અને કરે છે ઉદયકર્મ. તમે એકલા નથી કહેતા, મોટા મોટા સંતો-સાધુઓ પણ એવું કહે છે કે 'હું કરું છું'. અને તે માને છે પાછા. હવે કુદરત શું કહે છે, થઈ રહ્યું છે તેને તું 'હું કરું છું' એવું બોલું છું શું કરવા તે ? એ જે કરી રહ્યો છે એ બોલ્યો, એટલે કર્મ બંધાયું. બોલ્યો એવાં કર્મો ઊભાં કર્યાં એણે. એટલે દેહધારી થવાનો. પરમાણુ ખેંચાય એટલે એક બાજુ ઘડે જ મૂર્તિ, એ પ્રયોગસા.

પ્રયોગ કર્મ કોની પાસે જાય ? વ્યવસ્થિત શક્તિ પાસે. અને ત્યાં

આગળ એને સ્થૂળરૂપે કરી અને ‘વ્યવસ્થિત’ ફળ આપે છે. પેલું પ્રયોગસા કર્મ, સૂક્ષ્મરૂપે હોય છે અને આ મિશ્રસા કરીને ફળ આપે છે. અને એણે વિષયની ભાવના કરી હોય, તો સ્ત્રી એકલી ના આપે, સાસુ-સસરો, સાળો-બાળો બધુંય આપે, વળગાડ બધું. એટલે એક વિષય ખોળવા જતાં કેટલાંય લફરાં વળગી જાય. આ બધું વ્યવસ્થિતનું કામ છે. પ્રયોગસા એટલે હજુ બીજું કશું થયું નથી, મહીં આવીને પરમાણુઓ ભેગા થયા. પ્રયોગ થઈ ગયો, એની પર રંગ-બંગ ચઢી ગયા. એટલે આને જ કર્મ કહેવાય છે.

**પ્રશ્નકર્તા :** કોઈ વાર આપે કીધું છે કે આ કર્મના પરમાણુઓ છે. એટલે આ શુદ્ધ પરમાણુ જુદા અને કર્મના પરમાણુઓ જુદા ?

**દાદાશ્રી :** હા, જુદા. મહીં જે આકાશ છે ને, તેમાંથી ખેંચે પણ તે સૂક્ષ્મ છે અને સૂક્ષ્મના આધારે બહારથી સ્થૂળ પેસે. ત્યાર પછી જ ફળ આપે. અંદર પહેલાંનાં હિસાબે કર્મ બંધાય. પછી ફળ આપતી વખતે બહારથી પરમાણુઓ પેસે છે, પછી ફળ આપે.

**પ્રશ્નકર્તા :** અને બંધાતી વખતે સૂક્ષ્મ જ બંધાય, ફળ આપતી વખતે બહારના સ્થૂળ આવે.

**દાદાશ્રી :** આવે, હા. પરમાણુમાં ફળ આપવાની શક્તિ છે પણ બધાય સંયોગો ભેગા થાય ત્યારે ફળ આપે છે. રૂપી ભાગ તે સ્થૂળમાં ગણાય.

## સ્થૂળ - સૂક્ષ્મ - કારણ દેહ !

**પ્રશ્નકર્તા :** એક આ મડદું છે, એને ચિતા ઉપર મૂક્યું, તે ઘડીએ સ્થૂળ બોડી છે એ બળી જાય ને સૂક્ષ્મ બોડી તો તરત ચાલી જવાનું ને ?

**દાદાશ્રી :** પરમાણુ બળે જ નહીં ને ! એ પરમાણુ એટલા બધા સૂક્ષ્મ છે કે આ અગ્નિ છે તે સ્થૂળ છે. એટલે પરમાણુને કશી અસર ના કરી શકે. ત્રણેવ શરીર પુદ્‌ગલ છે. (૧) સ્થૂળ દેહ, (૨) સૂક્ષ્મ

દેહ, (૩) કારણ દેહ. બધા જ ગુના સૂક્ષ્મ દેહના ગુના છે. તેનાથી કારણ દેહ પરમાણુ ખેંચે છે. આ સ્થૂળ દેહના પરમાણુ બળવા માટે આવ્યા છે, સૂક્ષ્મ દેહ બળવા માટે નથી આવ્યો. તેનાથી કારણ દેહ ઉત્પન્ન થાય, તેથી કાર્યો ઉત્પન્ન થાય. કારણ દેહના પરમાણુ એટલા બધા સૂક્ષ્મ છે કે આપણા શરીર જેવો આકાર છે. પણ જે યોનિમાં જાય ને, ત્યારે મા અને બાપના પરમાણુ ભેગા થાય, પછી છે તે એ પરમાણુ જે કારણ દેહના સૂક્ષ્મ હતા ને, તે સ્થૂળ થયા કરે, કાર્ય દેહ વિકાસ થાય પછી વધ્યા કરે.

**પ્રશ્નકર્તા :** એ સૂક્ષ્મના સ્થૂળ થઈ ગયા, ફરી સ્થૂળમાંથી સૂક્ષ્મ થવાના, પાછા બીજ પડવાના ?

**દાદાશ્રી :** સ્થૂળમાંથી સૂક્ષ્મ, પછી સૂક્ષ્મમાંથી સ્થૂળ થવાના. પછી પાછી હતી તેની તે જ ઘટમાળ. એ સૂક્ષ્મ પરમાણુ છે ને, એ પરમાણુ એટલા બધા સૂક્ષ્મ હોય, તે અહીંથી માતાનો ખોરાક મહીં જયા કરે, ત્યારે સ્થૂળ થાય એ બધા. આ બચ્ચું આવડું જન્મે ત્યાર પછી સ્થૂળ ખોરાક ખાય ને વધતું જાય. એ પરમાણુ તેના તે જ અને એ પરમાણુ પ્રમાણે જ ખોરાક મળે. એ પરમાણુઓ, (બાળક માટે) માતાનું દૂધ ત્રણ દા'ડા હોય, તો ત્રણ જ દા'ડા મળે. નહીં તો ઘેંટીનું દૂધ મળે. એવું બધું એક્ઝેક્ટ ગોઠવાયેલું છે આ.

આપણા લોક શું કહે છે પાછા ? છટ્ઠે મહિને જીવ આવ્યો. એટલે મહીં હાલતોચાલતો થાય, ત્યારે આપણા લોકો સીમંત કરે, ખોળો ભરે. ત્યાં સુધી કહે છે, જીવ હતો નહીં. પણ ના, એવું ન્હોતું. જીવ અહીંથી ગયો ને, ત્યારથી જ શરૂઆત થઈ ગઈ. પણ તે ઈંડામાં ગર્ભે હોયને, એવું બેભાન અવસ્થામાં હોય. પછી અમુક ઈન્દ્રિયો જ્યારે પ્રગટ થઈ જાય ત્યાર પછી એ ભાનમાં આવે. ઈન્દ્રિયો દા'ડે દા'ડે પ્રગટ થાય, વધતી જાય. અંદર જોયા કરીએને તો આ કાન વધ્યા કરતા હોય, નાક વધ્યા કરતું હોય, હાથ વધ્યા કરતા હોય, બધું એની મેળે વધ્યા જ કરતું હોય. ફણગા ફૂટ્યા જ કરતા હોય. પહેલાં તો આવડો બટાકાનો પીંડ હોય ને એવો જ હોય, પછી ધીમે ધીમે ધીમે....

**પ્રશ્નકર્તા :** માતૃક શ્વાસ વખતે જ જીવ આવે, પ્રાણ આવે, એવું વેદોમાં કહે છે.

**દાદાશ્રી :** ના, એ બધી વાતો છે તે અનુભવની નહીં, સાચી વાત નહીં, એ લૌકિક ભાષાની. જીવની હાજરી હોય તો ગર્ભ બંધાય, નહીં તો બંધાય નહીં.

**પ્રશ્નકર્તા :** મરઘીના ઈંડાંમાં કાણું પાડીને પછી જીવ પેઠો ?

**દાદાશ્રી :** ના, એ તો લૌકિકમાં તમે કહો છો, એવું જ લખેલું છે. કારણ કે ગર્ભ બંધાવો તે બધા સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ, કાળ હઉ ભેગો થાય ત્યારે બંધાય છે.

**પ્રશ્નકર્તા :** કારણ દેહનાં પરમાણુ શરીરમાં ક્યાં હોય ?

**દાદાશ્રી :** કારણ દેહ તો આખા શરીરમાં ભરેલો હોય, તે પરમાણુ રૂપે હોય. એ પરમાણુમાંથી પછી કાર્ય દેહ બંધાય. આ પરમાણુ સૂક્ષ્મ રીતે હોય, પછી આવતે ભવ ઈફેક્ટિવ બૉડી બંધાય.

કારણનાં જ કાર્ય થાય. કારણ દેહ વડનાં બીજ જેવો છે. એ બીજમાં પેલો આખો વડ હોય એવી રીતે કારણદેહ, આ દેહમાં છે.

આ વડનાં બીજમાં ચેતન પણ છે ને આખો વડ પણ છે. પાંદડા-બાંદડા બધું જ બીમાં છે. બધું જ કોમ્પેક્ટ સ્વરૂપે છે. બાહ્ય સાધન ભેગાં થાય એટલે પ્રગટ થાય. ઝાડ ક્યાંથી વાંકું થશે તે બીજની અંદર જ ચિતરેલું છે.

## સંચિત, પ્રારબ્ધ, ક્રિયમાણ કર્મ !

**પ્રશ્નકર્તા :** સંચિતકર્મ થવાનાં, એ બધા ચિત્તમાં થાય. મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર એ બધું છે, એમાં ચિત્તમાં સંગ્રહ થતો હશે કે કર્મનો ?

**દાદાશ્રી :** ત્રણ જાતના કર્મ છે; તે પ્રારબ્ધ, સંચિત અને ક્રિયમાણ. તે પ્રારબ્ધ ને ક્રિયમાણ આ જગતમાં દેખાય આપણને અને સંચિત દેખાય નહીં. સંચિત એટલે સ્ટોક. એ સ્ટોક જ્યારે એનો કાળ

પાકે ત્યારે પ્રારબ્ધમાં આવે.

**પ્રશ્નકર્તા :** પાકે ત્યારે પ્રારબ્ધમાં ભોગવવા આવે ?

**દાદાશ્રી :** હા, કાળ પાકે ત્યારે પ્રારબ્ધમાં આવે, ત્યારે એને પ્રારબ્ધ કહેવાય. અને ક્રિયમાણ એટલે શું કે ત્યાર પછી જે ક્રિયા આમ દેખાવામાં આવે છે એ ક્રિયમાણ.

**પ્રશ્નકર્તા :** સંચિત કર્મોનો સ્ટોક જમા ક્યાં આગળ રહે છે ?

**દાદાશ્રી :** સંચિત કર્મ આ હાર્ટવાળા ભાગમાં રહે છે. સંચિત કર્મો એ પરમાણુ રૂપે છે, કર્મો નથી. અને બહુ ઝીણા પરમાણુ હોય છે. હાર્ટમાં થોડી જગ્યા જોઈએ ને એટલામાં તો બહુ પરમાણુ રહે. પછી એ સંચિત ફળ આપવાને લાયક થાય, ત્યારે મિશ્રસા થાય. અને આ શરીર એ મિશ્રસા થયેલું છે. પછી ફળ આપ્યા કરે. આ કડવું-મીઠું, બેય ફળ ભોગવવાનાં. ભોગવી લીધું એટલે પાછા પરમાણુ વિશ્રસા થાય.

હવે તમે કહો કે અમારા ગામનો એક જશુભાઈ નાલાયક હતો. એ જ ભગવાન ઉપર તમે વિરાધના કરી કહેવાય. એનામાં ભગવાન તો બેઠેલા જ છે ને ! એટલે તે વખતે તમારા જે નાકમાંથી શ્વાસ ખેંચાય, તે વખતે પરમાણુ પ્રયોગસા થઈ જાય. તમે આવું બોલ્યા એટલે પ્રયોગ થયો. એટલે પાપ ઉદય થઈ ગયું, પાપવાળા પરમાણુ થયા. અને આપણે કહીએ કે મારે દાન આપવું છે, તે ઘડીએ પુણ્યવાળા પરમાણુ થઈ ગયા. એટલે પાપવાળા થયા જે દુઃખ આપે તેવા અને દાન આપવાના વિચાર થયા તો એ ઘડીએ પરમાણુ ખેંચે પણ તે છે તે પુણ્યફળ આપે.

## ભાવ પ્રમાણે ગિલેટ !

હવે એ જ્યારે આપણે બોલીએ કે 'આ મેં કર્યું અને કેવું સુંદર કર્યું', કે પ્રયોગસા પરમાણુ જેવા ભાવ એવા ગિલેટ થઈ અને મહીં પેસી ગયા. બે ગાળ દેવાનો ભાવ કરે છે ને, તો એ ભાવ એ પરમાણુ ઉપર ગિલેટ થાય છે. એ ભાવ પેલા પરમાણુને ભાવાત્મક કરે છે,

ગિલેટેડ કરે છે. અગર તો તમે બોલ્યા કે ફલાણા વકીલ નાલાયક છે, એ તેની સાથે પરમાણુ દાખલ થાય અને તે તમે નાલાયક બોલ્યાને, એ નાલાયકનો એનો ગિલેટ ચડી જાય.

**પ્રશ્નકર્તા :** એટલે પેલાં જે શુદ્ધ પુદ્‌ગલ હતાં તે મહીં આવીને બગડ્યા. અંદર છે તે એને ગિલેટ લાગ્યો.

**દાદાશ્રી :** ગિલેટ લાગ્યો. નાલાયકપણાનો ગિલેટ ચઢ્યો ને તમે કહો કે બહુ સુંદર છે તો એ પણ ગિલેટ લાગી જાય. પ્રયોગસા એટલે શું ? ગિલેટ થયો તો પ્રયોગ થઈ ગયું. એટલે આયોજન કહેવાય. હા, ગિલેટ થવાનું આયોજન !

અજ્ઞાની માણસ કંઈ પણ ભાવ કરે, રાગ કે દ્વેષનો વિચાર કરે, તો એ પરમાણુ ખેંચાય. ખેંચાઈને જે ભાવ હોય તે ભાવે રંગાઈ જાય. સોનાના ભાવથી તો સોનાનું ગિલેટ થાય અને ચાંદીનો ભાવ હોય તો ચાંદીનું ગિલેટ થાય, જે ભાવે કર્યું હોય પછી તેવું ફળ આપે એ ભોગવતી વખતે. કષાય ભાવે કરેલું હોય તે બહુ જ કડવાં ફળ આપે. વિષય ભાવે કરેલા હોય તે કડવાં-મીઠાં બેઉ મિક્ષ્ચર ફળ આપે. એટલે જે જે ભાવ કર્યા હોય તે બધો હિસાબ આપણો બંધાયો. પેલો ગિલેટ શાતા આપે, પેલો અશાતા આપે, બન્ને ગિલેટ છે. તે જ્યારે આપણે વિચાર કરીએ કે ફલાણાને આજે મારે નુકસાન કરવું છે. એ અશુભ ભાવ કહેવાય. તે આ વિશ્રસાના પ્રયોગસા થાય. જો શુભ ભાવ હોય તો એ પરમાણુ સુખ આપે છે, અશુભ ભાવ હોય તો દુઃખ આપે પણ પ્રયોગસા તો થઈ જ જાય.

## વાણી રંગાય, કષાયથી !

બધા શુદ્ધ પરમાણુથી ભરેલું છે આ જગત, વિશ્રસા. તે એમાં ડખલ ક્યારે થાય ? તમે કોઈને અહીંયાં આગળ, 'એય અક્કલ વગરના છો. શું કરો છો ?' બોલ્યા કે તરત જ પેલા પરમાણુ ઉપર અસર થઈ અને જેવાં તમારા કષાય હોય. હંમેશાં અજ્ઞાની બોલે એ બધાંય કષાય જ હોય. પ્રેમપૂર્વક બોલે તો રાગ કષાય, એટલે લોભ

કષાય. પ્રેમનું વાક્ય બોલે તોય કષાય કહેવાય અને દ્વેષનું બોલે તોય કષાય કહેવાય.

હવે એ કષાયવાળી આપણી વાણી નીકળેને, એટલે આ વિશ્રસા પરમાણુ હોય, એને અસર કરે એ વાણી. એને રંજિત કરે, રંગાય, રંગીન કરે. જેવો કષાય હોય ને, એવો રંગ ચઢાવે અને પછી એ ખેંચાઈ આવે મહીં, આપણા અંદર, એ પ્રયોગસા કહેવાય.

**પ્રશ્નકર્તા :** એમાં લેશ્યાઓ બદલાય ?

**દાદાશ્રી :** હા, લેશ્યા બધી બદલાઈ જાય (કષાય પરિણામને લઈને). કર્મ ક્યાં આગળ થાય છે ? પ્રયોગસા થાય છે ત્યાં આગળ કર્મ બંધાય છે.

અને જ્યારે આપણે (વેપાર કરતાં) કંઈક કપડું ખેંચીને આપીએ તે ઘડીએ એ યોગક્રિયા થઈ અને ધ્યાન, બેના ગુણાકાર પ્રમાણે પરમાણુ ખેંચાય. હવે શુદ્ધ પરમાણુ ખેંચાય છે પણ આ ક્રિયાના ધ્યાનને લઈને એ વિશ્રસાના પ્રયોગસામાં આવ્યા. હવે પ્રયોગસા કેવું ? તો એ જો ધર્મધ્યાનમાં હોય તો તેવા પ્રયોગસાના પરમાણુ અને આ પેલા હોય તો એવા પરમાણુ. નર્કગતિના હોય તો એવા પ્રયોગસા પરમાણુ.

તે આ પરમાણુ ક્યાં સુધી ખેંચે ? 'હું ચંદુલાલ છું' તેને ભાન છે, 'હું'પણું છે ત્યાં સુધી આ વિશ્રસા પરમાણુ ખેંચે. પણ જ્યારે સ્વરૂપનું ભાન થાય, 'હું ચંદુલાલ છું' એ ભાન જતું રહે, ત્યારે પરમાણુ ના ખેંચે.

## વ્યવસ્થિત તે મિશ્રસા !

**પ્રશ્નકર્તા :** છેલ્લી ઘડીએ બે શરીર સાથે જાય છે, તેજસ અને કાર્મણ...

**દાદાશ્રી :** એકંદરે કહોને, આ સ્થૂળ શરીર એકલું છોડી દે છે. આ સ્થૂળ સ્વરૂપ જે નકામું થયું એ એકલું છોડી દે છે, બીજું બધું જ જોડે જાય છે.

**પ્રશ્નકર્તા :** કાર્મણ શરીર જે છે એ કેવી રીતે જાય ? એનો આકાર છે ?

**દાદાશ્રી :** તે પ્રયોગસા પરમાણુ રૂપે જાય. એ કાર્મણ શરીર એ પ્રયોગસા પરમાણુ છે, બીજુ કશુંય નથી. જ્યારે એનો એ ઉદય આવે છે ત્યારે મિશ્રસા કહેવાય છે. પ્રયોગસા એ કર્મ કહેવાય અને મિશ્રસા એ ભોગવટો કહેવાય. પ્રયોગસા ગયા અવતારના બાંધેલા અને તે શરીરની અંદર હોય અને તેના આધારે આ ભવમાં મિશ્રસા બધા ફળ આપે.

**પ્રશ્નકર્તા :** ખેંચાય ત્યાર પછી પાછા ફરી પ્રયોગસા થાય છે?

**દાદાશ્રી :** મિશ્રસા જ્યારે ફળ આપે, તે કડવું લાગે ને, એટલે આપણે કો'કની ઉપર ચિડાઈએ, તે ઘડીએ પાછો પ્રયોગસા ઉત્પન્ન થાય અને ખુશ થઈ જઈએ એ ઘડીએ પ્રયોગસા થાય. એ પ્રયોગસા થયેલા ને, તે છૂટતી વખતે મિશ્રસા ફળ આપીને જાય, એનું નામ સંસાર ફળ કહેવાય.

પ્રયોગસા છે તે આયોજન થયેલું. પછી થાય મિશ્રસા. તે આ રૂપકમાં આવે. અને રૂપકમાં આવેલું આપણે અનુભવીએ છીએ અને તે પાછું જગત આખાને, જીવમાત્રને નિર્જરા થયા કરે છે.

પ્રયોગસા તે અવસ્થિત છે અને મિશ્રસા એ વ્યવસ્થિત છે. અવસ્થિત પછી રૂપકમાં આવે. મિશ્રસા ફળ આપે છે તે વ્યવસ્થિતના નિયમોને આધારે આપે છે. એ પાછું નિર્જરા થાય તે પાછા હતા એવા ને એવા વિશ્રસા થઈ જાય. કડવો-મીઠો ભોગ ભોગવાઈ જાય એટલે પાછા હતા તેવા જ પરમાણુ, ફળ આપી રહ્યા કે વિશ્રસા થઈને ઊભા રહે. એટલે પ્રયોગસા, મિશ્રસા, વિશ્રસા ઘટમાળ ચાલ્યા જ કરે છે.

પ્રયોગસા એટલે જ્યારે (વ્યવહાર) આત્મા તન્મય થાય છે ત્યારે જે પરમાણુઓનો પ્રયોગ થાય છે તે અવસ્થા. પ્રયોગસા ફેરવી શકાય છે. જેમ ટપાલ લખી અને નાખવા જાય એ બે વચ્ચે જે સમય

મળે છે, તેમાં ટપાલ ના નાખવી હોય તો ના નાખે, તેમ પ્રયોગસા છે તે મિશ્રસામાં પરિણમે, તે પૂર્વે એને જો જાગૃતિ હોય તો પાછા ફેરવી શકે છે. અને જો એકવાર મિશ્રસા થઈ જાય પછી તે અવશ્ય ફલિત થાય. પછી એને ના ફેરવી શકાય. પરમાણુઓ ચાર્જ થયા પછી મહીં પડી રહે છે. તે પ્રયોગસા પછી ફળ આપીને જાય, ત્યાં સુધી એની અવસ્થાને મિશ્રસા કહેવાય છે. મિશ્રસા પરમાણુઓ ફળ આપીને શુદ્ધ થઈ વિશ્રસામાં પરિણમે છે.

એ પ્રયોગસા પરમાણુ આપણને અસર ના કરે. એ પરમાણુ મહીં પેલાં કોઝિઝ જ્યારે થાય ત્યારે પ્રયોગસા થઈને મહીં રહે. જ્યારે અસર આપવા માટે લાયક થાય અને અસર આપવા માટે બહાર પડે ત્યારે ઉદયકર્મ તરીકે આવે, એટલે એ મિશ્રસા કહેવાય. એમાં કોઈ બાપોય છટકી શકે નહીં. પ્રયોગસામાં ફેરફાર કરી શકાય. અમારી પાસે આવેને, તો ફેરફાર કરી આપીએ. મિશ્રસા તો ભગવાનથી પણ ના ખસે. જામી ગયેલું ઉદયકર્મ તો છૂટકો જ નહીં ને ! અને ઉદયકર્મ કડવાં-મીઠાં ભોગવી લીધાં, જે પરમાણુ ખરી પડે એ પરમાણુ વિશ્રસા, પ્યૉર.

## યોજના આવે રૂપકમાં...

**પ્રશ્નકર્તા :** જે સંયોગો આવે તે મિશ્રસામાં આવવા જ ન દઉં તો...

**દાદાશ્રી :** પ્રયોગસામાં પેસવા દે તો મિશ્રસામાં આવ્યા વગર રહે જ નહીં. પ્રયોગસા જ ના થવા દે ત્યાં (તો મિશ્રસા આવે નહીં). અને ગયા ભવમાં પ્રયોગસા થઈને આ અવતારમાં જન્મ થાય ત્યારે મિશ્રસા થઈ જાય. પ્રયોગસાના મિશ્રસા થઈ જાય ત્યારે દેહરૂપે દેખાય. અને પછી ફળ આપીને જાય ત્યારે વિશ્રસા થાય પાછા. ત્યારે હૃદયમાં શુદ્ધ ચારિત્ર (જ્ઞાતા-દ્રષ્ટા) આવ્યું, કે શુદ્ધ વિશ્રસા ઉત્પન્ન થયું.

**પ્રશ્નકર્તા :** એટલે પ્રયોગસા પરમાણુ મિશ્રસા થઈ જાય, એમાં આપણો પુરુષાર્થ ખરો ?

**દાદાશ્રી :** નહીં, પ્રયોગસાના મિશ્રસા થઈ જ જાય, એમાં કોઈ પુરુષાર્થ નથી. પ્રયોગસા એટલે યોજના રૂપે, મિશ્રસા એટલે ફળ સંબંધી વાત. યોજના એ (અજ્ઞાની) લોકો નક્કી કરે. ત્યાર પછી એના કામ (વ્યવસ્થિત શક્તિ) ચાલુ કરે એ જ મિશ્રસા. એ મિશ્રસા થાય પછી પાછું ભોગવીને કડવું-મીઠું ફળ આપીને જાય. ભાઈને કડવું-મીઠું ભોગવવું જ પડે. મહીં કડવાશ આવે, મીઠાશ આવે. મીઠાશ આવે ત્યારે કેવા ટેસ્ટમાં આવે છે ! એવું પેલું કડવો ટેસ્ટ આવે. એ પણ ટેસ્ટ ખરો ને એક જાતનો ?

હવે મિશ્રસાને જ્યારે જ્ઞાને કરીને એને નિકાલ કરે ત્યારે વિશ્રસા થાય અને જગતના લોકોનેય મિશ્રસા થાય, તે પછી ફળ આપીને નિર્જરા થાય, પણ અજ્ઞાને કરીને પાછા ફરી નવા ગ્રહણ કરે છે. આ જ્ઞાન પછી નવાં ગ્રહણ કરવાનું બંધ છે. એનું કારણ 'હું શુદ્ધાત્મા છું' એ પ્રતીતિ છે એને અને 'હું ચંદુભાઈ છું' એ પ્રતીતિ ઊડી પડી ગઈ છે.

## નથી પ્રયોગસા, જ્ઞાન પછી !

જગત પુદ્ગલમય જ છે બધું. પણ જે બધા સ્વભાવિક પરમાણુ છે, એને વિશ્રસા કહેવાય. તે 'હું ચંદુભાઈ છું' એવું જ્યાં સુધી હતું, ત્યાં સુધી આખો દહાડો ધર્મ ક્રિયા કરે તોય એ પરમાણુ મહીં પેસ્યા કરે, પૂરણ થયા કરે. કારણ કે, 'અલ્યા ભાઈ પરમાણુ, તમે કેમ મારા ઘરમાં પેસો છો?' ત્યારે કહે છે કે, 'તમે પોતે જ પુદ્ગલ છો. તમે જો આત્મા છો તો અમારે કંઈ અવાય નહીં. હા, તમે 'હું ચંદુભાઈ છું' કહો છો, માટે અમે આવીએ છીએ.' હવે 'હું શુદ્ધાત્મા' કહે, એટલે આ બધા પરમાણુ મહીં પેસે નહીં. કોઈ પણ ક્રિયા કરો તો પરમાણુ પેસે નહીં. અને પરમાણુ પેસે તો પુદ્ગલ પૂરણ થયા કરે અને તો પાછું ગલન થવાનું.

પણ જેને આત્મા પ્રાપ્ત થયો ત્યાં પરમાણુ જ પેસે નહીં. પછી ફળ ક્યાંથી આપવાનું હોય ? કડવાં પણ નહીં ને મીઠાં યે નહીં. પોતાનાં સુખમાં રહેવાનું. અને આમ કડવાં-મીઠાં, પોતાના સુખને

આવવા ના દે ને કડવાં-મીઠાંમાં જ રાખે. અને પેલું પોતાનું સ્વયં સુખ, જેની તૃપ્તિ રહે, નિરંતર તૃપ્તિ કરે. કોઈ વસ્તુ ના હોય તોય ચાલે એવું પોતાનું સુખ છે.

## જીવનભર મિશ્રસા !

વિશ્રસા તે સ્વભાવિક છે. એને પુદ્ગલ ના હોય. તે અગુરુ-અલઘુ હોય. આ જે વિકૃત પુદ્ગલ છે, વિકારી પુદ્ગલ, જેમાં લોહી-પરુ બધું નીકળે એ મિશ્રસા. એ પુદ્ગલ ગુરુ-લઘુવાળું હોય.

હવે એ મિશ્રસામાં તો આખું જગતેય છે. મિશ્રસા એટલે શું ? આ જન્મથી તે માંડીને સ્મશાનમાં જતાં સુધી મિશ્રસા છે. એમાંથી બીજું શું ઉત્પન્ન થાય ? ત્યારે કહે, બીજું પ્રયોગસા ફરી ઉત્પન્ન થાય. તે અત્યારે પ્રયોગસા ઊભું થઈ જાય તે આવતા ભવે મિશ્રસા થાય. અને આ મિશ્રસા તો કાયમ ભોગવ્યા જ કરે છે. ભોગવટો મિશ્રસાનો છે. નવો બંધ પડ્યા વગર હવે મિશ્રસામાંથી જો વિશ્રસા થયા તો છૂટ્યા, નહીં તો છૂટાય નહીં.

હવે આપણે શું કરવાનું કે આપણને કો'ક બે ગાળ ભાંડે, એટલે આપણે એને સમભાવે નિકાલ કરી દેવો. 'હું શુદ્ધાત્મા છું', એમનો શુદ્ધાત્મા જોઈને સમભાવે નિકાલ કરીએ, તો એ પરમાણુ જે મિશ્રસા હતા, એ પાછા વિશ્રસા થાય.

આપણે કહીએ છીએ ને કે સમભાવે ફાઈલનો નિકાલ કરવાથી પરમાણુ શુદ્ધ થાય. તે વખતે શુદ્ધાત્મા જુઓ એટલે પરમાણુ શુદ્ધ થાય. આ પરમાણુ તો નીકળ્યા જ કરવાના નિરંતર, તોય પણ શુદ્ધ થઈને જાય, એટલે ફરી દાવો નહીં માંડે. એટલે પછી પરમાણુ, પરમાણુમાં સેટઅપ થઈ ગયા ને આત્મા, આત્મામાં સેટઅપ થઈ ગયો એટલે મોક્ષ કહેવાય છે. એટલે ફરી બંધનમાં આવવાનો પ્રશ્ન જ નથી રહેતો. એક ફેરો અબંધ થયેલી વસ્તુને કોઈ બંધ હોતો નથી.

એ પ્રયોગસા ગયા અવતારે કરેલા હોય. એ પ્રયોગસા જ્યારે

ત્યાં આગળ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સમાં જાય પછી મિશ્રસા થઈને અહીં આવે. મિશ્રસા આ અવતારમાં ભોગવવાના.

**પ્રશ્નકર્તા :** દાદા, એ પરમાણુ જ્ઞાને કરીને ભોગવાય તો પછી એ વિશ્રસા થઈ જાય પાછા ?

**દાદાશ્રી :** હા, એ જ્ઞાને કરીને એને જો ચોખ્ખા કરેને તો વિશ્રસા થઈ જાય. એટલે એમની જવાબદારી નહીં પછી. આપણે પરમાણુની જોખમદારી ક્યાં સુધી ? વિશ્રસા ના થાય ત્યાં સુધી. એટલે અજ્ઞાને કરીને પણ એ કરેલા, તેને જ્ઞાને કરીને ગાળવાની જરૂર.

## ન થાય ચાર્જ કર્મ હવે !

**પ્રશ્નકર્તા :** પ્રયોગસા આપણી અંદર ઉત્પન્ન જ ના થાય એવું કંઈક કરવું હોય તો આપણે શું કરવું ?

**દાદાશ્રી :** જ્ઞાન લે તેને એવું જ કર્યું છે ને !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન તો અમે લીધેલું છે, તો અમારી સ્થિતિ શું છે એ મારે જાણવી છે. પ્રયોગસા અમને બધા ભેગા થાય ખરા ? મિશ્રસાનો ઉદય આવે અને એ કડવાં-મીઠાં ફળ આપતા હોય એ ત્યારે અમારી શું પરિસ્થિતિ ગણાય જ્ઞાન લીધા પછી ?

**દાદાશ્રી :** કડવાં ફળ તમારે સહન ના થાય, એટલે તમે પેલાની જોડે ચિઢાઓ પાછા.

**પ્રશ્નકર્તા :** એ ખરેખર તો થાય જ છે, થઈ જાય છે.

**દાદાશ્રી :** એય ખરેખર તમે ચિઢાઓ નહીં, તમે તો શુદ્ધાત્મા અને આ ચંદુભાઈ ચિઢાય.

**પ્રશ્નકર્તા :** હા, ચંદુભાઈ ચિઢાઈ જાય છે.

**દાદાશ્રી :** હા, તે અજ્ઞાન દશામાં એ ચિઢાઈ જાય છે તે ઘડીએ પાછો પરમાણુ ખેંચે. પણ જ્ઞાન પછી હવે પરમાણુ ખેંચવાની જે શક્તિ

હતી, તે તાકાત રહી નથી. કારણ કે ખેંચનારો ગયો, ત્યાં જુદો થઈ ગયો એટલે હવે તમારે શું કરવાનું ? પરમાણુ ખેંચાતા નથી, પણ ફરી એ તમે એમાં ગયા એટલે ફરી પાછું એ ઉદય આવશે, એનું એ જ ફરી. એટલે સહી થયા વગરનો કાગળ ગયેલો હોય, તે ફરી પાછો સહી થવા માટે આવે, એવી રીતે.

**પ્રશ્નકર્તા :** તો એનો મતલબ એમ થયો કે પ્રયોગસા હવે અમારે થાય જ નહીં ?

**દાદાશ્રી :** પણ તે શી રીતે થાય ? થાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** હં, પ્રયોગ કરનારો જે છે એ અલગ પડી ગયો, એટલે પ્રયોગ થાય જ નહીં ને !

**દાદાશ્રી :** હા, કરનારો નથી ને ! કરનારો હોત તો થાય.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, જે હજી ડિસ્ચાર્જ ભાવનો અહંકાર રહ્યો છે અને ગરમી થઈ જાય છે એ બધું તો...

**દાદાશ્રી :** એ કંઈ પણ ચાર્જ કરી શકે નહીં. પણ જેટલું એમ ને એમ જતું રહ્યું, પછી ખબર પડી કે આ ભૂલ થઈ, એ ફરી પાછું આવીને આપણે ચોખ્ખું તો કરવું પડશે. એમ ને એમ સહી થયા વગર તે ગયેલું ચાલે નહીં, સહી થવી જ જોઈએ દરેકને. દરેક પેપર ઉપર સહી થવી પડે, સમતાની સહી થવી પડે.

**પ્રશ્નકર્તા :** સમતાની ?

**દાદાશ્રી :** હા, સમભાવે નિકાલની.

**પ્રશ્નકર્તા :** એટલે પોતે હવે એમાં બરાબર ધ્યાન રાખીને બધે સહી કરી જ દેવી જોઈશે અને તો સમભાવે નિકાલ થઈ જાય ?

**દાદાશ્રી :** હા, પણ ચીકણું હોય ત્યારે સહી ના થાય અને રહી જાય પછી, સફોકેશન થઈ જાય એટલે આના આ જ ભવમાં ફરી આવે

પાછી. તે આપણે ફરી હિસાબ ચૂકવવા કરવાનો રહ્યો એટલો. કપડાં આવ્યાં ને બે ધોયા વગરનાં રહી ગયાં એટલે ફરી પાછાં આવે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** બધાં ધોવાં જ પડશે.

આ વિજ્ઞાન જુદી જાતનું છે ને, એટલે જવાબદારી તમારે નથી રહેતી. તમે શુદ્ધાત્મા થઈ ગયા છો ને ! ક્રમિક માર્ગે તો ચાલે જ નહીં. ક્રમિક માર્ગમાં તો કર્મ જ બંધાઈ જાય. આ એટલું ઈનામ છે તમને. ખઈ-પીને મોજ કરવાનું.

આ જ્ઞાન લીધા પછી તમને ક્રોધ આવે અને બહારનો માણસ ક્રોધ કરે એમાં બેમાં ફેર. તમે છે તે પુદ્‌ગલ પરમાણુઓ ખેંચો નહીં. તમારો ક્રોધ પુદ્‌ગલ ખેંચી શકે એવો નથી અને પેલા લોકોનો ક્રોધ તો ખેંચે સારી રીતે, જથ્થાબંધ ખેંચે છે.

એટલે એ જે વિશ્રસા હતા તે પ્રયોગસા થાય. પ્રયોગ એટલે આ (વિભાવિક) આત્માના ભાવના યોગ સાથે જોઈન્ટ થયું એ. એ પ્રયોગસા થયા એ કોઝિઝ પરમાણુ. અને ઈફેક્ટ પરમાણુ પછી એ મિશ્રસારૂપે ઈફેક્ટ થાય. તે તમારે મિશ્રસા રહ્યા ને પ્રયોગસા બંધ થઈ ગયા. જગત આખાને હવે પ્રયોગસા ને મિશ્રસા ચાલુ, છતાં પણ જેટલા મિશ્રસા છે એટલા વિશ્રસા થાય જ. મિશ્રસા એ વિશ્રસા થાય, પણ (અજ્ઞાન દશામાં) પાછા એની સામે બીજા બાંધ્યા હોય અને તમારે છે તે વિશ્રસા થાય અને બંધાય નહીં. તમારે મિશ્રસામાંથી વિશ્રસા થયા કરવાના, પ્રયોગસા નથી થતું. પ્રયોગ ચાલુ હોય તો બધી જોખમદારી આવે, પણ પ્રયોગ જ બંધ થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** વિસર્જિત થતા પરમાણુઓનું પુનરાવર્તન કેમ થાય છે ?

**દાદાશ્રી :** એ 'હું કરું છું' તો પુનરાવર્તન થશે, નહીં કરો તો પછી નહીં થાય. એય તમારો ગુનો છે તેથી પુનરાવર્તન થાય છે.

તમારો શું ગુનો છે કે કરે છે કો'ક ને તમે માનો છો 'હું કરું છું.' એટલે એ ગુનાનો દંડ છે આ.

**પ્રશ્નકર્તા :** પુનરાવર્તન થાય તે, 'હું કરું છું' એવો ભાવ હોય તો જ થાય ને ?

**દાદાશ્રી :** હા, તો જ તે થાય.

**પ્રશ્નકર્તા :** તે જ્યાં જ્યાં કર્તાભાવ થયો એટલે એ પુનરાવર્તન થાય પાછું ?

**દાદાશ્રી :** આખું જગત કર્તાભાવમાં જ છે. સાધુ-સંન્યાસીઓ બધા કર્તાભાવમાં જ છે. 'અમે જ કરીએ છીએ' એ ભાન છે. ફક્ત આ જ્ઞાનને લઈને તમને કર્તાપણું છૂટ્યું, એટલે તમે શુદ્ધાત્મા થયા.

## હવે પરિગ્રહેય ડિસ્ચાર્જ !

એટલે હવે હિસાબ બંધાશે નહીં. નહીં તો આ તો એ આખી દુનિયા જોડે ફેલાવો જ રહ્યા કરે. અને આપણી તો આ લિમિટ આવી ગઈ, ડિસ્ચાર્જની લિમિટ આવી ગઈ કે આટલા જ.

**પ્રશ્નકર્તા :** બસ, આ પૂર્વના બાકી છે એ.

**દાદાશ્રી :** હં, એટલા જ પરમાણુ.

**પ્રશ્નકર્તા :** એ આ પરિગ્રહ કહે છે એ લિમિટને ? પરિગ્રહને સંકોચવો એ લિમિટ કે પરિગ્રહની મર્યાદા બાંધવી એ ?

**દાદાશ્રી :** બધુંય ડિસ્ચાર્જ. પરિગ્રહ વધારવો તેય ડિસ્ચાર્જ અને પરિગ્રહ મર્યાદા કરવો તેય ડિસ્ચાર્જ.

**પ્રશ્નકર્તા :** તેય ડિસ્ચાર્જ ?

**દાદાશ્રી :** હં, અને અપરિગ્રહી રહેવું તેય ડિસ્ચાર્જ. કારણ કે અપરિગ્રહી રહેવાનો જે ભાવ કર્યો હતો તે અપરિગ્રહી આવ્યું. પણ એય ડિસ્ચાર્જ છે. એય છોડી દેવું પડશે. એય જોડે ત્યાં મોક્ષે ના આવે કંઈ.

એ તો જે (ક્રમિક માર્ગના) સ્ટેશને એ હેલ્પ કરતું હતું તે સ્ટેશને હેલ્પ કરે. આ (અક્રમ માર્ગના) સ્ટેશને કશું હેલ્પ કરે નહીં. આ સ્ટેશનનો તો તમારે ઉકેલ લાવવાનો છે. એ બધાને સૉલ્વ કરી નાખવાનું છે. કારણ કે બધા પરમાણુના નિકાલ લાવવાના છે.

## આજ્ઞાથી થાય શુદ્ધ !

કો'કને મહીં ગાળો ભાંડો ને તે તપ્યું કે ગમે તે થયું, પણ સમભાવે નિકાલ કર્યો, એટલે વિશ્રસા થઈને ચાલ્યા જાય. હવે એ શું કહે છે ? પુદ્ગલની ફરિયાદ છે. પુદ્ગલ કહે છે કે 'તમે શુદ્ધાત્મા થયા, દાદાએ તમને મુક્ત કર્યા એ અમેય સ્વીકારીએ છીએ પણ અમારું શું ? અમને દાદા, કંઈ મુક્ત કરી શકે નહીં. જેટલું અમને કરી શકાય એટલું હતું તે કર્યું દાદાએ, બીજું તમારે કરવાનું છે. કારણ કે જિમ્મેદાર તમે છો. અમે આ ચોખ્ખા હતાં, બગાડનાર તમે છો. અમને શુદ્ધ કર્યાં વગર તમે છૂટો નહીં, કારણ કે પરમાણુ શું કહે છે, 'અમે અમારી મેળે અશુદ્ધ થયા નથી, તમે તમારા ભાવ ચોપડ્યા તેથી અમે અશુદ્ધ થઈ ગયેલાં. એટલે અમને શુદ્ધ કરશો તો તમે છૂટા થશો, નહીં તો નહીં થાવ. અમે જેવી સ્થિતિમાં હતા તેવીમાં મૂકી દો. એ જોખમદારી તમારી છે.'

'તમે અમને વળગ્યા છો. હવે તમે કહો કે હું છૂટો થઈ ગયો, હવે ધક્કા મારો તે ચાલે નહીં', કહે છે. ત્યારે કહે, 'શી રીતે કરીએ ?' ત્યારે કહે કે 'દાદા કહે એમ આજ્ઞા પાળો અને નિરાંતે રસ-રોટલી જમો. પછી પેટ ઉપર હાથ મૂકીને સૂઈ જાવ, જરા આરામ કરો, પણ નિરંતર દાદાની આજ્ઞા પ્રમાણે રહો.'

એટલે પછી આ આપણે એમ કહ્યું કે આ સમભાવે નિકાલ કર્યા કરો. કો'ક ગાળો ભાંડે તો સમભાવે નિકાલ કર્યા કરો. હવે એ પરમાણુ છે તે તપ્યા એટલે કડવું ફળ આવ્યું. અને પેલા મહીં આનંદ થઈ ગયો, મીઠું ફળ આવ્યું. એને જોયા કરો એટલે એ ફળ આપીને ચાલ્યા જશે તો શુદ્ધ થશે, એ પરમાણુ પછી ઊડી જાય બધાય.

## પૂર્ણ કલંકરહિત અવસ્થે મોક્ષ !

''એક પરમાણુમાત્રની મળે ન સ્પર્શતા,
પૂર્ણ કલંકરહિત અડોલ સ્વરૂપ જો,
શુદ્ધ નિરંજન ચૈતન્યમૂર્તિ અનન્યમય,
અગુરુ-લઘુ અમૂર્ત સહજપદ રૂપ જો.'' અપૂર્વ...
- શ્રીમદ્ રાજચંદ્ર

**દાદાશ્રી :** કહે છે કે એક પરમાણુની સ્પર્શતા ન થાય, તો 'પૂર્ણ કલંકરહિત સ્વરૂપ અડોલ' રહી શકે. જ્યાં સુધી જેના જેના પરમાણુ ગ્રહણ કર્યા છે, એ ગ્રહણ કરેલા બધાને પહોંચી જાય અને કોઈના તરફનો લાલ વાવટો ના ધરે ત્યારે આપણે જાણવું કે બધાય લીલો વાવટો ધરે છે, એટલે પરમાણુ પહોંચી ગયા.

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, આપ જે કહો છો કે પરમાણુને પણ શુદ્ધ કરવા પડશે તે આ ?

**દાદાશ્રી :** હા, કરવા જ પડે ને !

અમે પહેલાં ટ્રેનમાં મુસાફરી કરતા હતા. ત્યારે પચાસ-સો માણસ સ્ટેશને મૂકવા આવે અને પછી પદો-બદો ગાય અને આખું સ્ટેશન બધું ગજાવી નાખે. એમને પ્રેમ આવ્યો તે શું ના કરે ? હવે ત્યાં આગળ એક જણ કહે કે, 'દાદા, આજ તમારે નથી જવાનું.' એટલે અમે જાણીએ કે આ લાલ વાવટો ધરે છે. બીજા બધા લીલો વાવટો ધરે છે, પછી એને સમજાવું અને એની સમજમાં ઉતરે તો ઠીક છે, નહીં તો અમારે જવાનું બંધ રાખવું પડે. કારણ કે મારી-ઠોકીને મોક્ષે ના જવાય. 'હટ અહીંથી, મને મોક્ષે જવા દે', એ ના ચાલે. ધક્કા મારીને સિનેમામાં પેસવા દે ને, પણ એવું કંઈ મોક્ષે ના જવાય. મોક્ષે તો બધા લીલો વાવટો ધરે, કે 'સાહેબ, પધારજો અને અમને કંઈ તમારા જેવો રસ્તો કરી આપજો', ત્યારે જવાય !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આમાં એક પોઈન્ટ થાય છે કે નવાણું

જણાએ તમને લીલો વાવટો આપ્યો આ એક જ લાલ વાવટો ધરે છે, હવે એનું બેલેન્સ કેમ મેળવવું ?

**દાદાશ્રી :** બેલેન્સ મેળવવાનું નહીં. એ લાલ વાવટો ધરે છે ને, એટલે એને આપણે પૂછીએ અને એ ટેકનિકલી રાઈટ છે કે નહીં એ જોઈ લેવાનું. અને ટેકનિકલી રાઈટ લાગે એટલે આપણે જવાનું બંધ રાખીએ. અને ટેકનિકલી રાઈટ ના હોય અને બીજે ઊંધે રસ્તે હોય તો પછી પેલા બધા મહાત્માઓ છે તે એને કહે કે, 'ભાઈ, આવું તું ના વળગીશ.' બાકી ટેકનિકલી જોઈએ, ત્યારે ખબર પડે કે શું દુખાવો છે. એ કહેશે કે, 'મારો બ્રધર હમણે જ મરી જાય એવી સ્થિતિમાં છે.' તો અમે જોઈએ કે, 'હા, એ ટેકનિકલી રાઈટ છે.' તો આજ જવાનું બંધ રાખો. એવું જોવું પડે ને કે એમ ને એમ ધક્કા મારીને જતું રહેવું છે ? તમને કેમ લાગે છે, ના જોવું પડે ? ને ધક્કા મારીને મોક્ષે ગયેલા કોઈ ?

એટલે બધા પરમાણુ ચૂકવી દેવા પડશે. પરમાણુએ પરમાણુના હિસાબ ચૂકવી દેવા પડશે. આ પરમાણુ બધા લોકોના લીધેલા છે, તે પરમાણુ લોકોને આપી દીધા, એટલે આપણે મુક્ત થયા !

એટલે કલંક ના રહ્યું, કારણ કે કોઈએ લાલ વાવટો ધર્યો નહીં. એટલે કલંકરહિત અડોલ સ્વરૂપ, એટલે અમારે એમાં સ્થિરતા છે, તે હવે કોઈ ડગાવી શકે એમ છે નહીં !

## ...પ્રતિક્રમણથી નહીં, માત્ર 'સમતા' અને 'જોવાથી' જ !

**પ્રશ્નકર્તા :** બગાડેલા પરમાણુ જે ચોખ્ખા કરીને આપવા પડે, એ કઈ રીતે ?

**દાદાશ્રી :** કોઈ ગાળો ભાંડે ને આપણે સમતા રાખીએ, તે ઘડીએ બધા પરમાણુ ચોખ્ખા થઈ ગયા.

**પ્રશ્નકર્તા :** પછી સમતા ના રહી, તો એ પરમાણુ પાછા અશુદ્ધ જ રહ્યા ?

**દાદાશ્રી :** સમતા રાખી તો જ પરમાણુ શુદ્ધ થઈ ગયા.

**પ્રશ્નકર્તા :** ને ના રાખી તો ?

**દાદાશ્રી :** ના રાખે તો તો બગડ્યા.

**પ્રશ્નકર્તા :** તે પછી પ્રતિક્રમણ કરી લે તો ?

**દાદાશ્રી :** તોય બગડે.

**પ્રશ્નકર્તા :** પ્રતિક્રમણ કરે તો ધોવાઈ જાયને ?

**દાદાશ્રી :** કચરો રહે, સમતા જેવું ના થાય.

**પ્રશ્નકર્તા :** આપે જે કીધું છે ને કે મારે તો ફાઈલનો સમભાવે નિકાલ કરવો છે એવું નક્કી જ રાખવાનું, પછી થયો કે ના થયો એ નહીં જોવાનું. તો પછી ધારો કે સમભાવે નિકાલ ના થયો તો પાછું ચોખ્ખું કરવાનું રહ્યું ?

**દાદાશ્રી :** હા, રહ્યું તો ખરું જ ને ! પણ આજ્ઞા પાળો એટલે ઘણું ખરું ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** હા, એટલે એવું નક્કી કરીએ કે સમભાવે નિકાલ કરવો છે એટલે ઘણું ખરું ઊડી જાય ?

**દાદાશ્રી :** હા, ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** અને પછી પ્રતિક્રમણ કરીએ એટલે પૂરેપૂરું ઊડી જાય ને ?

**દાદાશ્રી :** હં.

## નિવેડો, સામાયિક-પ્રતિક્રમણથી !

ડાઘ દેખાતો જાય ને આપણે પ્રતિક્રમણ કરતાં જઈએ.

**પ્રશ્નકર્તા :** સામાયિકથી ચોખ્ખા થાયને ?

**દાદાશ્રી :** થાય ને, ઘણા થાય. સામાયિકથી તો બધો નિવેડો આવી જાય. પ્રતિક્રમણ છે તે પ્રજ્ઞાનું કામ છે. એટલે ઘણો ફેરફાર થઈ જાય. અને સામાયિકમાં એ જુએ છે, એટલે ધોવાઈ જાય છે બધું. જેટલા દોષ દેખાયા એટલા ધોવાઈ જાય.

**પ્રશ્નકર્તા :** ત્યાં સામાયિકમાં તો આત્માનું જ કામ છે ને ?

**દાદાશ્રી :** સીધું, ડિરેક્ટ.

**પ્રશ્નકર્તા :** આ એકેએક પરમાણુ શુદ્ધ કરવા માટે આપણે જે થાય છે એને જોયે રાખીએ જ્ઞાતા-દ્રષ્ટા તરીકે, તો શુદ્ધ થાય?

**દાદાશ્રી :** બસ.

**પ્રશ્નકર્તા :** કે પ્રતિક્રમણ કરીએ તો શુદ્ધ થાય ?

**દાદાશ્રી :** ના, ના, જ્ઞાતા-દ્રષ્ટાથી જ શુદ્ધ થાય.

**પ્રશ્નકર્તા :** તો પ્રતિક્રમણથી શું થાય, દાદા ?

**દાદાશ્રી :** પ્રતિક્રમણથી શું થાય કે કોઈ મોટો દોષ સામાને દુઃખ થાય એવો થયેલો હોય, તો આપણે એમને (પોતાની જાતને, ચંદુને) કહેવું પડે કે, 'ચંદુભાઈ, આવું ના કરો.' અતિક્રમણ કર્યું માટે તમારે પ્રતિક્રમણ કરવાનું. કોઈને દુઃખ થાય એવું અતિક્રમણ ના કર્યું હોય તો પ્રતિક્રમણ કરવાની જરૂર નથી.

**પ્રશ્નકર્તા :** પણ પ્રતિક્રમણથી પરમાણુ શુદ્ધ ના થાય ?

**દાદાશ્રી :** ના, પ્રતિક્રમણથી પરમાણુ શુદ્ધ ના થાય. જોતાંની સાથે જ આપણે છૂટા થયા. એને શુદ્ધ જોયું એટલે એ છૂટા ને આપણે છૂટા. જગત અશુદ્ધ જુએ છે. કારણ કે 'હું કર્તા છું' એ ભાવે કરે છે. અને 'આનો કર્તા હું નથી' એ ભાવે હવે થયા, એટલે એ છૂટા.

**પ્રશ્નકર્તા :** પ્રતિક્રમણની ઈફેક્ટ શું થાય ? પ્રતિક્રમણથી પરમાણુ શુદ્ધ ના થાય, એ તમે કહ્યું. તો પ્રતિક્રમણથી શું થાય ?

**દાદાશ્રી :** પરમાણુ તો શુદ્ધ ક્યારે થાય કે 'જોઈએ' ત્યારે. અને પ્રતિક્રમણથી પરમાણુમાં શું ઈફેક્ટ થાય કે પેલાને જે દુઃખ થયેલું છે તેની એને અસર રહી જાય, તો એ વેર બાંધે. એ અસર આપણા નિમિત્તે ન કરવી જોઈએ બનતાં સુધી. તો આપણે ચંદુભાઈને કહીએ, 'પ્રતિક્રમણ કરો.' એટલે સામાને અસર ના રહે, બસ.

**પ્રશ્નકર્તા :** ધારો કે તમે મને મનદુઃખ કર્યું અને તમે પ્રતિક્રમણ કરો, તો એની ઈફેક્ટ મને ના રહે ?

**દાદાશ્રી :** બહાર બધાને એવું કહેવાય કે પ્રતિક્રમણથી શુદ્ધ થાય એવું, બાધે ભારે. ખરેખર જ્ઞાને કરીને પુદ્ગલને સ્વચ્છ કરવાનું છે. એ ના થાય એટલે આ બાધેભારે કહી દઉં, કે પ્રતિક્રમણ કરજો. એટલે પ્રતિક્રમણ કર્યું એટલે એનાથી છૂટો રહ્યો. એટલે સ્વચ્છ કર્યું કહેવાય.

**પ્રશ્નકર્તા :** હા, અમને એવો ખ્યાલ આવે છે કે આ પ્રકૃતિ છે. પ્રકૃતિ છે એટલે આમ કહેવાઈ જાય છે.

**દાદાશ્રી :** પ્રકૃતિ કરે તે ખ્યાલ છે પણ એને જ્ઞાને કરીને ગાળવું જોઈએ. અજ્ઞાને કરીને ભરેલું જ્ઞાને કરીને જવા દો. કારણ કે એ બધી પ્રકૃતિ છે પણ પરમાણુ છે. એ પરમાણુ કેવા છે ? ત્યારે કહે છે, કે મિશ્રસા પરમાણુ છે. મિશ્રસા એટલે ભરેલા અને ફળ આપતા કહેવાય. ભરેલાનું આમ બોલી જવાય એટલે ફળ આપ્યું એમણે. તે વખતે એ પરમાણુ જે છે, એને જો સ્વચ્છ કરીને મોકલીએ તો પછી એ પરમાણુની જોડે ઝઘડો આપણને ના રહ્યો.

એટલે આપણે આવી રીતે શુદ્ધિકરણ કરીને નિકાલી બાબત કરો. એટલે વિશ્રસા પરમાણુ થયા એટલે તમે છૂટા. હવે આમને બધાને છે તે શુદ્ધ કરવાની ક્રિયાઓ ના ફાવે એટલે એમને કહીએ કે પ્રતિક્રમણ કરજો, એટલે થઈ ગયું શુદ્ધ. આમને બધું શી રીતે ફાવે ? આ તો સાયન્ટિફિક વિજ્ઞાન છે. જાગૃતિ એટલી અને તે તમારે નહીં કરવાનું પાછું, ચંદુભાઈને કરવાનું. તમારે જાણવાનું કે ચંદુભાઈએ કર્યું કે ના કર્યું. અતિક્રમણેય ચંદુભાઈ કરે છે ને ?

**પ્રશ્નકર્તા :** હા, અતિક્રમણ એ જ કરે છે. એટલે પ્રતિક્રમણ એના પાસેથી જ કરાવવાનું ?

**દાદાશ્રી :** હા, પ્રતિષ્ઠિત આત્મા અતિક્રમણ કરે છે ને પ્રતિષ્ઠિત આત્માએ પ્રતિક્રમણ કરવાનું. અને પ્રતિક્રમણ 'તમારે' કરવાનું નહીં. જે ગુનો કરે એણે. ડિસ્ચાર્જના ગુના અને ડિસ્ચાર્જનું પ્રતિક્રમણ. અતિક્રમણેય ડિસ્ચાર્જનું અને પ્રતિક્રમણેય ડિસ્ચાર્જનું. (જ્ઞાન લીધેલા માટે જ છે આ વાત.)

**પ્રશ્નકર્તા :** નિશ્ચય આત્મા તો કર્મબંધ કરતો જ નથી, તો પછી નિશ્ચય પ્રતિક્રમણ તો છે જ નહીં ને ?

**દાદાશ્રી :** નિશ્ચય આત્મા તો પોતે છૂટો જ થઈ ગયો. પણ આ પ્રકૃતિ શું કહે છે ? તમે અમને બગાડી'તી, અમે તો શુદ્ધ જ પરમાણુ રૂપે હતા. તે અમને શુદ્ધ કરો હવે. એ શું કહે છે, અમે વિશ્રસા પરમાણુ હતા અને તમે અમને પ્રયોગસા કર્યા અને તેથી મિશ્રસા અમારું પરિણામ થયું છે. મિશ્રસાને વિશ્રસા કરો. એટલે શુદ્ધ પરમાણુ કરો. હવે બીજું કશું કરવાનું રહ્યું નહીં.

## નિષ્કંપાયમાન થાય ત્યાં...

**પ્રશ્નકર્તા :** આ બાજુ પરમાણુ સ્થિર થવાની પ્રક્રિયા, આપે પ્રોસેસ બતાવી, હવે બીજી બાજુ અસ્થિર, ચંચળ કેવી રીતે થાય છે ?

**દાદાશ્રી :** આ પુદ્ગલનો સ્વભાવ જ ચંચળ છે.

**પ્રશ્નકર્તા :** તો એ સ્થિર કેમનું થાય પછી ?

**દાદાશ્રી :** જ્ઞાન પછી દહાડે દહાડે સ્થિર થતું જાય, મૂળ સ્વભાવને પહોંચતું જાય.

**પ્રશ્નકર્તા :** એનો મૂળ સ્વભાવ પાછો સ્થિર જ છે ?

**દાદાશ્રી :** મૂળ સ્વભાવ સ્થિર જ છે. આ તો વિકૃત સ્વભાવ છે. પુદ્ગલનો વિકૃત સ્વભાવ ચંચળ, અસ્થિર છે.

**પ્રશ્નકર્તા :** એ વિકૃત કેવી રીતે થયું, દાદા ?

**દાદાશ્રી :** બે (જડ ને ચેતન) સાથે રહેવાથી વિશેષભાવ ઉત્પન્ન થયો. એ વિશેષભાવ કૃપાળુદેવનું પુસ્તક વાંચતા વાંચતા મને જડી આવ્યો.* કૃપાળુદેવે લખ્યું છે કે વિભાવ એટલે વિરુદ્ધભાવ નહીં પણ વિશેષ ભાવ.** તે જુઓ આપણે સાયન્ટિફિક વાત જ કરી છે ને ! એવું છે ને, દરિયો અને સૂર્ય બે ભેગા થાય એટલે વરાળ ઉત્પન્ન થઈ જાય. એમાં કંઈ સૂર્યએ કરી નથી અને દરિયાએ નથી કરી અને વરાળ થાય છે એ હકીકત છે અને વરાળ પોતે પછી વાદળાં થાય છે અને પછી વરસાદ થાય છે. કોણે કર્યું કહેશે ?

**પ્રશ્નકર્તા :** સ્વભાવથી પુદ્‌ગલ ચંચળ છે પણ મૂળ સ્વભાવે સ્થિર છે, એ બરાબર સમજાયું નહીં.

**દાદાશ્રી :** સ્થિર જ છે બધું. મૂળ સ્વભાવે દરેક વસ્તુ સ્થિર જ હોય, ચંચળ હોય જ નહીં. ચંચળ તો પુદ્‌ગલ એકલું જ કહેવાય. પણ મૂળ સ્વભાવ એટલે મૂળ અસલ સહજ સ્વભાવ, પરમાણુનો સ્વભાવ એવો સ્થિર.

**પ્રશ્નકર્તા :** એટલે વિશ્રસા સ્વરૂપે સ્થિર છે, એવું થયું ?

**દાદાશ્રી :** વિશ્રસા થતાં પહેલાંય છે તે, પણ એ પુદ્‌ગલ સામે ભગવાન મહાવીરની જેવી દૃષ્ટિ આવેને, મહાવીર ભગવાન સુધીનું, ત્રણસો સાઈઠ ડિગ્રી ઉપર દૃષ્ટિ આવી જાય પછી સ્થિર જ કહેવાય એને. સ્થિર કહેવાય એટલે શું કે કિંચિત્‌માત્ર જેને રાગ-દ્વેષ નથી, કિંચિત્‌માત્ર ઈમોશનલ નથી.

**પ્રશ્નકર્તા :** એટલે કંપાયમાન ન થાય ક્યાંય પણ ?

---

*દાદાશ્રી લોકોને પ્રમાણ આપવા માટે, રેફરન્સ તરીકે, કન્ફર્મેશન તરીકે કહે છે, બાકી ૧૯૫૮માં જ્ઞાન પ્રગટ થતાંની સાથે તેમને અનંત ગુહ્યતમ પ્રકારના ફોડ પડી ગયા હતા જ.

**શ્રીમદ્ રાજચંદ્ર વચનામૃત, પાન : ૭૫૯

(૨૦૫) વિભાવ એટલે 'વિરુદ્ધભાવ' નહીં પરંતુ 'વિશેષભાવ. આત્મા આત્મારૂપે પરિણમે તે 'ભાવ' છે અથવા 'સ્વભાવ' છે. જ્યારે આત્મા અને જડનો સંયોગ થવાથી આત્મા સ્વભાવ કરતા આગળ જઈ 'વિશેષભાવે' પરિણમે તે 'વિભાવ' છે. આજ રીતે જડને માટે પણ સમજવું.

**દાદાશ્રી :** કંપાયમાન ના થાય. કંપાયમાન શબ્દ બરાબર છે. અવિરત સ્થિરતા આવે ત્યારે શુદ્ધ વિશ્રસા થાય.

## વીતરાગોનું સ્થૂળથી સૂક્ષ્મતમ સુધીનું સાયન્સ !

**પ્રશ્નકર્તા :** સ્થૂળ, સૂક્ષ્મ, સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ, એ બધાની બાઉન્ડ્રી કઈ ?

**દાદાશ્રી :** સ્થૂળ તો આ બધા ડૉક્ટરોને દેખાય એ. મોટામાં મોટા દૂરબીનથી દેખાય.

જે પરમાણુ શુદ્ધ છે, વિશ્રસા, તે સૂક્ષ્મતમ.

જે પરમાણુ પ્રયોગસા છે તે સૂક્ષ્મતર. પ્રયોગસા એ જ કારણ દેહ.

જે પરમાણુ મિશ્રસા છે તે સૂક્ષ્મ છે, એ જ પ્રતિષ્ઠિત આત્મા છે.

અંદર જે પરમાણુ છે તે પ્રમાણેની વાણી નીકળે છે. મન પણ પરમાણુઓનું બનેલું છે. અભિપ્રાય એટલે અહંકાર. એ અહંકારના પરમાણુઓનો બનેલો છે. આ જ્ઞાન હોયને તો બધા કારણ પરમાણુઓ નાશ પામે તો વીતરાગ પદ ઊભું રહે પણ એવું જલદી ના બને.

અનંતા જ્ઞેયોને વીતરાગોએ એક જ જ્ઞેયમાં જોયેલું, તેવું આ 'દાદા'એ એક જ જ્ઞેય, એક પુદ્ગલ જોયું છે. પુદ્ગલ તો સ્વભાવિક રીતે એક જ છે, મૂળ સ્વભાવનું પુદ્ગલ, વિશ્રસાનું બનેલું ! જગત એક છે, નેટ, ચોખ્ખા પરમાણુનું !!!

પ્રયોગસાથી ઈમ્પ્યૉરિટી ઊભી થઈ, મિશ્રસામાં ઈમ્પ્યૉરિટી રિઝલ્ટમાં આવી અને ઈમ્પ્યૉરિટી ખલાસ થઈ ગઈ એ વિશ્રસા. છેલ્લી દશા પુદ્ગલની વિશ્રસા.

બહાર સંસારમાં બધું પરાયુ છે તે જણાય અને અનુભવાય ત્યારે દેહના પરમાણુઓ પરાયા છે તે સમજાય. એમ કરતાં કરતાં એક

પરમાણુ માત્ર પરાયુ છે તે જણાય.

પ્રયોગસા સમજે તો બહુ કામ કાઢી નાખે. આપણે પ્રયોગસાને ચાર્જ કહીએ છીએ ને મિશ્રસાને ડિસ્ચાર્જ કહીએ છીએ.

આ લોકો સમજતા નથી એટલે આપણી, આ ચાલુ ભાષામાં કહીએ, ત્યારે પાંસરા થતા ગયા. કારણ કે તીર્થંકરોની શોધખોળ કંઈ જેવી તેવી હોય ? અત્યારે કહે છે ને, બધા ભણ્યા વધારે ને પહેલાં તો અભણ લોકો હતા, તે આ લોકોને તીર્થંકરો વખતના શબ્દો, અત્યારે લખતાંય નહીં આવડે. અને ટંકોત્કીર્ણ બોલ્યા તે તો આખા જગતમાં કોઈ એનો જવાબ જ આપી શકે નહીં, તેનો અધર વર્ડ (બીજો શબ્દ) જ નથી.

ધન્ય છે તીર્થંકરોને કે જેમણે પ્રયોગસાની શોધખોળ કરી છે. પ્રયોગસામાં આવ્યા વગર જીવમાત્ર રહી શકે જ નહીં. પ્રયોગસામાં પેસ્યા પછી મિશ્રસા થાય. મિશ્રસા એટલે શું ? કડવાં-મીઠાં ફળ આપવાનો ધંધો જ મિશ્રસાનો. લોક કહે છે, ભગવાન ફળ આપે છે. ના, મિશ્રસા જ ફળ આપે છે અને ફળમાંથી પાછું બીજ પડે છે, તેય ભગવાનને ઘેરથી બીજ નાખવું પડતું નથી.

❖❖❖❖❖

# [૬]
# લિંક, ભાવ અને પરમાણુની !

## પરમાણુ ગોઠવાય ભાવ પ્રમાણે !

**પ્રશ્નકર્તા :** પરમાણુ અને ભાવની લિંક તો ક્યાંક હોવી જોઈએ ને ?

**દાદાશ્રી :** હા, બધું હોય છે ને ભાવ પ્રમાણે પરમાણુ ગોઠવાઈ જાય. આ ભાઈ 'મારે દાન કરવું છે' એવો ભાવ કરે ને પેલા ભાઈ 'મારે દાન કરવું છે' એવો ભાવ કરે તો બેઉના પરમાણુ ગોઠવાઈ જાય. પણ બેઉના પરમાણુ ચેન્જ (જુદા) હોય.

**પ્રશ્નકર્તા :** હા, એ બરોબર છે કે પોતપોતાના હિસાબે જુદા ભાવ હોય.

**દાદાશ્રી :** ભાવ કયા પ્રકારે, કેવા કેવા પ્રકારે, શું હેતુ એ પછી જોવાનું હોય. બધું આવી જાય એમાં. બેઉને જુદા હોય.

**પ્રશ્નકર્તા :** દરેકને જુદા હોય પણ મુખ્ય, પરમાણુ તો ખરા જ ને ?

**દાદાશ્રી:** એટલે પરમાણુ ભેગા થઈ જાય, બીજું કશું નહીં. પણ ભાવનું જ પરિણામ છે, વ્યવસ્થિત !

**પ્રશ્નકર્તા :** હા, મુખ્ય અસર ભાવની.

**દાદાશ્રી :** પરમાણુનું તો વચ્ચે એક રમકડું ઊભું થઈ જાય છે. ભાવ પ્રમાણે પરમાણુ થઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે પરમાણુનું રમકડું એ શું ?

**દાદાશ્રી :** આ પરમાણુથી આ બોડી ઊભું થઈ ગયું, એ ભાવથી થઈ ગયું ને ! આ બોડી થયું છે તે ભાવ પ્રમાણે થયું ને !

**પ્રશ્નકર્તા :** હા, પણ એ પરમાણુ આ સ્થૂળ છે કે સૂક્ષ્મ છે ?

**દાદાશ્રી :** પરમાણુ સૂક્ષ્મ છે પણ આમ દેખાય છે સ્થૂળ. રૂપી ખરુંને, એનો જાડો જાડો ભાગ થાય એટલે સ્થૂળ થઈ જાય. મૂળ પરમાણુ હોય, તે સૂક્ષ્મ હોય.

**પ્રશ્નકર્તા :** અને ભાવ સ્થૂળ કે સૂક્ષ્મ ?

**દાદાશ્રી :** ભાવ એ સૂક્ષ્મ અને ભાવ પરમાણુ ખેંચે તેનેય સૂક્ષ્મ કહે છે. પરમાણુ પછી સ્થૂળ થઈ જાય. તે આખું શરીર રૂપકમાં દેખવામાં આવે.

**પ્રશ્નકર્તા :** આ પરમાણુ સૂક્ષ્મ, ભાવ પણ સૂક્ષ્મ છે, બન્ને એટલા જ સૂક્ષ્મ છે, પણ બન્ને ભેગા મળીને સ્થૂળ થઈ જાય છે ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** તો ?

**દાદાશ્રી :** ભાવથી પરમાણુ ખેંચાયા એ જ પરમાણુ સૂક્ષ્મ થાય, બીજા પરમાણુઓ પછી ભેગા થઈ જાય ને એટલે સ્થૂળ થઈ જાય, મૂર્તિ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** બીજા કયા પરમાણુ ભેગા મળે પાછા ?

**દાદાશ્રી :** ઈચ્છા હોય, એ ભાવમાં જેવું હોય ને, એવું બધું સ્થૂળ બહાર ઘડાઈ જાય. મૂર્તિ ઘડાઈ જાય, ભાવ પ્રમાણે.

**પ્રશ્નકર્તા :** આ શરીર એ પરમાણુઓનો સમૂહ છે ?

**દાદાશ્રી :** પરમાણુઓનો સમૂહ છે અને આ શરીર રૂપી છે.

**પ્રશ્નકર્તા :** આ બધું જગતમાં જે છે, જે પરમાણુઓનો સમૂહ છે, એ રીતે આકાર થયા છે બધા ?

**દાદાશ્રી :** હા, બધા આકાર થયા છે, બસ.

**પ્રશ્નકર્તા :** પણ છૂટા પડીને બધા પરમાણુ જુદા થઈ જાય, પાછા ભેગા મળી જાય ?

**દાદાશ્રી :** ભાંજગડ જ એની છે.

**પ્રશ્નકર્તા :** દેહનો વિલય થાય તે પરમાણુ છૂટા પડી જવાના ને ?

**દાદાશ્રી :** પરમાણુ પછી ઊડી જાય. આપણે બાળી મેલીએ કે ઊડી જાય એ રીતે અને હતા તેવા ને તેવા જ થઈ જાય પાછા. મૂળ તત્વ પાછું વધે-ઘટે નહીં. આપણે જાણીએ કે બધું આ કેટલું નુકસાન થયું પણ એને કશું નુકસાન થતું નથી. પછી કશું નહીં.

**પ્રશ્નકર્તા :** આજ એક માણસ મરી ગયો, પછી એનો બીજો જન્મ થવાનો હોય, તો જે એના પરમાણુઓ હોય તો એ પરમાણુ જ શુદ્ધાત્મા સાથે જાય ને ?

**દાદાશ્રી :** ના, સ્થૂળ દેહના પરમાણુ જોડે ના હોય.

**પ્રશ્નકર્તા :** તો કેવી રીતે જાય તો એનો બીજો જન્મ થાય છે?

**દાદાશ્રી :** તે તો એ કોઝિઝ પરમાણુ જાય છે.

**પ્રશ્નકર્તા :** હા એ કોઝિઝ, પણ કોઈપણ કોઝિઝ પરમાણુ તો ખરા જ ને ?

**દાદાશ્રી :** એટલે રાગ-દ્વેષ કરેલાને એ પરમાણુ તો ખરા ને !

**પ્રશ્નકર્તા :** રાગ-દ્વેષના ભાવ કરેલા પરમાણુ, એ પરમાણુ ને ભાવ મિક્સ થઈને કારણ દેહે બીજા દેહમાં જાય ?

**દાદાશ્રી :** રાગ ભાવ કર્યો એ પરમાણુ ખેંચાયા, એ ખેંચાઈ અને ઉપર ગિલેટ થઈ ગયો રાગનો. અને દ્વેષ કર્યો તો પરમાણુ ખેંચાઈને ગિલેટ થઈ ગયો દ્વેષનો. એ ગિલેટ ભેગો થયો ત્યાં આગળ પછી, એ પરમાણુ આત્મા જોડે જાય. અજ્ઞાન દશામાં તો આ ક્રિયા ચાલુ રહે છે, આ ઘટમાળ ચાલુ રહે છે.

**પ્રશ્નકર્તા :** તો એ પરમાણુ જે રાગ-દ્વેષ કરેલા, એ પરમાણુ બીજા દેહમાં સાથે જાય ?

**દાદાશ્રી :** જોડે સૂક્ષ્મરૂપે જાય.

**પ્રશ્નકર્તા :** અને બીજા દેહમાં પરિણામ પામે.

**દાદાશ્રી :** ગિલેટવાળા સૂક્ષ્મ રીતે જાય અને બીજા દેહમાં પરિપાક થાય એનો. જેમ આંબે મોર થાય છે તે કંઈ કેરી ના ગણાય. એમાં રસ ના નીકળે. પછી પરિપાક થાય ત્યારે કેરી થાય. પહેલાં ખાટી લાગે, પછી છેવટે પરિપાક થાય ત્યારે ગળી લાગે. એ રાગવાળા પરિપાક થઈને ફળ આપે અને દ્વેષવાળા પરિપાક થઈને ફળ આપે. રાગવાળા સુખ આપે અને દ્વેષવાળા દુઃખ આપે, દુઃખ આપીને પાછા જાય. ફળ આપી પાછા ચોખ્ખા થઈ જાય તરત, એટલે ગિલેટ ઊડી ગયો. દુઃખ આવ્યું એટલે ગિલેટ ઊડી ગયો, એવી ઘટમાળ ચાલ્યા જ કરે.

**પ્રશ્નકર્તા :** રાગ-દ્વેષ જે ઉદયમાં આવી ગયા પછી પરમાણુ છૂટા પડી જાય ?

**દાદાશ્રી :** પરમાણુ છૂટા. હવે એ છૂટા થાય તે વખતે પાછું એને જે ભાવ કર્યા હોય, દુઃખ આવ્યું તે કડવું લાગે, એ ઘડીએ બૂમાબૂમ કરે કે આ આણે મને આવું કર્યું, ફલાણાએ આમ કર્યું. હેય... પાછા નવા દ્વેષના પરમાણુ ખેંચે. તે પેલો જૂનો દ્વેષ-બેષ ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** જૂનો ઊડે ને નવો શરૂ થાય. એ ઠેકાણે જ્ઞાતા-દ્રષ્ટા ભાવ રહે તો પાછા બીજા નવા ના થાય ને ?

**દાદાશ્રી :** તો તરત ચોખ્ખા થઈને જાય, ગિલેટ ના ચડવા દે.

## ગુહ્ય વિજ્ઞાન, પરમાણુ તણું !

એટલું બધું ગૂઢ સાયન્સ છે કે તમે એક ખરાબ વિચાર કરો કે તરત જ આ બહારના જે પરમાણુ છે ને, તે પછી જોઈન્ટ થઈને અંદર દાખલ થઈ જાય અને તે હિસાબ બેસે ને તેવાં જ ફળ આપીને પછી જાય. એમ ને એમ ના જાય. એટલે કોઈને ફળ આપવું-કરવું નથી પડતું. આ તો બહાર ફળ આપનારો કોઈ છે નહીં, એવો કોઈ ઈશ્વર છે નહીં કે જે તમને ફળ આપવા માટે આવે ! દેવલોકેય કોઈ છે નહીં કે જે તમને ફળ આપે. આ તો દેવ તો આપણે રૂપક આપેલા છે. આમને (લોકોને) ભક્તિ થાય એટલે માટે રૂપક આપેલાં છે. અંદર શક્તિઓ થવા રૂપક આપ્યાં છે. ગ્રહો બધું રૂપક આપેલાં છે. બહાર ગ્રહો છે એના જેવા જ ગ્રહો અંદર છે પાછા.

આપણે જે દ્વેષથી ખેંચીએ છીએને આમ, જે ખરાબ બોલીએ કે ખરાબ ભાવ કર્યો કે પરમાણુ એવા ખરાબ આવે કે કડવાં ફળ આપે, ના ગમતા. સારો ભાવ કર્યો કે સારાં ફળ આપે, મીઠાં ફળ આપે અને ભાવાભાવ ના કર્યો, 'હું શુદ્ધાત્મા છું', કર્તાભાવ બંધ થઈ ગયો તો જૂનાં ફળ આપીને ચાલ્યા જાય, બીજા નવાં ના આવે. એવી રીતે આ સાયન્સ છે, આખી પદ્ધતિ છે, આ કંઈ ધર્મ જેવી વસ્તુ નથી. ધર્મ તો જ્યાં સુધી સાયન્સમાં ના આવે ત્યાં સુધી યોગ્યતા લાવવા માટે છે. એને કંઈ યોગ્યતા આવે, અધિકારી થાયને એટલા માટે ધર્મ છે. બાકી, સાયન્સ તો સાયન્સ જ છે બધું.

પરમાણુ જ બધું કરી રહ્યા છે. જેમ એક માણસ આટલું અફીણ કે એવું તેવું ઘોળીને પી જાય પછી ભગવાનને મારવા આવવું પડે ? કોણ મારે ? એવી રીતે આ બધું અફીણના જેવું છે. પરમાણુ જ મહીં જુદી જાતના થાય છે. અમૃત જેવા, અફીણ જેવા, જાત જાતના પરમાણુ, જેવા ભાવ થાય ને તેવાં પરમાણુ થઈ જાય. એ આત્માની એટલી બધી અલૌકિક શક્તિ છે. જડની પણ એટલી બધી અલૌકિક શક્તિ છે કે એટલું ધારણ કરી શકે છે. જડની શક્તિ મેં જોયેલી છે એટલે હું કહી દઉં છું કે બહુ મોટું સાયન્સ છે આ. આત્માની તો શક્તિ છે જ, એ

તો આખું જગતેય એક્સેપ્ટ કરે છે પણ જડની શક્તિ ભયંકર શક્તિ છે. આત્મા કરતાં વધી જાય એવી શક્તિ છે. એટલે જ આ બધું ફસાયું છે ને, નહીં તો આત્મા મહીં ફસાયા પછી ધારે ત્યારે કેમ ના છૂટી જાય ? ત્યારે કહેશે, ના, જ્યાં સુધી આ વિજ્ઞાન નહીં જાણે ત્યાં સુધી છૂટે નહીં. પોતે અસલ વિજ્ઞાનમાં નહીં આવે ત્યાં સુધી છૂટે નહીં.

એટલે આ બધું સાયન્સ છે. ધર્મ તો અમુક હદ સુધી છે. યોગ્યતા લાવે માણસમાં, એક જાતના ફોર્મેશનમાં આવે છે. ફોર્મેશનમાં આવ્યા પછી આ એને પ્રાપ્તિ થઈ જાય. અમુક નોર્માલીટી આવી ગયા પછી આ એને સાયન્સ મળે તો જ કામ થાય, નહીં તો ન થાય.

આમ ભાવ કરતાંની સાથે આખું પરમાણુ ચેન્જ થઈ જાય છે. અને આત્માનો સ્વભાવ મૂળેય એવો છે કે જેવું કલ્પે તેવો થઈ જાય. તેથી અમે તમને કલ્પના શી આપીએ છીએ ? કે તું શુદ્ધાત્મા જ છું. તમે બીજી રીતે કંઈ છો જ નહીં અને ખરેખર એક્ઝેક્ટ એમ જ છે, ગપ્પું નથી મરાવતા. ગપ્પું મારેલું રહે નહીં. એક કલાકેય ટકે નહીં. વખતે છ મહિના ટકે અંધશ્રદ્ધાથી, તો પણ લાંબો કાળ રહે નહીં. એ તો તૂટી જ જાય અને તે મહીં શાંતિ ના આપે. 'હું શુદ્ધાત્મા છું' એ નિર્વિકલ્પ દશા છે એમાં પરમાણુ પેસતા નથી. વિકલ્પમાં પરમાણુ પેસે.

## ગુહ્ય વિજ્ઞાન - કારણ દેહમાંથી કાર્ય દેહ તણું !

**પ્રશ્નકર્તા :** હવે એ ચાર્જ થયેલા પરમાણુ જે છે એ જ કારણ દેહ ?

**દાદાશ્રી :** હા, કારણ શરીર એટલે ચાર્જ થયેલા પરમાણુ, એ કોઝલ બોડી. કોઝલ બોડી આત્માની જોડે જોડે આવે.

**પ્રશ્નકર્તા :** અને પછી જન્મ થયો કે ડિસ્ચાર્જ થવાનું શરૂ થાય ?

**દાદાશ્રી :** ના. આ અંદર ગર્ભમાં પેઠો એટલે ઈફેક્ટિવ બોડી બંધાવાની શરૂઆત થાય. તે જન્મ થતાં સુધી બધી ઈફેક્ટિવ બોડી બંધાઈ રહે. હવે હોય બોડી નાની, પણ એમાં આખી જીંદગીની બધી

જ ઈફેક્ટ, એમાં આટલામાં રહી છે. એટલે બહાર જેમ જેમ સંજોગો મળશે, તેમ ઈફેક્ટો ફળ આપતી જશે.

એમાં શરીર આવડું (નાનું) છે પણ મહીં સ્ત્રી વિષયવિકારો છે. વિષયના પરમાણુ છે પણ તે આ હમણે, અત્યારે જન્મીને નહીં હોય. એ તેર-ચૌદ વર્ષ પછી, પંદર વર્ષ પછી, વીસ વર્ષ પછી પણ એને વિષય ફૂટશે. જ્યારે કાળ પાકે, ત્યારે એ ફળ આપવાને માટે તૈયાર થાય. બાકી મહીં માલસામાન બધો ભરેલો છે આટલામાં.

**પ્રશ્નકર્તા :** એ તો જેમ આપણે વડનું પેલું બીજ છે, એમાં આખો વડ સમાયેલો છે.

**દાદાશ્રી :** બીજમાં આખો વડ સમાયેલો છે, એવી રીતે આ બીજમાં સમાયેલું છે બધું. બીજ એ જન્મસ્થાન કહેવાય છે, તે એના આધારે પછી આપણે અહીં જન્મ્યા. ગર્ભમાં દાખલ થાય છે, ત્યાંથી શરૂઆત થાય છે ઈફેક્ટિવ બોડી બંધાવાની, તે જન્મે ત્યારે ઈફેક્ટિવ બોડી બંધાઈને તૈયાર થઈ ગયું હોય. પછી ભઈ આવડા જ હોય પણ એમાં બધોય સામાન, ચાર વખત પૈણવાના હોય, તો ચાર વખત પૈણવાનું-બૈણવાનું બધું હોય.

**પ્રશ્નકર્તા :** કેટલા છોકરા છે, કેટલું આ છે, શું થવાનું છે એ બધું...

**દાદાશ્રી :** એ બધો વેષ ! પછી ઈફેક્ટ ફળ આપે, એમ ડિસ્ચાર્જ થતું જાય.

**પ્રશ્નકર્તા :** ડિસ્ચાર્જ-ચાર્જ બેય થતું જાય, જ્ઞાન ન લે ત્યાં સુધી ?

**દાદાશ્રી :** ડિસ્ચાર્જ-ચાર્જ બંને થતું જાય, એનું નામ સંસારને. ડિસ્ચાર્જ ભોગવે, એને ચાર્જેય ખરું. કારણ કે નહીં તો પાછો આવતો ભવ શું કરે પાછું ? અજ્ઞાની છે ને !

**પ્રશ્નકર્તા :** એટલે આ પરમાણુ જે છે એ બીજમાં જ હોય કે બહાર હોય ? બીજ જે પેલું કારણ શરીર આવે, એ કારણ શરીર એ

જ ચાર્જ થયેલા પરમાણુ છે ને ?

**દાદાશ્રી :** કારણ શરીર છે ને, એનું થઈ ગયું ઈફેક્ટિવ બોડી. ગર્ભમાં ગયા પછી ચાર્જ થયેલા પરમાણુ, એ બીજની અંદર જ હોયને ! હવે એ ઈફેક્ટિવ બોડી થયું ને એ જ ફળ આપે. એ તો આ ચાર્જ થયેલા પરમાણુ હતા તેની આ ઈફેક્ટિવ બોડી બંધાઈ, એ પરમાણુ બધા વપરાઈ ગયા. વપરાઈ ગયા ને બીજા સ્વરૂપે થઈ ગયું. જે પરમાણુ કોઝિઝ રૂપે હતા, એ બધા વપરાઈ ગયા ને હવે ડિસ્ચાર્જ, ઈફેક્ટિવ સ્વરૂપે થયું. હવે ઈફેક્ટિવ ફળ આપે. એમાં પછી પાછલા પરમાણુની જરૂર નહીં.

**પ્રશ્નકર્તા :** ચાર્જ પરમાણુઓ બીજમાં હોય છે કે બહાર પણ હોય છે? બીજ સિવાય બહાર પણ એ ચાર્જ પરમાણુઓ હોય ? કારણ કે એ આપે કહ્યું જે ચાર્જ થયેલા પરમાણુઓ એમાંથી કોઝલ બોડી થયું.

**દાદાશ્રી :** ચાર્જ થયેલા પરમાણુઓ એ જ કોઝલ બોડી. એ ચાર્જ પરમાણુ એટલે શું? પરમાણુ એને લાલ રંગે કર્યું હોય તો લાલ થયું હોય, લીલું કર્યું એટલે આપણે લીલું થયું, કો'કે પીળું કર્યું તો પીળું થયું. પછી એ પીળું થયેલું ઈફેક્ટમાં જાય. તેની ઈફેક્ટ બંધાય અને ઈફેક્ટથી પછી ફળ આપે. કાળા પરમાણુ હોય તો શરીર આખું કાળું દેખાય, તે પરમાણુ ના રહે તે વખતે.

**પ્રશ્નકર્તા :** પછી ઈફેક્ટ આવી ગઈ.

**દાદાશ્રી :** પરમાણુ તો ઈફેક્ટિવ થઈ ગયા બધા. હવે એ કાળ પાકે ત્યારે ઈફેક્ટ ફળ આપતી થાય.

**પ્રશ્નકર્તા :** બીજ વખતે જે ચાર્જ થયેલા પરમાણુઓનો સંયોગ થયો ને, એ બીજમાં એનો સમાવેશ થયો, એ સિવાય પરમાણુઓ બહાર કંઈ બાકી રહે ખરા ?

**દાદાશ્રી :** બીજ એ તો ઈફેક્ટિવ થઈ જાય, એટલે બીજા (જૂનાં) પરમાણુ રહ્યા જ નહીં, પણ તે ત્યાં (ગર્ભમાં) નથી રહ્યા. (નવી

ઈફેક્ટિવ) બોડીમાં નથી રહ્યા. જે ઈફેક્ટિવ બોડી છે ને, તેના પરમાણુ સૂક્ષ્માતિસૂક્ષ્મ હોય છે, પણ બહાર સ્થૂળ રહ્યા.

**પ્રશ્નકર્તા :** બહાર એટલે ક્યાં ?

**દાદાશ્રી :** બહાર, આ બધું આંખે જોઈએ છીએ, ખાઈએ છીએ, પીઈએ છીએ.

**પ્રશ્નકર્તા :** એ તો ખરા, એ બહાર તો જે હોય તે હોય.

**દાદાશ્રી :** ના, ના, એ નહીં. આપણે જે ખાઈએ છીએને, તે પહેલાંનાં બીજ છે. પહેલાંના પરમાણુ હોય તે જ પરમાણુ ઉદયમાં આવે, તેથી બહારની ચીજ ભેગી થાય. પણ બહાર કેવા છે ? સ્થૂળમાં (ખાવાનું) લઈશું, આ બહાર સ્થૂળ છે. એટલે તમે આ બે જ રાઈના દાણા ખાશો તો મહીં પેલા બે પરમાણુ તૈયાર થયા હોય તે બે જ દાણા લેવાય, પછી ત્રીજું ના લેવાય.

**પ્રશ્નકર્તા :** અચ્છા, એ બહારના પરમાણુથી ઈફેક્ટ આવે છે ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** આ વિષયનું પણ એવું જ, દાદા ?

**દાદાશ્રી :** બધુંય, બધુંય. આજે તમે જામફળ ખાવ, તે રોજ કંઈ ખાતા નથી ને આજ જામફળ ખાધું એનું કારણ શું ? ત્યારે કહે, મહીં ઉદય આવ્યા જામફળના પરમાણુ. જે પરમાણુના જે ઉદય આવ્યા ત્યારે ભેગું કરી આપે બધું. ઈફેક્ટ રૂપે ભેગા થાય બધા સંજોગો. અને ખાયેય ખરો. પાછો કહે શું કે મેં જામફળ ખાધું. અલ્યા મૂઆ, તું શું ખાવાનો હતો તે ? તું ખાતો હોત તો કાલે કેમ ન'તું ખાધું ? આવું ગાંડું બોલે.

**પ્રશ્નકર્તા :** બધા જ બોલે છે ને, દાદા. આખી દુનિયા એમ જ બોલે છે.

**દાદાશ્રી :** આ તો આપણે કોઈને નથી કહેતા. આ વાત કરીએ છીએ કે ભઈ, આવું ગાંડું બોલે છે. 'મેં જામફળ ખાધું' કહે, તો કાલે

આપતા'તા ત્યારે કેમ નહોતું ખાધું ? એટલે આ બહારના પરમાણુ ભેગા થાય છે એ ડૉક્ટરોને સમજ પડે એવી નથી. એક ડૉક્ટરને મેં કહ્યું કે, આ માણસને તમે કહો છો કે આજે આ વધારે ખાજો ને આ ઓછું ખાજો ને આ બધું કરો છો, એમાં ખાવું-ના ખાવું એ શેના આધીન છે ? ત્યારે કહે કે આપણે ના ખાઈએ તો ના ખવાય ને ખાઈએ તો ખવાય. ઓહોહોહો... મહીં ડિઝાઈન છે તે પ્રમાણે ખવાશે. જેવી અંદર ડિઝાઈન છે તે પ્રમાણે જ ખાશો. ડિઝાઈનથી એક આટલોય ફેરફાર નહીં થાય.

**પ્રશ્નકર્તા :** એવું જ વ્યવસ્થિત ઘડાય, એમ આપ કહો છો ?

**દાદાશ્રી :** એ જે કહો તે, પછી તમારે કહેવું હોય તે કહેજો પણ અમારું કહેવાનું કે આ મહીં ડિઝાઈન છે એ પ્રમાણે જ ખવાશે.

**પ્રશ્નકર્તા :** એટલે ત્યાં બીજમાં (ઈફેક્ટિવ બોડીમાં) સૂક્ષ્મ પરમાણુઓ છે, એનો સંયોગ પેલા સ્થૂળ પરમાણુઓ સાથે પછી થયા કરે ?

**દાદાશ્રી :** એ ખેંચાણ જ થાય એક જાતનું. એટલે આપણે છે તે ગમે ત્યાં ગયા હોઈએ અને ઘેર આપણે કહીને નથી જતા કે આજ શાક કારેલાનું બનાવજો. અને ઘેરે જઈએ ત્યારે કારેલાનું શાક હોય, બીજું બધું હોય અને આપણે ખાઈએય ખરા. આનો આધાર શું ? આ નિરાધાર છે ? ત્યારે કહે, 'ના, નિરાધાર એક પરમાણુ નથી.' ત્યારે કહે, 'આ લાલભાઈ શેઠ ખાય છે ?' ત્યારે કહે, 'ના, લાલભાઈ શેઠને સંડાસ જવાની શક્તિ નથી એ શું ખાવાના હતા તે ?' આ સાધાર છે. બીજા પરમાણુનું, સામા પરમાણુનું આકર્ષણ છે.

થાળીમાં રોટલી ચાર આવી હોય અને બે ખવાય ને બે પડી રહેલી હોય, શો હિસાબ ? એટલે સમજાય નહીંને આ ઝીણી વાત !

## હિસાબ, નવા-જૂના કષાયોનો !

**પ્રશ્નકર્તા :** અત્યારે મારામાં જે અહંકાર છે, મૃત્યુ પછી એ

અહંકાર એટલો ને એટલો જ જોડે જાય છે કે ઓછો-વધતો જાય છે કે બીજા જન્મમાં નવો ઊભો થાય છે ?

**દાદાશ્રી :** નવો ઊભો થાય છે.

**પ્રશ્નકર્તા :** પાછળનો બિલકુલ નહીં ?

**દાદાશ્રી :** પાછળનો બધો ઓગળી જાય. નવો હિસાબ હોય તે અહંકાર, ક્રોધ-માન-માયા-લોભ બધું નવું, જૂનું નહીં.

**પ્રશ્નકર્તા :** એ નવું ઓછું-વધતું કયા આધારે થાય છે ?

**દાદાશ્રી :** આ છે નવું, પણ એ તો સરવૈયું છે એટલે. એની પાસે જે માલ છે ને આખી જિન્દગીનો, તેનું સરવૈયું લઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** તો એ પાછલું ખરું ને ?

**દાદાશ્રી :** ના, પાછલું ના કહેવાય એ. એ માલનું સરવૈયું કાઢે ને સરવૈયા ઉપરથી એ માલ નીકળે. અત્યારે જે ક્રોધ-માન-માયા-લોભ છે, એ તો ઓગળી જાય બધું.

આ માલ છે તે મૂળ તો પાછલો જ. પાછલો એટલે એનો અર્થ એવો નહીં, તમે આ જે કહો છો, એવું નહીં. આખી જિન્દગી તમે કર્યું છે ને, એના સરવૈયા રૂપે હોય છે અને તમારા ક્રોધ-માન-માયા-લોભ તો ઓગળી જ જાય છે, આ ભવમાં. અત્યારે જે છે તે, ઓગળી જાય.

**પ્રશ્નકર્તા :** લોભ ને અહંકાર ?

**દાદાશ્રી :** કશું નહીં રહે. બીજી જાતનું થશે. અત્યારે તો તમારે કંટ્રોલમાં રહે એવું નથી બધું.

**પ્રશ્નકર્તા :** છોકરું જન્મ્યું પછી, એ અહંકાર ઊભો ક્યાંથી થાય છે ?

**દાદાશ્રી :** જે અપ્રગટ હતો, એ પ્રગટ થાય છે, ઊભો નથી થતો.

**પ્રશ્નકર્તા :** એટલે જોડે તો ખરો જ ને ?

**દાદાશ્રી :** હા, જોડે તો ખરો જ. પણ બધો માલ તે પાછલો જ. પણ પાછલો એટલે ગયા અવતારનો માલ નહીં, ગયા અવતારના ક્રોધ-માન-માયા-લોભ તો ઓગળી ગયા અને જે ગયા અવતારે બીજા હિસાબે બાંધેલું તેનું સરવૈયા રૂપે નીકળે છે એ. હિસાબનું સરવૈયું નીકળે છે.

**પ્રશ્નકર્તા :** તો પછી ભવોભવના કર્મ કેમ રહ્યાં ?

**દાદાશ્રી :** એ બીજ નાખતો જાય ને પણ, એની એ જ વસ્તુ, ફરી બીજ નાખતો જાય.

**પ્રશ્નકર્તા :** પાછલા ઓગળી જાય ?

**દાદાશ્રી :** હા, પાછલા ઓગળી જાય ને પાછું નવું બીજ નાખતો જાય.

**પ્રશ્નકર્તા :** કાં તો વધારે ડૂંડા હોય કાં ઓછાં હોય.

**દાદાશ્રી :** હા, ઓછાં હોય પણ તે બીજ નાખતો જાય. તે તમને બીજ બહુ નથી પડ્યા. એટલે તમારે આ નવી જાતનું થવાનું હવે, આ જેવું છે એવું નહીં. તમે તો આ અહીં આગળ (જ્ઞાની પાસે) આવ્યા ને એ બધાં બીજ પડ્યાં.

શેનાં શેનાં બીજ પડ્યાં, એ જાતિસ્મરણ જ્ઞાન હોય ત્યારે ખબર પડે.

**પ્રશ્નકર્તા :** પણ એ જાતિસ્મરણ તો ઊભું થશેને ?

**દાદાશ્રી :** શું કરવા, એની જરૂર શું તે ?

**પ્રશ્નકર્તા :** આપણે નથી કહેતા કે એ ઊભું થાય.

**દાદાશ્રી :** ના, ના, પણ એ જરૂર જ નહીં ને ! એ જરૂર કરવા જઈએ તો આપણું મૂળ રહી જાય પાછું.

**પ્રશ્નકર્તા :** સૂક્ષ્મ બોડી જોડે શું શું જાય છે ? જો નવો જ અહંકાર ઊભો થતો હોય પાછલા હિસાબથી, એ હિસાબમાં સૂક્ષ્મ બોડી જોડે બધો હિસાબ જાય છે ?

**દાદાશ્રી :** પરમાણુ જાય છે બધા.

**પ્રશ્નકર્તા :** એટલે લોભના, માનના, બધા ?

**દાદાશ્રી :** ના, ના, એ બધા ભેગા થઈને પછી ત્યાં આગળ પ્રગટ થવાના હજુ. હજુ તે અહીં આ ભેળસેળ પરમાણુરૂપે છે એ કોઝિઝ પરમાણુ. અને પછી ઈફેક્ટ ઊભી થાય, ત્યારે ક્રોધ-માન-માયા-લોભ કહેવાય. ત્યાં સુધી તો આ પરમાણુરૂપે હોય. એથી અમે કહીએ છીએ કે આ અવતારનું નથી. આ અવતારના (અત્યાર સુધી થયેલાં કોઝિઝ પરમાણુઓ) બળીને સાફ થઈ ગયા.

આ ભવનો હિસાબ તો ઓગળી જશે (હિસાબનું સરવૈયું બીજે ભવ જોડે જવાનું), એટલે અત્યારનો જે તમારો સ્વભાવ છે એ બધો ઓગળી જવાનો છે. નવેસરથી એ બધો ઓગળી જવાનો. હવે તમારો આવો સ્વભાવ આવતા ભવમાં નહીં રહે.

❖❖❖❖❖

# [૭]
# પરમાણુની અસરનું સાયન્સ !

## પરમાણુ-પરમાણુનું મિલન !

તમને 'વ્યવસ્થિત' સમજાયું છે ? અપમાનની જગ્યાએ જવું પડે તો તમને શું થાય ?

**પ્રશ્નકર્તા :** દાદા, આપે કહ્યું છે કે એક પરમાણુ ને બીજા પરમાણુનું મિલન* વ્યવસ્થિતના લૉ સિવાય બને તેમ નથી, તો આ ગાળ બધું આવે છે એ તો બધું જથ્થાબંધ આવે છે, તો તે વ્યવસ્થિત જ છે ?

**દાદાશ્રી :** બહુ સરસ વાત કહી. આ અમારી ઝીણી વાત તેં પછી પકડી પાડી. એક-એક પરમાણુ-પરમાણુનું મિલન વ્યવસ્થિતના નિયમની બહાર નથી. તો આ એક શબ્દ વાણી રૂપે નીકળે અને એના પરમાણુઓ છૂટા પાડીએ તો આખી રૂમ ભરાઈ જાય. એકદમ ચોખ્ખા બે પરમાણુનું મિલન વ્યવસ્થિતના નિયમ વગર ના થઈ શકે, તો આ કદરૂપા પરમાણુની તો વાત જ શી કરવી ? એક પરમાણુ પણ વ્યવસ્થિતના નિયમને આધીન છે. અને એક પરમાણુ એવું નથી કે જે એક જગ્યાએ ઊભું રહે. નિરંતર સમસરણ થયા જ કરે છે.

જે ગ્રહણ થાય છે તે રૂપી એવા સૂક્ષ્મ પરમાણુ રૂપે થાય છે. એ ભરાય છે અને પછી સ્થૂળ રૂપકમાં આવે છે, પછી ક્રિયા થાય છે. આખાય બ્રહ્માંડના પરમાણુ ભર્યા છે. કોઈ એકુય વ્યાપાર બાકી જ નથી રાખ્યો.

---

*અહીં બધે ચોખ્ખા કે કદરૂપા એ વિભાવિક પુદ્ગલ પરમાણુ સમજવું. આ શુદ્ધ પરમાણુની વાત નથી. શુદ્ધ પરમાણુ જુદાં જ છે. 'વ્યવસ્થિત' વિભાવિક પુદ્ગલ પરમાણુને જ લાગુ થાય છે.

તે આ બધું પરમાણુની અસરવાળું છે. તે આ બધું સાયન્સ તો આપણે ત્યાં જ હતું મૂળ તો. પછી એ સાયન્સ અહીંથી ત્યાં ફોરેન ગયું.

હવે એ પરમાણુ કેવા હતા ? વર્લ્ડમાં એ પરમાણુ બધા જે છે રૂપી પરમાણુ, તે બધા જ પ્યૉર છે. પણ માણસ એમ બોલે છે, 'તમે નાલાયક છો.' આવું 'નાલાયક' બોલનારને ભાન નથી, સાંભળનારનેય ભાન નથી. હવે સાંભળનારને જેટલી અસર થઈ એટલા પરમાણુ એનામાં પેઠા અને આ બોલનારનેય પરમાણુ પહોંચે. સિદ્ધને ના પહોંચે. સિદ્ધને પરમાણુ અસર ના કરે.

તમે જેટલો કકળાટ કરશો તેટલા સામાના પરમાણુ તમારામાં પેસશે. તે સામોય બગડશે અને તમેય બગડશો.

આપણે કોઈની આગળ બોલ્યા હોય કે આ જજ સારો નથી. પછી આપણે જજ આગળ જઈએ તો પેલા ખરાબ બોલ્યાના પરમાણુ છે તેની જજને આપણી આંખો ઉપરથી જ ખબર પડી જાય. પરમાણુ પહોંચે. તેમ આપણે કોઈની આગળ બોલી ગયા કે આ જજ સારો છે. તો તે થોડાક વખત પછી આપણામાં તેના માટે સારા પરમાણુ ભરેલા એટલે જજને સારાની અસર થાય જ. કશું જ અવળું વિચારવા જેવું નથી અને સવળુંય વિચારવા જેવું નથી. (શુદ્ધ જોવા જેવું છે.)

જે જે પરમાણુ ભેગા (ચાર્જ) કર્યા છે, તેવા (ડિસ્ચાર્જ થતી વખતે) વિચાર છપાઈ જાય છે અને તે જ પરમાણુ ઉદયમાં આવે છે. જો પોતે જ વિચારતા હોઈએ તો ગમતા જ વિચાર આવે. પણ જેવા પરમાણુ ભર્યા છે તે નીકળે છે. વિચારો સંયોગોને આધીન છે.

દરેક પરમાણુનો એક ખૂણો પોઝિટિવ હોય, એક નેગેટિવ હોય. આપણા દેશમાં બધાએ જ એકી અવાજે વરસાદને 'વેલ કમ' કહેવું જોઈએ. આ તો વરસાદ આવે, પણ ત્યારે કોઈ કહે, 'હમણાં ના પડીશ.' કોઈક કહે, 'જલદી પડજો', કોઈક વળી કહે કે 'બે દિવસ પછી પડજો.' નવાં કપડાં પહેર્યાં હોય ને વરસાદ આવેને તો વરસાદને ગાળો દે. દરેક પોતપોતાની સગવડતા પ્રમાણે વરસાદને કહે. એટલે બિચારો

વરસાદ પણ શું કરે ?

જે પરમાણુ નીકળે છે તે વેગ છે, પણ તેના વિચાર કરીને લોક આવેગમાં લાવે. વિચારોમાં તન્મયાકાર થયા તો બીજ પડે. પણ જો તેના જ્ઞાતા-દ્રષ્ટા થયા તો બધા જ પરમાણુ શુદ્ધ થઈને ઊડી જાય.

સૂક્ષ્મ અહંકારના પરમાણુ ભેગા થાય, તો તેને કાઢવા બહુ મુશ્કેલ છે. આ પરમાણુની ગોઠવણ જ એવી છે કે અહંકાર ઉત્પન્ન થયો કે તેને માર મારે.

પરમાણુ-પરમાણુના હિસાબ ફેર હોય. તારા પરમાણુ જો આમને આપે તો એને હલકા થઈ પડે, કહે કે આટલા હલકા ! ને જો એવા પરમાણુ મને મળે તો તો મને નહીં જેવું લાગે. આવી છે પરમાણુની ઈફેક્ટ ! આનું કારણ શું છે કે મન કેળવાયેલું નથી, મનોબળ કેળવાયેલું નથી, તે હવે ધીમે ધીમે કેળવાયા કરે. આત્માની શક્તિ વધે તેમ તેમ કેળવાય. બધાને દુઃખ સરખા લાગતા હશે? ના. કારણ કે બધાને મનમાં, હિંમતના જુદા પરમાણુ હોય. હિંમતના પરમાણુ હોય તે શું કહે કે આ ચાર જ બહારવટિયા આવ્યા છે ! તે શાંતિથી જમે ને ગણકારે નહીં, જ્યારે બીજા ધ્રુજી જાય.

## ભિન્ન પરમાણુઓનું પ્રમાણ !

કોઈ આત્મા પિતા-પુત્ર થઈ શકે જ નહીં. કોઈ આત્મા સ્ત્રી-પુરુષ થઈ શકે જ નહીં. બધું પરમાણુઓને લીધે છે.

કારણ કે તમારુંય (પુરુષનું) શરીર પરમાણુનું બનેલું છે. એમનુંય (સ્ત્રીનું) શરીર પરમાણુનું બનેલું છે. પણ તમારે ક્રોધ ને માનનું બનેલું છે. એમનું માયા એટલે કપટ અને લોભનું બનેલું છે. બેઉ શરીર પરમાણુનું બનેલું છે. આ કોઈ પુરુષ સ્ત્રી જોડે રહીને એ કપટ ને મોહના પરમાણુ ભરે તો આવતે અવતારે સ્ત્રી થઈ જાય ને કોઈ સ્ત્રી, પુરુષ જોડે રહી પુરુષના જેવા પરમાણુ ભરે, કપટ ને મોહના પરમાણુ ઓછા ભરાય તો પુરુષ બને. આત્મા તેનો તે જ છે, મોહ ને કપટના

પરમાણુ સત્સંગથી ઘટે તો પુરુષમાં જાય.

પુરુષમાં ત્રણ જેન્ડર (જાતિ) હોય. સ્ત્રીમાં ને નપુંસકમાં પણ ત્રણ જેન્ડર હોય. નર, નારી અને નાન્યતરના પરમાણુ દરેકમાં હોય. દેહ પરમાણુનો બનેલો છે, તેમાં ત્રણેવ જાતના પરમાણુ હોય. એ પરમાણુ બધા મિક્ષ્ચર છે. જીવમાત્રમાં ત્રણ જાતના પરમાણુ હોય. પુરુષલિંગ, સ્ત્રીલિંગ અને નપુંસકલિંગ, આ ત્રણ પ્રકારના પરમાણુના જ આ જીવમાત્ર બનેલા છે, નહીં તો પુરુષોને અહીં સ્તન ના હોય. એટલે એમાં જે પરમાણુ વધ્યા, તો એ પુરુષ સ્ત્રી જેવો દેખાય. સ્ત્રીમાં જો પુરુષના પરમાણુ વધ્યા હોય ને, તો થોડી થોડી નાની નાની મૂછો હોય અહીં આગળ. આ બધું જ બેલેન્સ પરમાણુ પર છે અને એ ત્રણેવ પરમાણુ. પેલા નપુંસકના ખૂબ પરમાણુ વધે તો તે નર્કમાં જાય. આ નર્કગતિના જીવો બધાય નપુંસક કહેવાય. નપુંસકને ત્યાં તો બહુ વેદના થાય. સ્ત્રી જાતિને સેકન્ડ નંબર વેદના આવે ને પુરુષને છેલ્લો નંબર (સૌથી ઓછી વેદના) આવે, વેદનાની બાબતમાં.

સ્ત્રીના પરમાણુ વિશેષ થયા એટલે એનામાં સ્ત્રી સહજ ગુણો હોય અને પુરુષોના પરમાણુ ભેગા થાય એટલે પુરુષ સહજ ગુણો હોય. એમાં બીજી કોઈ વિશેષતા છે નહીં.

તેથી પુરુષોને કહ્યું કે માતાજીની ભક્તિ કરે તો શું થાય ? સ્ત્રી પરમાણુ સુંદર થાય. એટલે પુરુષોમાં જે સ્ત્રી પરમાણુ છે, તે સુંદર થાય એટલે શું થાય? બહુ ચટપટિઓ હોય તે બધું મટી જાય, સ્થિરતા આવે. ચટપટિયા નહીં હોતા ? ટકે નહીં, કોઈ જગ્યાએ ટકીને બેસે નહીં.

આ સ્ત્રી પરમાણુ મોહવાળા હોય. અને પેલા સ્ત્રી પરમાણુ સુંદર થાય, પુરુષ મોહ રહિત હોય, તે સ્થિરતા આવે પછી. સ્ત્રીઓના જેવી સ્થિરતા આવે. આ તો ધકમક ધકમક કર્યા કરે છે આખો દહાડોય. જંપીને બેસે નહીં ઘડીવાર. અને સ્ત્રીઓ નિરાંતે જાણે કશુંય પડવાનું ના હોયએમ રહે ! અને આમને તો મનમાં આમ છે કે આ પડશે કે પેલું પડશે, આ પડશે કે પેલું પડશે ?

**પ્રશ્નકર્તા :** લિંગનો અર્થ શું ?

**દાદાશ્રી :** આપણા આત્મા સિવાય બધું લિંગ કહેવાય. આત્મા સિવાય પુદ્ગલને લિંગ કહે છે. એ સ્ત્રી લિંગ, પુરુષ લિંગ અને નપુસંક લિંગ, ત્રણ જાતના લિંગ પાછા.

પછી લિંગનો અર્થ તો આ કપડાં પહેરે તેય લિંગ (ત્યાગી લિંગ-ગૃહસ્થ લિંગ) કહેવાય. બધું લિંગ જ કહેવાય પછી.

**પ્રશ્નકર્તા :** મૂર્તિનેય લિંગ કહે છે ?

**દાદાશ્રી :** બધાને લિંગ જ કહેવાય. આ બધું જે પુદ્ગલ ભાવ છે ને, એ લિંગ કહેવાય. (અને આત્મા અલિંગ છે.)

આ તો બધું સાયન્સ છે, વિજ્ઞાન છે. આપણે છૂટવા સાથે કામ રાખો. આ વિજ્ઞાન તો પાર આવે એવું નથી. એક ફેરો જાણી લેવું કે દાદા, અમને વાત સમજણ પાડો, કે આ શું છે હકીકતમાં. એટલે પછી મનમાં ભાવ ના રહે કે આ જાણવાની ઈચ્છા ના થાય.

## પરમાણુઓ, ક્રોધનાં...

ક્રોધ એટલે શું ? એ તો બાહ્ય (ડિસ્ચાર્જ) પ્રકૃતિના પરમાણુ છે. મહીંથી જો અવસ્થા જોડે તન્મયાકાર થાય તો સ્પાર્ક થાય. પણ તન્મયાકાર ના થાય, મહીં પોઝિટિવ અને નેગેટિવ તાર જોઈન્ટ ન થવા દે તો સ્પાર્ક ના થાય. આપણે શુદ્ધાત્મા છીએ એટલે તે ઉગ્ર પરમાણુ આપણા ન હોય. તે ઉગ્ર પરમાણુ નીકળે તેમાં આપણે તન્મયાકાર ના થઈએ, તેને જોતા જ રહેવાનું. આ બધું જ અજ્ઞાનતાથી જ ઊભું થાય છે. વ્યવહારની (અણસમજ) અને જ્ઞાનની એમ બે અજ્ઞાનતા છે. વ્યવહારની અણસમજથી ઉગ્રતા થાય છે. ખરી રીતે તો વ્યવહારમાં ઉગ્ર થવા જેવું નથી. વસ્તુ બગડે પણ મન ન બગડે એવું હોવું જોઈએ. જ્ઞાન પછી ક્રોધ ના રહે, ગુસ્સો કહેવાય એને. કારણ કે પછી તાંતો સહેજેય ના રહે.

**પ્રશ્નકર્તા :** આસક્તિ અને તાંતામાં શો ફેર ? આસક્તિ એટલે જબ્બર એટેચમેન્ટ હોય, મારું કે માલિકીપણું હોય ?

**દાદાશ્રી :** મારું એ વસ્તુ જુદી છે અને આસક્તિ એ વસ્તુ જુદી છે.

**પ્રશ્નકર્તા :** અને તાંતો ?

**દાદાશ્રી :** તાંતો તો એક શ્રદ્ધા છે, ઊંધી શ્રદ્ધા, મિથ્યા શ્રદ્ધા. તેથી એ તાંતો રહે છે. મિથ્યા શ્રદ્ધા ગઈ અને સમ્યક્ શ્રદ્ધા બેસી ગઈ અને સમ્યક્ દર્શન બેઠું કે આ (આત્મા તરફનો) તાંતો ચાલુ થઈ જાય. એટલે ક્ષાયક સમકિત છે આ. આ કાળમાં સમકિતનું ઠેકાણું નથી, પણ ક્ષાયક સમકિત છે આ.

**પ્રશ્નકર્તા :** પણ તાંતો શબ્દ મેં નવો સાંભળ્યો.

**દાદાશ્રી :** હું તમને સમજાવું. ત્યાં આપણે જાત્રામાં ગયા હતા, ત્યાં રાતે કોઈએ તમને કહ્યું હોય તો સવારમાં તમને તાંતો રહેતો નહોતો. ફરી એ ભેગો થાય ને, તો કશું બન્યું નથી એવી રીતે તમે બેસો અને આ જ્ઞાન મળ્યા પહેલાં મહીં અસરો રહ્યા કરે, એ છે પેલો તાંતો.

**પ્રશ્નકર્તા :** પણ જેમ આ ખરાબ વસ્તુ માટે આપણે તાંતો શબ્દ વાપરીએ તેમ જેમ બહુ રાગ હોય, અત્યંત, એ શું કહેવાય ?

**દાદાશ્રી :** એય તાંતો રહે. બધા તાંતા તૂટી જાય પછી આસક્તિ રહે. વિકર્ષણ અને આકર્ષણ બે રહે, તાંતો છૂટી જાય.

માની અને ક્રોધી સારા, લોભી અને કપટી નહીં સારા. લોભના પરમાણુ કંઈ એક ભવના ઓછા હોય છે ? અનંત ભવોથી ભેગા થતા આવે છે. ક્રોધના પરમાણુ સૂક્ષ્મ છે, છતાં તે આંખમાં દેખાય છે. જે પરમાણુ સાથે મરે, તે પરમાણુ ભેગા થાય. એક સાધુએ ખૂબ ક્રોધ કર્યો તે બ્રેઈનની નસ તૂટી ગઈ, તે મરી ગયો. પછી (બીજા ભવમાં) નાગ થયો, ચંડકોશિયો નાગ. તે મહાવીર ભગવાને જઈને તેનું કલ્યાણ કર્યું. સાધુપણામાં ક્રોધના પરમાણુ ભેગા કર્યા અને

એડજસ્ટમેન્ટ કર્યું એટલે ડિસ્એડજસ્ટમેન્ટ થવા માટે તેને ઝેરી નાગ બનવું જ પડે. તે તેને એક જ ભવનું એડજસ્ટમેન્ટ હોય. તે ભોગવીને ફરી પાછો જ્યાં હોય ત્યાં જાય.

આત્મામાં ગુસ્સો અને પ્રેમ છે, એ તો ભ્રાંતિવાળા જગતે શોધી કાઢેલું છે. (મૂળ) આત્મામાં પ્રેમ નામનો ગુણ જ નથી અને (વ્યવહાર) આત્માનો પ્રેમ છે તે શુદ્ધ પ્રેમ છે. તેને લૌકિક પ્રેમ જેવો પ્રેમ નથી કહેવાતો, જુદી જ વસ્તુ છે એ તો. (એ પ્રેમમાં વીતરાગતા હોય છે.) આ પ્રેમ તો ઘડીકમાં ચઢે ને ઘડીકમાં ઉતરે. એ તો આસક્તિ છે. શુદ્ધ પ્રેમ ના હોય. ટાંકણીને અને લોહચુંબકને શું પ્રેમ છે, પૂછી આવ ને ? ક્રોધ એ હોટ (ગરમ) પરમાણુ છે અને પ્રેમ એ માઈલ્ડ (ઠંડા) પરમાણુ છે. બધું જ પરમાણુનું છે, પુદ્ગલની કરામત છે. ચર્મચક્ષુથી જે કંઈ દેખાય છે તે બધું જ અયથાર્થ છે.

જાણે એનું નામ જ્ઞાન અને કરે એનું નામ ક્રોધ. ભાન જ ભૂલે જગત આખું. તે ઘડીએ કશું ભાન જ ના રહ્યું હોય. બાપજી હોય તો બાપજીને ભાન ના રહેને ! તને ઉગ્રતા રહે છે કે નથી રહેતી ? વખતે દેહ ઉગ્ર થાય તે દેહના ગુણ હોય તેવા. આ પુદ્ગલ પરમાણુના બહુ જાતના ગુણો છે. હા, ઠંડા પરમાણુઓ હોય છે, ઉગ્ર પરમાણુ હોય છે, શુષ્ક પરમાણુ હોય છે, સુંવાળા પરમાણુ હોય છે. એટલે આ બધા પરમાણુના ગુણો હોય છે તે ગુણો બતાવે છે. બોલો, અજ્ઞાની છે તે તન્મયાકાર થઈ જાય, ક્રોધ થતાંની સાથે અને પોતે ક્રોધ કરે. 'મેં ક્રોધ કર્યો' કહે છે અને પેલો જ્ઞાની જાણે, એટલો જ ફેર. પછી ધીમે ધીમે એય પરિણામ ઓછાં થતાં જાય.

જ્ઞાન આપ્યા પછી ક્રોધને બદલે ઉગ્રતાના પરમાણુ રહે અને લોભને બદલે આકર્ષણના પરમાણુ રહે. આ તો જાણે કે ચંદુભાઈ કડક બોલ્યા, ઢીલા રહ્યા, એ જાણે ત્યાં સુધી ઉગ્ર થાય, પણ એમાં આત્મા ભળે નહીં તે ત્યાં સુધી ક્રોધ કહેવાય નહીં. એ પરમાણુના ગુણ છે ને આત્મા ભળે તો ક્રોધ કહેવાય. નહીં તો વીતરાગતામાં બોલ્યા કહેવાય.

## એ છે પોઝિટિવ-નેગેટિવનું ખેંચાણ !

બધું જ પરમાણુનું ખેંચાણ છે. આકર્ષણ-વિકર્ષણમાં બે જાતના પરમાણુઓ છે. દ્વેષના પરમાણુઓ ભરી લાવ્યો છે તે દ્વેષ કરે છે. રાગના લાવ્યો છે તે રાગ કરે છે. ક્રોધ આવે છે, ક્રોધમાં પરમાણુની ઉગ્રતા હોય ને લોભમાં લક્ષ્મી સંબંધે પરમાણુનું આકર્ષણ રહે. લોભ આવે છે, રાગ આવે છે, તે કેમ બંધ થાય ? પરમાણુઓ લઈને આવ્યો છે તે નીકળવાના જ છે. પુદ્‌ગલના આકર્ષણને લોકો રાગ કહે છે. રાગ એ રાગ નથી પણ માન્યતાની ભૂલ છે. રાગ એ સરખા સ્વભાવવાળા પરમાણુઓનો આકર્ષણ ગુણ છે. એ તો પુદ્‌ગલની કરામત છે. માતા અને બાળક બેઠાં હોય અને માતા ત્યાંથી ઊઠીને જવા લાગે કે બાળક પણ પાછળ જાય છે. તે માતા ગઈ એટલે પાછળ જવું એવી સમજથી નથી જતું પણ પૌદ્‌ગલિક પરમાણુઓના આકર્ષણથી પાછળ જાય છે. પોઝિટિવ અને નેગેટિવ ભેગા થાય ત્યારે જ પરમાણુનું આકર્ષણ થાય.

સંસારી સંબંધનો એન્ડ આવવાનો અને તે આ અવસ્થાઓ જે છે એમાં બૈરી-ભાયડો, છોકરો ને મા ને એ બધું ઑન્લી સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ છે આ. લોકો મનમાં માની બેસે છે કે હું એનો બાપો થયો. અરે, બાપો શી રીતે થવાનો'તો ? તું તો છોકરો હતો ફલાણાભાઈનો ! ફલાણાભાઈનો છોકરો આનો બાપો થયો છે. આ બધી ખોટી માન્યતાઓ છે.

**પ્રશ્નકર્તા :** લોહીના જે પરમાણુઓ હોય છે એ સરખા હોય છે, એ તો સંબંધ જાળવતા જ હોય છે.

**દાદાશ્રી :** એ તો સંબંધ જાળવેય ખરા ને ઉખાડેય ખરા. એ રાગ-દ્વેષના પરમાણુ ભરેલા હોય. ઘડીમાં ખુશ થઈ જાય, એટલે પછી આમ વહાલમાં (છાતીએ) દબાવે આપણને અને ઘડીમાં નાખુશ થઈ જાય ત્યારે તમાચો મારે. એ રાગ-દ્વેષના પરિણામ છે.

**પ્રશ્નકર્તા :** ના, પણ જે જાણવા મળ્યું છે કે બુદ્ધિ અને લાગણીથી પર એવું એ ખેંચાણ એક લોહીના સંબંધમાં રહેતું જ હોય

છે. એટલે બધા સંબંધો કરતાં જે લોહીનો સંબંધ હોય છે એ તોડવો એટલો બધો સહેલો નથી હોતો.

**દાદાશ્રી :** લોહીનો સંબંધ જ નથી હોતો. એ તો એના જેવું લોહી મળતું આવે. કોઈ કોઈને લોહીનોય શું, હાડકાનો, માંસનો કશોય સંબંધ હોતો નથી. લોહીનો જો સંબંધ હોય ને, લોહી જો બાપ-દાદાનું આવ્યા કરતું હોય તો તો ક્રોધ-માન-માયા-લોભ જોડે રહે જ. પણ આ તો બાપ ક્રોધી હોય ને છોકરો ઠંડો હોય. એટલે કશુંય લેવાદેવા નથી. આ તો આંખે એવું દેખાય છે લોકોને, એટલે લોકો બોલે એવું, બ્લડ રિલેશન એટલું કહે. ખરેખર રિલેશન નથી, વ્યવહારથી રિલેશન છે. કોઈ કોઈને કશુંય એક પરમાણુ માત્રનું ભેળસેળ નથી. વ્યવહારથી કહેવા માટે કહેવું પડે કે ભઈ, આ એક કુટુંબનાં, બ્લડ રિલેશનવાળા, એક ફેમિલીનાં છે.

**પ્રશ્નકર્તા :** સરખા પરમાણુઓ અથવા તો સરખી પ્રકૃતિના પરમાણુઓ એકબીજાને વધારે આકર્ષે એવું નથી હોતું ?

**દાદાશ્રી :** એવું જ થયેલું છે. સરખી પ્રકૃતિનાં માણસો, ફરી બીજા અવતારમાં ભેગા થઈને જન્મે છે બધાં.

**પ્રશ્નકર્તા :** જ્યાં સરખા પરમાણુઓ છે ત્યાં એકબીજાને આકર્ષે છે, એનાથી જુદા હોય તો એ લોકોનો મેળ નથી પડતો.

**દાદાશ્રી :** એ તો સરખા પરમાણુ આકર્ષે છે અને તે પરમાણુ ચેન્જ થયે વિકર્ષણ થાય. એટલે આ બધું લોહચુંબકના ગુણો ઉત્પન્ન થયેલા છે.

**પ્રશ્નકર્તા :** એટલે એ પ્રકૃતિનો સ્વભાવ છે. એનાથી બહાર તો કંઈ શરીર જઈ ના શકે.

**દાદાશ્રી :** આ લોહચુંબક હોય છે ને, તે લોખંડને જ ખેંચે. બાકી પિત્તળ-બિત્તળ બીજું બધું આપે તો એને કશુંય નામ ના દે. એટલે પોતાને મેળ પડતો હોય, ત્યારે પરમાણુ ખેંચાય અને પછી કહેશે, 'હું ખેંચાયો.' હું ખેંચાયો, એ ભ્રાંતિ. 'મારે ખેંચાવું નહોતું તોય ખેંચાયો', કહેશે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ જ હું વાત કરતો'તો કે શરીરના પરમાણુઓમાં તો આકર્ષણ ને વિકર્ષણ રહેવાનાં જ, એને કાઢવાનો પ્રયત્ન કરવો, એ ઊલટું ખોટી દિશામાં ચાલવા જેવું છે.

**દાદાશ્રી :** ના, એ કાઢવાનો વિચાર નહીં કરવાનો. એ કઢાય જ નહીં, નીકળે જ નહીં. એમાંથી આપણો ભાવ ખેંચી લેવાનો છે. આ રાગ-દ્વેષના ભાવ ખેંચી લેવાના છે. એટલે વીતરાગતા રાખવાની છે આપણે, બસ. એ પરમાણુ તો એની અસર કર્યા જ કરવાના.

પરમાણુઓ આપણે મહીં જેવાં ભર્યા છે તેવા જ પરમાણુ ફળ આપવાના. એટલે આપણે કહીએ છીએ ને કે જે થાય એનો નિકાલ કરો. જેવું ભર્યું એવું નીકળશે. ફક્ત ખેંચાઈ શું ગયું ? ત્યારે કહે, જે એની પર રાગ-દ્વેષ હતા આપણા, તે ખેંચાઈ ગયા. હવે રાગ-દ્વેષ થાય છે ? નથી થતા ને ?

**પ્રશ્નકર્તા :** ના, દાદા.

**દાદાશ્રી :** રાગ-દ્વેષ ના થાય એ વીતરાગ કહેવાય. વીતરાગ થવાની જરૂર છે. રાગ-દ્વેષ ન થવા જોઈએ. કશું કરવાની જરૂર નથી. આદતો રહેવાની. આદતો જાય નહીં. શરીરની આદતો, મનની આદતો એ બધી જાય નહીં.

## રાગ-દ્વેષ, સંસારનું મૂળ !

જ્યાં સુધી પરમાણુ મળતા આવે ત્યાં સુધી અભેદતા રહે ને પછી વેર થઈ જાય. આસક્તિ હોય ત્યાં વેર હોય જ. આસક્તિ એ પ્રત્યક્ષ ઝેર છે. જેટલી પુદ્‌ગલમાં આસક્તિ તેટલી ચંચળતા વધારે.

રાગ નહીં કરવાનું સજ્જડ નક્કી કર્યા છતાંય તે રાગ હોય તેના તરફ શરીર ખેંચાઈ જાય છે. કારણ કે રાગ તો પરમાણુ જ છે. એટલે પોતે આ નથી કરતો પણ રાગના પરમાણુનો સ્વભાવ જ એવો છે. રાગ નામનો ગુણ કે દ્વેષ નામનો ગુણ આત્મામાં નથી. આ તો પરમાણુ એ પરમાણુ રાગવાળા, દ્વેષવાળા પડ્યા છે.

ગમતું અને ના ગમતું એ મોટા સ્વરૂપે રાગ-દ્વેષ છે. રાગના પરમાણુ સુખ-શાતા આપવા માટેના છે અને દ્વેષના પરમાણુ દુઃખ-અશાતા આપવા માટેના છે. સંસાર ઊભો રહ્યો છે તે રાગ-દ્વેષથી. સંસારનું બીજ રાગ-દ્વેષ છે. જેથી કાલ્પનિક શાતા-અશાતાનો ભ્રાંતિમય ભોગવટો હોય છે.

જેની ઉપર તમને બહુ દ્વેષ થાય તો રાગના પરમાણુ ઊભા થશે જ અને રાગ બહુ થયો તો દ્વેષના પરમાણુ ઊભા થવાના જ. એટલે વીતરાગ થવાનું કહ્યું છે. હે પ્રજ્ઞાધારી ! જો દ્વેષ ઉત્પન્ન થવાના પરિણામ આવે તો તેને જડમૂળથી નિંદી નાખ. એ દ્વેષના બીજમાંથી જ રાગ ઉત્પન્ન થશે. એટલે દ્વેષ તો ક્યારે પણ કામનો નહીં. દ્વેષને તો મૂળિયાં સાથે જ ઉખાડીને બહાર ફેંકી દેવો, પણ સમતાથી જ કરવાનું.

## દેવોનેય રાગ-દ્વેષ...

કેટલીક જગ્યાએ ભઈ વાંકો હોય ત્યારે એને ત્યાં બૈરી સીધી રહેતી હોય, એવી સરસ બઈ હોય. ઘણી જગ્યાએ ભઈ બિલકુલ સીધો હોય, તેને ત્યાં બઈ વાંકી હોય કાયમની. બધી જાતનો માલ છે અહીં સંસારમાં.

**પ્રશ્નકર્તા :** આ પરસ્પર વિરોધી પરમાણુવાળા ભેગાં થાય એ શા માટે ?

**દાદાશ્રી :** જાગૃત કરવા માટે, નહીંતર તો ઊંઘી જાય. બેઉ જણ ઊંઘી જાય. છ-છ મહિના સુધી ઊંઘે. બહાર સૂર્યનારાયણનેય જોવા ના આવે. તો તો બધા પડી રહે એવા છે. આ તો બધા વિરોધી છે તેથી તો મજા છે એની. નહીં તો મોક્ષે જ કોઈ જાય નહીં ને !

દેવગતિમાંય આનો આ જ માલ, બધે આવો જ માલ !

**પ્રશ્નકર્તા :** દેવગતિમાં આકાર ખરો ? રૂપ-બુપ બધાનું ખરું ? જુદું જુદું ?

**દાદાશ્રી :** રૂપ-બુપ બધું ખરું પણ બીજું (બાળપણ, ઘૈડપણ) નહીં.

રૂપ ના હોત તો તો કિંમત જ ના હોત ને ! પથ્થર જ કહેવાય ને! રૂપ ના હોય તો બીજી દેવીની કિંમત શી રીતે એમને સમજાય, કે 'મને આ દેવી મળી ને આને બહુ સારી દેવી મળી', એવું બધું ખબર પડે. 'આને સારી દેવી મળી છે, મારા જેવી નથી. આને બહુ ખરાબ છે.' દેવીઓ વાતો કરે કે તરબૂચા જેવો મને મળ્યો પણ આખી જીંદગી કાઢવી જ પડે ને, શું થાય તે ? અને આપણે અહીં તો અવળસવળ કરવું હોય તોય થાય કે ડિવોર્સના કાયદા કાઢ્યા છે સરકારે, બધાય કાયદા કાઢેલા છે.

**પ્રશ્નકર્તા :** જો દેવગતિમાં બધાંય કર્મો નિકાલી હોય, તો પછી બધાં કર્મો પૂરાં થઈ જાય એટલે પછી ત્યાંથી સીધો મોક્ષ ના થઈ જાય?

**દાદાશ્રી :** કોઈને થાય નહીં બીજી જગ્યાએથી. ત્યાં આગળ કોઈ દહાડો કર્મ પૂરાં થાય નહીં. કર્મ પૂરા થાય ફક્ત મનુષ્યગતિમાં. તે વીતરાગતાથી થાય. અમુક વર્ષો વીતરાગતામાં જાય ત્યારે થાય. દેવગતિમાં વીતરાગતા હોય નહીં. એટલે એ બધી આશા ફોગટ એવી. અહીં મનુષ્યગતિ સિવાય મોક્ષ નથી.

## નથી રાગ, આત્મામાં !

પુદ્ગલ કરામત તો પોતે જ વીતરાગ છે. તમે વીતરાગ થાઓ તો તમે જીત્યા. તું વીતરાગ થઈ જા ને ! તો ઉકેલ આવી ગયો. સાપ પડી રહ્યા હોય અને ત્યાં તું બેઠો હોઉં તો તે તારી વીતરાગતાનો ટેસ્ટ નથી. સહેજ એને છંછેડી જો પછી તપાસ કર કે તારી વીતરાગતા ક્યાં ક્યાં હાલી ગઈ છે, તે તપાસી જો.

આત્મામાં રાગ નામનો ગુણ જ નથી ને લોકો કહે છે કે મારો આત્મા રાગી-દ્વેષી છે. પણ આ શું છે ? આ દેહમાં ઈલેક્ટ્રિકલ બોડી છે. તે જ્યારે મળતા પરમાણુ આવે છે ત્યારે આખી બોડી લોહચુંબકની જેમ ખેંચાય છે. અને લોકો કહે છે, 'હું ખેંચાયો, મને રાગ થાય છે.' પણ એમાં વીતરાગોનો મત શું કહે છે, આ પૂતળું એ જેમનું નાચે, તેને તું 'જાણ' કે પૂતળું ક્યાં ખેંચાયું ને ક્યાં ના ખેચાયું.

જ્ઞાન પછી કષાય ગયા, પછી જે રહે છે તે આકર્ષણ ને વિકર્ષણ છે. જે અનાત્મા ભાગમાં છે. આકર્ષણ-વિકર્ષણવાળા ચુંબકીય પરમાણુઓનો અનાત્મ ભાગનો સ્કંધ હોય છે. આપણી ઈચ્છા નથી હોતી તોય આકર્ષણથી ખેંચાય છે. તેથી જ સમજાય કે એ રાગ નથી પણ અનાત્મ ભાગ પ્રત્યે અનાત્મા ભાગ ખેંચાય છે. રાગ તો એમાં આત્મા ભળે તો જ કહેવાય.

## સિદ્ધાંત, આકર્ષણ-વિકર્ષણનો !

**પ્રશ્નકર્તા :** આત્માનું નિયમન કોણ કરે છે ?

**દાદાશ્રી :** આનું નિયમન કોઈ નથી કરતું. બધું નિયમન કુદરતી છે. જગતનો કોઈ કરનાર છે જ નહીં. સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સથી થયા જ કરે છે. કોઈ ભગવાનેય કર્યું નથી. નિયમન કશું કરવું ના પડે. નિયમન કરનારો હોયને તો ઈફેક્ટ થાય, ઈફેક્ટ આપે. આમાં (આત્મદ્રવ્યમાં) ઈફેક્ટિવ ના હોય.

**પ્રશ્નકર્તા :** આ દેહમાં આ આત્મા જશે, આ દેહમાં આ આત્મા જશે એ બધું કોણ નક્કી કરે છે ?

**દાદાશ્રી :** આપણે નક્કી કરવાની જરૂર નહીં. પોતાના હિસાબવાળા પરમાણુ ભેગા થાય એટલે ત્યાં આકર્ષણથી જાય છે. બધું આકર્ષણથી જ નર્યું જગત ચાલી રહ્યું છે.

**પ્રશ્નકર્તા :** શરીર ને આત્માનું આકર્ષણ કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** શરીર અને આત્માનું આકર્ષણ છે જ નહીં. આત્માને કોઈ જગ્યાએ આકર્ષણ નથી. આત્માની જોડે જે બીજી વસ્તુઓ છે, તે વસ્તુઓના આકર્ષણને લઈ ખેંચાય છે.

જાત જાતના અભ્યાસ થઈ ગયેલા હોય. બહુ કાળ આકર્ષણ હોય તેનું વિકર્ષણ થાય. એ આત્મ સ્વભાવ નથી, પૌદ્ગલિક સ્વભાવ છે.

**પ્રશ્નકર્તા :** સારાં કાર્યો કરે તો દેવલોકમાં જન્મ થાય, તો આ

બધું જસ્ટિફાય કોણ કરે કે એ દેવલોકમાં જાય ને...

**દાદાશ્રી :** જસ્ટિફાય તો, આપણે આ દવા મોઢેથી ખાઈએને, દાકતર શું કહે, ગોળીઓ ખાઈ જજો. ક્યાં દુખાવો છે ? તો કહે, 'અહીં, માથામાં.' તો મૂઆ, ત્યાં શી રીતે જશે ? દવાને શી ખબર કે અહીં રહીને મારે આમ જવાનું છે. એ દુનિયામાં નિયમ એવો છે જે દર્દ હોયને તેની જે દવા હોય તેને ખેંચે સામસામી. એવા નિયમના આધારે અહીંથી દેવગતિને લાયક થઈ ગયા પરમાણુ, એટલે દેવગતિ પેલી બાજુ ખેંચે એને. ગધેડાને લાયક થયો તો ત્યાં ખેંચે. નર્કગતિને લાયક થયો ત્યાં ખેંચે. ખેંચાણ છે બધું. આકર્ષણથી બધું જગત ચાલી રહ્યું છે. સૂર્ય, ચંદ્ર, બધા આકર્ષણથી ચાલે છે. એટલે કોઈને જસ્ટિફાય કરવાની કંઈ જરૂર નથી.

મળતા પરમાણુઓ હોય તો જ આકર્ષણ થાય. અંદર જેવા પરમાણુઓ હોય તેવું જ દેખાય. વર્લ્ડમાં દુઃખ નામેય નથી. બધું અંદર જ ભરેલું છે.

**પ્રશ્નકર્તા :** આ છૂટા પડતી વખતે આંખમાંથી પાણી નીકળી જાય છે તે શું છે ?

**દાદાશ્રી :** એ બધું પરમાણુનું જ છે. આકર્ષણના પરમાણુ હોય તો છૂટા પડતી વખતે આંખમાં પાણી આવે ને વિકર્ષણના પરમાણુ હોય તો છૂટા પડતી વખતે આનંદ થાય.

કોઈ મરે છે ત્યારે એના સગાને રડવા દે છે શાથી ? તે આંતરે નહીં ને, તો મમતાના પરમાણુ હોય તે આંખમાં રહીને બહાર નીકળે. તે પછી શાતા વળે. આ તો લોકો આંતરે. અલ્યા, એ આંતરાય નહીં. એ રડશે તો જ હલકો થાય. રડે નહીંને તો તો બોજો વધી જાય. એથી અમારી પાસે રડે, તો અમે વાંસે હાથ ના ફેરવીએ. એ તો રડવા દઈએ તો બધા ખરાબ પરમાણુ નીકળી જાય. આ ઘરમાં તો મા વાંસે હાથ ફેરવે.

અમે કરુણામૂર્તિ, તે સામાને અમને જોઈ રડવું આવે, ત્યાં અમે

રડીએ તો એનું શું થાય ? આ તો અમે રડતાને આંતરીએ નહીં. તે એ પરમાણુ શું કરવા રહેવા દઈએ ? છોને નીકળતા, મમતાના ને બીજા કચરાનાં પરમાણુ નીકળી જાય.

શરીર તો પરમાણુનું બનેલું છે, બીજું કંઈ છે નહીં. જેવા પરમાણુઓનો સંગ તેવું શરીરમાં અનુભવાય. ગમે તેની સાથે સેકહેન્ડ કરવાથી (હાથ મિલાવવાથી) ગમે તેવા પરમાણુ આવે છે. એકલા બેસી રહેવું સારું પણ નીચા થરના માણસ જોડે બેસવું સારું નહીં. તેના પરમાણુ તમને અસર કરશે.

વહાલું અને અળખામણું એ પરમાણુના હિસાબ છે. તમારા ને એના પરમાણુ ના મળે, એટલે એ તમને વહાલો હોય, તો પણ અળખામણો લાગે.

દરેક વ્યક્તિ દીઠ બોડીના પરમાણુમાં ફેરફાર હોય. (સામે કંકોડાનું શાક જોઈને) પેલા કંકોડા પ્રત્યેક જુદા જુદા ફેરફારવાળા છે, તેમ પ્રત્યેક વ્યક્તિમાં ફેરફારવાળા પરમાણુ છે. તે બધાનું સમાન વ્યક્તિત્વ ઊભું ના થાય. સમાન પરમાણુના માલવાળા અને વિરોધ પરમાણુના માલવાળા ભેગા થાય.

આપણને કોઈ માણસ બહુ સાંભર સાંભર કરે, તેનો રોગ આપણી મહીં પેસી જાય. જેના તમને બહુ વિચાર આવે તેના પરમાણુઓ તમારામાં પેસી જાય. સાંભરવું એટલે અનુકૂળ પરમાણુ એટ્રેક્ટ (આકર્ષિત) કરે છે તે. એ પરમાણુ ખલાસ થશે એટલે સાંભરવાનું બંધ થશે.

જગતનો સ્વભાવ જ છે કે સરખા પરમાણુનું આકર્ષણ થાય. લોભિયો હોય તો લોભી ભેગો થઈ જાય. આ જગત પરમાણુનું ભરેલું છે.

વિકર્ષણ-આકર્ષણ પરમાણુનું હોય છે. પરમાણુને એક છેડે પોઝિટિવ છે, બીજે છેડે નેગેટિવ છે. વિકર્ષણમાં જાગ્રત હોય. આકર્ષણમાં ગોથું ખાઈ જાય. આકર્ષણ એ પુદ્ગલનો ગુણ છે. એક પરમાણુ બીજા પરમાણુને મળતું આવે એટલે ખેંચે. દેહ-મન-બુદ્ધિ પરમાણુના બનેલા

છે તે ખેંચાય છે. કેટલીક જગ્યાએ વિકર્ષણ પણ થાય છે.

પરમાણુનો આકર્ષણ ગુણ છે, પણ જ્યાં સુધી જ્ઞાન ન મળે ત્યાં સુધી આકર્ષણ કહેવાય નહીં. કારણ કે એના મનમાં તો એમ જ થાય કે મેં જ કર્યું આ અને જ્ઞાન મળ્યું હોય તો એના મનમાં થાય કે દેહ આકર્ષણથી ખેંચાયો અને મેં કંઈ કર્યું નથી, મેં જાણ્યું ફક્ત.

આ શરીરમાં જ મોટું વિજ્ઞાન છે. ઘણું મોટું મશીન છે. જ્ઞાન મળ્યા પછી શુદ્ધ પરમાણુ ભરાતા જાય અને ખોટો માલ નીકળતો જાય. આ (જ્ઞાનભક્તિના) પદો ગાતી વખતે શું થાય ? શરીરની પ્રક્રિયા ચાલી તે ચોખ્ખા પરમાણુ પેસે, જ્યારે કંટાળા ને બીજા પરમાણુ નીકળે. આ થબાકા પાડીએ ને ઉલ્લાસમાં આવો, તે પેલા નકામા, અશુદ્ધ કચરા માલવાળા પરમાણુ નીકળે ને એક નીકળે તો બીજા પેસવા જ જોઈએ. તે ચોખ્ખા પરમાણુ પેસે. તેથી તો અમે જાતે થબાકા પાડવાનું નાટક કરીએ ને ! પોતે ગાય ને ગાઈને ગવડાવ્યો વીતરાગ. તે તમને ઉલ્લાસ આવે ને શુદ્ધિ થતી જાય. આ તો અક્રમ વિજ્ઞાન છે. તે મહીં કચરો માલ ખાલી કરવા માટે આ પદો ગાઈએ. તે શુદ્ધિ થતી જાય. કેવો સહેલો માર્ગ ! મિથ્યાત્વની જે ગાંઠો પડેલી, તે આ બોલવાથી સમકિતની પડતી જાય ને પેલી ઓગળતી જાય.

## એ છે ચુંબકત્વ !

**પ્રશ્નકર્તા :** રાગ એ અહંકારનું પરિણામ છે અને આકર્ષણ એ પુદ્ગલનો ગુણ છે. (આપ્તસૂત્ર)

**દાદાશ્રી :** રાગ એ અહંકારનો ગુણ છે. રાગ અને દ્વેષ બેઉ અહંકારી ગુણ છે. આકર્ષણ એ પુદ્ગલનો ગુણ કહેવાય.

**પ્રશ્નકર્તા :** 'જેનો' અહંકાર ગયો હોય, 'તેને' પુદ્ગલનું આકર્ષણ રહે ?

**દાદાશ્રી :** 'એને' પોતાને ના રહે, પણ પુદ્ગલને પુદ્ગલનું આકર્ષણ રહે. આ 'તને' અહંકાર ગયેલો હોય તો તને ના અડે પણ

ચંદુને રહે. આ જ્ઞાન મળ્યા પછી નવો રસ ઉત્પન્ન થતો નથી. જ્યાં સુધી જૂનો રસ સંપૂર્ણ ખેંચાઈ ગયો નથી, ત્યાં સુધી નિવેડો ના આવે. નવો રસ ઉત્પન્ન થતો હોય ત્યાં આગળ સંસાર. આ તો ઈફેક્ટ જ છે ખાલી. આ કોઝિઝ ના હોય, નિકાલી બાબત હોય આ. કોઝિઝ ને ઈફેક્ટનું બન્ને સાથે હોય એનું નામ સંસાર.

સોનાની વ્યાખ્યા આપણે ના સમજીએ અને પછી પિત્તળને સોનું કહીએ તો તો પછી આપણે એની કિંમત જ ના સમજ્યા કહેવાય ને? પિત્તળેય બફીંગ કરે તો સોના જેવું દેખાય, પણ સોનાની વ્યાખ્યા ગુણ સહિત જાણવી જોઈએ. એવી રીતે ક્રોધ શું છે ? લોભ શું છે ? આકર્ષણ શું છે ? વિકર્ષણ શું છે? એ પુદ્ગલ પરમાણુના ગુણો છે. આ બધું સાયન્સ છે. સાયન્સ એટલે એક્ઝેક્ટલી સમજી લેવું જોઈએ. વાત ઝીણવટથી સમજી લેવાની જરૂર છે. કશું કરવાની જરૂર નથી.

આત્મા અમે આપી દીધો એ નિર્લેપ ભાવે આપેલો છે, અસંગ જ આપેલો છે. હવે ફક્ત સમજવાની જરૂર છે. જ્ઞાન જાગૃતિ એટલી બધી ન રહે અને હજુ આ પુદ્ગલની ખેંચ છે. પુદ્ગલની ખેંચવાળું છે ને અનંત અવતારથી પુદ્ગલના પક્ષમાં બેઠા'તા ને એકદમ આપણે વિપક્ષી થઈ ગયા. એટલે પુદ્ગલના સામાવળિયા થયા હવે. આપણે શુદ્ધાત્મા થઈ ગયા એટલે પુદ્ગલથી વિપક્ષી થયા હવે. પણ એ પુદ્ગલની ખેંચ એને અનંત અવતારની છે તે જાય નહીં. એટલે એ ખેંચ નુકસાન શેમાં કરે એવી છે ? આ સ્ત્રી-પુરુષોના આકર્ષણમાં એ ખેંચ નુકસાન કરે એવી છે. એટલે ત્યાં આગળ બહુ જાગૃતિ રાખવી જોઈએ.

## ત્યાગેય છે વિકર્ષણ !

આ જગત એટ્રેક્શનથી જ ચાલી રહ્યું છે અને તેમાં જીવ પોતે અહંકાર કરે છે કે 'મેં આમ કર્યું ને તેમ કર્યું.' તેનો માર ખા ખા કરે. અને એટ્રેક્શનથી પૈણે છે અને પાછો કહે, 'હું પૈણ્યો.' અલ્યા મૂઆ, તું શી રીતે પૈણ્યો ? આ તો વહુ આવી પડી !

**પ્રશ્નકર્તા :** એટલે જે આ બધું ત્યાગીને જતા રહે, એમને વિકર્ષણ કહેવાય ? જે ત્યાગે એ વિકર્ષણ કહેવાય ?

**દાદાશ્રી :** મહીં પરમાણુ ખલાસ થઈ જાયને એટલે એની મેળે (વાઈફથી) છૂટું પડી જાય. ત્યારે કહેશે, 'મેં ત્યાગ કર્યો.' ખાલી ઈગોઈઝમ કર્યા કરે છે.

આ બહુ સૂક્ષ્મ સમજવા જેવું જગત છે. આ જે લોકો કહે છે ને, આ સાયન્ટિસ્ટો કહે છે તેવુંય જગત નથી. સાયન્ટિસ્ટો અમુક હદ સુધી પહોંચ્યા છે, ખોટું નથી પહોંચ્યા. એ લોકોએ જેટલું બહાર પાડ્યું, એટલું એમને સમજાયેલું છે. અને તે એમની બુદ્ધિનો ખેલ નથી આ, એમની ગિફ્ટ (કુદરતી સૂઝ)નો ખેલ છે.

## ખપે પ્રતિક્રમણ, રાગ-દ્વેષનાં !

**પ્રશ્નકર્તા :** આકર્ષણનું પ્રતિક્રમણ કરવું પડે ?

**દાદાશ્રી :** હાસ્તો. આકર્ષણ-વિકર્ષણ શરીરને થતું હોય તો ચંદુભાઈને આપણે કહેવું પડે, 'હે ચંદુભાઈ, અહીં આકર્ષણ થાય છે, પ્રતિક્રમણ કરો.' તો આકર્ષણ બંધ થઈ જાય. આકર્ષણ-વિકર્ષણ બેઉ છે તે આપણને રઝળાવનારા છે.

આ 'ના ગમે', તેનો કંઈ ઉકેલ લાવવાનો કે નહીં લાવવાનો? આ 'ગમે' તેનોય ઉકેલ લાવવાનો, સંઘરવાનું નથી. જે બધી વાતો 'ગમે' એ સંઘરવાની નહીં, એનોય ઉકેલ લાવવાનો ને આનોય ઉકેલ લાવવાનો છે. 'ગમે' એ ભરેલો રાગ નીકળે છે અને 'ના ગમે' એ ભરેલો દ્વેષ નીકળે છે. એટલે દ્વેષનો ઉકેલ લાવવાનો છે. એટલે ત્યાં અમારી પેઠે રહેવું, બધાની સાથે ભળતા ને ભળતા ! (કારણ કે દ્વેષને લઈને જુદાઈ થઈ જાય, ભળતાં રહેવાથી જુદાઈ મટી જાય ને દ્વેષ ઓગળી જાય.)

**પ્રશ્નકર્તા :** દ્વેષનો નિકાલ કરવાનો છે એવું તો સામાન્ય સમજમાં આવે, પણ રાગનો નિકાલ કરવાનો છે, એ તો કંઈક ભારે વાત છે.

**દાદાશ્રી :** એ તો બધો નિકાલ કરવો પડશે એમનો. નિકાલ કર્યા વગર તો કેમ ચાલે તે ? સંઘરેલો માલ સોંપી દેવો પડશે. જે જે પરમાણુ જેના હોયને તે એના પરમાણુને સોંપી દઈને છૂટા થઈ જવાનું. ના ગમતા હોય તેય સોંપી દેવા પડશે ને ગમતાય સોંપી દેવા પડશે. પછી વીતરાગ થવાનું છે. હવે આ ચારિત્રમોહનીય એટલે ભરેલો માલ કાઢવો, ભરેલા માલનો હિસાબ ચૂકતે કરવો, એ ચારિત્રમોહનો સમભાવે નિકાલ કરવો.

પરમાણુ સિલ્લકમાં હતા જ અને ખર્ચી નાખવાના છે, પણ સંયોગી પુરાવા ભેગા થયા એટલે અંદરના પરમાણુ બહાર આવે.

જે જે પરમાણુ પૂર્વે ભેળા કરેલા છે, તેને પાછા આપી દઈને છૂટા થવાનું છે. કૃપાળુદેવે શું કહ્યું છે ? પૂર્વ કાળે જેના જેના પરમાણુ ભેગા કર્યા છે તે આપી દેવા છે. જેને આપણે પરાયું જાણ્યું પછી તેને આપણે રાખીને શું કરવું છે ?

તત્ત્વજ્ઞાન નિર્ભેળ હોય. જ્યાં એક પરમાણુ પણ ભેળસેળ નહીં ત્યાં નિર્ભેળ આત્મા અને નિર્ભેળ પરમાણુનું જ્ઞાન હોય.

ભેદજ્ઞાનથી તમને એવા જુદા પાડી આપ્યા છે કે એક પરમાણુ પણ તમારું નહીં. લોક પરભારી ચીજોને બથાડી પડ્યા છે. અલ્યા, સ્મશાનમાં જાય છે, તે બથાડેલું લઈને જાય છે ?

જગતનું ક્ષણે ક્ષણે પરિવર્તન થયા જ કરે છે. પરમાણુ પરમાણુનું સમયે સમયે પરિવર્તન થયા જ કરે છે. આવા પરિવર્તનશીલ જગતમાં લોકો પરમેનન્ટ સુખ ખોળે છે, તે શી રીતે બને ?

વીતરાગોનું એક્ઝેક્ટ સાયન્સ છે, પણ આ લોકોને નહીં સમજાવાથી અને કાળની વિચિત્રતાને લઈને મોહના પરમાણુ વધ્યાથી, બધા વિચિત્ર થઈ ગયા.

**પ્રશ્નકર્તા :** કર્મના પરમાણુઓ ખરા ?

**દાદાશ્રી :** કર્મ તો પરમાણુનું જ બનેલું છે પણ દેહાધ્યાસ હોય

ત્યાં સુધી ચેતન જેવા લાગે. દેહાધ્યાસ ગયા પછી પરમાણુ ચોખ્ખા લાગે.

દેહના માંદ્યલા પરમાણુના તો હપ્તા ભરવા જ પડે. તેમાં ડખોડખલ કરવા જેવું નથી. જ્યારે મનના અને દેહના પરમાણુ બન્નેય ભેગા થાય ત્યારે ભારે હુમલો થાય, ભયંકર અશાંતિ વર્તાય. એવી ભયંકર અશાંતિમાં જો માણસથી સહન ના થાય તો આખું શરીર દરિયામાં ફેંકે.

વાણીના પરમાણુ વપરાતા દેહની શક્તિ બહુ ખર્ચાઈ જાય. અમારી વાણી વીતરાગતાથી બોલાય, તે કંઈ થાય નહીં.

જેવી રીતે આ શરીરે પરમાણુ ગ્રહણ કરેલા તેવી જ રીતે પરમાણુ નીકળે. સ્પંદનથી ગ્રહણ થાય અને સ્પંદનથી નીકળે. આત્મા તો અચળ છે. મન-વચન-કાયાથી ગ્રહણ કરેલા, તે મન-વચન-કાયાનાં સ્પંદનથી નીકળે.

રંજક પરમાણુઓની બનેલી ગાંઠો ફૂટે તે મન. ભાવમન એટલે આત્માનું રંજાયમાનપણું. ઉદય આવે ત્યારે રૂપકમાં આવે. મન બગાડે એટલે સ્પંદનો ઊભા થાય. જ્ઞાતા રહે તો સ્પંદનો ધીમે ધીમે ઓછાં થતાં જાય.

ક્રોધ-માન-માયા-લોભ સ્પંદનથી ઊભાં થાય છે. જ્ઞાની પાસે એ નીકળી જાય છે અને અજ્ઞાની પાસે એ સ્પંદન વધે છે.

મહાન જ્ઞાનીઓને હલાવી નાખે તેવા આ સંસારમાં પરમાણુ ભરેલા છે, માટે બીવેર (ચેતો) !

## પરમાણુઓ : સમકિતી - મિથ્યાત્વીના !

એક માણસને 'કોનું લઉં ને કેવી રીતે ભેગું કરું ને કેમ કરીને ખઉં' એવું થયા કરે. ત્યારથી જ હું જાણું કે આ જાનવર થવાના પરમાણુ ખેંચી રહ્યો છે. સારા પરમાણુ ખેંચે તે બહુ હલકા હોય, લાઈટ વેઈટ પરમાણુ કહેવાય. આ મારેય પરમાણુ ખેંચાવાના તમારી જોડે પણ

બહુ લાઈટ વેઈટ પરમાણુ, વેઈટ જ ના નીકળે. અને કોનું લઈ લઉં ને કોનું પડાવી લઉં એવું બોલે, તેના હેવી વેઈટ પરમાણુ હોય.

એવું છેને, સમકિતીને એક બાજુ મૂકો અને એક બાજુ મિથ્યાત્વી મૂકો. સરખી ઉંમરના હોય, સરખું બોડી હોય, છાતી સરખી હોય, બધું સરખું હોય. બન્નેને પાણીમાં ડૂબાડીએ તો એટલું જ પાણી પેલામાં (સમકિતીમાં) નીકળે ને એટલું જ પાણી પેલામાં (મિથ્યાત્વીમાં) નીકળે. એ ક્યૂબેજેય (ક્યૂબિકલી) સરખો હોય. પણ ત્રાજવામાં મૂકે તો પેલું મિથ્યાત્વીનું પલ્લું એટલું બધું નમી જાય, કે ન પૂછો વાત.

**પ્રશ્નકર્તા :** એટલે આ ત્રાજવું કયું ? આ સામાન્ય ત્રાજવું છે કે અધ્યાત્મનું ત્રાજવું ?

**દાદાશ્રી :** ના, ના, સામાન્ય ત્રાજવું. આ તો સામાન્ય વાત કરું છું, સ્થૂળ વાત. આ તો સંસારના લોકોને સમજાય એવી વાત કરું છું. હવે એવું મિથ્યાત્વ એ ફર્સ્ટ ગાંડપણ કહેવાય છે. પછી સેકન્ડ મેડનેસ એ મેન્ટલ હોસ્પિટલવાળા. પાછા ફર્સ્ટ મેડનેસવાળાને ને સેકન્ડ મેડનેસવાળાને મૂકે ત્રાજવામાં, તો સેકન્ડ મેડનેસવાળો વધી જાય. જેટલા પરમાણુ ચોખ્ખા એટલા હલકા. એટલે આપણામાં કહેવત છે કે આ ગાંડો આમ હાથ મારે છે તોય આપણને ડફણું વાગે એવું લાગે. એવું સાંભળેલું ખરું ?

**પ્રશ્નકર્તા :** હા, એનો હાથ ભારે હોય.

**દાદાશ્રી :** એટલે જેમ જેમ આત્મા ઉચ્ચ ગતિ પામે, તેમ તેમ વેઈટ હલકું થાય, પરમાણુ હલકા થાય. પરમાણુના વેઈટથી આત્મા ઊર્ધ્વગતિ-અધોગતિ કર્યા કરે છે.

પુદ્ગલ ઘટવું જ જોઈએ. પુદ્ગલ ઘટે નહીં એટલે જાણીએ કે આ મહીં પથ્થર જ છે આ. પુદ્ગલ ઘટે તો આત્મા વધે.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલ ઘટે એટલે શું, દાદાજી ?

**દાદાશ્રી :** આ મન-વચન-કાયાના પરમાણુ ઘટે કે પેલી એ બાજુ

આત્માની શક્તિ વધી જાય છે. આ પરમાણુ ઘટે નહીં, તો પથ્થરની મૂર્તિ જેવું હોય.

**પ્રશ્નકર્તા :** એટલે શરીરમાંથી વજન પણ ઓછું થાય ?

**દાદાશ્રી :** બધું, બધા પરમાણુ ઘટતા જાય, હલકો ફૂલ થતો જાય.

**પ્રશ્નકર્તા :** તો દાદાજી, પુદ્‌ગલ ઘટે કેવી રીતે ?

**દાદાશ્રી :** પેલી (આત્મા) બાજુ પ્રેમ વધે, કે આ (પુદ્‌ગલ) બાજુ ઘટી જાય, એટલે કે મનના પાર વગરના પુદ્‌ગલ પરમાણુઓ, વાણીના અને શરીરના પરમાણુઓ બધા ઘટતા જાય. આ મનના ને બધા પરમાણુ મિથ્યાત્વની અસરથી મજબૂત થાય અને સમકિતની અસરથી ઊડી જાય.

## ફેર, નિર્વાણ ને મરણમાં...

**પ્રશ્નકર્તા :** ચરમ શરીર એટલે શું ?

**દાદાશ્રી :** ચરમ શરીર એટલે છેલ્લું શરીર. એ પરમાણુ બધા છેલ્લા હોય. આ જગતમાં પાર વગરના પરમાણુ છે. તેમાં લાસ્ટ ગ્રેડના પરમાણુ હોય તે અન્ડરડેવલપ્ડ માણસોને માટે છે. આ બધા જંગલીઓ એ અન્ડરડેવલપ્ડ માણસ, એમના હેવી વેઈટ પરમાણુ હોય. તે માણસોનું વજનેય બહુ હોય. આખા જગતમાં દેવલોક બધા કરતાં તદ્દન હાઈ લેવલના પરમાણુ મહાવીર સ્વામીમાં હતા, તીર્થંકરોમાં હતા. એ જોતાં જ આપણને આનંદ થાય. ખાલી જોવાથી જ મનમાં એમ થાય કે અહીં બેસી રહો હવે.

**પ્રશ્નકર્તા :** એટલે એ હલકાં હોય ?

**દાદાશ્રી :** પરમાણુ જ એવા હોય, એટ્રેક્ટિવ (આકર્ષણ) પરમાણુ ! એ બોલેને તે આપણને ગમ્યા જ કરે ! મીઠું લાગ્યા કરે !! એ જેમ જેમ દેહ ડેવલપ થતો જાય, તેમ તેમ પરમાણુ ઊંચા આવતા જાય બધા. અને છેલ્લામાં છેલ્લા પરમાણુ કેવા હોય ? ચરમ શરીરી.

ચરમ શરીર એટલે આમ તલવાર મારે તો વાગે નહીં, નહીં તો કોઈ ચરમ શરીરીને મોક્ષે જ ના જવા દે. તેથી મહાવીર ભગવાન ફાવ્યા ને ! પેલા ગોશાળાએ તેજોલેશ્યા મૂકી, તેજોલેશ્યા એટલે સૂર્યનારાયણની સામું જોઈને જે ત્રાટક કરેલું, તેથી તેજોલેશ્યા ઉત્પન્ન થાય અંદર અને એ તેજોલેશ્યા બીજાની ઉપર મૂકે એની રીતે, તે બાળી મેલે આમ. તે બે શિષ્યો બાળી મેલ્યા અને પછી મહાવીર ભગવાન પર મૂકી એણે, તે મહાવીર ભગવાનને બાળી ના શક્યો. પણ મહાવીર ભગવાનને છ મહિના સુધી લોહી પડ્યું સંડાસમાં ! એ એવો ગોશાળો ! ભગવાનનો શિષ્ય હતો, એમની પાસે જ શીખ્યો અને એમની ઉપર જ આ બધું વાપર્યું !

**પ્રશ્નકર્તા :** એટલે એ ચરમ શરીર એ છેલ્લો દેહ કહેવાય ?

**દાદાશ્રી :** એ તો ચરમ દેહ, ઓહોહોહો ! નહીં તો મહાવીર ભગવાનનું નિર્વાણ ના થાત, મરણ થાત ! ચરમ શરીરનું નિર્વાણ થાય અને મારી શકે નહીં કોઈ.

**પ્રશ્નકર્તા :** દાદા, તમારે ચાર ડિગ્રી બાકી છે, તો આ ચરમ શરીર કહેવાય ?

**દાદાશ્રી :** આ અમારી ચાર ડિગ્રી પૂરી થાય (૩૬૦ ડિગ્રી થાય) ત્યારે ચરમ શરીર પ્રાપ્ત થાય.

**પ્રશ્નકર્તા :** દાદા, નિર્વાણ અને મરણ એમાં ફેર શું ?

**દાદાશ્રી :** નિર્વાણ એટલે ફરી દેહ પ્રાપ્ત થવાનો નહીં, છેલ્લો દેહ. હવે બીજા પરમાણુ રહ્યા નહીં કે જેથી આનો નવો દેહ ઊભો થાય. અને મરણવાળાને તો નવો દેહ ઊભો થયેલો જ હોય. અનંત અવતાર મર્યા પણ બધાં કુમરણ થયાં, સમાધિ મરણ થયું નથી અને હવે સમાધિ મરણ થશે. કારણ કે જ્યારે કંઈક સંસારી આફત આવે છે ત્યારે તું ચંદુ રીતે રહું છું કે આત્મા થઈ જાઉં છું ?

**પ્રશ્નકર્તા :** આત્મા થઈ જાઉં છું.

**દાદાશ્રી :** હા, તે કંઈક મરણની આફત આવી પડી, તે ઘડીએ મહીં આત્મા થઈ ગયો હોય ! આફત આવી કે ઊભો ના રહે બહાર, હોમમાં (આત્મામાં) પેસી જાય એ સમાધિ મરણ.

**પ્રશ્નકર્તા :** મહાત્માઓનું મૃત્યુ સમાધિમાં જ થશે ?

**દાદાશ્રી :** અમારી આજ્ઞા પાળે તો અમે હાજર હોઈશું ને સમાધિ મરણ થશે.

**પ્રશ્નકર્તા :** એટલે સમાધિ મરણ થાય, તે વખતે આપણે આત્મામાં રહીએ ?

**દાદાશ્રી :** હા, સમાધિ મરણ, તે સમયે આત્મામાં હોય ત્યાં! મહાત્માઓની છેલ્લી ઘડીએ તો દાદા ખડે પગે હાજર રહેશે !

## ખેંચાય મળતા પરમાણુઓવાળા જ 'અહીં' !

જ્ઞાની પુરુષના દેહમાં દ્વેષ નામનું એક પણ પરમાણુ ન હોય. જ્ઞાની પુરુષના (પ્રતિષ્ઠિત) આત્મામાં રાગનું પરમાણુ ન હોય એટલે દ્વેષ ન હોય. છતાં સહજ ભાવે (દેહમાં) રાગ થાય, પણ સહજ ભાવે દ્વેષ તો થાય જ નહીં. મોક્ષ આપવા જ્ઞાની આવ્યા છે, કેરીઓ પેદા કરવા નથી આવ્યા.

**પ્રશ્નકર્તા :** આપની પાસે બધા માણસો જુદી જુદી પ્રકૃતિવાળા આવ્યા છે, તે બધા મોક્ષને માટે આવ્યા હશે ? મુખ્ય ધ્યેય એ હશે ?

**દાદાશ્રી :** પુણ્યૈ પાછી જોડે છે અને પાછા મારા પરમાણુને મળતા આવે છે.

**પ્રશ્નકર્તા :** અમારા બધાના પરમાણુ તો, આપને એકેય ના મળે.

**દાદાશ્રી :** જુદા હોય, પણ મળતા આવે મારા પરમાણુને.

**પ્રશ્નકર્તા :** આમાં તો તમને મળ્યા એ બધાના ને આપના પરમાણુ મળતા જ આવે ?

**દાદાશ્રી :** મારે પરમાણુ બધા જોડે મળતા આવે. મારા પરમાણુ (મોક્ષના હેતુવાળા) બધામાં કોમન છે. મારા જેવા પરમાણુ હોય તો ખેંચાઈને અહીં આગળ આવે. ઓછા-વત્તા મારા જેવા પરમાણુ હોય તો જ ભેગો થાય, નહીંતર ના થાય.

**પ્રશ્નકર્તા :** તમારા જેવા પરમાણુ એમનામાં છે અને તમારા જેવા પરમાણુ મારામાં છે, તો મને અને એમને તો મેળ થાય ને ?

**દાદાશ્રી :** તમને ને એમને મેળ ના પડે. એ તમને મારી જોડે મેળ પડે. તમારામાં પરમાણુ જે છે જુદી જાતના છે, તે મારામાં છે. તમારા પ્રમાણે એમનામાં નથી. એમના પરમાણુ જેવા મારામાં છે. એમના પરમાણુ જેવા તમારામાં નથી.

**પ્રશ્નકર્તા :** તમારી પાસે પરમાણુનો ભંડાર છે.

**દાદાશ્રી :** ભંડાર એવો નથી, મારા પરમાણુ બધાને મળતા આવે છે.

**પ્રશ્નકર્તા :** તો પછી તમારા પરમાણુની સંખ્યા વધારે છે કે તમારા પરમાણુની ક્વૉલિટી એવી છે કે બધાની જોડે ફીટ થઈ જાય ?

**દાદાશ્રી :** અમારા દરેક પરમાણુ બધાને કામ લાગે એવા જ હોય છે. બધાનામાં હોય છે એવા જ અને એ જ ભેગા થાય છે મને. બીજાથી ભેગા થઈ શકાતું નથી. મેં આ ભઈને દેખાડેલું. ત્યાં મામાની પોળમાં રહેતા હતા ત્યારે કોઈ ઓટલે ચઢે ને, તો હું કહું આ ઓટલે ચઢે છે ને, તે હમણાં ઉતરી જશે, જો જો ! થોડી વાર પછી ઉતરી ગયો હોય ! એનાથી અવાય નહીં.

**પ્રશ્નકર્તા :** કેટલાય જતા રહેલા છે પાછા. એ સિવાય કેટલાય મળીનેય પાછા જતા જ રહે છે ને !

**દાદાશ્રી :** મેળ જ પડે નહીં. એને મહીંથી જ ના પાડે. એટલે બધું આ આધારવાળું છે જગત, નિરાધાર નથી. ભગવાન ભગવાનના ફોર્મમાં છે અને આ પરમાણુઓ પરમાણુઓના ફોર્મમાં છે. બધું આધાર

સહિત છે, કાયદેસર છે અને વ્યવસ્થિત છે. હા, અને રેગ્યુલેટર ઑફ ધી વર્લ્ડ છે.

**પ્રશ્નકર્તા :** આ જે અમને તમારી પાસે ખેંચી લાવે છે એ પરમાણુ, એ સૂક્ષ્મ પરમાણુ જે છે એને અને આત્માને લેવાદેવા નથી?

**દાદાશ્રી :** કશુંય લેવાદેવા નથી. આત્માને તો કોઈનીય લેવાદેવા નથી. આત્મા તો સ્વતંત્ર છે, પરમાનંદ સ્વરૂપમાં છે અને એક જ સ્વભાવમાં છે બધા. કશું જુદાઈ છે નહીં. આ બધી પરમાણુની જુદાઈ છે. ત્યારે કહે, 'બધે જુદાઈ કેમ ?' ત્યારે કહે, 'બધાની સ્પેસ જુદી છે એટલે બધી જુદાઈ છે. જો એક જ સ્પેસ હોતને તો કશું આવું ના થાત.'

**પ્રશ્નકર્તા :** પરમાણુનું ચાલકબળ કયું છે અને કયા ભાવથી આ પરમાણુ બંધાયેલા હોય છે ? પરમાણુ આવ્યા જુદી જુદી સ્પેસમાં, જુદા જુદા આકારના, જુદી જુદી એમાઉન્ટમાં આ પરમાણુ ભેગા થયા. હવે આનું ચાલકબળ કયું છે?

**દાદાશ્રી :** કોણ ચાલક ? પોતે સ્વભાવથી જ ચાલક છે. જગત નિરંતર પરિવર્તનશીલ જ છે. જગત પ્રવાહરૂપે જ છે. તમારે કશું ચલાવવાની જરૂર પડતી નથી. વ્યવસ્થિત સંજોગો ભેગા કરી આપે છે. એના હિસાબમાં જ છે બધું. પરમાણુ ફર્યા જ કરે છે.

પરમાણુનું મળતાપણું આવે તો આકર્ષણ થાય અને પરમાણુનું મળતાપણું ના આવે ત્યારે વિકર્ષણ થાય. એકદમ વિશેષ પ્રમાણમાં મળતા ભેગા થાય તો વિરહો ઉત્પન્ન થાય. હવે જ્ઞાની પુરુષ પ્રત્યે બધા જ મહાત્માઓને એક જ ભાવ હોય છે. કારણ કે અમારામાં દરેક મહાત્માઓને મળતા પરમાણુ હોય, તે જ અમને ભેગો થાય. હવે તમારા વિકર્ષણના પરમાણુ નીકળી જશે ને મારા મળતા પરમાણુઓ તમારામાં ભરાતા જશે, તેમ તેમ મારા જેવા થશો.

અમારા પરમાણુ સ્ટ્રોંગ, અગ્નિને ઉધઈ ન અડી શકે તેવા. અમને કોઈના પરમાણુ અસર ન કરે.

દાદા ભગવાનને યાદ કરો એટલે એમના પરમાણુ તમારામાં ખેંચાય, યાદ કરતાની સાથે. એટલે ઊંચામાં ઊંચા વ્યક્તિને યાદ કરવાના. ઊંચામાં ઊંચી વ્યક્તિઓ જેને સંસારમાં કહેવાય છે ને, રાજ પુરુષો નહીં, ઊંચી અને ધાર્મિક વ્યક્તિ.

**પ્રશ્નકર્તા :** સીમંધર સ્વામી.

**દાદાશ્રી :** હા, એમને યાદ કરતાની સાથે પ્રત્યક્ષ પરમાણુ એમના પેસે. એથી આપણા લોકો પહેલાં છે તે સતીઓના નામ લેતા'તા ને ! હવે એવા ખરાબ માણસોનું નામ દો તો તેય આવે પાછું. 'કસ્તૂરી, કસ્તૂરી' બોલ બોલ કરો તો તેના પરમાણુઓ ખેંચાય અને 'દારૂ, દારૂ' બોલ બોલ કરો તો તેના પરમાણુ ખેંચાય. એવું આ બધુંય જગત સૂક્ષ્મ રીતે ચાલ્યા કરે છે. એમાં સત્સંગ એટલે શું કે એ ઊંચી વસ્તુઓ તરફ લઈ જાય. એ દર્શન કરો તેય ઊંચી વસ્તુનાં, વાણી બોલો તેય ઊંચીની, વિચાર કરો તોય ઊંચી વસ્તુના, બધી ઊંચી વસ્તુનું આરાધન થાય.

ગાળ બોલીએ, કષાય થાય ત્યારે સ્પંદન થાય, તે ઘડીએ પરમાણુ જે પેસે છે ત્યારે નાકેથી પેસે છે. હાથ ધ્રુજે તે છીદ્રે છીદ્રેથી પેસી જાય. તેમ 'દાદા ભગવાનના અસીમ જય જયકાર' બોલવાથી છિદ્રે છિદ્રેથી શુભ પરમાણુ પેસે. આ શરીર પરમાણુનું બનેલું છે. આત્મા પરમાણુનો બનેલો નથી. દાદા ભગવાનના પદો મોટેથી બોલીએ એટલે અવળા પરમાણુ નીકળે ને સારા પેસે. મારી હાજરીમાં હસસો તેટલા અજ્ઞાન પરમાણુઓ નીકળી જશે અને જ્ઞાનના પરમાણુઓ ફીટ થશે. આ શરીરમાં વેક્યુમ એટલે હવા વગરની જગ્યા ન રહે.

અમને હાર ચઢાવે છે તેમાં ફૂલની કિંમત જ નથી, ભાવની જ કિંમત છે. અમને જે હાર ચઢાવે છે તે પરમાણુ ભરીને પાછા આપીએ છીએ. તે પરમાણુ તમને અસર કરે. જ્ઞાની પુરુષનું એક-એક પરમાણુ ઠંડું હોય, તેને અડવાથી ઠંડક જ મળે. અમારા ચરણોને સ્પર્શે ત્યારે ગજબના પરમાણુઓ પ્રાપ્ત થાય. આ તો આવડી મોટી જંજાળ છે. પરમાણુએ પરમાણુ જંજાળ છે, એમાંથી છૂટાય એવું છે જ નહીં. એટલે

ભગવાને કહ્યું કે, 'જ્ઞાની પુરુષ મળે તો તેમની પાસે પડ્યો રહેજે !'

અમને મળ્યા પછી તમારી ઉપર આફત શાની આવે ? શા માટે આવે? એ તો આફતો તમારી વિદાય લઈ રહી છે. એ તો બધો પરમાણુનો હિસાબ છે.

અહીં સત્સંગમાં આવો એટલે ઓરડાના (માયાના) બારણા વસાઈ જ જાય. બહારના પરમાણુ તમારામાં પેસે જ નહીં. અમારી રૂમના (મામાની પોળ, વડોદરા) પરમાણુ એવા છે કે ગમે તેવો અકળાયેલો આવે તોય શાંતિ થઈ જાય. દુખિયાનું દુઃખ હરાઈ જાય. માયાથી તો અહીં અંદર પેસાય પણ નહીં. અહીં વ્યવહારની વાત હોય નહીં. કદાચ વ્યવહારની વાત નીકળે તોય તેમાં વીતરાગતા હોય.

## તીર્થંકરના પરમાણુઓ !

આખા બ્રહ્માંડના આ બધા દેહધારીના દેહ પરમાણુથી બંધાયેલા હોય છે. તે પરમાણુ ચાર પ્રકારે હોય છે. અશુદ્ધ પરમાણુ એટલે અશુદ્ધ ક્રિયા કરતો હોય, જેમાં હેતુ વગર, મોજ માટે લોકોના ઘરો બાળી મેલે. એવું કરનારા નથી હોતા ? તે એના દેહના પરમાણુ એવા હોય. પછી અશુભ કરનારા, પોતાના સ્વાર્થને માટે સામાને નુકસાન કરે તેના પરમાણુ એવા હોય. પછી શુભ કરનારા એટલે સાધુ-સંતો હોયને ! કેટલાક મહીં એવાય હોય તે પછી અશુભ ના કરે બનતા સુધી. તે શુભ કરનારના પરમાણુ ઊંચા હોય. અને ભગવાનના તો શુદ્ધ પરમાણુ. એટલે આખા બ્રહ્માંડમાં કોઈના પરમાણુ ના હોય, દેવોના, કોઈનાય પરમાણુ આવા ના હોય અને શું લાવણ્ય, જોયું હોય તો ! આજુબાજુ દુકાળ ના પડે. અમારું જ્ઞાન તીર્થંકરોનું છે. જે તીર્થંકરોએ જાણ્યું'તું એ જ અમારું જ્ઞાન છે પણ એમનામાં ને અમારામાં ડિફરન્સ બહુ છે. અમે છીએ ત્યાં આગળ દુકાળ પડેલા જોઈએ જ છીએને ! એટલે પ્રબળતા નથી અમારા પરમાણુની. આજુબાજુ ચાર-ચાર જોજન સુધી તો કૂતરા હઉ શાંત થઈ જાય ! અને આ તો અમે બેઠા હોઈએ તો આટલામાં જ શાંત થાય, બીજે બધે ના થાય. આની હવા પહોંચે મેડાવાળાને, પણ

એને સમજણ ના પડે કે આ હવા ક્યાંથી આવે છે! અમારી હવા અમુક લિમિટમાં જ પહોંચે. બહુ લાંબી ના પહોંચે.

તીર્થંકરો ને કેવળીમાં કેવળજ્ઞાનમાં ફેર નથી પણ તોય તીર્થંકરો એક નામકર્મ છે. એટલે ઘણા જીવોને મોક્ષે લઈ જવાના માટે નિમિત્ત છે એ. કેવળીનો દેહ એ મનુષ્યનો દેહ કહેવાય અને તીર્થંકરોનો દેહ એ તો દુનિયાની એક અજાયબી છે. દેવલોકો પણ એવો દેહ ન ધરાવી શકે. મહેન્દ્ર-બહેન્દ્ર, બધા દેવલોકો, તે એમનો દેહ પણ એવો ના હોય. આખા વર્લ્ડના ઊંચામાં ઊંચા પરમાણુ એમના દેહમાં હોય, મહાવીર ભગવાનના દેહમાં હોય. એ દેહમાં ભલે બોંતેર વર્ષ રહ્યા, પણ પરમાણુ ઊંચામાં ઊંચા.

**પ્રશ્નકર્તા :** એમના એ કેવા પરમાણુ કે ભગવાન પદ મળ્યું ?

**દાદાશ્રી :** એવું છે ને, ચોરી કરવાના ભાવવાળાને ચોર પરમાણુ ભેગા થાય, સિલક થાય. વકીલાતના ભાવવાળાને વકીલાત પરમાણુ ભેગા થાય અને સુથારી કામ કરવું હોય તો સુથારી પરમાણુ ભેગા થાય. અને આમને ? તીર્થંકરી કામ કરવું હોય તો તીર્થંકરી પરમાણુ ભેગા થાય. લોકોનું કલ્યાણ કરવા માટે જે જન્મ્યા, એમાં એમનું પોતાનું શું રહ્યું ? એટલે એ પરમાણુ કેવા ત્યારે ?

**પ્રશ્નકર્તા :** એ બધાય શુદ્ધ પરમાણુને ?

**દાદાશ્રી :** પરમાણુ શુદ્ધ, પણ પરમાણુ શુદ્ધ ક્યારે કહેવાય કે શુદ્ધિકરણ થાય ત્યારે. એમના પરમાણુ શુદ્ધ નહીં પણ બહુ ઊંચા પરમાણુ કહેવાય.

**પ્રશ્નકર્તા :** જગતમાં પરમાણુ તરીકે તો બધા એકસરખા જ ને, મૂળ સ્વરૂપ પરમાણુ ?

**દાદાશ્રી :** મૂળ સ્વરૂપ સરખા, પણ આ તો ભાવથી રંગાયેલા. એટલે જીવમાત્રને ભાવથી રંગાયેલા પરમાણુઓ હોય. પોતાના ભાવે કરીને રંગાયેલા. સુથારી કામવાળાને સુથારના ભાવે કરીને, ચોરને

ચોરના ભાવે કરીને રંગાયેલા, તીર્થંકરને તીર્થંકરના ભાવે કરીને રંગાયેલા, જ્ઞાનીને જ્ઞાનીના ભાવે કરીને રંગાયેલા.

**પ્રશ્નકર્તા :** પણ ત્યાં તીર્થંકરોનું તો ચરમ શરીર હોય એટલે એમને તો બધા ભાવ છોડીને જવાના છે ને ?

**દાદાશ્રી :** બધા ભાવ છોડીને જ જવાના. આ જે જે પરમાણુ છે ને, તે એમણે એ ભાવના કરી છે કે જગતનું કલ્યાણ કરું, મને મળેલું સુખ છે તે જગત પામો. શાસ્ત્રો લખવા માટે દેહ નથી એમનો. લોકોનું કલ્યાણ કરવા જતાં જે વાણી નીકળી, એના લોકોએ શાસ્ત્રો બનાવી દીધાં.

**પ્રશ્નકર્તા :** એટલે તીર્થંકર ગોત્ર બાંધ્યું ત્યારના એ પરમાણુઓ, એને લઈને જ આ પરમાણુઓ આવ્યા ?

**દાદાશ્રી :** તીર્થંકર નામકર્મ બાંધ્યું, ગોત્ર બંધાયું એટલે તે દહાડે પરમાણુ ભેગા થયા અને એ પરમાણુના આધારે અત્યારે સ્થૂળ પરમાણુ ભેગા થયા. એ પરમાણુઓ ભગવાન મહાવીરનેય સાચવવા બહુ મુશ્કેલ હતા. સાચવવા માટે બહુ મુશ્કેલી પડી. આકર્ષે એવો દેહ, જોતાં જ આકર્ષણ થાય. દેવો પણ જોયા જ કરે. દેવ-દેવીઓ જોઈને મલકાતા જાય કે કહેવું પડે આમનો દેહ, કહેવું પડે !

**પ્રશ્નકર્તા :** સાચવવાનું એટલે શું ?

**દાદાશ્રી :** એમને ઊઠાવી ના જાય. ગુંડા લોકો ઊઠાવી જાય, સહુ લોકો ઊઠાવી જાય, આકર્ષક દેહ એટલે.

**પ્રશ્નકર્તા :** તે ગુંડાઓને પણ આકર્ષણ થાય ?

**દાદાશ્રી :** હા, બધાયને. એટલે બહુ સાચવવા પડે. પણ શા આધારે બચતા હતા ? ત્યારે એમનું પુણ્ય. કોઈ લેવા ફરે, લૂંટવા ફરે પણ લૂંટાય કેમ નહીં? ત્યારે કહે, પુણ્યના આધારે. પોતાની લાવેલાને, જાહોજલાલી. પણ લોકો તો ભડકી મરે ને, કે સાચવો. સાચવે નહીં તોય એમનું કોઈ નામ જ ના દે, અડેય નહીં અને લાવણ્યમય દેહ !

**પ્રશ્નકર્તા :** દાદાને, જ્ઞાની પુરુષને કિડનેપ (અપહરણ) કરવાવાળા ઘણાં હશે ને ?

**દાદાશ્રી :** જ્ઞાની પુરુષ તો આ કળિયુગનો દેહ, એમાં શું ભલીવાર હોય? આ તો દુષમ કાળનો દેહ છે ને પેલો ચોથા આરાનો દેહ કહેવાય.

અમારામાં આઠેય કર્મો ઊંચાં હોય પણ એમના જેવું ના હોય. કારણ કે તીર્થંકર પદ એ તો, આખી દુનિયામાં મોટામાં મોટું પદ એ. આ બધા પરમાણુ જે છે, તેમાંથી ઊંચામાં ઊંચા પરમાણુ ત્યાં ખેંચાઈને બધા ફીટ થઈ જાય. શરીર તો બધું પરમાણુનું બનેલું હોય, પણ ઊંચામાં ઊંચા. એ દેહનો આકાર જુદો, એના હાડકાં-લોહી જુદાં, બહુ સુંદર. દેહ સહેજે આકર્ષણ થાય એવો. એ વાણી જુદી. બહુ મધુર, અત્યંત મધુર હોય, સ્યાદ્વાદ વાણી. સ્યાદ્વાદ એટલે મુસ્લિમો, પારસી એવી બીજી બધી અઢારેય નાત હોય, કોઈને વાણી દુઃખ રૂપ ના થઈ પડે એવી હોય. સહેજ પણ, આટલુંય કોઈના ધર્મનું નુકસાન ના થાય એવી વાણી હોય. ત્યારે એ તીર્થંકરો કેવા સુંદર હતા!

આખા બ્રહ્માંડમાં એ તીર્થંકર એટલે ઊંચામાં ઊંચું પુણ્ય. એમના આખા શરીરના પરમાણુ ઊંચામાં ઊંચી જાતના. એ જુદી જ જાતનું કહેવાય. ત્યાં દેવલોકોના પરમાણુ હિસાબમાં જ ના લાગે એવા પરમાણુ! અત્યારે એવા પરમાણુવાળા સીમંધર સ્વામી છે. સીમંધર સ્વામી અત્યારે વર્તમાન તીર્થંકર સાહેબ છે. વર્તમાન તીર્થંકરના પરમાણુ ફરતા હોય. વર્તમાન તીર્થંકરનો બહુ લાભ થાય !

❖❖❖❖❖

# [૮]
# ખોરાકના પરમાણુની અસરો !

## મહીંથી ઈન્ડેન્ટ, બહારથી સપ્લાય !

સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સના આધારે છે આ બધું. જગતમાં એક પરમાણુ પણ ચેન્જ થઈ શકે એમ નથી.

અત્યારે તમે જમવા બેસશોને, તો તમને પોતાને ખબર નથી, કે તમે શું ખાવાના ! બનાવનારને ખબર નથી કે કાલે શું કરવાનું છે ! આ શી રીતે બની જાય છે એય અજાયબી છે ! તેમાંથી કેટલું તમારાથી ખવાશે ને કેટલું નહીં ખવાય, એ પરમાણુ બધા ગોઠવાયેલા છે.

**પ્રશ્નકર્તા :** એટલે એનો અર્થ એમ કે એ કેવી રીતે ગોઠવાયેલા છે, એ આપણે જાણી ના શકીએ ?

**દાદાશ્રી :** જાણી શકીએને, બધું જાણી શકીએ. આ પઝલ બધું મારું સોલ્વ થઈ ગયું છે. હું જાણીને બેઠો છું.

તમે જે જે ખાઓ છો તે તમારી અંદરના પરમાણુને ગમતું જ ખાઓ છો.

શરીરમાં જે પરમાણુ હોય છે તે જ માંગે છે. ફૂટવાના સંયોગો ભેગા થાય ત્યારે ફૂટે અને ટાઈમ થાય ત્યારે તે આવી જાય.

આ એક વર્ષની બેબીને ડિશમાંની બધી જ વાનગીઓ ધરી. પછી મેં એને મગસનો ટુકડો આપ્યો. પણ તેણે જોયું અને અડી નહીં.

પછી મેં મગ ધર્યા પણ તે અડી નહીં. પછી મેં જલેબીનો નાનો ટૂકડો ધર્યો, તે તેણે ચટ દઈને પકડી જ લીધો ને મોંમાં મૂકી દીધો, તે શું? એને તો કશી જ સમજ નથી કે આ વાનગી છે. પણ ના, આ તો એવું છે કે મહીંના પરમાણુ માગે છે. તે ભેગું થઈ જાય છે. અને ખાઈ લીધી પછી ના સાંભરે.

**પ્રશ્નકર્તા :** ખોરાકમાં પણ લાઈક-ડીસ્‌લાઈક, ગમે-ના ગમે એવું હોય છે ને ?

**દાદાશ્રી :** ખરું, ખરુંને ! બધામાં, એ દરેક વસ્તુમાં. ખોરાક ના ભાવવો અને અણગમો થવો એ બેમાં બહુ ફેર. એને ખાટું ખાવું હોય પણ ખવાય નહીં, એ જુદું પાછું. એ અંદર પરમાણુની ડખલ છે. ખાવા દે નહીં. ૧૯૬૦માં તમે કહેતા હો કે ગોળનો લાડવો મને ભાવતો નથી. અને ૧૯૭૦માં તમે કહો કે ખાંડનો ભાવતો નથી ને ગોળનો ભાવે છે, એવુંય કહો. શું કારણ ? સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ. મહીં પરમાણુઓ બદલાયા. જે માંગનારા છે અંદર, તે બધા બદલાયા અને પેલાને, વ્યવહારિક માણસને સમજાય કે હું જ કરું છું આ બધું.

આપણે એને પૂછીએ, 'તું કરતો હોય તો તારે ખાવું જ છે તો તારાથી કેમ નથી ખવાતું ?' 'પણ હું શું કરું ? ભાવતું નથી' કહે છે. અલ્યા પણ શાથી? તારે ખાવું છે તો ભાવતું નથી તો કોની ડખલ છે તે કહે મને. એ એમ જાણે કે ભાવતું નથી તે મારો સ્વભાવ થઈ ગયો. હવે શી રીતે આવી સમજણ પડે ? બીજી ડખલ છે, એની ખબર નહીં ને !

આ કોણ ખાય છે ? પરમાણુ ખેંચે છે. ન ભાવતું તમે નથી ખાતા તે શું છે ? તમારામાં રહેલા પરમાણુ ના પાડે છે. અને આ ભાવતું છે તે શું છે ? મહીંના પરમાણુ ખેંચે છે, એટલે તે ખાય છે. ત્યારે લોક કહે છે, 'દાણે દાણે નામ લખેલું છે.' તે સાયન્ટિફિક શોધ નથી, અદબદ વાત છે.

અંદર જે સૂક્ષ્મ પરમાણુ છે તે આ સ્થૂળને ખેંચે છે. બેઉને ખેંચાખેંચ ચાલ્યા કરે છે. તેમાં આ વચ્ચે 'મેં પીધું ને મેં આમ કર્યું' અહંકાર કરે છે.

પૂરણ-ગલન એ મારા હાથમાંય સત્તા નથી ને તમારા હાથમાંય સત્તા નથી, પરસત્તા છે. આ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિન્ડસ છે અને ડૉક્ટરને પણ અંદરના પરમાણુ ખેંચે તેટલું જ ખવાય.

આ દારૂ પીવે છે તે પીતો નથી પણ અંદરનાં પરમાણુ ખેંચે છે. આપણું સાયન્સ, અક્રમ વિજ્ઞાન એમ કહે છે કે પરમાણુ ખેંચે છે, એમાં એનો શો દોષ ? એ તો અહંકાર કરે છે કે 'મેં પીધો.' પાછો કહે, 'નહોતો પીવો છતાંય પીધો.' અલ્યા, નહોતો પીવો ને પીધો, બે શી રીતે બોલાય? અંદર પરમાણુ ખેંચે છે. આ સાયન્ટિફિક શોધખોળ છે.

અમે બધા ડૉક્ટરોને ત્યાં ઔરંગાબાદમાં ભેગા કર્યા'તા. મેં કહ્યું, 'ખાય છે શી રીતે ?' અંદરના પરમાણુ ખેંચે તેટલું જ ખવાય, થાળીમાંથી એ જ ચીજ ખવાય અને બીજી ચીજ પડી રહે.

જગતને પોષાય એવું નથી એટલે ખુલ્લું કરતા નથી. નહીં તો પુરાવા સાથે આપવા તૈયાર છું. પણ આ વાત ખુલ્લી કરતા નથી. આ સાયન્સ ખુલ્લું થયેલું નથી કોઈ કાળે, એટલે આ સાયન્સ હું (જાહેર પબ્લિકમાં) ખુલ્લું નથી કરવા માંગતો.

આ તો વ્યસનથી બચાવવા માટે વખતે બોલવું હોય તો વાત કરીએ. વ્યસનીનો દોષ નથી, વ્યસની ઉપર દ્વેષ ના કરશો. મહીં પરમાણુ ખેંચે છે અને તે પ્રમાણે એનાથી ખવાઈ જાય છે અને પછી કહેશે કે 'મેં ખાધું', તેથી આવું થયું. તમારી ઈચ્છા નથી હોતી તોયે ખવાઈ જાય છે કે નથી ખવાઈ જતું ? તમને કેવું લાગે છે ?

**પ્રશ્નકર્તા :** પરમાણુ ખેંચે છે, તે વખતે મન શું કામ કરે છે?

**દાદાશ્રી :** પરમાણુ ખેંચે છે તેમાં અહંકાર બોલે છે કે મારે નથી

પીવું, તે અહંકાર કર્યો કે મન ઊભું થયું. નહીં તો મન કશું બૂમ પાડતું જ નથી. એ એને ખેંચે, એને આપણે જોયા કરીએ, જાણીએ કે ખેંચનારો આ ને ખેંચાય છે આ, પછી મનને ક્યાં રહ્યો સંબંધ ? મનને સંબંધ ક્યારે ? હું પીઉં છું, કે થયો સંબંધ. 'મારે નહોતું ખાવું ને ખવાઈ ગયું' એ મનનો સંબંધ.

અને અંદરના પરમાણુ ખેંચતા ના હોય તો મહીં એવી વ્યવસ્થા રાખી છે કે બહાર હઉ કાઢી નાખે હડહડાટ. આપણે રેડ રેડ કરીએને તો ઊલટી કરી નાખે. પછી ડૉક્ટર પાસે જાય, 'સાહેબ, મને ઊલટી થઈ ગઈ, મને ઊલટી થઈ ગઈ'. અલ્યા, આ મહીંવાળાએ કરી ઊલટી, તેમાં સાહેબનો શો દોષ ?

'મેં ચા પીધી' એવું કહે ને ઘડીક પછી કહે, 'મને ઊલટી થઈ'. અલ્યા મૂઆ, બે વસ્તુ ના હોય. પીધી તો ઊલટી ના હોય, ઊલટી હોય તો પીધી ના હોય. બે વસ્તુ એકી સાથે શી રીતે સામટી હોય ? તમને વિરોધાભાસ નથી લાગતો ? રિજેક્ટ કોણ કરે છે ? અંદરના પરમાણુ જ બધા કામ કરી રહ્યા છે.

આ સાયન્ટિસ્ટો ચંદ્ર ઉપર ગયા ને આટલા બધાએ શોધખોળો કરી. આ બધાને ધૂળધાણી કરી નાખે એવી આપણી શોધખોળ છે પણ તે આપણે ઢાંકી રાખ્યું છે.

આપણે પૂછીએ કે 'આ ભાવે છે તમને ?' ત્યારે કહે, 'હા, મને બહુ ભાવે છે.' આપણે કહીએ શોખ છે ? ત્યારે કહે, 'ના, શોખ નથી.' અલ્યા, આનો અર્થ શું ? 'ભાવે છે'નો અર્થ અંદર ખેંચાય છે અને 'શોખ છે' એ તમે કરનારા છો, તે પૂરવાર થાય. હવે એને કશું ભાન જ નથીને જગતને. 'આ બહુ ભાવે છે, આ ભાવતું નથી.' અલ્યા મૂઆ, આ ભાવતું નથી, શા આધારે ? ભાવવું એટલે ખેંચવું.

**પ્રશ્નકર્તા :** એક્સેપ્ટ (સ્વીકાર) કરે છે ને રિજેક્ટ (અસ્વીકાર) કરે છે, બે કર્તા જુદા છે ?

**દાદાશ્રી :** અરે, કર્તા જુદા નથી, એ રિજેક્ટ કોઈ કરતું જ નથી.

આમ એક્સેપ્ટ જ થયા કરે છે. રિજેક્ટ તો બીજી વિરોધી વસ્તુ આવી હોય ત્યારે એ (દેહ) એને રિજેક્ટ કરે છે. બાકી, પરમાણુ જ ખેંચ ખેંચ કરે છે. કાઢે છે એ અને ઘાલે છે એ અને તેમાં આ વચ્ચે, 'મેં ચા પીધી, નાસ્તો કર્યો, ફલાણું કર્યું, આમ કર્યું, તેમ કર્યું' બોલ બોલ કરે છે. આખી દુનિયા આ સાયન્સ નહીં જાણવાથી ભટક ભટક કરે, બાવો-બાવલી, સાધુ-સંન્યાસી બધા. હવે શી રીતે ખેંચાય છે એ મેં જોયેલું છે. હવે શી રીતે સમજ પડે માણસને બિચારાને ! પછી આ વાત અનુભવની શ્રેણી ઉપર મૂકોને, તે મેં આ તમને જ્ઞાન આપેલું છે એટલે તમને સમજાય. બીજા લોકોને તો જ્ઞાન આપેલું ના હોય તેને સમજાય નહીં. ગમે એટલી વાત આપણે ઉઘાડી કરીએ તોયે એને સમજાય નહીં. એને લાગે કે ખોટી વાત છે આ. 'હું છું ને મેં જાતે ખાધેલું છે ને હું જાણું છું' એવું જ બોલ્યા કરે.

આ આણંદની ભેંસો કો'કના ખેતરમાં ચરી આવી હોય, એમાંથી દૂધ થાય, તે મુંબઈમાં કો'ક ચા પીતો હોય, મૂઓ ! અંદરના પરમાણુઓમાં એટલી બધી શક્તિ છે કે ચા જેવી વસ્તુ સીલોનમાં હોય તોય એ ખેંચી લાવે ને તમારા ટેબલ પર ભેગું થાય !

તેથી આ મનુષ્યોને હું ઉતારી પાડું છું કે મૂઆ, સંડાસ જવાની શક્તિ નથી, તે શું કામ ગા ગા કરે છે ! કઈ શક્તિ છે, એને તું ખોળી કાઢ અને જે શક્તિ છે એ તું જાણતો નથી. તારો કરંટ (સત્તા) છે એ જાણતો નથી તું. જ્યાં કરંટ (સત્તા) તારો નથી, ત્યાં ચોંટી પડ્યો વગર કામનો !

## ખોરાકની અસરો...

દરેકમાં તૈજસ શરીર છે. દરેક બોડીમાં કોમન જ રહેવાનું. તૈજસ શરીર એ ઈલેક્ટ્રિકલ બોડી છે જે પચાવે છે વિગેરે, મહીં બધું કરે છે. લોહી ઉપર-નીચે લઈ જાય તે. કરોડરજ્જુમાં તે મશીનરી ગોઠવાયેલી છે અને તેના તાર-દોરડા બધેય પહોંચે અને એથી ખાવાનું પચે અને બધુંય ચાલે તેનાથી. આ તો બોડી નથી પણ મશીનરી છે. એનું જતન

તો જોઈએ ને ! યોગ્ય આહાર, નિયમિતતા, જતન આ મશીનરીનું પણ હોવું ઘટે. આ તો પરમાણુનું વિજ્ઞાન છે. માટે જ યોગ્ય શુદ્ધ આહાર જતનપૂર્વક હોવો ઘટે.

આ શરીર આખું પરમાણુનું બનેલું છે. તે શરીર માટે ખોરાક આવે ત્યારે ચાળીને નાખજો. ગમે તેમ ના નાખશો.

એટલે આમીસ ખોરાક (માંસાહાર) ખાતો હોય તો એનું મન એવું હોય, વૃત્તિઓ રમખાણી હોય. કોઈક જગ્યાએ વઢવાડ થતી હોય તો ચ્હા પીધા વગર નીકળી પડે એવી વૃત્તિ દોડતી હોય. અન્ન એવો ઓડકાર, પાણી એવી વાણી. આમીસ ખાતો હોય એને ત્યાંય પાણી એક જ તળાવમાંથી જતું હોય, પણ ત્યાં 'મેરી મટકી, મેરા પાણી' માલિકીભાવ હોય. તેથી તેને ત્યાં પંદર દહાડા સીધો માણસ પાણી પીવે તો એય 'સાલે' બોલતા શીખી જાય. શાથી ? ત્યારે કહે, 'એના ઘરે પાણી પીધું છે.' તેથી અમે કહીએ, 'અમારે ઘેર પાણી માંગીનેય પીજો, કાંઈક નાસ્તો માંગીને લેજો, ચ્હા-પાણી માંગીને લેજો, કાંઈક લેજો તો અમારા પરમાણુ તમારામાં પેસશે.'

પરમાણુ શું કહે છે કે અમે વીતરાગ છીએ. તમે જેટલું ઈચ્છો એટલું સુખ તમને મળશે. એ સુખ તમારા ભોગે છે, અમારા ભોગે નથી. આ એક મરચાંનાં ભજિયાં જો ખાધાં ને પછી સ્મૃતિમાં રહ્યાં, તે પરમાણુ પાછળથી એવો કડવાટ ઊભો કરે કે ના પૂછો વાત !

ખાનારનું ખાવાનું કામ કેમ પૂરું થતું નથી ? જો તું પોતે ખાનારો હોય તો તો પૂરું થવું જ જોઈએ. પણ આ તો પૂરણ-ગલન છે. જે છે તે દેહ ખાય છે. તારા પોતાનો ખોરાક તો પરમાનંદી છે તે ખાને ! પણ તે તો તું જાણતો નથી.

## રહસ્ય, ટીબીની બિમારી તણું !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન મળ્યા પછી બિમારી આવે છે તે શું છે ?

**દાદાશ્રી :** ખરાબ પરમાણુ નીકળતા જાય છે અને સારા ભરાતા

જાય છે અને અજ્ઞાનીઓને તો આવે છેય ખરાબ ને જાય છે પણ ખરાબ.

માથું ચઢે છે તેમાં આપણે કરવું પડે છે કંઈ ? અને બીજાને કહો કે ચઢાવી જો જો માથું ? આ તો અંદરના પરમાણુ અને બહારના સાંયોગિક પુરાવા.

ડૉક્ટરો તો જર્મ્સ જુએ, પણ જર્મ્સ શેને આધીન છે કે જે પરમાણુ મહીં રહ્યા છે કે જે ફળ આપવાને સન્મુખ થયા હોય, એથી તાવ આવે ને તોફાન થાય. ફળ આપીને નિઃસત્વ થાય. આપણા પુણ્યના આધારે પેલા સારા પરમાણુ આવીને ઊભા રહે. દવા મદદે આવીને ઊભી રહે. આ બધી ગોઠવણ જુદી જ છે. આ લોકો માને છે તે એક ટકોય સાચું નથી. આ તો હું મારા જ્ઞાનમાં નિરંતર જોઉં છું.

એક માણસને ટીબીના જંતુ માખણમાં ખવડાવે તોય ટીબી ના થાય ને એકને દસમે ઘેર ટીબી હોય તે તેને ત્યાં આવીને પડે છે. તે મૂળ કારણ પરમાણુઓ તમારામાં છે. બાહ્ય પુરાવા ભેગા થયા ત્યારે પરમાણુઓ સ્થૂળ સ્વરૂપે નીકળે, ત્યારે ટી.બી. થાય.

તે આ તમારું સપોઝીસન છે ખાલી. બહારથી ટી.બી.ની જીવાત ચઢી ગઈ કહે છે, તો આને ક્યાંથી ચઢી ? નર્સ-ડૉક્ટરને કેમ ટીબી નથી થતો ? ત્યારે કહે, 'એને રેઝિસ્ટેન્સ પાવર છે.' અલ્યા, ખોટું-ઊંધું શું કરવા બોલો છો ? જ્યાં જ્યાં આ ફેફસાની અંદર કોઈપણ વસ્તુનો મહીં ભરાવો થયો અને એ વસ્તુ વધુ ટાઈમ રહે એટલે એનો સડવા જેવો પ્રકાર થવા માંડે. જીવનો નિયમ એવો છે કે જ્યાં એનો ખોરાક ઉત્પન્ન થયો, એ ત્યાં જઈને ઊભો રહે. માટે તમારે જ્યાં અંદર કંઈ પણ બગાડ છે એને કાઢો આપણે, તો જીવ નહીં આવે.

**પ્રશ્નકર્તા :** ખોરાક ઉત્પન્ન થાય, તે એ દૂર કેમ કરીને થાય? એ તો થાય જ નહીં ને દૂર ?

**દાદાશ્રી :** એ આપણે શું કહેવા માંગીએ છીએ કે એને ટી.બી.

થતાં પહેલાં, ટી.બી.ના જર્મ્સ આવતાં પહેલાં, એ ટી.બીનો બગાડ દૂર કરો એવું કહેવા માંગીએ છીએ. જર્મ્સ આવ્યા પછી વધ્યા કરશે, એનું જોર થશે.

તે થાય છે શું કે અંદર વિચારો કરો, તેના પરમાણુ ભેગા થાય. વિચારો કર્યા કે મધપૂડો બાળવો છે, એટલે ક્ષયના પરમાણુ ખેંચ્યા. બાળો એટલે પરમાણુઓ દૃઢ કર્યા. પરમાણુ એવા છે એટલે જંતુ ઉત્પન્ન થયા. મધપૂડો એકલો જ નહીં પણ જીવમાત્ર જેટલા જીવ મારીએ તેટલા વેર વાળે ને રોગ ફૂટે.

પાછું મહીં રૂઝેય લાવે છે. એ કેવી કુદરતની બધી કરામત છે ! કશું જ કરવું ના પડે એવું. અંદર આટલું બધું ચાલે છે ને બહાર શેના માટે મૂઆ, વગર કામનો અહંકાર કર્યા કરે છે ? તું ચલાઉં છું ?

એટલે આ પરમાણુની શક્તિ એટલી બધી છે, કે ભગવાનનીય શક્તિ નથી, આ તો વિજ્ઞાન છે. પરમાણુયે કશું કરી શકે એમ નથી. આ ચેતન ના હોય, તો એય કશું કરી શકે નહીં. અને આ ચેતનનો વિશેષભાવ ઉત્પન્ન થાય છે. એટલે એમાં 'આમ થઈ જાય તો બહુ સારું, આમ થઈ જાય તો બહુ સારું, આમ થઈ જાય તો ખરાબ.' એવું થાય છે. આપણે જે સારું-ખોટું કહીએ છીએ, વળી કુદરત તો એથી આગળ (રૂપકમાં) લઈ જાય છે.

## ખાધા સદા લાડવા, સ્મશાનની રાખના !

જ્ઞાની પુરુષને તપવું ના પડે. તેથી પરમાનંદી મોં દેખાય. આ તપે તેય પૂરણ-ગલન સ્વભાવવાળું છે. તપે એટલે લાલ લાલ થઈ જાય ને ઘડીકમાં ટાઢું પડી જાય.

રડવાના વખતે રડે કે ના રડે ? અને હસવાના વખતે હસેય ખરો ? હું તો આ વીસ વર્ષથી કોઈ ચીજ ઉપર, પુદ્ગલ ઉપર હસ્યો નથી. શું હસવાનું ? આ તો બધો એંઠવાડો. અને એંઠવાડો જ ખાયા કરે છે આ બધે. આ સ્મશાનની રાખના જ લાડવા ખાય છે લોકો.

એનો એ જ એંઠવાડો, કંઈ નવો એંઠવાડો આવતો નથી. પુદ્ગલ એટલે એંઠવાડો. પૂરણ-ગલન, પૂરણ-ગલન, પૂરણ-ગલન, પૂરણ-ગલન... શુદ્ધાત્મા ને પૂરણ-ગલન બે વસ્તુ છે, તેમાં કેટલાં શાસ્ત્રો લખ્યાં! ઓહોહોહો ! બે જ વસ્તુ છે, પૂરણ થયા કરે અને એ પાછું ગલન થયાં વગર રહે જ નહીં ને ! ખાધું એટલે સંડાસ જવું પડે. તો ઘણાં વખત ઊલટી યે થાય છે ને? પૂરણ અને ગલન એની મેળે થવા દો, નહીં તો દુઃખી થશો. ખાઓ છો ને જાજરે નહીં જાઓ તો દુઃખી થાશો. પાણી પીશો અને પેશાબ કરવા નહીં જાઓ તો દુઃખી થાશો.

બે વિભાગ, ચેતન અને જડ. પુદ્ગલ એ જડ વિભાગ. ના ખાવું હોય તોય ખાવું પડે. ના ભોગવવું હોય તો ભોગવવું પડે. રુચી અને અરુચી એ રાગ-દ્વેષના ભાઈ છે, તેથી સંસાર છે. વીતરાગ એટલે મોક્ષ.

અરે, કેટલાકને તો, આ મારા જેવાને ખાવાનુંયે ના ગમતું હોય! મને ખાવાનું ગમતું હોય ? આ માથાકૂટ કરવાની, દાંતથી ચાવવાનું, આ બધી પીડા ગમતી હોય ? પણ છૂટકો જ નહીં જ્યાં આગળ ! જો કે અમે જુદા રહીએ છીએ આનાથી. એટલે અમારે વાંધો નહીં, પણ બીજા બધાને ગમે નહીં ખરી રીતે. જે વિચારક થયેલો છે ને, વિચારકને બધું સમજાય, શેના માટે આ બધું ? રોજ દાતણ કરવાનાં હોતાં હશે? કામ પૂરું ના થાય? આજ સારી રીતે દાતણ ઘસીએ પછી કામ પૂરું થઈ જવું જોઈએને ? આજ નહીં ને આઠ દહાડે પણ પૂરું તો થવું જોઈએને ? કોઈનું પૂરું થયું ? એનું શું કારણ છે કે પૂરણ-ગલનમાં પૂરું થતું હશે આ ? ભગવાને શું કહ્યું? પૂરણ-ગલન પૂરું થાય નહીં. ગલન થયા પછી પૂરણ થયા કરે, પૂરણ થયા પછી ગલન થયા કરે, ધંધો જ માંડેલો આ. આ પૂરણ-ગલન અમે કહીએ છીએ કે જો તું વિચારશીલ હોય તો લે, હું તને ચોખ્ખું કહી દઉં કે પૂરણ-ગલન વસ્તુઓ બાદ કરતો કરતો જાય તો આત્મા હાથમાં આવે એવો છે, પણ એને સમજણ પડે નહીંને !

તેથી કૃપાળુદેવે કહ્યું ને કે જ્ઞાની પુરુષ એ તો દુર્લભ, દુર્લભ, દુર્લભ છે. એમણે પોતે લખ્યું છે કે જો અમને જ્ઞાની મળ્યા હોત તો પૂંઠે પૂંઠે વહ્યા જાત. અમારે આ ભાંજગડો ના કરવી પડત કે અમને જ્ઞાની માની બેઠા છે લોક અને ત્યાગ અમારે કરવો છે તે થતો નથી. કારણ કે ક્રમિક માર્ગ ત્યાગ કરવો જ પડે, છૂટકો જ ન થાય. જ્યાં સુધી પારાયણ પૂરું ન થાય ત્યાં સુધી ત્યાગ કરવો જ પડે. કારણ કે પૂરણ સાથે ગલન હોય. અને અહીં અક્રમમાં તો પૂરણ જ બંધ કરી દઈએ છીએને ! પૂરણ જ સ્ટોપ એટલે પછી ગલન એકલું જ હોય. આ વિજ્ઞાન પૂરેપૂરું સમજી લે તો ગમે તેવી સ્થિતિમાંય તેને સમાધિ રહે. પણ સમજવું જોઈએ અમારી પાસે આવીને. પૂછી પૂછીને બધું સમજી લેવું જોઈએ.

તમે સમજી લીધું છે કે કાચું રાખ્યું છે ?

**પ્રશ્નકર્તા :** દાદા, સમજાતું જાય છે. આસ્તે આસ્તે ફીટ થતું જાય છે.

❖❖❖❖❖

## [૯]

# પુદ્ગલમાં નિરંતર થાય પૂરણ-ગલન !

### પૂરણ - ફર્સ્ટ ગલન - સેકન્ડ ગલન !

(ગયા ભવમાં પૂરણ કર્યું પછી આ ભવમાં) ખાધું એ ફર્સ્ટ ગલન ને સંડાસ જાય તે સેકન્ડ ગલન.

**પ્રશ્નકર્તા :** ખાધું તે પૂરણ નહીં ?

**દાદાશ્રી :** જગતની ભાષામાં એ પૂરણ છે પણ જ્ઞાનીની ભાષામાં એ પણ ગલન છે. પૂરણ કંઈક અંશે તમારા હાથમાં છે. કંઈક અંશે, સર્વાંશે નથી. (કૉઝિઝ ભાગ પોતાની) સત્તામાં છે ને જો જ્ઞાન મળે તો (કૉઝિઝ ચેન્જ કરવાનું) સત્તામાં આવી જાય. અગર તો મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન મળી જાય તો કંઈક સત્તામાં આવી જાય. મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન એ સત્તાનો આધાર છે. બાકી ઈન્દ્રિયજ્ઞાનથી ખાય છે તે પૂરણ છે ને યથાર્થ જ્ઞાને કરીને એ ગલન છે. ખાવું તેને ફર્સ્ટ ગલન કહીએ છીએ. પૈસા કમાય છે તેય (ફર્સ્ટ) ગલન છે અને તેય વ્યવસ્થિતના હાથમાં છે. આટલું જો સમજાઈ જાય તો સ્વરૂપ માટે નરી નવરાશ મળ્યા કરે.

**પ્રશ્નકર્તા :** ચાર્જ અને ડિસ્ચાર્જ અને પૂરણ અને ગલન સમજવું છે.

**દાદાશ્રી :** પૂરણ એ મહેનતવાળું હોય અને ગલન એની મેળે થયા કરે. એટલે આ મહેનતવાળું અને એની મેળે થયા કરે એ બેની શોધખોળ કર ને ! આ ખાતી વખતે મહેનત પડે કે ના પડે ? ચાવવું પડે, એ બધું કરવું પડે એ આ ખરેખર પૂરણ નથી, પણ દેખાતું પૂરણ

છે જગતનું અને પછી ગલન થાય છે. તે ગલનની તમારે ચિંતા નહીં કરવાની.

**પ્રશ્નકર્તા :** એ ઑટોમેટિક થયા કરે ?

**દાદાશ્રી :** હા, હવે ખરેખર આ (મૂળ) પૂરણ નથી. (મૂળ) પૂરણ તો ગયા અવતારે કર્યું છે, તેનું આ સંજોગો ભેગા થયા છે એને, તે એનું પૂરણ દેખાઈ રહ્યું છે તમને અને તે ગલન થશે. એટલે આ પૂરણમાં કંઈ પણ મહેનત કરવી પડે છે અને ગલન વગર મહેનતે થાય. એટલે મેં તમને કહ્યું કે આ જ્ઞાન મળ્યા પછી તમે પૂરણ કરતા બંધ થયા છો. હવે તમારે માટે ગલન એ બધું વ્યવસ્થિતને તાબે છે, એ એની મેળે ગલન થયા જ કરશે. તમારે ચિંતા નહીં. મેં તમને શું કહ્યું છે, તમારે આ ગલન એકલું રહ્યું છે, પૂરણ બંધ થઈ ગયું. ચાર્જ થતું બંધ થઈ ગયું અને ડિસ્ચાર્જ એકલું રહ્યું છે. એટલે હવે તમારે આ વ્યવસ્થિત જ છે. અને તમારે આત્મા ભણી એ (પુરુષાર્થ) કર્યા કરો. આ એની મેળે વ્યવસ્થિત થયા જ કરશે. તમારે કશું કરવાપણું રહ્યું નથી આમાં એવું સમજાયને, ડિસ્ચાર્જમાં ?

## પુર્ + ગલ = પુદ્ગલ !

આ (જગતમાં જે દેખાય છે તે) ચાલબાજી બધી પરમાણુની છે. જે પૂરણ થયું તે ગલન થાય છે. સંયોગ છે તે વિયોગ થાય છે.

**પ્રશ્નકર્તા :** હું એવું જોતો આવ્યો છું કે દરેક વસ્તુમાં મને અપજશ જ મળ્યા કરે છે.

**દાદાશ્રી :** હવે જશ મળે એવું કરવું છે ? અપજશ નથી ગમતો ?

**પ્રશ્નકર્તા :** ના ગમે.

**દાદાશ્રી :** અત્યાર સુધી જે પૂરણ કરેલું હતું ને, તે ગલન થયું. એ ગલન અપજશ આપીને ગયું, એટલે પૂરણ કરતાં તમને આવડ્યું નથી. પહેલાં પૂરણ કરતી વખતે શું ખરીદી કરવી, એ આવડી નથી.

તેનો આ માર ખાધો છે, અત્યારે. જશ મળે તેય જોયા કરો, અપજશ મળે તેય જોયા કરો. કારણ કે જશ-અપજશ બેઉ પુદ્‌ગલ છે, પૂરણ-ગલન છે.

એ પુદ્‌ગલ લખેલુંને, એ પુરગલ છે, ર નો દ્ થઈ ગયો છે અહીં. એની સંધિથી પુર + ગલ, પૂરણ અને ગલન કહેવાય અને શુદ્ધાત્મા ચેતન છે. અહીંથી બજારમાં જઈને શાક લઈને આવ્યો તો અહીંથી શાક લેવા ગયો એ પુર કહેવાય અને પાછો આવ્યો એ ગલ કહેવાય. આ જગત બધું પુદ્‌ગલ છે. એ પુદ્‌ગલ સમજવા જેવો શબ્દ છે.

**પ્રશ્નકર્તા :** આ તો સચોટ અર્થ મળી ગયો.

**દાદાશ્રી :** સચોટ અર્થ મળે તો જ આ સમજાય એવી વાત છે. આ તો વિજ્ઞાન છે. વિજ્ઞાન એટલે સાયન્ટિસ્ટો કબૂલ કરે તેવી વાત છે આ.

## શુદ્ધાત્મા ને પૂરણ-ગલન !

અને અમે તો ચોખ્ખું કહીએ છીએ ને કે શુદ્ધાત્મા ને પૂરણ-ગલન. ક્રેડિટ એન્ડ ડેબિટ, ક્રેડિટ એન્ડ ડેબિટ. બીજું કશું થઈ જ રહ્યું નથી. બેન્કમાં કોઈની મૂકેલી રકમ સ્થિર રહે છે ? આવવાની અને જવાની. પૂરણ અને ગલન બે ખાતાં માણસ રાખે છે. (બેન્કમાંથી પૈસા) લેવા જાય તે ગલન, મૂકવા જાય તે પૂરણ.

ગયા અવતારે પૂરણ કર્યું હતું, ક્રેડિટ કરી હતી, તે આ અવતારમાં એ ડેબિટ થયા કરે છે. પાછું અત્યારે નવું ક્રેડિટ કરવાનું ચાલુ તે આવતા અવતારે કામ લાગે. પછી બેન્કમાં મૂકેલા જેવું, આખી જીંદગી ખાયા કરો. જેવું પૂરણ કરે, એવું ગલન આવે.

હવે ટૂંકમાં, ઈન શોર્ટ દૃષ્ટિમાં તમને સમજાયું ? કમ ટુ ધી શોર્ટ, નહીં તો આનો તો પાર આવે એવો નથી. આ જગતમાં પાંચ ચીજો છે. આ દેહમાં ત્રણ છે; પૂરણ, ગલન અને શુદ્ધાત્મા. અને બહાર બે જ ચીજો છે; ભોજનાલય અને શૌચાલય. ભોજનાલય તે ભોગવવા

યોગ્ય ને શૌચાલય તે છોડવા યોગ્ય. એટલે આખું જગત આમાં આવી ગયું, આ પાંચ શબ્દોમાં. આવા આના પાછા આ બે શબ્દોમાં બધું આવી ગયું કે શુદ્ધાત્મા ને સંયોગો બે જ છે. લોકને ગુહ્ય વાતની જ સમજ નથી, ત્યાં ગુહ્યતર વાત ક્યાંથી સમજાય ? તો અમારી વાત તે તો પાછી ગુહ્યતમ છે.

જે ભાવે તું પૂરણ કરીશ તેવા ભાવે ગલન થશે. એ તો પેલો જેવું બોલ્યોને, તે વખતે પરમાણુ ખેંચાય એ પરમાણુ બધા એવા થઈ જાય. એટલે તે ઘડીએ પરમાણુ આવ્યા ત્યારે એનું નામ પુદ્‌ કહેવાય અને પછી એ પરમાણુ જ્યારે ફળ આપીને ગલન થાય ત્યારે ગલ કહેવાય. પૂરાય અને પછી ગલન થાય ફળ આપીને. કર્મ બાંધતી વખતે એ પૂરણ થાય છે અને કર્મ છોડતી વખતે ગલન થાય છે. એટલે પુદ્‌ગલ કહેવાય છે એને. એ ગલન થાય ત્યારે એને નિર્જરા કહે છે અને પૂરણ થાય ત્યારે બંધ કહે છે.

કોઈ દુર્જન હોય તેને આપણે અહીં બોલાવી લાવીએ, તેને દુર્જનતાનું પૂરણ થઈ રહ્યું છે. તેને સજ્જનતાના સાગરમાં મૂકે તોય દુર્જનતાનું પૂરણ થયે જ જવાનું અને સજ્જનતાનું ગલન થયે જ જવાનું. પણ જેની દુર્જનતાનું ગલન થઈ રહ્યું છે, તેને સજ્જન બનાવી શકીએ. જે માલ પૂરેલો છે તે જ ગલન થાય છે. આ લીમડો મીઠું પાણી પીવે છે છતાં પાને પાને કડવાશ આવી જાય છે. કુહાડીથી કાપો તો કુહાડી કડવી સોડે (ગંધાય) છે, તે એક નાની લીંબોળીમાં કેટલી બધી કડવાશ ભરી છે તે તો જુઓ ! આ પુદ્‌ગલની કરામત તો જુઓ ! જે જે ઉપચાર કરો, મીઠું પાણી રેડો, પણ તેની કડવાશ વધે જ જશે. આ દુનિયામાં એક ચીજ પણ એવી નથી કે પૂરણ-ગલન ના થાય. પૂરણ-ગલન સ્વભાવ જ છે, ઈટ ઈઝ બટ નેચરલ.

આ પૂરણ-ગલન એવરીવ્હેર એપ્લિકેબલ છે. ગલન કુદરતી રીતે થાય છે અને પૂરણ પણ કુદરતી રીતે થાય છે.

જ્ઞાન મળ્યું છે માટે ગલન ક્રિયા છે, પૂરણ કરતું નથી એ. જેમ

ભમરડો પૂરણ નથી કરતો, ગલન કરે છે. પૂરણ તો માણસ કરે છે ભમરડાનું અને ગલન ભમરડો કરે. તેવી રીતે આ આમાં છે તે, આત્માનો પ્રતિનિધિ છે તે 'હું' પૂરણ કરે છે અને ગલન ભમરડો (દેહ) કરે છે. મન-વચન-કાયા ત્રણ ભમરડા ફર્યા જ કરે રાતદા'ડો. આત્માનો પ્રતિનિધિ છે ને, તે પૂરણ કરે છે, અહંકાર. 'હું છું, હું છું', તે આત્માનેય ગાંઠતો નથી. આત્માની વાત જાણતો જ નહીં ને ! 'હું જ છું' કહે છે. પુદ્‌ગલ પોતે પૂરણ-ગલન કરી રહ્યું છે ને તમે માનો છો કે હું કરી રહ્યો છું.

જેટલું મહીં પૂરાયેલું હશે તેટલું જ ગલન થશે. નહીં પૂરાયેલું હોય તો પછી તમારું કોઈ નામ જ દેનારું નથી. આખું પુદ્‌ગલ તે વ્યવસ્થિતને આધીન છે.

જે ભાવે પૂરણ થયું તે ભાવે ગલન થશે. દાન આપતી વખતે ભાવ એવા થાય કે, ભઈ, આમના દબાણને લીધે મેં દાન આપ્યું. તો એનું ગલન થતી વખતે પાછું એવું થશે. રાજીખુશીથી દાન આપ્યું હોય તો એ ગલન થતી વખતે જુદી જાતનું ફળ આવે. એટલે આપણે પુદ્‌ગલ તો આવ્યા જ કરવાનું. બોલાબોલ થાય, બીજું બધું થાય, તે બધું આવે, પણ જીવ વગરનું નિર્જીવ. જીવ ભાગ ખેંચી લીધો એમાંથી, અચેતન એકલો રહ્યો, તે ગલન થયા કરે.

આ નફો-ખોટ શું છે ? પૂરણ-ગલન. આત્મા પરમેનન્ટ વસ્તુ અને આ બધું પૂરણ-ગલનવાળી વસ્તુઓ અને આ પૂરણ થાય ત્યારે 'વધ્યું, વધ્યું' કહીને રાગ કરે અને ગલન થાય ત્યારે 'ગયું' કહીને દ્વેષ કરે અને સંસાર બાંધે. આ તો પોતે પરમાત્મા છે પણ આ પૂરણ-ગલનવાળા સંસારમાં અણસમજથી માર ખાય છે.

## અજ્ઞાનતામાં પૂરણ અટકે નહીં પણ ફરે !

આપણે આત્મા છીએ ને આ તો પુદ્‌ગલ છે. તે પુદ્‌ગલનું તો પૂરણ-ગલન થયા જ કરવાનું. છેવટે બાળી મેલે છે ને ! નનામી કાઢે છે ને !

**પ્રશ્નકર્તા :** પૂરણ થતું કેવી રીતે અટકાવવું ?

**દાદાશ્રી :** જ્ઞાન ના લીધું હોય એણે પૂરણ થતું અટકાવાય નહીં, પણ આમ ફેરફાર કરી શકાય. કો'કનું ખરાબ કામ કરતી વખતે, મનમાં એમ ભાવ થાય કે 'આવું ન થવું જોઈએ, આવું ન થવું જોઈએ' એ પૂરણ છે. અગર તો સારું કામ કરો અને મનમાં એમ થાય કે 'આ થવું જોઈએ' તેય પૂરણ છે. એ પૂરણ પછી ગલન એની મેળે થયા કરે.

પૂરણ ફેરફાર કરવાનું એકલું આપણા હાથમાં છે, થોડુંક જ. તેય સંજોગો હોય તો વિચાર આવે, નહીં તો ના આવે. ખરાબ કરતા હોય ને સારું કરવાના ભાવ જે થાયને તેય સંજોગો બધા પાંસરા હોય તો થવા દે, નહીં તો ના થવા દે. પોતાના હાથમાં કોઈ સ્વતંત્ર સત્તા નથી.

**પ્રશ્નકર્તા :** કોઈ માણસ કેવો ખરાબ છે, કેવો અધમ છે, એના દોષ જોઈએ, આપણે એ વિચારની સાથે તન્મયાકાર થઈ જઈએ તો એ પણ પૂરણ છે ?

**દાદાશ્રી :** ના, (મહાત્માઓ માટે) એ પૂરણ નથી, એ ગલન છે.

**પ્રશ્નકર્તા :** તન્મયાકાર થઈ જઈએ, એય ગલન ?

**દાદાશ્રી :** તન્મયાકાર તેય ગલન. આ તો દાદાનું વીતરાગ વિજ્ઞાન છે. કોઈના દોષ જોયા ને એ દોષમાં તન્મયાકાર થઈ ગયા, તોય એ ગલન છે. એ પૂરણ થયેલું હતું તેનું ગલન છે, પૂરણ થઈ રહ્યું નથી.

કૃપાળુદેવે કહે છે કે, 'સહજ સ્વરૂપે જીવની સ્થિતિ થવી, તેને શ્રી વીતરાગ મોક્ષ કહે છે.' તે જ વાત થઈ આપણે મહાત્માઓને. સહજ રૂપે સ્થિતિ થવી એટલે પુદ્ગલ સારું-ખોટું તમારે એ જોવાનું નહીં. તમારે તો જાણવાની જ જરૂર છે. એ સારું-ખોટું ગણવા ક્યાં જાવ છો ? પૂરણ થયેલું છે એ ગલન થાય છે. તમે મૂળા ખાધા હોય, પછી ચાર કલાક પછી પેશાબ કરવા જાવ ત્યારે તમે કહો કે, 'સાલુ, આ

મૂળાની ગંધ કેમ આવે છે ? મેં તો મૂળો ચાર કલાક પહેલાં ખાધો હતો.' અત્યારે મૂળાની ગંધ ના આવવી જોઈએ. તો પછી શું થાય એનું? આ પૂરણ કર્યું હતું એ ગલન થાય છે.

આજથી દશ વરસ પહેલાં હોટલનું ખાધેલું હોય અને આજ મરડો થાય, એમાં એનો શો દોષ તે ? હોટલોમાં ગમે તે ખાધેલું હોય અને જ્ઞાન થયા પછી મરડો થાય, ત્યારે લોકો કહે, 'મરડો કેમ થાય?' અરે મૂઆ, એનું પૂરણ થયેલું છે. તે ગલન થાય એમાં તું શું કામ કચકચ કરે છે ?

## મહાત્માના કર્મો, ગલન જ !

આ જ્ઞાન પછી દેહભાવે કર્તા માનતો'તો, એ કર્તાપણું ઊડી ગયું, એટલે થયો અકર્તા. હવે વ્યવસ્થિતનાં તાબામાં ગયું બધું. એની પ્રેરણાથી ચાલ્યા કરે. પૂરણ ક્યાં સુધી? દેહભાવે કર્તા હતો ત્યાં સુધી પૂરણ થતું હતું. નવું પૂરાવાનું બંધ થઈ ગયું. જૂનું ગલન ચાલુ છે. જે ભરેલો છે એ નીકળે, ગલન થયા કરે છે. નવું નહીં કરે. કોઈ છે તે ચીકણો સ્વભાવ હોય, તે ચીકાશ નીકળે. કોઈ નોબલ હોય તો નોબલપણું નીકળે. જે ભરેલો માલ છે એ નીકળ્યા કરે. એટલે આ અક્રમ વિજ્ઞાન છે.

અને ક્રમિક માર્ગમાં શું છે કે જે બધું છે એ છોડી દેવાનું છે. છોડતાં છોડતાં એકલા થવાનું છે. એટલે પગથિયે પગથિયે, આજે આ છોડ્યું, આ અવતારમાં આટલું છૂટ્યું, આ અવતારમાં આટલા સુધી છૂટ્યું. પણ એક બાજુ છૂટે છેય ખરું, પાછું નવું બંધાય છેય ખરું, એટલે આનો મેળ પડતો નથી.

**પ્રશ્નકર્તા :** દાદા, પણ ઘણીવાર આ ગલન થતું હોય તે વખત ગમતું નથી હોતું, એનું કંઈ કારણ ?

**દાદાશ્રી :** ના ગમે, તો કોને ના ગમે તે ? અભિપ્રાય ફક્ત જુદો પડ્યો આપણો કે આ કામનું નહીં. અને પૂરણ થયેલું હોય તે ગલન થયા વગર રહે જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** અમે કેટલું ભરી લાવ્યા છીએ તે ગલન થા થા કરવાનું, આનો ક્યારે છૂટકારો થશે ?

**દાદાશ્રી :** જેટલો લોભ એટલું ભરેલું હોય. જે પ્રકારનો જેનો લોભ હોય એટલા પ્રકારનાં પૂરણ. જમીનનો લોભ હોય તો નરી જમીન જ રાખ રાખ કરે, દરેક પ્રકારના, ખાવાનો લોભ હોય, ઈન્દ્રિયોના સુખનો લોભ હોય, ગમે તે રીતે ભોગવી લેવું એવો લોભ !

લગ્નમાં જાય અને આમ જે' જે' કરીએને તો પૂરણ થાય. તે છાતી ટાઈટ થઈ જાય. પછી કોઈ એને આમ જે' જે' ના કરે તો ત્યારે પાછું ગલન થાય ત્યારે ડિપ્રેસ થઈ જાય ! અહંકાર પૂરણ-ગલન થાય કે ના થાય ?

પછી ક્રોધેય પૂરણ-ગલન છે. જ્યારે ક્રોધ નીકળેને, તે નીકળતાની સાથે ૫૦૦ ડીગ્રી હોય, પછી ૪૦૦ ડીગ્રી થાય, પછી ૩૦૦ ડીગ્રી થાય, ૨૦૦ ડીગ્રી થાય, પછી ૧૦૦ ડીગ્રી થાય, એમ ઘટતો ઘટતો પછી ઝીરો થઈ જાય, એવું અનુભવમાં નથી આવતું ? લોભેય એવો પૂરણ-ગલન થાય. બધુંય પૂરણ-ગલન થયા કરે.

આ છોકરા માટે, છોકરીઓ માટે જેટલો મોહ પૂરણ કરેલો, તે હવે ગલન થવાનો જ. તો જે આવે તેનો સમભાવે નિકાલ કરી નાખો. તે વખતે દાદાના શબ્દો યાદ આવે એટલે નિકાલ થઈ જાય.

આ લગ્ન થાય છે ત્યારથી જ મેરેજ લાઈફ (લગ્ન જીવન)નું ગલન થવા માંડે. પછી એક દહાડો બધું જ ગલન થઈ જાય એટલે ડોસો આમ જાય અને ડોસી તેમ જાય.

પૂરણ-ગલનનો સ્વભાવ એવો છે. એ પૂરણ કાયદેસર ધીમે ધીમે વધતું વધતું વધતું વધતું થાય, ગલન એકદમ થવાનું. એવું પાછું ગલનનો સ્વભાવ જુદો છે ને !

લોકો કહે છે કે આ વસ્તી વધી છે. ત્યારે મેં કહ્યું, એ વધી નથી, પૂરણ થયેલી છે. તે ધીમે ધીમે, દશકે દશકે આટલી આટલી પૂરણ

થયા જ કરે છે, પણ જ્યારે ગલન આવે ત્યારે ?

**પ્રશ્નકર્તા :** એકદમ.

**દાદાશ્રી :** પૌદ્‌ગલિક વસ્તુ આ જગતમાં કોઈ અચળ નથી. આ મેરુ પર્વત અચળ છે. તેનો આકાર બદલાય નહીં. પણ પરમાણુઓનું પૂરણ-ગલન થાય પણ આકાર બદલાય નહીં.

બધી જ ક્રિયાઓના જ્ઞાતા-દ્રષ્ટા રહો તો બધી જ ક્રિયાઓ ગલન સ્વરૂપ છે. કુટેવો ને સુટેવો બધું જ ગલન સ્વરૂપ છે. પુદ્‌ગલ બધું પૂરણ-ગલન થયાં કરે છે, એને જોયા જ કરો, ડખો ના કરો. મહીં હાથ ઘાલવા જશો તો તણાઈ જશો, જોયા જ કરો. આ પૂરણ-ગલનને જે જાણી રહ્યો, તે જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદી. તે આત્મા જ પરમાત્મા છે.

## બધું પુદ્‌ગલ પ્રપંચ !

પૂરણ કર્યું છે તેનું ગલન થાય છે અને ગલન થયું છે તેનું જ પૂરણ થાય છે, તે તું જોજે. પોતે જ્ઞાનાકાર, આત્માકાર છે, તે ક્ષેત્રાકાર શું કામ થાય છે ? 'હું પૈસાવાળો છું, હું નાદાર છું', તે ક્ષેત્રાકાર થઈ જાય છે.

તો આ પૂરણ-ગલનમાં ક્યાં સુધી ભટક ભટક કરવું ? આમાં કંઈ સુખ મળ્યું નહીં. આ ટેમ્પરરી એડજસ્ટમેન્ટનું સુખ કામમાં લાગે નહીં. એટલે પોતાનું સનાતન સુખ ખોળે છે. ભલે પૂરણ-ગલન થયા કરે, પણ એના ઉપરથી ભાવ છૂટી જાય અને સ્વરૂપનું ભાન થાય, એટલે સનાતન સુખ પ્રાપ્ત થાય. પછી એ સુખ ખૂટે નહીં. આ તો રાગ-દ્વેષેય પૂરણ-ગલનને લીધે થાય છે.

અતીન્દ્રિય સુખ એટલે કંઈ પણ બહારની વસ્તુ વગર મળેલું આત્મિક સુખ. ઈન્દ્રિય સુખ પૂરણ-ગલનવાળા કલ્પિત હોય છે, કાયમના ન હોય. એક દહાડો કલ્પિત કેરીનો રસ ખાવાનું કહે તો ખવાય કે? ના, સાચી કેરીનો જ ખાવ ને ?

પૂરણ-ગલનનો સ્વાદ આપણે ન લઈએ. પૂરણ થાય ત્યારે ગર્વ

ન લઈએ ને ગલન થાય ત્યારે હતાશ ન થઈએ.

આ ભરેલો માલ હતો તે ખરી પડવું એનું નામ પુદ્‌ગલ. પછી ખરી પડે, એની મેળે જતા રહે. પછી ફરી નામ નહીં દે પાછા.

**પ્રશ્નકર્તા :** આત્મ તત્ત્વ તથા પુદ્‌ગલ પ્રપંચ સિવાય આ જગતમાં અન્ય કોઈ વસ્તુ ખરી ?

**દાદાશ્રી :** પુદ્‌ગલ પ્રપંચ ને આત્મા સિવાય બીજી કોઈ વસ્તુ છે નહીં. પણ પુદ્‌ગલ પ્રપંચમાં શું શું વસ્તુ છે, એ તમે શું સમજ્યા? કારણ કે અહંકાર, ક્રોધ-માન-માયા-લોભ એ પુદ્‌ગલ પ્રપંચ છે. તો જો તમે એવું સમજ્યા હોય તો કરેક્ટ છે.

**પ્રશ્નકર્તા :** આ જે તાંત્રિક વિદ્યા છે એ પુદ્‌ગલ પ્રપંચથી ઊભું થયેલું છે કે આત્માનું છે કંઈ એમાં ?

**દાદાશ્રી :** આત્માને તો આમાં લેવાદેવા જ નહીં ને ! આત્મા એટલે આત્મા જ છે, પરમાત્મા છે. આ બધું પુદ્‌ગલ પ્રચંચ છે. એટલે અમે હાથ ઘાલીએય નહીં ને ! નહીં તો આ વિદ્યા અમે ના શીખ્યા હોત ? અમે હઉ શીખ્યા હોત. જો આત્મા અંગેનું હોત તો અમે શીખવા જાત. અમે જાણીએ કે આ બધું સંડાસ છે. એટલે અમે હાથ જ ના ઘાલીએ. વખતે રસોડું હોય તો હાથ ઘાલીએ, સંડાસમાં શું હાથ ઘાલવાનો ?

'રજકણ કે રિદ્ધિ વૈમાનિક દેવની,
સર્વે માન્યા પુદ્‌ગલ એક સ્વભાવ જો.'

- શ્રીમદ્ રાજચંદ્ર

એટલે એક રજકણ, નાનામાં નાની, જેની વેલ્યુ નથી. એવી વેલ્યુ જેની, જ્યાંથી વેલ્યુની શરૂઆત થાય છે, ત્યાંથી તે વેલ્યુ જ્યાં આગળ કમ્પ્લીટ જાય છે, રિદ્ધિ વૈમાનિક દેવની, કે જે ઊંચામાં ઊંચું પદ છે, તે બધા પદ સર્વે માન્યા પુદ્‌ગલ એટલે પૂરણ-ગલન સ્વરૂપ છે. એટલે અમારું એ નહોય કશું, કહે છે. એક જ સ્વભાવનું આ બધું પૂરણ-ગલન. પૂરણ થયું કે પાછું ગલન થઈ જશે. વૈમાનિક દેવમાં તું મહેન્દ્ર

પણ થયો, એટલે થતાં પહેલાં પૂરણ થયેલું છે, એટલે તું આ ગલન થવા માટે મહેન્દ્ર થયો. મહેન્દ્ર થયો ત્યાંથી છે તે ગલનની બીગિનિંગ અને તારું ગલનનું એન્ડ થવું (એટલે મહેન્દ્ર પદ પૂરું) એ બસ. આ દેવ, મહેન્દ્ર પદનું પૂરણ મનુષ્ય અવતારમાં કર્યું અને ગલન ત્યાં (દેવગતિમાં) જઈને કરે છે.

## છેલ્લે ક્રમિકમાં પણ અક્રમ !

**પ્રશ્નકર્તા :** ક્રમિકમાં છેલ્લા સ્ટેપમાં ભાવકર્મ ચાર્જ થાય કે ના થાય ?

**દાદાશ્રી :** છેલ્લા સ્ટેપમાં નહીં, ત્યાંથી તો ઘણા સ્ટેપ પહેલેથી ચાર્જ તો બધું બંધ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** ચાર્જ એનું બંધ થઈ ગયું હોય તો તો પછી આગળ ઉપર છેલ્લા સ્ટેપમાં તો પૂરું થઈ જાય ?

**દાદાશ્રી :** ના, પછી ગલન રહ્યું ને પણ ! ગલન એમાં, ક્રોધ-માન-માયા-લોભ ગલન થતાં જાય ને !

**પ્રશ્નકર્તા :** ચાર્જ પણ બંધ થતું થતું એનું ક્રમમાં પછી આગળ અક્રમ શરૂ થયું ?

**દાદાશ્રી :** એ અક્રમ જેવું જ થઈ જાય છે, એ લોકોને. છેલ્લો ભાગ અક્રમ જેવો. એ ક્રોધ-માન-માયા-લોભ છે ને, ત્યાંથી ચાર્જ થયા કરે. એ પૂરું થયું ને પછી છે તે બીજો આખો જે ભાગ બાકી રહ્યો, તે થોડો ગલન થઈ જાય. પછી એકાકાર. ('હું', મૂળ આત્મામાં એકાકાર થઈ જાય.)

**પ્રશ્નકર્તા :** આ તીર્થંકરની જે સ્થિતિ છે, છેલ્લી વખતે તો અક્રમ માર્ગમાં જ હોય ને ?

**દાદાશ્રી :** એ અક્રમ માર્ગ. મુક્ત ભાગમાં અક્રમ હોય છે.

❖❖❖❖❖

## [૧૦]

# પુદ્‌ગલની પરિભાષા !

### સત્ હોય તત્ત્વ !

**પ્રશ્નકર્તા :** પુદ્‌ગલ સત્ છે એમ કીધું છે પણ જે પૂરણ-ગલન સ્વભાવનું હોય, તેને સત્ કેવી રીતે કહી શકાય ?

**દાદાશ્રી :** 'સત્' હંમેશાં પૂરણ-ગલન ના હોય, અગુરુ-લઘુ હોય. એટલે પૂરણ ના થાય, ગલન ના થાય, વધે નહીં, ઘટે નહીં, પાતળું ના થઈ જાય. એનું નામ સત્ કહેવાય. આ પૂરણ-ગલન છે તે અસત્ છે, વિનાશી છે. પણ મૂળ જે પુદ્‌ગલ પરમાણુરૂપે છે એ સત્ છે, એ વિનાશી નથી. એમાં પૂરણ-ગલન થતું નથી, એ અગુરુ-લઘુ છે.

**પ્રશ્નકર્તા :** હા, પણ છ તત્ત્વોમાં પુદ્‌ગલ તત્ત્વેય ખરું ને એક ?

**દાદાશ્રી :** ના, એને પરમાણુ જ કહેવાય છે. એ તો ઓળખવા માટે બોલે પુદ્‌ગલ. પુદ્‌ગલ તો પૂરણ-ગલન થયેલું હોય એટલા ભાગને કહેવાય છે.

**પ્રશ્નકર્તા :** જે જડ છે, જડ એ તત્ત્વ છે ને ? એ જડને આપણે તત્ત્વ કહીએ છીએ ને એ જડમાંથી આ...

**દાદાશ્રી :** એ પરમાણુ છે.

**પ્રશ્નકર્તા :** જડના પરમાણુમાંથી પુદ્‌ગલના પર્યાય ઊભા થાય તો આ શરીર બંધાય છે ને ?

**દાદાશ્રી :** પુદ્‌ગલના પર્યાય નહીં. પુદ્‌ગલ એ પરમાણુનું જ આ બંધાય છે.

**પ્રશ્નકર્તા :** પરમાણુનું બંધાય છે બરાબર છે, પણ મૂળ તત્ત્વ તો જડ ને ?

**દાદાશ્રી :** જડ.

**પ્રશ્નકર્તા :** તો પુદ્ગલ જડ સ્વરૂપ છે ?

**દાદાશ્રી :** નહીં, એવું જડ સ્વરૂપ બોલશો જ નહીં. જડ સ્વરૂપ કશું દુનિયામાં હોતું જ નથી. પુદ્ગલ જડ સ્વરૂપ હોય નહીં, પુદ્ગલના પરમાણુ જડ હોય.

## પુદ્ગલનું સ્વરૂપ, વિભાવિક-સ્વભાવિક !

**પ્રશ્નકર્તા :** આત્મા અને પુદ્ગલમાં ફેર શો ?

**દાદાશ્રી :** આત્મા એક જ વસ્તુ છે. એટલે એ વધઘટ થતી નથી. સ્વભાવિક વસ્તુ છે અને પુદ્ગલ સ્વભાવિક વસ્તુ નથી.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલ કોને કહેવાય ?

**દાદાશ્રી :** પુદ્ગલ તો આ વિકૃત થયેલા પરમાણુને પુદ્ગલ કહેવાય.

**પ્રશ્નકર્તા :** હા પણ આને (ટેપરેકર્ડર) પુદ્ગલ ન કહે આ લોકો? જગત શું કહે છે, નિર્જીવ છે. આ આને પુદ્ગલ કહેવાય ?

**દાદાશ્રી :** મૂળ પરમાણુનો જે સ્વભાવ છે ને તે નહીં, વિકૃત થયેલું આ, વિકારી થઈ ગયેલું. આ ઝાડ રૂપે થયું ત્યારે આ લાકડું થયું ને ?

**પ્રશ્નકર્તા :** એટલે પુદ્ગલ કહેવાય ને ?

**દાદાશ્રી :** હા, પુદ્ગલ તો બરોબર. ઝાડરૂપે થયું તેને.

**પ્રશ્નકર્તા :** તમે બોલ્યા પુદ્ગલ એ પ્રકૃતિ છે એ શું ?

**દાદાશ્રી :** પ્રકૃતિ એય પુદ્ગલ જ છે. આ આત્મા સિવાયનું

બીજું બધું પુદ્ગલ જ છે અને એ પ્રકૃતિ કહો કે પુદ્ગલ કહો. શુદ્ધાત્મા અને પુદ્ગલ બે જ છે આ. અને પરમાણુ છે એ જુદી વસ્તુ છે, એ શુદ્ધ વસ્તુ છે. પરમાણુના મોટા ગઠ્ઠા થયા હોય તોય શુદ્ધ !

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એવો થયો ને એ આત્મા સિવાયનું પુદ્ગલ પછી જે કંઈ હોય.

**દાદાશ્રી :** દેહમાં આત્મા સિવાયનું બીજું બધું પુદ્ગલ.

પુદ્ગલ વસ્તુ ફરકવાળી જ છે, આત્મામાં ફરક નથી. પણ પુદ્ગલ મિક્ષ્ચર છે. આ જે પુદ્ગલ થયેલું છે તે સ્વભાવિક પુદ્ગલ નથી આ, વિશેષભાવી પુદ્ગલ છે. વિશેષભાવી પુદ્ગલ એટલે આની મહીં ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય બધું મિક્ષ્ચર થયેલું છે. સ્વભાવિક પુદ્ગલ હોય તો તો વાંધો નહીં, પણ આ તો મિક્ષ્ચર થયેલું છે. એટલે આનો તાળો મળે જ નહીં ને !

આ પુદ્ગલમાં આત્મા ચેતન વસ્તુ છે, શુદ્ધ ચેતન છે. આ શુદ્ધ ચેતન છે એ સિવાય બીજો ભાગ પુદ્ગલ છે. આત્મા એ પુદ્ગલ નથી. આત્મા પૂરણેય નથી અને ગલનેય નથી. એક જ વસ્તુ છે, ચેતન વસ્તુ. હવે બીજું કશું પૂછવું છે ?

**પ્રશ્નકર્તા :** પુદ્ગલ તો બધા અણુઓનું બનેલું છે ને, પુદ્ગલ.

**દાદાશ્રી :** પુદ્ગલમાં તો બધી, છયે ચીજો (વિભાવિક આત્મા અને બીજા પાંચ તત્ત્વો, મૂળ આત્મા સ્વભાવથી જુદો છે) ભેગી આવી એનું નામ પુદ્ગલ. ખરી રીતે પુદ્ગલ અણુ એકલાનું જ ગણેલું છે પણ ખરું જોવા જાય તો બધુંય ભેગું થાય ને આ પુદ્ગલની મહીં, બધું હોય પણ લોકો એને સમજે કે અણુ એકલાને જ પુદ્ગલ ગણ્યું છે, રૂપી તત્ત્વને.

પુદ્ગલ એટલે પૂરણ થયેલું અને ગલન થયા કરે. ગલન એટલે ડિસ્ચાર્જ અને પૂરણ એટલે ચાર્જ. તે ચાર્જ-ડિસ્ચાર્જ. ચાર્જ આપણે બંધ કરી દઈએ છીએ અને ડિસ્ચાર્જ એકલું રહે છે.

આ શરીર આખું છ તત્ત્વોનું સંમેલન છે અને એ પાછું સ્વભાવનું કેવું છે ? વિસર્જન થાય એવું છે. છ તત્ત્વ સંમેલન થયા પછી કહેવાય શું ? પુદ્‌ગલ કહેવાય. અને પુદ્‌ગલ પાછું વિસર્જન એની મેળે થયા જ કરે છે. એટલે આ પાંચ ઘોડા છે, પાંચ ઈન્દ્રિયો, તે પાંચ ઘોડાની લગામ છોડી દે. વિસર્જન થયા જ કરે છે નિરંતર. મોક્ષે જવું હોય તો તું લગામ છોડી દે, કહે છે. વ્યવસ્થિતને સોંપી દે લગામ અને તું છોડી દે. આ તો લગામ છોડે શી રીતે, 'પોતે કોણ છું' એ નક્કી થયા સિવાય ? નહીં તો 'પાંચ ઈન્દ્રિયો હું જ છું, આ હું જ છું. એટલે ઘોડાયે હું જ છું, હાંકનારેય હું જ છું, ગબડનારેય હું જ છું, બગડી જનારેય હું જ છું, બધું હું જ છું' કહે છે. એટલે જ્ઞાની જ્ઞાન આપીને છૂટો કરે આમાંથી પોતાને, તે છૂટો કર્યા પછી લગામ છોડી દીધી કે તરત ખબર પડી જાય કે આ પુદ્‌ગલ એની મેળે વિસર્જન થઈ જ રહ્યું છે. દાઢી અટકાવીએ તો અટકે નહીં ને? અટકે કંઈ ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તેમ આ કશું અટકે એવું નથી. એની મેળે જ વિસર્જન થાય છે. ખાલી ઈગોઈઝમ કરે છે કે 'આ મેં કર્યું, મેં કર્યું.' જેમ દાઢી અટકતી નથી તેમ કશું અટકતું નથી. બધું ચાલ્યા જ કરે છે.

**પ્રશ્નકર્તા :** આ એક સમજવા માંગું છું કે 'છ તત્ત્વ સંમેલન પુરગલ વિસર્જન.'

**દાદાશ્રી :** એ શું કહેવા માંગે છે કે આ છ તત્ત્વના સંમેલનથી આ જગત ઊભું થયું છે આનું પરિણામ શું આવે છે ? ત્યારે કહે છે, પુરગલ હતું તે વિસર્જન.

આ દેહ જન્મ્યો ત્યારથી વિસર્જન થયા જ કરે છે. તેને પોતે એમ જાણે કે હું તો મોટો થઉં છું. ત્યારે કહે, ના, વિસર્જન થયા જ કરે છે નિરંતર. પુરગલ તો બહુ મોટું હતું. પણ આ વિસર્જન થયા કરે છે, તોય આવડું મોટું શરીર દેખાય છે. જેમ પુદ્‌ગલ વધારે તેમ કાયા નાની હોય. તે નાનાં છોકરાંઓને પુદ્‌ગલ વધારે હોય, માલ વધારે ભરેલો

હોય. મોટો થાય તેમ તેમ નીકળતું જાય.

**પ્રશ્નકર્તા :** પુદ્‌ગલ બધું ગલન થતું જાય.

**દાદાશ્રી :** હા, ડિસ્ચાર્જ થતાં વાર લાગે. એટલે આ હાથીનાં કર્મ ઓછાં હોય અને કીડીનાં બહુ હોય. હાથીનું પુદ્‌ગલ મોટુંને, તે કર્મ ઓછાં અને કીડીને કર્મ બહુ હોય.

આ જગતનું બેઝમેન્ટ આખું પૂરણ-ગલન ઉપર છે.

## પૂરણથી સ્કંધ, ગલનથી પરમાણુઓ...

**પ્રશ્નકર્તા :** આ પુદ્‌ગલમાંથી આત્મા છૂટો પડી જાય (મૃત્યુ પછી) તો આ ક્રોધ-માન-માયા-લોભ છે તો બીજા પાંચ તત્ત્વોમાંથી કયા તત્ત્વોમાં ભળી જાય છે ?

**દાદાશ્રી :** કોઈ તત્ત્વમાં ભળતું નથી, એને જ ભગવાને પુદ્‌ગલ તત્ત્વ કહ્યું છે.

**પ્રશ્નકર્તા :** એને જ વિશેષ પરિણામ કહેવામાં આવે ?

**દાદાશ્રી :** હા, વિશેષ પરિણામ. પણ એ પુદ્‌ગલનાં ગણાય છે, આત્માનાં નથી ગણાતાં. પુદ્‌ગલ એ તત્ત્વ નથી. એ તો આ લોકોએ સમજણ પાડી. પરમાણુ એ તત્ત્વ છે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આ પરમાણુઓ ભેગા થઈ અને જે સ્કંધો વગેરે બને છે, એમાં આત્મા ભેગો થતો નથી. તો એને પુદ્‌ગલ નહીં કહેવાનું ?

**દાદાશ્રી :** ના, એ પુદ્‌ગલ ના કહેવાય. હવે એને આ લોકો પુદ્‌ગલ કહે છે. ભાષા એવી થઈ ગઈ છે. બાકી, પુદ્‌ગલ તો ફક્ત કોને કહેવાય કે, ક્રિયેચર હોય કોઈપણ. એટલે ઝાડપાન, જીવતી વસ્તુ તેના આત્મા સિવાય બીજા ભાગને પુદ્‌ગલ કહેવાય. જ્યાં આગળ કોઈ પણ ઝાડ હોય ને, ઝાડનું લાકડું એ પુદ્‌ગલ કહેવાય. ઝાડ એય પુદ્‌ગલ કહેવાય. પછી કાપે ત્યારે તો લાકડુંય પુદ્‌ગલ કહેવાય.

**પ્રશ્નકર્તા :** એમાંથી આત્મા તો નીકળી ગયો. એમાં આત્મ તત્ત્વ હોય નહીં.

**દાદાશ્રી :** ના, આત્મ તત્ત્વ નીકળી ગયું, પણ આત્માને લઈને આ પરમાણુની દશા આવી થઈ ને ! પરમાણુની દશા શાથી આવી થઈ?

પુદ્ગલમાં પૂરણવાળો માલ સ્કંધવાળો હોય અને ગલનવાળો માલ સ્વભાવિક હોય. પૂરણ કરતી વખતે સ્કંધ થાય અને ગલનમાં સ્કંધમાંથી પરમાણુ રૂપે, સ્વભાવિકતાએ ગલન થાય.

## ઈલેક્ટ્રિસિટી પણ પુદ્ગલમાં !

વિભાવિક પુદ્ગલ વિનાશી છે. સ્વભાવિક પુદ્ગલ પરમેનન્ટ છે. પુદ્ગલને આત્માનું કંઈ અવલંબન નથી, પોતાનું સ્વતંત્ર છે. એક ક્ષણવાર અવલંબનમાં આવ્યું નથી. એક ક્ષણવાર અવલંબનમાં આવી જાય, તો કાયમનું આવી જાય. પછી આત્મા છોડે જ નહીંને, પોતાના તાબામાં આવી જાય પછી. પણ આત્મા કોઈના તાબામાં નથી, કોઈ આત્માના તાબામાં નથી.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલને જાણી શકાય ખરું ? પુદ્ગલને વશ કરી શકાય ખરું ?

**દાદાશ્રી :** એને જાણી શકાય. પુદ્ગલ આપણને વશ ન કરી શકે, આપણે પુદ્ગલને વશ ન કરી શકીએ. એ આપણને કશું જ ન કરી શકે, આપણે એને કશું ન કરી શકીએ. બધા સ્વતંત્ર છે અને સામસામે અહિંસક છે.

**પ્રશ્નકર્તા :** આપણા શરીરની અંદર જે લોહીનું સરક્યુલેશન હોય છે ત્યારે આત્માનો એને સ્પર્શ થાય છે કે નહીં ?

**દાદાશ્રી :** ના, એને કશું લેવાય નહીં ને દેવાય નથી. આ મગજને ને એ બધું આ પુદ્ગલનું જ છે.

**પ્રશ્નકર્તા :** આ જે ઈલેક્ટ્રિસિટી છે, એ કયા તત્ત્વની અંદર

આવે ? તત્ત્વમાં આવે કે નહીં ?

**દાદાશ્રી :** પુદ્ગલ તત્ત્વમાં.

**પ્રશ્નકર્તા :** એ પરમાણુ તત્ત્વ છે, જે ચિરંજીવ છે ?

**દાદાશ્રી :** એ પુદ્ગલ પરમાણુનો પર્યાય છે આ તો. કારણ કે તમે જોયું છે ને ? આવન-જાવન એને જોયેલું કે નહીં જોયેલું ? આવે ને જાય ? ભરાય ને ઠલવાય. ભરાય ને ઠલવાય એ બધું પુદ્ગલ.

**પ્રશ્નકર્તા :** આ ઈલેક્ટ્રિસિટી કોઈ વખત મરતી નથી. એટલે ઈલેક્ટ્રિસિટી કન્ટીન્યુઅસ જ હોય છે, તો એ ઈલેક્ટ્રિસિટી એક તત્ત્વ છે. એ કાયમનું છે. એ તત્ત્વ ગણાય કે નહીં ?

**દાદાશ્રી :** ના, પર્યાય એટલે અવસ્થા. બંધ થઈ જાય, ઉત્પન્ન થાય, બંધ થાય.

## ફેર, કરવામાં ને ક્રિયામાં !

**પ્રશ્નકર્તા :** ચેતન પુદ્ગલમાં ફસાયું છે, તો એ પુદ્ગલમાં ક્યાં છે અને પુદ્ગલનો કેટલો ભાગ રોકે છે ?

**દાદાશ્રી :** ચેતન ફસાયું જ નથી. પુદ્ગલનો ભાગ રોક્યોય નથી એણે, એ એના ભાગમાં છે. પુદ્ગલ, પુદ્ગલના ભાગમાં છે, બેઉની પોતાની સ્વતંત્ર જગ્યાઓ છે.

'પોતે' 'હું ચંદુલાલ છું' એમ કહે છે, એ પુદ્ગલને 'હું છું' એમ માને છે. કર્તા પુદ્ગલ છે, એને 'મેં કર્યું' માને છે. એટલે પુદ્ગલ ચોંટ્યું 'એને'.

કોનો સ્વભાવ ક્રિયા કરવાનો ? ત્યારે લોક કહેશે, 'મારો સ્વભાવ ક્રિયા છે ! હું ના હોઉં તો કોણ કરે ? પુદ્ગલ કરતું હોય તો આ બેંચ કેમ નથી કરતી, આ ડેસ્ક કેમ નથી કરતું ?' મૂઆ, એ પુદ્ગલ ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** એ પુદ્ગલ કોને કહે છે ? જે આ ક્રિયા કરી રહ્યું

છે એ પુદ્ગલ જ ભાગ છે ને ?

**દાદાશ્રી :** જીવની સાથે જે હોય એ બધું પુદ્ગલ કહેવાય. બાકી આ પુદ્ગલ ના કહેવાય. એ તો પરમાણુઓનો સ્વભાવ છે. કોહવાઈ જવું, સડી જવું, આ તો પૂરણ-ગલન. જેવું પૂરણ કર્યું'તું તેવું જ ગલન થાય છે.

પુદ્ગલ એટલે પૂરણ થયેલું તે ગલન થવા લાયક છે તે. અને પાછું ફરી પોતે ગલનમાંથી પુદ્ગલ ઊભું થાય. જ્યાં સુધી આત્મા ભાનમાં ના આવે ત્યાં સુધી, ગલનમાંથી પુદ્ગલ ઊભું થાય અને પુદ્ગલમાંથી પાછું ગલન ઊભું થાય પૂરણ-ગલન, પૂરણ-ગલન થયા જ કરે.

અનંત અવતાર સુધી આની આ જ ક્રિયા છે.

'આ મેં જાણ્યું ને મેં આ કર્યું' એ ગુણ આત્માનોય નહીં અને જડનોય નહીં. આત્મા જાણે ખરો પણ કરે નહીં. અને જડમાં તો પોતાનામાં કરવાનોય ગુણ નથી, ક્રિયાનો ગુણ છે. એનામાં ક્રિયાનો ગુણ છે પણ તે સ્વાભાવિક ક્રિયા છે. અને આ જે પુદ્ગલ ઊભું થયું, એ તો વિકૃત ક્રિયા છે, વિકારી ક્રિયા!

**પ્રશ્નકર્તા :** કર્મ કોણ કરે છે ? આત્માને કર્મ લાગે છે કે પુદ્ગલને કર્મ લાગે છે ?

**દાદાશ્રી :** એવું છે ને, ચંદુભાઈ કર્મ કરે છે અને જ્યારે 'તમે' ચંદુભાઈ નથી એવું તમને ભાન થશે ત્યારે કર્મ નહીં બંધાય.

**પ્રશ્નકર્તા :** ચંદુભાઈ છે એ પુદ્ગલ છે, જ્યારે આત્મા જુદી ચીજ છે. જે કર્મ કરે છે તે પુદ્ગલ કરે છે, તો પછી આત્માને શા માટે લાગવાં જોઈએ ?

**દાદાશ્રી :** (વ્યવહાર) આત્માની પોતાની બિલીફ આ રોંગ છે કે 'હું ચંદુભાઈ છું.' એટલે આ રોંગ બિલીફથી કર્મ લાગે છે. પુદ્ગલ એકલું કર્મ નથી કરતું પણ આત્માની રોંગ બિલીફ છે. રોંગ બિલીફ એ પણ પુદ્ગલ છે, એ અહંકાર કામ કરે છે. એ ઈગોઈઝમ જો તમારો

ફ્રેકચર થઈ ગયો તો ખલાસ થઈ ગયું. આ ઈગોઈઝમ જ કર્મ બાંધે છે ને કુદરત છોડે છે. કુદરત એના ટાઈમિંગ થાય છે ને એટલે એ બધું કર્મ છૂટે છે અને ઈગોઈઝમ ભોગવે છે ને કર્મ બાંધે છે. ભોગવે છે ને કર્મ બાંધે છે. બસ, ઈગોઈઝમનું જ કામ છે આ. જ્યારે ઈગોઈઝમ નહીં હોય ત્યારે કર્મ નહીં બંધાય.

**પ્રશ્નકર્તા :** એટલે તમે એવું કહેવા માંગો છો કે આત્મા પુદ્‌ગલ થકી કર્મ બાંધે છે અને પુદ્‌ગલ થકી છોડે છે.

**દાદાશ્રી :** એવું નથી. (મૂળ) આત્મા તો આમાં હાથ ઘાલતો જ નથી. ખરી રીતે આત્મા તો છૂટ્ટો જ છે, સ્વતંત્ર છે. આત્માની હાજરીથી આ અહંકાર કર્મ બાંધે છે અને ભોગવે છે તેય અહંકાર ભોગવે છે.

**પ્રશ્નકર્તા :** અહંકાર જે ભોગવે છે એ પુદ્‌ગલના માધ્યમથી ભોગવે છે ને ?

**દાદાશ્રી :** હા, પણ એ તો એનો બીજો રસ્તો જ નથી ને ! અહંકાર એય પુદ્‌ગલ છે અને આ કર્મેય પુદ્‌ગલ છે. વસ્તુ તો એક જ છે, આમ જુદું જુદું બોલવું હોય તો જુદું જુદું બોલાય. કોણે ભોગવ્યું ?

## કષાય છે પુદ્‌ગલ !

**પ્રશ્નકર્તા :** આ કષાય જે છે તે પુદ્‌ગલને આધીન જ છે ને પુદ્‌ગલથી જ પરિણામ પામે છે ને તે ?

**દાદાશ્રી :** એ પોતે જ પુદ્‌ગલમાં ગણાય છે. એ પુદ્‌ગલનો એક ભાગ જ છે.

**પ્રશ્નકર્તા :** ક્રોધ એ પુદ્‌ગલનો સ્વભાવ કે પ્રકૃતિનો ?

**દાદાશ્રી :** પ્રકૃતિ એ પુદ્‌ગલ જ છે, બધું આ. પ્રકૃતિમાં કોઈ ચેતન-બેતન નામેય નથી, એ બધું પુદ્‌ગલ જ છે.

**પ્રશ્નકર્તા :** એટલે ક્રોધ-માન-માયા ને લોભ એ પુદ્‌ગલમાં ?

**દાદાશ્રી :** બધું પુદ્‌ગલ જ છે એ.

**પ્રશ્નકર્તા :** ક્રોધ-માન-માયા-લોભ જે એનાં પરિણામ બતાવે છે એનું કારણ શું ?

**દાદાશ્રી :** એ બધું અજ્ઞાનતા હોય ત્યાં સુધી છે. ક્રોધ-માન-માયા-લોભ જે લઘુ-ગુરુ સ્વભાવના છે તે પુદ્ગલનું છે. અગુરુ-લઘુ સ્વભાવવાળું બધું આત્માનું. વગર બોલ્યે ગુસ્સો હોય તો ખબર પડે કે ના પડે ? પડે જ.

**પ્રશ્નકર્તા :** પઝલ કરનારું પુદ્ગલ જ કહ્યું, તે એમાં અજ્ઞાન નથી કહ્યું.

**દાદાશ્રી :** એ જ પુદ્ગલ, પુદ્ગલ એ જ અજ્ઞાનને !

ક્રોધ-માન-માયા-લોભ, અહંકાર, બધુંય પુદ્ગલ કહેવાય. એ મિશ્રચેતન પણ આમ પુદ્ગલમાં ગણાય.

ઉદયાસ્ત એ બધું જ પુદ્ગલ, આપણું નહોય. ક્રોધ-માન-માયા-લોભ બધું ઉદયાસ્ત હોય, આપણું ના હોય.

## રાગ-દ્વેષનું નામ બંધન !

ચોખ્ખું પુદ્ગલ અને રિલેટિવ પુદ્ગલ અર્થાત્ વિભાવિક પુદ્ગલ. સંજોગવશાત્ ઉત્પન્ન થયેલું.

સ્વભાવિક પુદ્ગલ ઈફેક્ટિવ નથી, વિભાવિક પુદ્ગલ ઈફેક્ટિવ છે.

**પ્રશ્નકર્તા :** દાદા, તમે એમ કીધું કે, કોઝિઝ હોય તો ઈફેક્ટ આવે, તો પહેલું કોઝ આવ્યું કે ઈફેક્ટ આવી ? સૌથી પહેલું શું આવ્યું ?

**દાદાશ્રી :** એ તો બુદ્ધિનો પ્રશ્ન છે ને !

**પ્રશ્નકર્તા :** શરીર હોય, પુદ્ગલ હોય તો રાગ-દ્વેષ થાય ને !

**દાદાશ્રી :** હા, પુદ્ગલ હોય તો પણ પુદ્ગલ એટલે ઈફેક્ટ. તું પુદ્ગલ કહું છું ને, એને હું ઈફેક્ટ કહું છું કે આ ઈફેક્ટ છે તો આ

રાગ-દ્વેષ થાય. અને રાગ-દ્વેષ થાય એટલે પાછું પુદ્ગલ થાય. જેમ કોઝિઝ એન્ડ ઈફેક્ટ, ઈફેક્ટ એન્ડ કોઝિઝ ચાલ્યા જ કરવાનું નિરંતર.

**પ્રશ્નકર્તા :** પહેલું પુદ્ગલ કેવી રીતે થયું ? પહેલું પુદ્ગલ કે પહેલું રાગ-દ્વેષ ?

**દાદાશ્રી :** એ પાછું ગુલાંટ ખાઉ છું ? આપણે આ માળા છે, એમાં પહેલો મણકો કયો ?

આખો સંસાર જ પુદ્ગલનો છે. પણ પુદ્ગલમાં રાગ-દ્વેષ થવો, એનું નામ બંધન ને પુદ્ગલમાં રાગ-દ્વેષ ના થવો, એનું નામ મુક્તિ.

પાંચમાંથી ચાર ઈન્દ્રિયો એક પક્ષે વીતરાગ છે. જ્યારે સ્પર્શ બન્નેવ બાજુ રાગી છે. અને મિશ્રચેતન છે કે જે અતિ વધારેમાં વધારે નુકસાનકારક છે. બન્નેવમાં વીતરાગતા હોય તો છૂટે. સ્પર્શમાં વિષય વાસના આવી જાય. સુંદર દશ્ય અને તેને જોનાર બન્નેવ પુદ્ગલ છે. એક રાગી, બીજો વીતરાગી. સુંદર ગાયન અને તેને સાંભળનાર પુદ્ગલ છે. એક રાગી અને બીજો વીતરાગી. સુવાસ અને સુગંધ લેનાર પુદ્ગલ છે. એક રાગી, બીજો વીતરાગી.

પૌદ્ગલિક માટી એવી છે કે નીકળવાનો પ્રયત્ન કરે તો વધારે ને વધારે ખૂંચતો જાય.

આ પુદ્ગલ તો જ્યાં સુધી ચોખ્ખું હોય છે, નેચરલ હોય છે, ત્યાં સુધી વાંધો નથી પણ વિભાવિક પુદ્ગલના પરિણામ જોઈએ તો રાગ ના થાય. આ ખોરાક ખાય છે ત્યારે ખાધા પહેલાં કેવો દેખાય છે અને પછી એની દશા શી થાય છે, એ જોઈએને તો પણ ના ગમે.

## પુદ્ગલનો ભાર, ગતિનો આધાર !

પુરુષ અને પ્રકૃતિ બે જુદી છે. પુરુષને શુદ્ધાત્મા કહે છે. પ્રકૃતિને પુદ્ગલ કહે છે, એ પૌદ્ગલિક સ્વભાવની છે. શુદ્ધાત્મા જ્ઞાન સ્વભાવનો છે. પુદ્ગલમાં જ્ઞાન હોતું નથી અને પેલામાં પુદ્ગલ હોતું નથી. એટલે બેઉ પોતપોતાનાં સ્વભાવથી જ જુદાં પડી જાય છે.

સ્વભાવથી ઓળખીએ તો આપણે આમાંથી તાંબું ને સોનું જુદું પાડી શકીએ, એવો આ પ્રયોગ કહેવાય.

આનો આ જ માલ સ્ત્રી થાય અને પુરુષ થાય. 'આ બધું કોણ કરે છે' અને 'પોતે કોણ છે' એટલું જ જો શીખી જાય, તો છૂટકારો થાય. પણ આ સાયન્સ આગળ બધા જ મૂંઝાયેલા. બહુ વિચારવંત હોય તેનેય ના સમજાય તેવું છે. બધું છોડીને ભાગી ગયા તેમનેય આ બાજી સમજાય તેવી નથી.

સ્ત્રી થાય, પુરુષ થાય, બધું એક જ પુદ્‌ગલ. આ જે બધી ધાતુઓ છે ને, તે એક જ પુદ્‌ગલની જ બનેલી ચીજો છે.

**પ્રશ્નકર્તા :** બધી ?

**દાદાશ્રી :** બધી જ, એક જ પુદ્‌ગલ.

**પ્રશ્નકર્તા :** પણ એના સ્વતંત્ર સ્વભાવવાળીને બધી ? આમ સાયન્સ શું કહે છે ?

**દાદાશ્રી :** ના, એ તો એવિડન્સના આધારે બધી ભેગી થઈ. આને એવિડન્સ આ મળ્યા તે સોનું થયું. આને એવિડન્સ આ મળ્યા તે પિત્તળ થયું. એવિડન્સના ઉપર આધાર રાખે છે.

**પ્રશ્નકર્તા :** એટલે મૂળભૂત એક જ તત્ત્વ ?

**દાદાશ્રી :** બાકી એ તો મૂળભૂત એક જ તત્ત્વ છે. એમાં છે તે, આમ સરખામણી આની (મૂળ પરમાણુ તત્ત્વ) જોડે કરાય નહીં. જેટલી મેટલ્સ્ ને નોન મેટલ્સ્, એ બધી મૂળભૂતે એક જ વસ્તુ છે.

આ જે હાઈડ્રોજન, ઓક્સિજન, જેટલા બધા વાયુ છે ને, એ બધા પુદ્‌ગલ તત્ત્વના છે. બીજું કશું છે નહીં. એક જ તત્ત્વનો સામાન છે આ બધો. આ જેટલા પ્રકારના રંગ છે, એ બધા એક જ તત્ત્વના છે.

આ વાદળના બે પ્રકાર હોય છે. આપણા અહીં બધા ઘૈડા માણસ જાણે કે વાદળ આવ્યું છે પણ ગરમ છે, કહેશે. એટલે ટાઢ-બાઢ ના

વાય. ઊલટું બફારો થયા કરે રાત્રે બાર વાગેય. અને કેટલાક દહાડે બાર વાગ્યે વાદળાં આવે ને, તોય કહેશે કે ઠંડા વાદળ છે. તે ટાઢ વ્હાય. એટલે જાતજાતના પરમાણુ, એ બે સામાસામી ભેગા થાય ને અથડાય ને ખડાડાડા.... ખડાડાડા... જુઓને, લોકોને રાગે પાડી દે છે ને ! તે પેલો તો જાગી ઊઠે.

**પ્રશ્નકર્તા :** અણુબોમ્બ ને હાઈડ્રોજન બોમ્બ બધા ઘર્ષણથી જ થાય ?

**દાદાશ્રી :** જેટલા બોમ્બ છે ને, એ બધું પુદ્‌ગલ તત્ત્વનું છે. આ બધો વ્યવહાર જ આપણો પુદ્‌ગલ તત્ત્વનો છે ને ! ખઈએ છીએ તે પુદ્‌ગલ, બધું પુદ્‌ગલ તત્ત્વ જ છે આ. આ ફક્ત આપણે ચાલીએ, ફરીએ, આ અહીંથી છે તે પવન આવે છે ને, તે છાપરા ઊડાડીને અહીંથી માઈલ છેટે લઈ જાય. અલ્યા મૂઆ, પતરા હઉ ઊડ્યા ? ત્યારે કહે, હા, પતરા હઉ ઊડ્યાં. ઊડે ખરાં ? એ પુદ્‌ગલ જ. પુદ્‌ગલને સંચાલન કરે છે ‘આ’ (વ્યવસ્થિત). નહીં તો ઘઉં ક્યાં પાકે છે ને અહીં કોને ત્યાં આવે છે? ચાલીને આવે છે ઠેઠ હરિયાણાથી? તારે ઘેર રોટલી હઉ થાય ? જો ઘઉં ચાલે છે, બાજરી ચાલે છે, બધું જ ચાલે છે. ચાલે છે કે નથી ચાલતું ? એ તત્ત્વો ચલાવે છે આ.

મેટલ અને નોન મેટલના પારિણામિક ભાવ જુદા હોય, તેમ આત્મા અને અનાત્માના પારિણામિક ભાવ તદ્દન જુદા જ છે. અનાત્માનો પારિણામિક ભાવ ભારે થતો જવાનો ને આત્માનો પારિણામિક ભાવ હલકો થવાનો છે. આ લોડ શાનો છે ? આત્માનો લોડ નથી પણ આત્માની સાથે કોઝલ બોડી જાય છે ને, તે પરમાણુ સ્વરૂપે છે પણ વેઈટ તો ખરું ને ?

હવે પુદ્‌ગલનો સ્વભાવ અધોગામી છે. પુદ્‌ગલનો સ્વભાવ શી રીતે અધોગામી વધારે થાય ? ત્યારે કહે, શરીર જાડું હોય તેના આધારે નહીં, વજનદાર હોય તેના આધારે નહીં, કેટલો અહંકાર મોટો છે ને કેટલો લાંબો-પહોળો છે, એના ઉપરથી હોય. પાતળો મારા જેવો હોય

પણ અહંકાર આખી દુનિયા જેવડો હોય. અને હોય મજબૂત આવો, અઢીસો કિલોનો, પણ તેને અહંકારને એવું કશું નહીં. જાડીયો હોય તોય એ ડૂબે નહીં.

અહંકાર એટલે વજન. અહંકારનો અર્થ જ વજન. અને નીચે ઉતરવું. ધીમે રહીને પેલાનું જેમ જોર વધે તેમ નીચે ઊતરે, અધોગતિ. અને આત્માનો સ્વભાવ ધીમેધીમે ઊર્ધ્વગતિ ભણી અને આ પુદ્‌ગલ વેઈટ આવે એટલે નીચે ઉતારે.

**પ્રશ્નકર્તા :** પુદ્‌ગલ નીચે લઈ જાયને !

**દાદાશ્રી :** વેઈટી (વજનવાળું) પુદ્‌ગલ આવે છે. વેઈટી પુદ્‌ગલ આવે એ કેમનું ? આ પાપવાળું પુદ્‌ગલ, એ બધું વેઈટી કહેવાય. પુણ્યવાળું એ વેઈટી કહેવાય, પણ પુણ્યવાળું ઓછું વેઈટી કહેવાય.

નીચે ઊતારે, જેમ પાપ વધે તેમ નીચે ઊતરતો જાય. પાપ ઘટતાં જાય તેમ ઊંચે ચઢતો જાય. પુણ્ય વધતાં જાય તેમ ચઢતો જાય પછી પાપ-પુણ્ય બેઉ પૂરાં થાય ત્યારે પૂરું ચઢી રહ્યો કહેવાય.

**પ્રશ્નકર્તા :** હા, બરાબર. બન્ને ખલાસ થઈ જાય એટલે પતી ગયું.

**દાદાશ્રી :** હં, જ્યાં સુધી પાપમાં પ્રવૃતિ છે ત્યાં સુધી નીચે જશે. અત્યારે પાપ પ્રવૃતિ ચાલતી હશે ?

**પ્રશ્નકર્તા :** દાદા, એ જ ચાલે છે ને !

**દાદાશ્રી :** એનું ફળેય એ જ આવે ને ?

**પ્રશ્નકર્તા :** અધોગતિ થાય પછી.

**દાદાશ્રી :** એમાં કંઈ પોલીસવાળાને પૂછવા જવાનું હોય ?

## પુદ્‌ગલ, કોને આધીન ?

**પ્રશ્નકર્તા :** કર્મનો ભોગવટો આવે છે તેમાં તેનું નિષ્પક્ષપણું ને ?

ને તેય વ્યવસ્થિતને તાબે ને ?

**દાદાશ્રી :** હા, તે વ્યવસ્થિતને તાબે. પુદ્‌ગલની સત્તા પણ વ્યવસ્થિતને આધીન. પુદ્‌ગલની સ્વભાવિક સત્તા નથી.

**પ્રશ્નકર્તા :** પુદ્‌ગલની સત્તા તો ખરી ને ?

**દાદાશ્રી :** પુદ્‌ગલની સત્તા જ નથી, વ્યવસ્થિતને આધીન છે.

**પ્રશ્નકર્તા :** તો કર્મ જેવું ના રહ્યું ને ?

**દાદાશ્રી :** ખરી વાત છે, કર્મ જેવું છે જ નહીં.

**પ્રશ્નકર્તા :** તો તો પુણ્ય-પાપેય ના રહ્યું ને ?

**દાદાશ્રી :** 'હું કરું છું' એ આરોપિતભાવે કર્મ છે ને તેનાથી પુણ્ય-પાપ છે. કર્તાભાવ ગયો તો કર્મ ગયા.

**પ્રશ્નકર્તા :** પુદ્‌ગલની પરસત્તા ક્યાં સુધી હોય ?

**દાદાશ્રી :** પુદ્‌ગલની ? જ્યાં સુધી આપણે આ સ્વરૂપની બાઉન્ડ્રીમાં હોઈએ ત્યાં સુધી. આપણે આપણી બાઉન્ડ્રીમાં, તો પુદ્‌ગલની સત્તા બહાર ગઈ. બાઉન્ડ્રીની બહાર નીકળીએ ફોરેનમાં, એ બધી પુદ્‌ગલની સત્તા. ત્યાં પકડે એ, કેમ અમારી હદમાં આવ્યા ?

સર્વસ્વ કર્મો બધાં અહીંયાં ઓગળી જાય એવાં છે પણ એને એની ગેડ બેસવી જોઈએ.

**પ્રશ્નકર્તા :** આ જે બધાં પુદ્‌ગલ છે, તો એ પુદ્‌ગલો પરાધીન કોને છે ?

**દાદાશ્રી :** જેને અજંપો થતો હોય તેને. અજંપો ના થતો હોય તેને પરાધીનેય ક્યાં છે ?

**પ્રશ્નકર્તા :** એ તો ખરું. પણ કોને આધીન છે આ બધાં ?

**દાદાશ્રી :** સ્વભાવ દશામાં તો એ સ્વાધીન છે, પોતે પોતાને

આધીન છે અને વિભાવ દશામાં સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સને આધીન છે.

પુદ્ગલ પોતે જ સત્તાવાદી નથી, આત્મા સત્તાવાદી છે. વાણી આત્માને આધીન નથી. માટે તેને પરાધીન કહીએ છીએ. એટલે વ્યવસ્થિતને આધીન છે એમ કહેવા માંગીએ છીએ.

## એ છે સમ્યક્ ચારિત્ર !

પુદ્ગલ પરિણામ કોઈ અટકાવી શકતું નથી. જ્ઞાનીએ બેઠક કરી આપી તમને બેસાડ્યા, જ્ઞાન આપ્યું ને કહ્યું કે તમને વિઘ્નો નહીં આવે.

દેહ એ પુદ્ગલ પરિણામ છે ને મહીં સ્વપરિણામ છે. જગત આખું પુદ્ગલ પરિણામ છે.

આ દેહમાં ક્રોધ, હર્ષ, શોક બધું જ ભરેલું છે, પણ તેમાં આત્મા તન્મયાકાર ના થાય ને પુદ્ગલના દરેક સંયોગોને પરપરિણામ જાણ્યું, એને સમ્યક્ ચારિત્ર કહેવાય !

**પ્રશ્નકર્તા :** એમાં ઉપમા બહુ સરસ આપી છે કે નદી છે એમાં પાણી ક્ષણે ક્ષણે વહેતું જ હોય છે.

**દાદાશ્રી :** એ નદીની પેઠ જ કર્મના ઉદય વહ્યા કરે છે. બીજું કશું છે નહીં, કર્મના ઉદય છે અને ઉદય એટલે શું ? પરિણામ. ઉદય એટલે પરિણામ કહેવાય એને. નદી વહેતી જ છે. તે કોઝ નથી, પરિણામ છે એ. એટલે પરિણામને અને ચેતનને કશી લેવાદેવા નથી. કોઝિઝ અને પરિણામમાં ના હોય, એનું નામ ચેતન. કોઝિઝ અને પરિણામ બધાં પુદ્ગલના છે.

સર્જન કરવું તે તમારી સત્તા છે, વિસર્જન કરવું એ પુદ્ગલની સત્તા છે. માટે સર્જન કરો તે સવળું કરજો. તમારું સર્જન કરેલું, તે વિસર્જન કર્યા વિના પુદ્ગલ છોડે જ નહીં.

પરિણામનો વિચાર નહીં કરવાનો, એ આપણી સત્તાની વાત

નથી. જ્ઞાતા-દ્રષ્ટા એ આપણા પરિણામ અને આ અવળહવળ કરવું એ પુદ્‌ગલના પરિણામ. સત્તા નહીં ત્યાં હાથ ઘાલીએ તો શું કામનું ? કલેક્ટરની સત્તામાં કારકુન સાઈન કરે તો ? અરે, આખો દિવસ કારકુનને ભય રહ્યા કરે.

## રમણતા, પૌદ્‌ગલિક કે આત્મ ?

આ પૌદ્‌ગલિક રમણતાવાળું જગત છે ! એક ક્ષણ પણ આત્મા આરાધે, તેનો મોક્ષ થયા વગર રહે નહીં. અવસ્થાઓમાં તન્મયાકાર રહે તેનું નામ સંસાર. અવસ્થાઓમાં તન્મયાકાર એટલે પુદ્‌ગલ રમણતા. 'હું ચંદુભાઈ છું, હું વકીલ છું, આનો મામો છું, આનો સસરો છું, આનો ફૂઓ થઉં.' જો આખો દહાડો ! 'વેપારમાં આમ નફો છે, આમ નુકસાન છે' ગા-ગા કરે, એ બધું પુદ્‌ગલ રમણતા. જેમ સંસારીઓ ગાય તેવું ગાણું 'આમ કમાયો ને તેમ ગયો ને આ ખોટ ગઈ ને ફલાણું છે' ને માર તોફાન ! 'સવારમાં વહેલા ઊઠવાની ટેવ મારે. સવારમાં ઊઠતાંની સાથે બેડ ટી પીવી પડે. પછી પેલી ટી...' એનું બધું ગા-ગા કરેને તે જાણવું કે આ પુદ્‌ગલ રમણતા. જે અવસ્થા ઊભી થઈને તેની મહીં જ રમણતા. ઊંઘની અવસ્થામાં રમણતા, સ્વપ્ન અવસ્થામાં રમણતા. જાગ્રતમાં ચા પીવા બેઠો તો તેમાં તન્મયાકાર. ધંધા ઉપર ગયો તો ધંધામાં તન્મયાકાર. તેય તન્મયાકાર તો ફોરેનવાળા (સહજ પ્રકૃતિવાળા તેથી) રહે છે. આ પાછા આ તો તન્મયાકારેય નહીં. આ તો ઘેર હોય ત્યારે ધંધો, ધંધામાં તન્મયાકાર હોય જમતી વખતે. ત્યાં આગળ ધંધા ઉપર (ચિત્તમાં) જમવામાં તન્મયાકાર હોય. એટલી બધી આપણી અવળચંડાઈ ! અવળચંડા કહેવાય અને સ્વરૂપમાં તન્મયાકાર રહે તેનો મોક્ષ.

પુદ્‌ગલ ખાણું, પુદ્‌ગલ પીણું અને પુદ્‌ગલ રમણું છે. આ ત્રણ જ ચીજ જગતમાં બધાને છે. એનાં અનેક નામ આપ્યાં. ખાણું-પીણું એ બાબત 'લિમિટેડ' છે પણ રમણું 'અન્‌લિમિટેડ' છે. આખું જગત પુદ્‌ગલ રમણું કરે છે !

પુદ્‌ગલ રમણતા, પ્રાકૃત રમણતા અને એક પોતાની, આત્માની

રમણતા. પોતે પોતાની જ રમણતા. આ પુદ્ગલ રમણતાથી સંસાર ઊભો થાય અને આત્મરમણતાથી મોક્ષ થાય.

પુદ્ગલથી વિરામ પામવું તેનું નામ વિરતિ.

આ જ્ઞાન મળતાં સુધી પુદ્ગલને જ રમાડતાં'તાં. 'હું ચંદુભાઈ ને આ બધું મારું, આનો ધણી ને આનો બાપો ને આનો મામો.' શાસ્ત્રોય પુદ્ગલ કહેવાય. સાધુ-મહારાજો શાસ્ત્રોને રમાડ રમાડ કરે તેય પણ પુદ્ગલ રમકડાં જ કહેવાય. ત્યાં સુધી કોઈ દા'ડો આત્મરમણતા ઉત્પન્ન થાય નહીં. આત્માનો સ્વાદ ચાખ્યાં પછી આત્મ રમણતા હોય. અને પુદ્ગલ રમણતા એનું નામ જ સંસાર. કંઈ દા'ડો વળશે નહીં. તું ગમે તે હોય, એમાં ભગવાનને શું લેવાદેવા...? ભગવાનને પૂછે, 'રમણતા શી છે ?' ત્યારે કહે, 'પુદ્ગલ રમણતા.' ત્યારે કહે, 'સાહેબ, બધાં શાસ્ત્રોના જાણકાર છે.' 'તે અમારે વાંધો નથી, એ જાણ્યું છે તેનું ફળ મળશે. પણ રમણતા શું છે ?' ત્યારે કહે, 'પુદ્ગલ રમણતા.' એટલે સાધુ-આચાર્યો છે તે પુસ્તકો રમાડ રમાડ કરે, પછી માળા રમાડ રમાડ કરે. માળા તે ચેતન છે ? એ તો લાકડાની માળા. તો માર મીંડું ને કર ચોકડી.

અને આ લોકસંજ્ઞાથી પુસ્તકો વાંચે છે. શાસ્ત્રેય પુદ્ગલ છે. એ તો બધા સાધનોમાં એક સાધન છે. બધા સાધનો પુદ્ગલ છે. પુદ્ગલનાં સાધનથી આત્મા પ્રાપ્ત કરવાનો છે. પણ એ એક સાધન છે. અને સાધન તો, એનાથી કાર્ય થઈ ગયું એટલે એને છોડી દેવાનું. સાધન કાયમને માટે ના હોય. આપણું સાધ્ય પ્રાપ્ત થઈ જાય, એટલે સાધનો છોડી દેવાના. પણ આ તો સાધનોમાં જ કાયમ મઝા કરે છે. શોભે ખરું ? સાધનો તો સાધ્ય પ્રાપ્ત થવા માટે સાધનો છે. આ તો સાધનો જ બંધન થઈ પડ્યાં ! જે છૂટવાનાં સાધનો હતાં, તે બંધન થઈ પડે. થાય કે ના થાય એવું ? સાણસીથી આપણે કામ કરી લીધું, સાણસી બાજુએ મૂકી દેવાની.

કોઈ કંઈ કરતું હોય તેને આપણે ન કહી શકીએ કે તમે આ ન કરશો. કારણ કે દરેકનું પુદ્ગલ જુદું હોય છે. આપણને કહેવાનો

કશો અધિકાર જ નથી. હા, એટલું કહેવાનો અધિકાર છે કે તમે સ્વરૂપની રમણતા કરો છો કે પુદ્‌ગલની રમણતા કરો છો ? એવું પૂછાય. ત્યારે કહે, 'સ્વરૂપની રમણતા કરીએ છીએ.' તો બરોબર છે. શુદ્ધાત્માની રમણતા એ જ મુખ્ય વસ્તુ છે. અત્યાર સુધી આ પુદ્‌ગલની રમણતા હતી. આ બધું પુદ્‌ગલ જ કહેવાય ને ! જે રૂપે કહો, આમ રૂપે કહો કે તેમ રૂપે કહો, પણ બધા રૂપે બધું પુદ્‌ગલ જ છે. બધા જેટલા સાધન માર્ગે છે, એ બધા પૌદ્‌ગલિક રમણતામાં છે !

**પ્રશ્નકર્તા :** એટલે પુદ્‌ગલ જેવું પૂરણ કરેલું...

**દાદાશ્રી :** એવું જ ગલન થાય છે. સત્તરે ગુણ્યા'તા અને હવે કહે છે કે મારે ત્રણથી ભાગવું છે તો કેમ ભગાતું નથી ? અલ્યા મૂઆ, જેટલે ગુણ્યા'તા એનાથી જ ભાગ તો એ શેષ વગરનું આવે.

**પ્રશ્નકર્તા :** પણ આ ક્રિયાઓ તો નિઃશેષ થતી નથી ને ? કહો છો ને કે ક્રિયાઓ પુદ્‌ગલ કરે છે, તો એ હવે એને નિઃશેષ થવા માટે પાછું એવો ભાગાકાર કરવો પડે ?

**દાદાશ્રી :** પુદ્‌ગલ છે તે એ એવી રીતે જ બધું કાર્ય કરે છે. એમાં આ ડખલ કરે છે કે ના, સત્તરે શું કરવા ભાગે છે, ત્રણે ભાગ, પાંચે ભાગ.

**પ્રશ્નકર્તા :** નહીં તો આમ નિઃશેષ થવાનું હતું ?

**દાદાશ્રી :** હા, એની મેળે ચોખ્ખું જ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પણ આ ભાગાકાર કરે છે કે ગુણાકાર કરે છે એટલે વધે છે બીજું.

**દાદાશ્રી :** આ લોકો ડખલ કરતા હોયને તો ઉપર વાદળાં (આવરણ લાવ્યા) વગર હોય નહીં. વાદળાં લાવ લાવ જ કર્યા કરે, બારે મહિના. ઊલટું ડખલ નથી ત્યાં એટલુ સારું છે. નહીં તો આ લોકો જેમાં ને તેમાં મહીં ડખલ કર્યા કરે. અને આપણે આ (જ્ઞાન પછી) ડખલ નહીં ને, એટલે નિરાંત થઈ ગઈ.

## મરતું-જીવતું નથી કોઈ !

**પ્રશ્નકર્તા :** તો પુદ્ગલનીયે જાગૃતિ નથી, આત્માનીય નથી, તો પછી કોની કહેવાય ?

**દાદાશ્રી :** પુદ્ગલની જ. આ પુદ્ગલ લઢે છે, પુદ્ગલનું અતિક્રમણ છે, પુદ્ગલ ક્રમણ છે, પુદ્ગલ પૈણે છે, પુદ્ગલ રાંડે છે, પુદ્ગલ મરે છે, પુદ્ગલ જન્મે છે. પણ બહાર વાત આ ના બોલાય. અહીં વાત બોલાય. આ સાપેક્ષ વાત છે. બહાર તો તમે કહો છો, ત્યાં મારે એવું જ બોલવું પડે કે આત્મા જન્મે છે ને આત્મા મરે છે.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલ અતિક્રમણ કેવી રીતે કરે ?

**દાદાશ્રી :** એવું છે ને, પુદ્ગલ અતિક્રમણ એકલું ના કરે, આ જગત જ પુદ્ગલ ચલાવી રહ્યું છે. લઢાઈઓ જ પુદ્ગલ ચલાવી રહ્યું છે. આ બધું જ પુદ્ગલ ચલાવી રહ્યું છે. એ જ્ઞાનીઓની ભાષા બીજા લોકોને કેમ સમજમાં આવે ? જ્ઞાનીઓ જોઈને કહે છે, જ્યારે બીજાને પ્રતીતિમાં લાવવાનું છે.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલનું જે થયા કરે છે તે વ્યવસ્થિતના ધોરણે થયા કરે છે, પણ તે અતિક્રમણ કેવી રીતે કરી શકે ?

**દાદાશ્રી :** ક્રમણ કરી શકે અને અતિક્રમણ બધું જ એ જ કરે છે ને ત્યારે.

**પ્રશ્નકર્તા :** એ પુદ્ગલમાં આત્માનું ચેતન ભળે તો જ થાયને ?

**દાદાશ્રી :** એનું નામ જ પુદ્ગલ કહેવાય. આ જે પુદ્ગલ પરમાણુ છે ને, એ તો આપણે પુદ્ગલ કહીએ છીએ, એટલું જ છે. એ તો પરમાણુ જ છે. પણ મિશ્રચેતનને ભગવાને પુદ્ગલ કહ્યું છે. પુદ્ગલ એટલે શું, કે મિશ્રચેતન ચૈતન્યભાવથી ભરેલું તે, પૂરણ થયું એ બીજા અવતારમાં ગલન થાય છે. પાછું પૂરણથી ચાર્જ થાય છે ને ડિસ્ચાર્જથી ગલન થાય છે. અને અતિક્રમણ એ ગલન છે. પણ એ

અતિક્રમણ આત્મા થકી થયું હોય તો પૂરણ છે. સ્વપરિણતિથી થયું હોય તો પૂરણ છે. પરપરિણતિથી થયું હોય તો ગલન છે.

**પ્રશ્નકર્તા :** દાદા, આ ચંદુભાઈ કરે તો એમને તો રાગાદિ કશું હોય નહીં, તો પછી એમને અતિક્રમણ શું ને પ્રતિક્રમણ શું ?

**દાદાશ્રી :** રાગ-બાગ બધું ચંદુભાઈને જ છે.

તેથી જ અમારે અહીં આગળ આવે છે કે જ્ઞાનીઓની ભાષામાં કોઈ જીવતું-મરતું નથી. એવું આવ્યું ને ? 'જીવતો-મરતો કોઈ નથી જ્ઞાનીઓની ભાષામાં, પ્રતિષ્ઠિત આત્મા જીવે, ભ્રાંતિરસના સાંધામાં.'

અરે, દોષિત જ નથીને ! મને દોષિત કોઈ દેખાતું નથી. દોષિત છે જ નહીં. આ દોષિત ભેદ સ્વરૂપથી છે. ભેદબુદ્ધિથી દોષિત દેખાય છે.

જેની ભેદબુદ્ધિ ગઈ, તેને અભેદ દૃષ્ટિ ઉત્પન્ન થઈ. ત્યાં દોષિત જેવું કશું છે જ નહીં, પ્રેમ જ છે.

**પ્રશ્નકર્તા :** ખાઈએ છીએ ખાવાનું એ પુદ્‌ગલ અને પીવાનું એ પુદ્‌ગલ, બધું પુદ્‌ગલ ?

**દાદાશ્રી :** આ પુદ્‌ગલ બધું.

**પ્રશ્નકર્તા :** તો પછી આ શરીરેય પુદ્‌ગલ ? આ દવા ખાવી, એ બધી પુદ્‌ગલ ?

**દાદાશ્રી :** પુદ્‌ગલ.

**પ્રશ્નકર્તા :** તો પુદ્‌ગલને પુદ્‌ગલ સહાય કરે ?

**દાદાશ્રી :** હં. એક પુદ્‌ગલ બીજા પુદ્‌ગલને અથડાય, એટલે તૂટી જાય બધું પુદ્‌ગલ. એ સહાય કરે અને નુકસાનેય કરે, આત્મા તેવો નથી.

**પ્રશ્નકર્તા :** એ તો નિરાળો છે.

**દાદાશ્રી :** આ તો પુદ્ગલને આત્મા કહે છે. એટલી જ ભાંજગડ છે, બળી.

**પ્રશ્નકર્તા :** પણ આ બળ્યું પુદ્ગલ પણ પેલું ગજબનું પુદ્ગલ. આ પુદ્ગલથી પુદ્ગલને નુકસાન ઘણું થાય, તોફાનેય પુદ્ગલ કરાવે.

**દાદાશ્રી :** તે બધુંય કરાવે ને ! શાંતિય કરાવડાવે પાછું. જજમેન્ટેય એ આપે ને આરોપીય થાય, વકીલેય એ.

ભૂખ લગાડે છે પુદ્ગલ, ભૂખ મટાડે છે પુદ્ગલ. ભૂખને માટે બધું પકવે છેય પુદ્ગલ. રાંધી લાવે છે તેય પુદ્ગલ, વહેંચે છે તેય પુદ્ગલ, ખાય તેય પુદ્ગલ. બધી પુદ્ગલની બાજી છે. તેમાં 'હું'પણું કે 'હું કરું છું' એવું કહે એ ભ્રાંતિ. એ ચોંટી પડ્યો તેથી આ ફસામણ છે. આપણે કહીએ કે આ ભાવ ખોટો છે. બહાર નીકળી જા. પણ હવે લોકો શી રીતે નીકળે? જ્ઞાની વગર નીકળે નહીં. એનો રસ્તો, જાણકાર જોઈએને ? અને સ્વરૂપનું ભાન જોઈએ. સ્વરૂપના ભાન વગર નીકળે નહીં. એટલે ફસાયું છે બધું જગતેય. આઈ ફસ્યા ભઈ, આઈ ફસ્યા.

ચિંતા-કકળાટ થાય છે તેય પુદ્ગલને થાય છે, આત્માને થતા નથી.

**પ્રશ્નકર્તા :** આત્મા પૂરાઈ ગયો. એને છૂટવું છે હવે ?

**દાદાશ્રી :** એ પાછો મુક્ત જ છે. પણ એ ભાન થાય તો બધું સર્વસ્વ મુક્ત થાય. 'તમે' મુક્ત થઈ ગયાને હવે.

બધી પુદ્ગલની બાજી છે ! જ્ઞાનીઓની ભાષામાં કોઈ મરતું જ નથી અને લોકભાષામાં બધા લોક મર્યા જાય છે. ભ્રાંતિમાં એવું ભાસે છે.

ભ્રાંતિ એટલે આ હાથ આમ આંખે દબાઈ જાયને તો આ લાઈટ બે દેખાય. દેખાય કે ના દેખાય ? અલ્યા, બે નથી, એક જ છે. ત્યારે એ કહે છે, 'બે છેને.' આપણે કહીએ, 'એક છે.' તે ના માનતા હોય તો પછી આ હાથ આપણે ખેંચી લઈએને એટલે તરત એક જ દેખાય.

**પ્રશ્નકર્તા :** પુદ્‌ગલને માટે પુદ્‌ગલનું સેવન, જ્ઞાનીઓનેય પણ કરવું પડે છે, જ્યાં સુધી આ પુદ્‌ગલની હયાતી છે ત્યાં સુધી ?

**દાદાશ્રી :** જ્ઞાનીઓય શું કરે ? જ્ઞાનીઓનેય છૂટકો નહીં, કોઈને છૂટકો નહીં.

**પ્રશ્નકર્તા :** તો પછી આ પુદ્‌ગલની અંદરથી જે વસ્તુ પેદા થયેલી, એના સેવનથી જો આ પુદ્‌ગલ સારું થતું હોય તો, એનો ઉપયોગ કરવામાં વાંધો શું ?

**દાદાશ્રી :** પણ એ તો હાથમાં સત્તા નથી. એનો દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ છે. એટલે ચાલે નહીં. કાળ ભેગો થાય ત્યારે પાછું લોક કહેશે, 'આ તમને ઉધરસ કોણે કરી ?' ત્યારે કહે, 'ઉધરસ પુદ્‌ગલે કરી.' મટાડશે કોણ ? ત્યારે કહે, 'પુદ્‌ગલ મટાડશે.' દુઃખ કોને છે ? ત્યારે કહે, 'પુદ્‌ગલને.' પણ હવે એ એને પોતાને સમજાય નહીંને ! બૈરી જોડે મતભેદ પડે તે, એને બેઉને દુઃખ થાય. રાતે ઊંઘ ના આવે પાછી.

પુદ્‌ગલને પુદ્‌ગલ અથડાય છે. ચેતનને ચેતન કદી જ અથડાતું નથી.

## પિંડનું અંકગણિત !

જગતમાં ચાર વસ્તુ છે. સરવાળા-બાદબાકી એની મેળે જ થઈ રહે છે. કારણ કે પુદ્‌ગલનો સ્વભાવ છે. ગુણાકાર-ભાગાકાર પોતે કરે છે. તે શેષ વધે છે. મેર મૂઆ, નિઃશેષ ભાગાકાર કર તો ઉકેલ આવશે.

સરવાળો-બાદબાકી પુદ્‌ગલના છે. ગુણાકાર-ભાગાકાર (વ્યવહાર) આત્માના છે. રાગ ત્યાં ગુણાકાર, દ્વેષથી તેનો ભાગાકાર, ઊંચો થવું એ ગુણાકાર, નીચે થવું એ ભાગાકાર અને રાતે ઓઢીને યોજના કરે છે તે ગુણાકાર કરે છે. મેં પહેલાં ભાગાકાર કરવા માંડ્યો, તે નિઃશેષ ભાગાકાર કર્યો એટલે પૂરું થયું. ગુણાકાર ને ભાગાકાર તે ક્યારેય પુદ્‌ગલના હતા જ નહીં, તે (વ્યવહાર) આત્માના જ છે. હવે તમે કહો કે આ બરાબર નથી, આ તેમ નથી, એટલે આ વિશ્રસાના ગુણાકાર

થાય તે પ્રયોગસા. આ પ્રયોગસા થઈને પછી મિશ્રસા થાય. મિશ્રસામાંથી પાછા વિશ્રસામાં જાય. કારણ પરમાણુ એ પ્રયોગસા, રૂપક પરમાણુ એ મિશ્રસા. પછી ફળ આપીને વિશ્રસા નિરંતર થયા કરે પણ પ્રયોગસા થવાના બંધ થાય એટલે મિશ્રસા ઉત્પન્ન ન થાય, એટલે બધું બંધ થાય.

દેહને પોતાનું શરીર માને છે. આરોપિત ભાવ છે એટલે જગત અવાસ્તવિક દેખાય. એટલે તે ગુણાકાર કરે ને પાછો ભાગાકાર કર્યા કરે. પુદ્ગલના સ્વભાવિક પરમાણુ છે, પણ આત્માનો વિભાવિક સ્વભાવ છે. એટલે ગુણાકાર-ભાગાકાર, ભ્રાંત આત્માનો સ્વભાવ છે. ભાગાકારમાં જ ગુણાકારનું બીજ પડેલું છે ને ગુણાકારમાં ભાગાકારનું બીજ પડેલું છે. તેને આપણે ઘાલમેલ કહીએ છીએ. આ જગતમાં સરવાળા-બાદબાકી-ગુણાકાર ને ભાગાકાર એ ચાર જ વસ્તુ છે. મોટાભાગના જીવો ભ્રાંતિમાં છે. તે નર્યા ગુણાકાર જ કર્યા કરે છે. બે રકમનો ગુણાકાર કરીએ ને મળતો ન આવે તો તેનું શું કારણ? આ જગત આખું સાંસારિક સુખથી ભરેલું છે. ને તમને સુખ ન આવ્યું તો કંઈક ભૂલ રહી ગઈ છે, તેવી તમને સમજ ન પડે ?

સવારના પહોરમાં સંયોગોના સરવાળા થવા માંડ્યા. અમે કોઈ વસ્તુના ભિખારી નથી, છતાં વ્યવહારમાં અમારી પાસે ભિખારીપણું કરાવ્યું (ગુણાકાર) ને બેબીને કહ્યું કે જા બેન, સ્વેટર લઈ આવો. માગ્યું એ ગુણાકાર ને પહેર્યું એ સરવાળો થયો. તે જ આ સરવાળાની બાદબાકી થવાની તે કુદરતી છે એટલે હવે ગરમી લાગે છે. તે સ્વેટર કાઢી નાખવાનું મન થયું તે ભાગાકાર. પછી સ્વેટર કાઢી નાખ્યું તે બાદબાકી થઈ. તે બાદબાકી થઈ તે સંયોગી પુરાવા ઊભા ત્યારે અમે કાઢી નાખ્યું.

ફોરેનના લોકો કહે કે અહીંનાને પણ બધાને ગુણાકાર-ભાગાકાર-સરવાળા અને બાદબાકી આવડે કે ના આવડે ? દરેકને આવડે જ. આ જગતમાં આ ચાર જ વસ્તુ છે, પાંચમી કોઈ વસ્તુ છે જ નહીં. જે બીજી અનંત વસ્તુઓ તમને દેખાય છે તે ચાર વસ્તુઓમાંથી જ ઉત્પન્ન થયેલી છે. મૂઆ, લોક બીવડાવ બીવડાવ કરે છે. લુચ્ચાઈ ન કરીશ,

ચોરી ન કરીશ. મૂઆ, આ કહેનારો કોણ ? અને કરનારો કોણ ? આ ચાર વસ્તુનું સ્વરૂપ સમજી લ્યો. આખું જગત ભાગાકાર કરે છે. તે મીંડા ઉપર મીંડા ચઢાવે છે ને નીચે ઉતાર ઉતાર કરે છે. છતાં પાર નથી આવતો. અમારો ભાગાકાર તો નિઃશેષ થઈ ગયો છે. મીંડું-બીંડું અમારે ચઢાવવાનું કે ઉતારવાનું રહ્યું જ નથી.

આપણે હિમાલય ઉપર જઈએ ને બરફ પડતો હોય ને જતાં જતાં કોઈક જગ્યાએ બુદ્ધ ભગવાન જેવું પૂતળું દેખાય. બીજી જગ્યાએ બરફ પડ્યો હોય તે મહાદેવજીના દેરા જેવું દેખાય, ત્રીજી જગ્યાએ બરફમાં મહીં વોશ બેઝીન દેખાય. બરફ બધે સરખો ના પડે ? આ રાત્રે બરફ પડ્યો તે સરવાળો થયો અને સવારે સૂરજ ઊગે કે બધું ઓગળવા માંડે તે બાદબાકી થઈ. હવે બુદ્ધનું પૂતળું જોઈને બૂમો પડે કે અલ્યા, બુદ્ધની મૂર્તિ ! તે ગુણાકાર કર કર કરે ને લોકોને કહે કે અલ્યા, જુઓ પેણે બુદ્ધ ભગવાનનું પૂતળું છે. ત્યાં બધા જોવા જાય ત્યારે ઓગળી ગયું હોય, તે વખતે મહીં ભાવ બદલાયા, તે ભાગાકાર થયો. અમારો ભાગાકાર નિઃશેષ હોય. સમભાવે નિકાલ થાય તે નિઃશેષ ભાગાકાર કહેવાય.

જુઓને, હવે એ જૈન પુદ્‌ગલ, વળી આ વૈષ્ણવ પુદ્‌ગલ, એ બધા પાછા વાંધા ઊઠાવનારા હોય. એને ભગવાને કહ્યું કે આ પુદ્‌ગલ નડે છે તને. એટલે વાંધો ના ઉઠાવવો જોઈએ. જ્ઞાની ગમે ત્યાં દર્શન કરવા જાય તો વાંધો ના ઊઠવો જોઈએ. કારણ કે એમની પાસે તો એક જ રીત હોય, વીતરાગતા. કોઈ પક્ષમાંય ના હોય, કશાયમાં ના હોય. એમની પાસે તો એક જ રીત હોય કે ગુણાકાર થયેલું હોય તેને ભાગીને સમાન કરે અને ભાગાકાર થયેલું હોય એને ગુણીને સમાન કરે. સામસામી ગુણાકાર-ભાગાકાર બે કરી નાખે, એટલે સરખું કરી નાખે, સમાન કરી નાખે. અને જ્યારે જગતને શું ગમે ? ગુણાકાર એકલો જ ગમે. ભાગાકાર કેમ કર્યો, કહેશે. અને જ્ઞાની પુરુષનું તો સમાન જ કરવાનું કામ, વીતરાગતા !

જડ એવી જોમેટ્રી છે, તેના થિયરમમાં સૉલ્વ થાય છે, તો આ થિયરમ તારો સૉલ્વ નહીં થાય ? જડ તો વ્યવસ્થિત અવળું આપીને

જાય તો તે તમને જ્ઞાન આપીને જાય અને વ્યવસ્થિત સવળું આપીને જાય તો આપણને લહેર કરાવીને જાય. આપણને તો બન્નેવ બાજુનો લાભ જ છે.

ઓર્ગેનાઈઝિંગ પુદ્‌ગલનું છે ને કરામતેય પાછી પુદ્‌ગલની છે તો પછી તું શું કામ માથું મારે છે ? એમાં શું ડખો કરવાનો ? ડખો કરો તો ડખલ થઈ જાય. જો ઓર્ગેનાઈઝિંગ આપણું હોત તોય તે આપણો અભિપ્રાય કામનો. એટલે આમાં અભિપ્રાય વિલય થઈ જાય તો જ ઉકેલ આવે.

## ખાય પુદ્‌ગલ, પુદ્‌ગલને !

ક્રમિકમાં તો 'આ છોડો, તે છોડો', ત્યારે કહે, 'ભાઈ, શું કામ છોડાય છોડાય કરે છે, બા ? પુદ્‌ગલ પુદ્‌ગલને ખાય છે, એમાં તું શું કરવા વચ્ચે આડો આવું છું ?' મૂળ વાત જુદી જાતની છે.

**પ્રશ્નકર્તા :** ખરી વાત છે.

**દાદાશ્રી :** આ તો પુદ્‌ગલ પુદ્‌ગલને ખાય છે, આત્મા ખાતો નથી.

કોઈ છોકરાને સામે બહારવટિયા મળ્યા, તે કાન કાપે, નાક કાપે ને પછી શાક કરે તો શું થાય ? શું અસર થાય ? એ તો પુદ્‌ગલનું શાક કરે છે, ઓછા આત્માનું શાક કરે છે ?

પુદ્‌ગલ પુદ્‌ગલને ખાય તેમાં આત્મા ઉપર ઉપકારેય શું અને ના ઉપકારેય શું ?

લોકો જાણતા નથી, તેને તો જ્યાંથી સક્કરટેટી કાપે (પુદ્‌ગલ, દેહ, ફળ) ત્યાંથી આત્મા જ કપાય અને જે આત્માને જાણે છે તેને તો સક્કરટેટી જ્યાંથી કાપવી હોય ત્યાંથી કાપે. એને મસળવી હોય તોય મસળે, પણ આત્મા કપાવાનો નથી. જગત આખુંય સક્કરટેટી જ છે. દેવલોકોય ભોગવાઈ જાય. દેવીઓ ભોગવાઈ જાય છે. કેટલીક બુદ્ધિવાળી, કેટલીક બુદ્ધુ, કેટલીક અબુધ, એવી બધી જ સક્કરટેટીઓ જ છે !

શુદ્ધાત્મા જાણ્યો એટલે વિધિ કરીને, ભગવાનને બહાર બેસાડીએ ને પછી સક્કરટેટી છે ને, તેને ચપ્પુથી જ્યાંથી કાપવી હોય ત્યાંથી તું તારે કાપ. કાપનારોય સક્કરટેટી છે, કપાય છે તેય સક્કરટેટી છે.

ખાય પુદ્‌ગલ ને ખાલી અહંકાર કરે છે કે 'મેં ખાધું'. એને ખબર જ નથી કે બીજો કોઈ છે. આ તો પારકી પીડા 'પોતે' લઈ લે છે.

એમાં આવું કંઈક ગૂંગળામણ થઈ જાય, કંઈક વચ્ચે આડું આવી ગયું એટલે બંધકોષ થઈ જાય. આ બધું પુદ્‌ગલ જ છે. બિમારીનુંય પુદ્‌ગલ જ છે. પુદ્‌ગલને 'જુઓ', પુદ્‌ગલમય ના થાવ, 'જુઓ' કે શું થઈ રહ્યું છે. પણ હવે શી રીતે જુએ, એનો મોહ ઓછો થયા સિવાય? મોહ જ્યાં સુધી તૂટે નહીં, ત્યાં સુધી ભ્રાંતિ જાય નહીં. અમુક પ્રકારનો મોહ રહ્યો હોય ત્યારે આપણી પાસે ભેગો થાય. તે મોહ આપણે એને કાઢી આપીએ. એને મોહ ભસ્મીભૂત કરી આપીએ પછી 'જોવા'નું થાય એ. મોહ ભસ્મીભૂત થયા સિવાય તો કોઈ દહાડો જ્ઞાન ઊભું ના થાયને! વૈરાગ તો કેટલા દહાડા લાવશે ? વૈરાગ રહે નહીં.

**પ્રશ્નકર્તા :** પુદ્‌ગલની શક્તિ ખરી ?

**દાદાશ્રી :** પુદ્‌ગલનો સ્વભાવ પૂરણ-ગલન છે. પુદ્‌ગલને તાબે જો આ વાણીની શક્તિ કહીએ, પણ ત્યારે પુદ્‌ગલ જ બધું કરે. આ ભૂખ લાગે છે ત્યારે દેહ કશું કરે છે ? સંડાસ જવું હોય ત્યારે પુદ્‌ગલને તાબે પોતે (પુદ્‌ગલ) રહી શકે છે? પુદ્‌ગલની સત્તા નથી પણ તેનો પૂરણ-ગલન સ્વભાવ છે.

**પ્રશ્નકર્તા :** એ સમજાયું નહીં બરાબર, એ નિરંતર પરિવર્તન થયા કરવું એ સ્વભાવ ?

**દાદાશ્રી :** પરિવર્તન તો થયા જ કરે છે, આખું જગત.

**પ્રશ્નકર્તા :** જે એક પુદ્‌ગલનો સ્વભાવ છે, એ સર્વ પુદ્‌ગલનો સ્વભાવ છે ?

**દાદાશ્રી :** હા, તે એક જ પ્રકારનો સ્વભાવ બધા પુદ્ગલનો. ભૂખ લાગવી, તરસ લાગવી, લાગણીઓ ઉત્પન્ન થવી, ફલાણું થવું, થાક લાગવો, ગોરા થવું, ધોળા થવું, કાળા થવું, પીળા પડી જવું.

**પ્રશ્નકર્તા :** હા, બરાબર છે.

**દાદાશ્રી :** એક પુદ્ગલનો જે સ્વભાવ છે, બધાય પુદ્ગલનો સ્વભાવ એક જ, બધે જ એ સ્વભાવ છે.

જો પુદ્ગલ સત્તાધીશ હોત, વ્યવસ્થિત વગર, તો તો ભૂખ કોઈને લાગત નહીં, પણ તેવું નથી. પુદ્ગલ તેનાં સ્વભાવમાં જ કામ કરી રહ્યું છે.

**પ્રશ્નકર્તા :** ખાતી વખતે ખાવામાં કંટ્રોલ રહેતો નથી.

**દાદાશ્રી :** ખાતી વખતે ખા ખા કરે છે તે પુદ્ગલનો સ્વભાવ છે. તે પુદ્ગલ પુદ્ગલને ખેંચે છે. હમણાં પાંચસો જણ જમવા બેસે ને કોઈ એટીકેટવાળા સાહેબ હોય તો તેમને 'જમવા બેસો' કહીએ તો 'ના ના' કરે પણ પછી બેસે ને ભાત આવવાની વાર હોય તો દાળમાં હાથ ઘાલ્યા કરે, શાકમાં હાથ ઘાલ્યા કરે. કારણ કે એ પુદ્ગલનો સ્વભાવ છે.

માગે છે પુદ્ગલ, તોય તેમાં આરોપ કરે છે કે, 'મેં માંગ્યું', ખબરેય નથી એ તો પણ બીજું કોઈ માંગનારું છે જ નહીં ને એમાં, તપાસ કરતાં એવું જ લાગે છે ને ? એને તપાસ કરતાં શું લાગે ?

**પ્રશ્નકર્તા :** કશું જડે નહીં એને.

**દાદાશ્રી :** 'બીજું કોઈ છે જ ક્યાં ? હું જ છું ને', કહેશે. આ બધું માગે છે જ પુદ્ગલ.

**પ્રશ્નકર્તા :** ખોરાક-પાણી, બધું ?

**દાદાશ્રી :** બધી ચીજો નહાવા-ધોવાનુંય પુદ્ગલ માગે છે. દાતણેય કરવાનુંય પુદ્ગલ માગે છે.

ખાનાર દેહ છે. ખાનાર જાણતો નથી અને જાણનાર ખાતો નથી. ક્રિયા કરે એ પરતત્ત્વ અને જાણનાર સ્વતત્ત્વ છે ! લૂંટે છે ને લૂંટાય છે એ બેઉ અનાત્મા છે.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલમાં કોઈ ધરાયું નહીં.

**દાદાશ્રી :** એટલે ધરાયા એવું કોઈને થયેલું નહીં. ત્યાં પેલું પુદ્ગલેય થોડું ભિખારી તો રહેવાનું જ છે ને ! તો એના કરતા પહેલેથી જ ભિખારી કહી દઈએ તો શું ખોટું ? નિવેડો આવે ને, પાર આવે ને !

પુદ્ગલોનો ભવોભવ તિરસ્કાર કરેલો છે, તે જ તને નડે છે. આ જગતમાં એવી કોઈ ચીજ નથી કે જ્યાં બેઠા હોય ત્યાં બેઠા બેઠા ચીજો ન મળે, તેવો આત્માનો વૈભવ છે.

પુદ્ગલની કરામત તો એવી છે કે તમો જે વસ્તુને તરછોડશો, તે પછી ક્યારેય ભેગી ન થાય. આ ભવમાં તો કદાચ મળે પણ બીજા ભવમાં ન મળે.

લોકભાષામાં આ સારું, આ ખોટું કહેવાય છે ને ભગવાનની ભાષામાં એક જ કહેવાય છે, વસ્તુ એ વસ્તુ. પુદ્ગલ, પુદ્ગલના સ્વભાવમાં છે ને આત્મા, આત્માના સ્વભાવમાં છે.

પુદ્ગલનો સ્વભાવ કેવો ? ભેગું થવું, વિખરાવું, ભેગું થવું, વિખરાવું. ત્યારે લોક કહેશે, આ ઊડી ગયું બધું. પુદ્ગલને એવું કશું છે નહીં કે ઊડી જતું રહે. એ તો ઊડી જાય, ભેગું થાય, ઊડી જાય ને ભેગું થાય.

આ ચોખાને ગરમ કરીએ તો ચઢી જાય. એટલે લોક કહેશે, આ ચઢ્યા ને પેલા કાચા હતા, તે કકળાટ કર્યા કરે ને ડખા કર્યા કરે છે. પણ આ તો પહેલાંની પેલી ટેવ પડી ગઈ છે ને, 'આ સારું ને આ ખોટું, આવું થાય તો સારું ને આવું થાય તો ખોટું.' આવું સારું-ખોટું પુદ્ગલમાં છે જ નહીં કશું. પુદ્ગલ તો પુદ્ગલના સ્વભાવમાં જ છે.

પુદ્ગલ એનો સ્વભાવ છોડે નહીં. ચેતન એનો સ્વભાવ છોડે નહીં. પોત પોતાના સ્વભાવમાં રમે અને આ (અહંકાર) ડખો કરે. યે આમચા ને તે આમચા. યે આમચા ને તેય આમચા. અને બહારથી બૈરી પૈણી લાવ્યો, તેય આમચી. જો ઉપાધિ ઘાલી છે ને !

**પ્રશ્નકર્તા :** હમણાં દાદા, વધારે ચાલ્યું છે, બહુ ચાલ્યું છે આ.

**દાદાશ્રી :** વધારે છે, મમત્વ ટોપ ઉપર બેઠું છે અત્યારે. ત્યારે મારેય ખાયને એવો ! વ્યવહારમાં ચોક્કસ માણસ જોડે બેસનારા તમે, આ આજ અચોક્કસ કંપનીનું ધામ બેઠું છે આ !

## ધાર્મિક પુદ્ગલેય બને અટકણ !

**પ્રશ્નકર્તા :** ઑર્નામેન્ટલ માર્ગમાં (ધર્મમાં) કંઈક કરીએ છીએ એવો એક જાતનો આત્મસંતોષ રહે છે.

**દાદાશ્રી :** મિથ્યા સંતોષ અને એક જાતની શાંતિ રહે. જેમ કોઈ જગ્યાએ ડુંગર આમ દેખાવમાં બહુ સરસ હોય, તો કુદરતી ઑર્નામેન્ટલ હોય. તે ત્યાં આગળ મનમાં એમ થાય કે આ કેવું સુંદર દેખાય છે ! આ વાતાવરણ કેટલું સુંદર લાગે છે ! એવું કોઈ ઑર્નામેન્ટલ વાતાવરણ લાગ્યા કરે. એ બધી પૌદ્ગલિક મસ્તી, પુદ્ગલની મસ્તી બધી, બધા ઑર્નામેન્ટલ રસ્તા. લોકોનેય ગમે અને વિરોધાભાસ તદ્દન. અરે ભાઈ, અત્યાર સુધી હું ઉત્તરમાં ચાલતો હતો, હવે દક્ષિણમાં કેમ ચાલવાનું થયું ? ત્યારે કહે, 'એ તો રસ્તો જે બાજુ જતો હોય તે બાજુ જવાનું. ત્યારે એનો અર્થ શું છે ? ઉત્તરમાં ચાલ્યા પછી દક્ષિણમાં ચાલવાનું, એવો રસ્તો કોણે દેખાડ્યો ? ધારો કે રસ્તો બદલાય તોય પણ ઉત્તરથી પૂર્વ ભણી જાય અને તે નોર્થ-ઈસ્ટ બદલાય પાછો, એકલું ઈસ્ટમાં નહીં પણ નોર્થ-ઈસ્ટમાં જતો હોય. પણ સાઉથ-ઈસ્ટમાં તો ના જ જતો હોય ને ! એટલે બધી જાગૃતિ જોઈએ કે ના જોઈએ ?

**પ્રશ્નકર્તા :** તે બધી પુદ્ગલની મસ્તી છે ને ?

**દાદાશ્રી :** એ બધી પુદ્ગલની મસ્તી છે. સંસારના લોકો જે

મસ્તીમાં પડ્યા છે એ મસ્તી આની.

**પ્રશ્નકર્તા :** દાદા, આ પૌદ્‌ગલિક મસ્તીથી સંસાર વધેને ?

**દાદાશ્રી :** સંસાર વધે એટલું જ નહીં, અનંતો થાય.

**પ્રશ્નકર્તા :** અનંતો થાય, તો તો આ ગલે મેં ફાંસી જેવું. એ જાણે છે કે હું તો કાંઈક કરું છું પણ આ તો ઉપરથી ફાંસી આવી !

**દાદાશ્રી :** બેભાનપણે માર ખાય છે ને !

**પ્રશ્નકર્તા :** કૃપાળુદેવના પુસ્તકમાંથી 'જૈન પુદ્‌ગલભાવ ઓછો થયે આત્મધ્યાન પરિણમશે.' તે એમ કેમ કહે છે ? તે યથાર્થ કહે છે. જૈન લોકો એમ કહે છે કે પુદ્‌ગલભાવ ઓછો થશે તો...

**દાદાશ્રી :** એવું નથી કહેતા. 'હું જૈન છું, હું જૈન છું', એ કર્મ જ્યારે જશે ત્યારે આત્મધ્યાન પરિણમશે.

**પ્રશ્નકર્તા :** જૈન હોવાનો ભાવ એ જૈન પુદ્‌ગલભાવ ?

**દાદાશ્રી :** હા. એ રોગને, એટલે એ કર્મ ચોંટ્યાં ! વીતરાગોના ધર્મને કર્મ હોય નહીં, રિયલ ધર્મ. અને આ જૈન ધર્મ છે. જૈન ધર્મ તો રિલેટિવ ધર્મ છે. કૃપાળુદેવનું એક-એક વાક્ય વાંચવા જેવું છે. એક-એક વાક્ય સમજવા જેવું છે.

મૂર્તિયે ઉત્પન્ન થયેલી છે. ભગવાને ચાર નિક્ષેપો કહ્યા. નામ નિક્ષેપ, પછી આ સ્થાપના નિક્ષેપ. મૂર્તિયે દેખાય. પછી દ્રવ્ય નિક્ષેપ. દ્રવ્ય નિક્ષેપ એટલે જે ભરેલો માલ, જૈન હોય તે જૈનનો માલ ભરેલો હોય. તે પ્રતિક્રમણ-સામાયિક એવું કર્યા કરતો હોય. વૈષ્ણવ છે તે વળી, મૂર્તિને નવડાય નવડાય કરતો હોય. જેણે જે માલ ભરેલો હોય એ નીકળ્યા કરે. જૈન, જૈન પુદ્‌ગલમાં હોય, વૈષ્ણવ, વૈષ્ણવ પુદ્‌ગલમાં હોય. એ પુદ્‌ગલ જ્યારે એને બિલકુલ ખલાસ થઈ જશે, એ બંધનમાંથી રહિત થશે ત્યારે ઉકેલ આવશે. એ પુદ્‌ગલ હશે તો નવાં પુદ્‌ગલ ઊભાં થાય છે ને જૂનું છે તે નિર્જરે છે અને નવું બંધન થાય છે પાછું, નવો બંધ પડે છે.

વૈષ્ણવને વૈષ્ણવ પુદ્ગલ મોક્ષે ના જવા દે ને જૈનને જૈન પુદ્ગલ મોક્ષે ના જવા દે.

**પ્રશ્નકર્તા :** જૈન પુદ્ગલ અને વૈષ્ણવ પુદ્ગલ એટલે શું ?

**દાદાશ્રી :** જે આરાધ્યું તે, આરાધના કરી તે પુદ્ગલની જ કરી ને ! દર્શન કરવા ગયા, મહારાજને નમસ્કાર કરવા ગયા એ બધું પુદ્ગલને જ આરાધ્યુંને, એમાં આત્માને શું લેવાદેવા ? જેમાં પડ્યો તેનો કાટ લાગ્યા વગર રહે જ નહીં. પણ આ બધાં સ્ટેપીંગ છે. જૈન પુદ્ગલમાં માતાજીની ભક્તિવાળુ ડિસ્ચાર્જ તેમને ગમે નહીં. આમાં (વૈષ્ણવમાં) માતાજી ને બીજું જાતજાતનું હોય. આમાં બધું પુદ્ગલ જ છે ને ! જાત જાતના વાડા છે.

**પ્રશ્નકર્તા :** પછી આગળ 'જૈન પુદ્ગલ ભાવ ઓછો થયે આત્મધ્યાન પરિણમશે.' એમ કહે છે તે કેમ ? તે યથાર્થ કહે છે. પણ આ ક્રમ માર્ગનું છે ને ?

**દાદાશ્રી :** ના, ના, ક્રમ માર્ગનું નહીં, બધેય જૈન પુદ્ગલ ભાવ એટલે જે જૈન છે ને, તે આ બીજાં પુદ્ગલ છોડીને જૈનનાં પુદ્ગલ ગ્રહણ કર્યા કરે. વૈષ્ણવે વૈષ્ણવનાં પુદ્ગલ ગ્રહણ કરેલાં હોય. તે આ સામાયિકો કરતાં શીખ્યા હોય, બીજું કરતાં શીખ્યા હોય, બીજું બધું શીખ્યા હોયને, એ બધાં પુદ્ગલ ભાવો શીખ્યા હોય, એ બધા જૈન પુદ્ગલ પાછાં છોડવાં પડશે. એનાથીય બંધન છે.

જૈન પુદ્ગલ ભાવ કહેવાય એ. આ સ્થાનકવાસીને સ્થાનકવાસી પુદ્ગલ હોય, પુદ્ગલ ભાવ હોય. દેરાવાસીને દેરાવાસી પુદ્ગલ ભાવ હોય. આ વૈષ્ણવ પુદ્ગલ ભાવ તો આ ખાલી લાકડાનું ખોખું હોય ને તેવાં નરમ છે, પણ આ જૈન પુદ્ગલ ભાવ એ તો તાંબાનાં પતરાં જેવાં કઠણ છે. એટલે આ પુદ્ગલથી તો બહુ રખડવાનું છે. જૈન પુદ્ગલ તો જે છે તે તાંબાનું વાસણ છે, તૂટે નહીં. એ આવરણ તૂટે નહીં અને આ વૈષ્ણવનું પુદ્ગલ તો લાકડાનું ખોખું, એક દા'ડો સડી જઈને તૂટી જાય.

અત્યારે મોક્ષમાર્ગ જૈનોના માટે ખુલ્લો છે. ખરું જૈન પુદ્‌ગલ તો યથાર્થ જૈન હતા ને ત્યારે હતું. આ તો નામ જૈન છે. એટલે ખરું જૈન પુદ્‌ગલ નથી આ. એટલે આ તૂટે એવું છે પુદ્‌ગલ. નામ જૈન એટલે જૈનને ત્યાં જન્મ્યા માટે જૈન, અને પેલા સાચા જૈન, ભાવે જૈન નહીં, દ્રવ્યે જૈન અને આ તો જન્મ તો થયો એટલું, કોઈ (પૂર્વ ભવના) બ્રાહ્મણનો (આ ભવમાં) જૈનને ત્યાં જન્મ થાય અને એ જૈન થાય એથી કરીને ખરેખર જૈન કહેવાય નહીં. એટલે આ પુદ્‌ગલ તૂટી જાય, સુંવાળું પુદ્‌ગલ છે આ કાળમાં !

એટલે જૈન, વૈષ્ણવ એ બધી પૌદ્‌ગલિક માયા છે. એ માયામાંથી નીકળવાનું છે. આ સાધના કરતાં કરતાં, સાધનો એ જ માયા છે, એનાથી છૂટવાનું છે. જૈનના સાધુઓ ઉપદેશ આપે તો બીજા ધર્મના ઊઠીને ચાલતા થાય, ત્યારે જ્ઞાનીને એવું ના હોય.

વીતરાગ માર્ગ ને જૈન માર્ગમાં ઘણો ફેર. વીતરાગ માર્ગને એકુય પુદ્‌ગલ અડે નહીં ને જૈન માર્ગને જૈન પુદ્‌ગલ અડે. જૈન પુદ્‌ગલ છેવટે ખપાવવું પડે ને ! વીતરાગ માર્ગમાં તો જૈન, વૈષ્ણવ બધાનું કામ થાય. જૈનો (જ્ઞાન) સમજવામાં શૂરા પણ (આવરણો) ખપાવવામાં નબળા.

જૈન પુદ્‌ગલ ખપાવવું બહુ અઘરું છે. અમે જ્ઞાન આપ્યા પછી મહીં અવળું નીકળે તો જાણવું કે આ જૈન પુદ્‌ગલ ફૂટ્યું. જેમ દુકાનમાં દારૂખાનું ફૂટે તો શેઠ તેને જાણે કે દારૂખાનું ફૂટ્યું, હું ફૂટ્યો નથી. જ્યાં સુધી અજ્ઞાન છે ત્યાં સુધી દારૂખાનું ફૂટે કે પોતે ફૂટી જાય ?

જૈન પુદ્‌ગલભાવ જાય ત્યારે આત્મા પ્રાપ્ત થશે.

**પ્રશ્નકર્તા :** દાદા, હજુ ઘણા જણાને જ્ઞાન લીધા પછી પણ એ અટકણ રહ્યા કરે છે, કે આ કંદમૂળ શું કામ ખાતા હશે... એમાં ઉપયોગ કેમ નથી રહેતો ?

**દાદાશ્રી :** એને તીર્થંકર ભગવાને જૈન પુદ્‌ગલ કહ્યું છે. જૈન અટકણો લઈને આવ્યા છે. તે હજુ અટકણોમાં જ બેસી રહ્યા છે. વૈષ્ણવ હોય તેને વૈષ્ણવની અટકણ હોય, તેવી જૈનને ના હોય અને

જૈનને જૈનની અટકણ હોય. પણ તે અટકણો માત્ર પુદ્ગલ છે, આત્મા તેવો નથી. આત્મા અટકણોને જાણનાર છે કે આ અટકણ આવી. અને એવો આત્મા 'તમને' આપ્યો છે કે બધી અટકણોને જાણે એવો. બધી જાણી જાયને ?

**પ્રશ્નકર્તા :** બિલકુલ. રાત્રિ ભોજન અટકણ, કંદમૂળ અટકણ !

**દાદાશ્રી :** હા, એ બધા જૈનની અટકણ, ત્યાગીઓની અટકણ. આ બધા ત્યાગી મહારાજ જે લઈ ગયા ને જ્ઞાન, તેમને આવી અટકણો પાછી આવવાની. એટલે જુદી જુદી અટકણ હોય. અટકણને અને આપણે લેવાદેવા શું ? આપણે જોયા કરવાનું.

'એય દેરાસર ના જવાય.' એ વૈષ્ણવ પુદ્ગલ જ એવું હોય. વૈષ્ણવોને વૈષ્ણવ પુદ્ગલ ખપાવવાનું હોય, જૈનને જૈન પુદ્ગલ ખપાવવાનું હોય. કારણ કે મોક્ષમાં ત્યાં કોઈ પુદ્ગલ કામ લાગશે નહીં. એટલે બધું ખપાવી દેવાનું.

'સહજ સ્વરૂપે આ જીવની સ્થિતિ થવી તેને શ્રી વીતરાગ મોક્ષ કહે છે.'
- શ્રીમદ્ રાજચંદ્ર

અમારી સહજ સ્વરૂપે થઈ ગઈ છે અને તમારે સહજ સ્વરૂપ થવાનું છે. પણ તમારે પેલું પુદ્ગલ નડેને, જૈન પુદ્ગલ. તે જૈન પુદ્ગલને ખપાવવાં પડશે.

વૈષ્ણવને વૈષ્ણવ પુદ્ગલ હોય, જૈનને જૈન પુદ્ગલ હોય. એ બધાં ખપાવવાં પડશે. એ મારી પાસે સમજી લેશો એટલે ખપી જશે. 'સહજ સ્વરૂપે જીવની સ્થિતિ થવી' એટલે શું કે અહીં આગળ ગાતા હોય તે ઘડીએ ગાવું, ખાતા હોય તે ઘડીએ ખાવું, ઊઠતા હોય તો ઊઠવું, સૂવાનું થાય તો સૂઈ જવું, ડખો નહીં. ના પીવું હોય તો કહી દેવું કે 'ચા નથી પીવી.' પણ ડખો નહીં. 'મને આમ કેમ થાય છે?' એવું ના હોવું જોઈએ. તમને કેમ કરીને થાય? આત્માને કેમ કરીને કશું થાય?

ભાન તો તમને થઈ ગયું, લક્ષ બેઠું. જે થયું તેમાં ડખો ના કરો, તો તે સહજ સ્વરૂપની સ્થિતિ છે.

જૈનને જ્ઞાન થયા પછી મોક્ષે જતા શું નડે ? જૈન પુદ્ગલ નડે. જૈન ના હોય તો તેને ? ત્યારે કહે, જૈનેતર પુદ્ગલ. સાધુ-આચાર્ય હોય, તેમને કયું પુદ્ગલ નડે ? ત્યારે કહે, તેમને ત્યાગી પુદ્ગલ નડે. કયું પુદ્ગલ કઠણ ? ત્યારે કહે, ત્યાગી પુદ્ગલ. એથી કયું પુદ્ગલ સારું? ત્યારે કહે, જૈન પુદ્ગલ. એના કરતાં કયું સારું-નરમ ? ત્યારે કહે, જૈનેતર.

જ્ઞાન થયા પછી પુદ્ગલ નડે. તે ત્યાગીઓને આ પુદ્ગલ બહુ નડે છે. 'હું મહારાજ છું, હું ત્યાગી છું, હું સંયમી છું' આ બધો અહંકાર ભર્યોને ! પરમાણુ અહંકારવાળા બધાં જામી ગયા હવે. શું કરવું પડે એમને ? અત્યાર સુધી મેં અહંકાર કર્યા એ બધાં ખોટા છે, આમ ગા ગા કરે ત્યારે એ નીકળી જાય, પસ્તાવો કરે તો નીકળી જાય.

કોઈને કશું ભાંજગડ થાય, કોઈને અન્યાય થતો હોયને, તે ઘડીએ અમારું શૂરાતન ચઢી જાય. અમે જાણીએ કે અટકણ આવી આ. તે બધાં પુદ્ગલ કહેવાય. ક્ષત્રિય પુદ્ગલ, વૈશ્ય પુદ્ગલ, બધાં પજવે, બધાં હેરાન કરે. માન્યતાઓ હેરાન કરે.

## છે પુદ્ગલ તણી મસ્તી !

ભગવાનને આવડેય નહીં આ ખટપટ બધી. આ બધી નરી ખટપટ જ છે અને તે જડ તત્ત્વની ખટપટ છે, ભગવાન તો ભગવાન છે. જે મૂંઝાય એ માર્યો જાય. આમાં જ્ઞાની પુરુષ છોડાવી આપે. કારણ કે જે છૂટા થયા તે છોડાવી આપે.

આ બધી પુદ્ગલની રમત છે. ભણવું, ભણાવવું, પાસ થવું, ત્યાગ લેવો, આચાર્ય થવું, શિષ્ય થવું, બધી પુદ્ગલની રમત. પુદ્ગલની રમત એટલે સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ બધા ભેગા થાય ને કાર્ય થાય. તેની પર ભગવાન મૂંઝાયા છે કે આ બધું શું હશે ?

હું કાયમનો સુખિયો, મારે આ શું બધું ?

મહેનત કરવાવાળા મહેનત કરે છે અને સુપ્રિટેન્ડન્ટવાળા સુપ્રિટેન્ડન્ટ રહે છે. આ બધી કરામત પુદ્ગલની છે પણ મૂંઝવણ આત્માની છે. સંયોગોના દબાણથી મૂંઝામણ છે. સંયોગો ક્ષણે ક્ષણે બદલાયા કરે, પહેલા જાય ને બીજા આવે, પાર વગરના સંયોગો છે.

**પ્રશ્નકર્તા :** નોકરીમાં આપણા હાથ નીચેનો કોઈ નોકર કામ કરતો ના હોય, તો એને આપણે નોકરીમાંથી કાઢી મૂકીએ તો, એનો આપણને દોષ લાગે કે વ્યવસ્થિત કહેવાય ?

**દાદાશ્રી :** ના, એવું નહીં. દોષ શાનો ? આપણને દ્વેષ થાય તો દોષ લાગે. રાગ-દ્વેષ હોય તો દોષ લાગે. બીજી બધી કોઈ પણ ક્રિયા પુદ્ગલની મસ્તી છે. જો રાગ-દ્વેષ નથી તો તો પુદ્ગલ મસ્તી જ છે ખાલી. તે પુદ્ગલ સામસામી લડે છે. રાગ-દ્વેષ છે ત્યાં આગળ દોષ છે. એટલે આપણે જોઈ લેવું મહીં દ્વેષ છે એના તરફ કે કેમ ? એટલી તપાસ કરવી અને જ્ઞાન મળ્યા પછી દ્વેષ રહેતો નથી એ ચોક્કસ છે અને જો રહેતો હોય તો નોકરને આપણે છૂટો કર્યો કહેવાય, તો ગુનો આપણને લાગુ પડે. છતાં એ કયો ગુનો હોય ? પેલું ડિસ્ચાર્જ છે, તો ગુનો આપણને લાગુ થાય. પણ તે આ ડિસ્ચાર્જરૂપે ગુનો, લાંબો ગુનો નહીં. રાગ-દ્વેષ થાય તો જ ગુનો છે, નહીં તો ગુનો નથી. કોઈ પણ ક્રિયા કરો અને રાગ-દ્વેષ થાય તો ગુનો છે. કોઈ પણ ખોટી-ખરાબ ક્રિયા દ્વેષ વગર થાય જ નહીં. સારી ક્રિયા રાગથી થાય. આ જ્ઞાન લીધા પછી એ ક્રિયા જુદી પડે.

**પ્રશ્નકર્તા :** કરનારો જ આખો જુદો થઈ ગયો !

**દાદાશ્રી :** અને સહેજ દ્વેષ થાય, તો વેર બાંધે આમ. સહેજ દ્વેષ ઉઘાડો જ દેખાય આપણને. આમને કંઈ દ્વેષ છે, નહીં તો આટલું બધું આમ આ ના થાય, ઓપન ફેક્ટ દેખાય. આ તો બધાં એનાં લક્ષણો તો દેખાયને ! કોઈ પણ વસ્તુ હોય એનાં લક્ષણ તો હોવાં જોઈએને ? એટલે તમે દ્વેષ સાથે નોકરને કાઢ્યો નથી ને ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** તો વાંધો નથી. ના કામ કરતો હોય, અને વ્યવહાર છે ને બધો આ. એમાં આ કાઢનારો જુદો ને તમે જુદા છો. કાઢનાર જુદો નહીં ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એ પુદ્ગલ મસ્તી કહેવાય. પુદ્ગલ સામસામી ટકરાય, વઢે, લઢે તેને જુએ એ જ્ઞાતા, એ આત્મા. અને તે રૂપ થાય, તેમાં પ્રવેશી ગયો તો માર પડ્યો. પ્રવેશ ક્યારે થાય ? એ બહુ જ ભરાઈ ગયેલું હોય એની જોડે, એ વિચારો જોડે વણાઈ ગયેલો હોય ભેગો, ત્યારે એ થઈ જાય. તે છૂટું પડી જાય તો કશો વાંધો નહીં. પણ થઈ જાય પછી તમારે ચંદુભાઈને કહેવું, 'પ્રતિક્રમણ કરો. એ ભાઈને તમે કાઢી મેલ્યો, માટે એનો પસ્તાવો કરો. ઉકેલ લાવો.' ભલે દ્વેષ ના આવ્યો હોય તોય કહેવું ખરું. એમાં ચોખ્ખું થઈ જાયને ! કપડું ધોયું ત્યારે થોડું પેલું એમાં ટીનોપોલ નાખે છે ને, તે આપણે ત્યાં મફત છે ટીનોપોલ અને પેલું બજારમાંથી વેચાતું લાવવું પડે.

**પ્રશ્નકર્તા :** 'સહુમાં જોઈ શુદ્ધાત્મા અને પુદ્ગલ તણી કુસ્તી, ફક્ત છે આત્મવત્ દ્રષ્ટા, હો વંદન ચૌદ લોકધણી.'

**દાદાશ્રી :** આ બધી પુદ્ગલની કુસ્તી છે. આખું જગત પુદ્ગલની કુસ્તી છે. તે કુસ્તીમાં કોઈ હાથ ઊંચો કરતો હોય, કોઈ હાથ આપણને માથામાં મારતો હોય, બધી કુસ્તી જ છે. આપણને મારતો હોય તેય કુસ્તી છે.

બધી જ પુદ્ગલની બાજી છે. ભગવાનનો તો એક જ શુદ્ધ ઉપયોગ છે. આ સંસારમાં ઉપયોગ ન મૂકીએ તોય ચાલે, પણ સમજે શી રીતે ?

આ સારું-ખોટું દેખાય છે, તે પુદ્ગલની વિભાવિક અવસ્થા છે. એને જુદું પાડશો નહીં કે આ સારું કે આ ખોટું. દ્વંદ્વવાળાઓએ જુદું

પાડ્યું બધું. એ વિકલ્પો છે. નિર્વિકલ્પીને સારું-ખોટું, બન્ને વિભાવિક અવસ્થા દેખાય.

ગમતું-ના ગમતું, સારું-ખોટું, નફો-તોટો, આ બધાં દ્વંદ્વ કોણે ઊભાં કર્યાં ? સમાજે. ભગવાનને ઘેર દ્વંદ્વ નથી. આ બાજુ અનાજ હોય ને આ બાજુ સંડાસ હોય તો ભગવાનની દૃષ્ટિમાં બન્ને 'મટિરિયલ' છે. આને ભગવાન શું કહે ? 'ઓલ આર મટિરિયલ્સ'. (આ બધું પુદ્‌ગલ જ છે.)

## સિવાય આત્મા, બધું પુદ્‌ગલાધીન !

પુદ્‌ગલ છે તે ડખો કરે છે, વઢંવઢા કરે છે, આત્માને કશુંય નહીં. આ જ્ઞાન મળ્યા પછી સમજાય કે આત્મા વીતરાગ છે, તો આ પુદ્‌ગલ વઢંવઢા કેમ કરે છે ? તે આપણું ધારેલું નથી કરતો, ઈચ્છા હોય તોય કરે નહીં. થાય છે ને એવું ? શાથી ? આ પુદ્‌ગલ એટલે પૂર્વકર્મનો ઉદય, બસ ઉદયનું પોટલું છે આ, એવો કંઈક ઉદય આવે ને પ્રગટ થાય, ઉદય આવે ને પ્રગટ થાય, એમાં પેલો અજ્ઞાની માણસ અહંકાર કરે કે હું કરું છું આ. એ કરતો નથી, આ કર્મ કર્યા કરે છે. આ શરીર-બરીર એના ઉદયને આધીન બધું. એટલે હાથ-બાથ બધું ચલાવવાનું એના આધીન. બુદ્ધિ, મન-બન બધુંય પુદ્‌ગલને આધીન. એક અહંકાર એય એના આધીન છે, પણ બીજો નવો અહંકાર એ પાછો ઊભો કરે છે, કે આ 'હું કરું છું.' એ એને લાગે છે, તે ભ્રાંતિ છે. એનાથી કર્મ બંધાય છે અને પછી એ કર્મથી પછી દુનિયા ચાલે છે. એ અમે જ્ઞાન આપ્યા પછી એ કર્તાપણાનો અહંકાર તરત નીકળી જાય, પછી ભોક્તાપણાનો અહંકાર રહે. એટલે આ લઢવાડ કોણ કરે છે ? આ પુદ્‌ગલ કરે છે. તેને આપણે 'જોયા' કરવાનું છે. આ ને આ, બે પુદ્‌ગલ શું કરે છે, મારંમારા કરે છે કે શું કરે છે, એ આપણે જોયા કરવું બન્નેવ. નહીં તો બીજાં કર્મ બંધાય પાછાં.

**પ્રશ્નકર્તા :** બધા પુદ્‌ગલ પરમાણુને ક્લિયર કરવા પડશેને, ત્યારે મોક્ષ થશેને ?

**દાદાશ્રી :** એ તો થઈ જ જાય. આપણે શુદ્ધ થઈને આપણા

ઘરમાં બેસી જઈએ એટલે પેલું ક્લિયર થઈ જાય એની મેળે. પેલું કરવા જઈએ ત્યારે ના થાય. બારણા વાસીને બેઠા એટલે પછી એની મેળે બહાર જયા કરે, વાવાઝોડું બંધ થઈને સવારમાં ટાઢું પડી ગયું હોય બધું. એમાં ભાગ લીધો કે બગડ્યું. એટલે આપણે કશું કરવાનું ના હોય. જેમ મરવા માટે કશું કરવું ના પડે એવું. કશું જ કરવું ના પડે. આપણા ઘરમાં સૂઈ ગયા હોય તો પછી નિકાલ થઈ ગયો.

ઈફેક્ટમાં હાથ ઘાલવો નહીં. દેહ તો, મન-વચન-કાયા તો ઈફેક્ટ છે ખાલી, એમાં શું કરવાનું ? એટલે કશું કરવાની જરૂર જ નથી ને!

## આત્મા માન્યો પુદ્ગલને !

વૈભવ હોય છતાં ઈન્ટરેસ્ટ ના હોય. વૈભવ તો પુદ્ગલનો હોય, એ કંઈ આત્માને હોતો હશે ? પુદ્ગલની જાહોજલાલી હોય, તોય પોતે પુદ્ગલમાં પેસે નહીં. જુઓને આ છે પુદ્ગલ, છતાંય લોકોનો જીવ એમાં હોય. મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર એમાં હોય. અને કેટલાકને (જ્ઞાન દશા પછી) એમાં કશું હોય નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, એ કયા કારણથી પુદ્ગલમાં જીવ ખેંચાતો હશે ?

**દાદાશ્રી :** એ પોતે પોતાની જાતને પુદ્ગલ માને છે. 'આ ચંદુભાઈ હું જ છું ' એટલે પછી પુદ્ગલ ઊંધું પેસે મહીં. પોતે પુદ્ગલ છે અને પોતે જાણે કે આ જ છું.

**પ્રશ્નકર્તા :** આ નથી પોતે અને છતાંય પોતાની જાતને એ પુદ્ગલ માને છે, તો એની પાછળ કયું કારણ ?

**દાદાશ્રી :** પુદ્ગલ માનતો નથી એ પોતાની જાતને, એ તો 'હું આત્મા જ છું' એવું કહે છે પણ પુદ્ગલને આત્મા કહે છે. એ કાયદેસર રીતે કોને આત્મા કહે છે ? આ પુદ્ગલને. આત્માને આત્મા કહે તો તો કલ્યાણ થઈ ગયું !

**પ્રશ્નકર્તા :** હા, પણ એ પુદ્ગલને આત્મા કેમ કહે છે ?

**દાદાશ્રી :** લોકો કહે એટલે. લોકો કહે છે ને કે તમે જૈન છો, તો તમે પછી માની લીધું કે હું જૈન છું. લોકો કહે કે આ બેનના ધણી, તો એ જ માની લીધું કે હું ધણી. 'હું આત્મા છું' એવું નથી કહેતા ને ? આ 'હું ધણી છું' એમ કહે છે ને ? માટે એ માન્યતા દૃઢ થઈ ગઈ. એને રોંગ બિલીફ કહીએ છીએ અમે. આ એને સાયકોલોજી થઈ ગઈ છે. અમે રોંગ બિલીફને તોડી નાખીએ બસ, ફ્રેકચર કરી નાખીએ. આત્મા તો આમાં પુદ્‌ગલમાં જતોય નથી અને પુદ્‌ગલ આત્મા થતુંય નથી, ખાલી માન્યતા જ. એટલે અમે કહીએ છીએ કે આ ધોકડામાં ચેતન છે જ નહીં. આ જે કાર્ય કરી રહ્યું છે એ ધોકડું એમાં ચેતન જેવી વસ્તુ જ નથી. પણ એ બહાર કહેવા જેવી વસ્તુ નહોય. પબ્લિક આખું એમ જ કહે કે હું જ છું આ, હું જ ચેતન છું. ચેતન નથી છતાં ખાય છે, પીવે છે, શાસ્ત્રો વાંચે છે, શાસ્ત્ર લોકોને શીખવાડે છે. ચેતન નહીં હોવા છતાં બધી જ જાતનું કામ ચેતન જેવું કરે.

## દેહ, પડછાયા સમ !

દેહ તો પડછાયાની જેમ ઊભો થાય છે. પડછાયાને આપણે આમ આમ કરીએ કે (હાથના ઈશારાથી) જતો રહે, જતો રહે, ત્યારે એ શું કરે ? એ પડછાયો એવું કરે કે જતો રહે ? અલ્યા, હું કરું છું, તું શું કરવા ચાળા પાડું છું ? એટલે આ દેહ પડછાયાની પેઠ વળગ્યો છે. પુદ્‌ગલની છબી છે આ. ભ્રાંતિથી આપણે માન્યું છે કે આ હું જ છું, તેથી ચેતન જેવો દેખાય છે. પણ જ્યારે બપોરના બાર વાગેને, ત્યારે આપણે પડછાયો ખોળવા જઈએ તો દેખાય નહીં. જડે નહીં કોઈ જગ્યાએ. અલ્યા, પડછાયો કંઈ ગયો ? ત્યારે કહે, સમાઈ ગયો. ઉપર બાર વાગેને, એટલે સમભાવમાં આવ્યો સૂર્ય. તેમ આ આત્મા સમતામાં આવે, તે પેલું ઊડી ગયું, હડહડાટ. સમતામાં આવ્યો કે ઊડી ગયું.

પોતાના ચેનચાળા પોતાને કડવા લાગે છે પણ તે પુદ્‌ગલના છે ને અભિપ્રાય બુદ્ધિનો છે, પણ તે પોતાના જ ભરેલા છે.

પુદ્‌ગલ જોડે એકતા કરી એટલે પુદ્‌ગલ વિનાશી છે તો 'આપણે'ય

વિનાશી થવું પડે. 'પોતે' જો પુદ્ગલથી જુદો રહે તો અવિનાશી છે, પોતાનું અમરત્વ માલૂમ પડી જાય. કર્તાપણાના ભાનથી પુદ્ગલ જોડે એકતા થઈ જાય છે.

'માય' એ બધું પુદ્ગલ છે, આખુંય પુદ્ગલ છે. વ્યવહારથી બોલવું પડે કે મારો કોટ છે, મારું આ છે. બધું વ્યવહારમાં બોલવું પડે 'માય' પણ પોતાનું (રિયલમાં) કરીએ નહીં તેને કશું અડે નહીંને ! બોલવામાં વાંધો નથી પણ મહીં પોતાનું (રિયલમાં) નક્કી કરી લઈએ તો, પણ વ્યવહારથી તો બોલવું પડેને ? પોલીસવાળો કહે કે આ ઘર કોનું ? ત્યારે કહીએ, 'અમારું ઘર છે', પણ મહીંથી અમારું ના હોય.

આ બધી જ પુદ્ગલની અસર છે. જો સહેજ પણ આપણા આનંદને, નિરાકુળતાને હલાવે તો એ પુદ્ગલની અસર છે, ઈફેક્ટ છે, બીજું કશું છે નહીં. પુદ્ગલની ઈફેક્ટ પોતા ઉપર લઈ લીધી છે કે મને થયું આ.

પુદ્ગલ ઈફેક્ટિવ સ્વભાવનું છે. બે જાતની ઈફેક્ટો આપે. એક શાતા આપે, બીજું અશાતા આપે. એ બે ઈફેક્ટો એને છે કાયમને માટે, એ ઈફેક્ટ આપણે અડવા ના દઈએ. શાતાય ના અડવા દઈએ ને અશાતાય ના અડવા દઈએ, એ આપણો સ્વભાવ. અમે મોઢે બોલીએ ખરા, બધાને જરા એન્કરેજમેન્ટ રહે એટલા માટે. 'ઓહોહો ! તું તો સરસ મોટો થયો છું', એવું બોલીએ ખરા, પણ અંદર અમારા મનમાં ના હોય એવું. કરનાર માણસ અપેક્ષા રાખે છે, એ અપેક્ષા પૂરી કરીએ.

જ્યાં સ્વામીપણાનો અભાવ થયો એટલે સ્વનો સ્વામી થયો. આ દેહનો સ્વામી હું નહોય એનો તમને અનુભવ થઈ ગયો ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આ મનનો સ્વામી હું નહોય એનો અનુભવ થઈ ગયો ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એમ કરતાં કરતાં સ્વસ્વામીપણાનો અનુભવ થાય. જેટલો પુદ્ગલના સ્વામીપણાનો અભાવ તેટલો જ સ્વસ્વામીપણાનો અનુભવ.

વર્તનને અને જ્ઞાનને કંઈ લેવાદેવા નથી. જ્ઞાન જ્ઞાનના સ્વભાવમાં છે ને વર્તન પુદ્ગલનું છે. વર્તન શુભ હોય કે અશુભ હોય, શુદ્ધ ના હોય.

જે પુદ્ગલનો સ્વભાવ છે, તેને પોતે મારું માન્યું ને ત્યાં જ મુકામ કરી બેઠો છે, તે ક્યારે ઊકેલ આવે ?

## વ્યથિત કોણ ? જાણનાર કોણ ?

**પ્રશ્નકર્તા :** પુદ્ગલને સુખ અને દુઃખની ઈફેક્ટ થતી હોય, ચંદુભાઈ રડતા હોય અને હું ચંદુભાઈને જોતો હોઉં, તો એ અનુભવથી જુદા કહેવાય કે શબ્દથી જુદા કહેવાય ?

**દાદાશ્રી :** અનુભવથી. ચંદુભાઈને અસર થાય એ કચાશ છે. મંદતા જે છે ચંદુભાઈની ને તે ડિસ્ચાર્જ રૂપે છે અને ડિસ્ચાર્જ તો કોઈને છૂટકો જ ના થાય ને !

ભગવાન મહાવીરને અહીં બરૂ પેસી ગયું હતું. તે મોઢા પર એ જે છ-આઠ મહિના રહ્યું, તે મોઢા ઉપર શું રહેતું હશે ભગવાનને ? વ્યથિત રહેતા હતા.

**પ્રશ્નકર્તા :** દર્દ થાય એટલે વ્યથિત રહે ને !

**દાદાશ્રી :** તેથી કંઈ કર્મ ચોંટી પડ્યું ? અને તોય ઉકેલ આવ્યો. નિવારણ થઈ ગયું એમને. કંઈ ચોંટી પડ્યું નથી વ્યથિત થવાથી. કારણ કે પોતે વ્યથિત નથી, દેહ વ્યથિત છે. એવી રીતે તમે પોતે ક્રોધ-માન-માયા-લોભ કષાયમાં નથી, એ આ પુદ્ગલ છે. પુદ્ગલનો તો નિવેડો આવી જાય છે. એનો નિકાલ થવો જ જોઈએ. એનાથી કંટાળવાનું ના હોવું જોઈએ.

આપણે ગ્રાહક શેના છીએ, એટલું જોવું. શેના ગ્રાહક છીએ ?

**પ્રશ્નકર્તા :** આત્માના.

**દાદાશ્રી :** હા, શુદ્ધાત્માના ગ્રાહક. તેમ છતાં પુદ્‌ગલ જોવામાં વાંધો નથી. પુદ્‌ગલ એટલે પુદ્‌ગલ.

## મહાવીરે ભાળ્યાં એક પુદ્‌ગલ !

બબ્બે હજાર વર્ષથી સાધુ-સંન્યાસીઓ, આચાર્યો કહેતા આવ્યા છે. સાપ હોય તેનો કણો ઈંડામાંથી નીકળે છે ને તેને આંગળી અડાડો તો તરત ફેણ માંડે. હજી તો સાપના સંસ્કાર પણ નથી જોયા, તેમ આ ઈન્દ્રિયો ફેણ માંડે છે તે ઈન્દ્રિયોનો સ્વભાવ છે. આપણે કહીએ કે નથી સાંભળવું તો સંભળાઈ જાય, ના જોવું હોય તોય જોવાઈ જાય. તે તેનો સ્વભાવ છે. હવે આ ઈન્દ્રિયો પુદ્‌ગલ છે, પરમાણુઓની બનેલી છે. પૂરણ-ગલન છે, આત્માની કોઈ ચીજ નથી. તે ખરેખર ભોગવતો નથી. ઈન્દ્રિયો ભોગવે છે પણ 'પોતે' માને છે કે 'હું ભોગવું છું', તેવો અહંકાર કરે છે અને વિકલ્પ કરે છે કે 'મેં ભોગવ્યું. દુઃખો પણ મેં ભોગવ્યાં, મને પડ્યાં.'

તેથી દુઃખ આત્મા નથી ભોગવતો, ઈન્દ્રિયો ભોગવે છે. પણ આ 'હું છું' તેની આંટી પડી ગઈ છે. એક માણસ ખોળી લાવો કે જેણે એક પણ ઈન્દ્રિય જીતી હોય !

પૌદ્‌ગલિક રીતે કોઈ જિતેન્દ્રિય જિન થયેલો નહીં. એ 'જ્ઞાન' થાય તો જ જિતેન્દ્રિય જિન થાય. અજ્ઞાન હોય ને ઈન્દ્રિય જીતે એ બને નહીં. કારણ કે ઈન્દ્રિયો પૂરણ-ગલન સ્વભાવની છે. એકને જીતે ત્યારે બીજી ફાટે.

અતીન્દ્રિય પ્રત્યક્ષ આત્માની કળા છે. ઈન્દ્રિય પ્રત્યક્ષ સર્વાંગ પુદ્‌ગલની કળા છે. આ અમારું કથિત કેવળજ્ઞાન છે.

આ જગતમાં પુદ્‌ગલ એકલું જ્ઞેય છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞેયો બધાં પૌદ્‌ગલિક સ્વરૂપે હોય ?

**દાદાશ્રી :** હા, પરમાણુ સ્વરૂપે ના હોય પણ સ્કંધ રૂપે હોય. જે પૂરણ-ગલન થયેલું હોય એ જ્ઞેય છે. પૂરણ થયેલું ના દેખાય ત્યારે ગલન થયેલું અવશ્ય દેખાય. પુદ્‌ગલ એટલે જે પૂરણ થયેલું છે, એ ગલન શી રીતે થયું, એટલું જોયા કરે.

છેવટે ભગવાન મહાવીરે શું જોયું ? ગાંડો દેખાય, ડાહ્યો દેખાય, ચોર, લુચ્ચો કે લબાડ દેખાય, વેશ્યા કે સતી દેખાય, તે બધામાં એક જ પુદ્‌ગલ જોયું. જેમ સોનાના જાત જાતના અને ભાત ભાતના દાગીના હોય તે ન જોતા એક માત્ર સોનું જ બધામાં જુએ તેમ આ 'માણસ'માં 'તેની' 'પ્રકૃતિ' કશું જ ન જોતાં, બધા જ એક માત્ર પુદ્‌ગલ છે તેમ જોવાનું છે. એથી આગળ તો આ જ પોતાનાં પુદ્‌ગલમાં જોવાનું, બીજાના પુદ્‌ગલોને નહીં જોવાનું. તને હજુ સિનેમા-બિનેમા જોવાનું ગમે ખરું ? જતો નથી ?

**પ્રશ્નકર્તા :** ઘણા વર્ષથી નથી ગયો.

**દાદાશ્રી :** ત્યારે સારું. આ બધી જાત જાતની સિનસિનેરી હોય છે ને, એ બધું જોવાનું ગમે છે ત્યાં સુધી તો બધું એ, અને સ્ત્રી ગમવી-ના ગમવી બધું સરખું જ છે. જેને બહાર કશું ગમે જ નહીં જોવાનું, મહીં જ જોવાનું ગમે બધું એ જ શુદ્ધાત્મા.

ભોજનાલય ને શૌચાલય, પૂરણ-ગલન ને શુદ્ધાત્મા, આ પાંચ વસ્તુ છે. એમાં સ્ત્રી વેદ છે જ કંઈ ? તમે ઓળખો કે નહીં સ્ત્રી તરીકે આ ? આ સ્ત્રી છે એવું જાણો ને કે ભૂલી જવાય છે ?

**પ્રશ્નકર્તા :** ના ભૂલાય.

**દાદાશ્રી :** ના ભૂલાય, નહીં ? ત્યાર તો પછી આત્મા એટલો છેટો રહે ને !

## શુદ્ધાત્મા સિવાય બધું પુદ્‌ગલ !

**પ્રશ્નકર્તા :** દાદાના તરફથી જે બધી ક્રિયા મને સમજાય છે એ બધીય પુદ્‌ગલ છે ને ?

**દાદાશ્રી :** હા, પુદ્‌ગલ, પણ છોડાવનારું પુદ્‌ગલ છે. આપણને છોડાવવા આવ્યું છે એ પુદ્‌ગલ, સંપૂર્ણ મુક્તિભાવ અપાવે છે. એમાં બધા પ્રયત્નો છોડાવવાના પ્રયત્નો છે. આ બધું કરી રહ્યા છે ને અત્યારે તે શું કરવા માટે ? છૂટવા માટે. આ છેલ્લું પુદ્‌ગલ છે. છેલ્લા પુદ્‌ગલો એના પ્રયત્નો બધા ચાલી રહ્યા છે. જે બધું દેખાય છે એ બધું છૂટવા હારુ આવે છે, બાંધવા માટે નહીં.

**પ્રશ્નકર્તા :** આ સૂક્ષ્મ દેહ જે જાય છે, એનો કયો ભાગ જાય છે ને કેવી રીતે જાય છે, એની પ્રક્રિયા સમજાવો.

**દાદાશ્રી :** ક્યાં જાય છે ?

**પ્રશ્નકર્તા :** સૂક્ષ્મ દેહે જ્ઞાની ગમે ત્યાં જઈ શકે છે ને,અમેરિકા, મુંબઈ, બધે, એ શું છે ?

**દાદાશ્રી :** એ બધું પુદ્‌ગલ છે. એમાં બીજું કશું છે નહીં અને તે પોતાની સત્તા બહારની વસ્તુ છે. એને પોતાની સત્તા માને છે, એ ઈગોઈઝમ છે.

**પ્રશ્નકર્તા :** તમે જે ઘણી વખત કહો છો ને, અમે સૂક્ષ્મ દેહે ગમે ત્યાં જઈ શકીએ.

**દાદાશ્રી :** એટલો એ (વ્યવસ્થિતના) એવિડન્સમાં આવી ગયેલો હોય, તે જાય.

**પ્રશ્નકર્તા :** હા, પણ તે એ શું છે ? એ કયો ભાગ જાય, આ દેહમાંથી ?

**દાદાશ્રી :** પુદ્‌ગલનો ભાગ.

**પ્રશ્નકર્તા :** તો એ શુદ્ધ ચેતન છે ? દાદા ભગવાન હાજર થાય, એ ક્રિયા તો એ શુદ્ધ ચેતનના આધારે થતી બહારની ક્રિયા છે ?

**દાદાશ્રી :** આધાર નહીં, એ તો સ્વભાવિક ક્રિયા છે. એ તો આ

મહીં સૂક્ષ્મ શરીરનું એ ખેંચાણની એની સ્વભાવિક ક્રિયાઓ છે.

**પ્રશ્નકર્તા :** પણ એ પુદ્ગલના ભાગમાં હોય છે ?

**દાદાશ્રી :** બધું પુદ્ગલ જ કહેવાય એ. શુદ્ધ ચેતન સિવાય બધુંય પુદ્ગલ. જગત એને ચેતન માને છે. જેને જગત ચેતન માને છે ત્યાં ચેતન છે જ નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે આ જે અંતર્યામી દર્શન થાય તે ?

**દાદાશ્રી :** બધું પુદ્ગલમાં છે, આત્મામાં નહીં.

**પ્રશ્નકર્તા :** કો'ક સંતને માતાજીના દર્શન થાય અને માતાજી બોલે તે?

**દાદાશ્રી :** એ તો જાડું પુદ્ગલ, તદ્દન જાડું પુદ્ગલ, એ તો સ્થૂળ પુદ્ગલ.

**પ્રશ્નકર્તા :** તો એ પુદ્ગલોની અવસ્થા, એ ચેતનની વધારે નજીકના પુદ્ગલો ખરાં ?

**દાદાશ્રી :** ચેતનની નજીક આવે તેમ સૂક્ષ્મ થતાં જાય દહાડે દહાડે. તે આપણાં બધાં સૂક્ષ્મ થતાં ગયેલા હોય. પેલા સંતો તો માતાજીની પાસે દુરાગ્રહ કરે અને આ સૂક્ષ્મપણાવાળા આગ્રહ-દુરાગ્રહો ના કરે, પેલું સ્થૂળ કહેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે આ આધારે તમે કહો છો કે આ બધા લોકો છે તે હજુ ચેતન લગી પહોંચ્યા નથી ?

**દાદાશ્રી :** એક માણસેય ચેતન સુધી પહોંચ્યો નથી. ચેતનનો જે પડછાયો હોય તો ત્યાં સુધીય પહોંચ્યું નથી, આ જગત.

**પ્રશ્નકર્તા :** જ્ઞાની પુરુષનાં પુદ્ગલ પણ દિવ્ય હોયને ?

**દાદાશ્રી :** હોય ને ! હાથ અડાડે તોય કામ થઈ જાય. અને એથી દિવ્યાતિદિવ્ય તીર્થંકરોના. ટોપમોસ્ટ પુદ્ગલ આખા બ્રહ્માંડમાં !

**પ્રશ્નકર્તા :** પણ એ તો જોવા જ ના મળે ને ? ચર્મચક્ષુથી તો એ જોવાય જ નહીં ને ? દિવ્ય દિવ્ય પુદ્‌ગલ કે દિવ્યાતિદિવ્ય પુદ્‌ગલ, ચર્મચક્ષુથી દેખાય ?

**દાદાશ્રી :** હા, દેખાય. પુદ્‌ગલ તો આમ બીજાને જ દેખાય. લોકોની પાસે બીજાં કયા ચક્ષુ ? એય ના દેખાય તો પછી એમને એ ઉત્પન્ન થયાનું ફળ શું ?

**પ્રશ્નકર્તા :** પણ આ કાળમાં એ શક્ય છે ?

**દાદાશ્રી :** તીર્થંકર જ ના હોયને આ કાળમાં !

## કળિયુગમાં આ ક્રિયાકારી શાસ્ત્રો !

નિમિત્તેય પુદ્‌ગલ, ઉપાદાનેય પુદ્‌ગલ.

**પ્રશ્નકર્તા :** આ તો એક-એક શબ્દો આપના છે એ એક-એક કળિયુગના નવાં શાસ્ત્રો જેવી રચના કરી નાખશે.

**દાદાશ્રી :** નવાં શાસ્ત્રો જ છે આ. અને લોકો એનો જ ઉપયોગ કરશે પછી.

**પ્રશ્નકર્તા :** પહેલામાં પહેલો ફોડ પાડ્યો, પુદ્‌ગલ, પૂરણ-ગલનનો. આ પૂરણ-ગલનનો તમે જે ફોડ પાડ્યો. તે મને નથી લાગતું કે આ ભગવાન મહાવીર પછી કોઈ સમજ્યું હોય એ વાત ?

**દાદાશ્રી :** ના, પણ જ્ઞાની સિવાય શી રીતે સમજે લોકો ? આમાં આ ગજું જ નહીંને લોકોનું. લોક પુદ્‌ગલ જ બોલ્યા કરે. પુદ્‌ગલ એટલે શું ? ત્યારે કહે, દેહ. એટલે દેહનું બીજું નામ પુદ્‌ગલ. આ આની શોધખોળો કરવા માટે મેં ૨૦ વર્ષ સુધી બહુ ટાઈમ લગાડેલો કે આ પુદ્‌ગલ ને આ બધા શબ્દો છે ને આ પુદ્‌ગલ, શી રીતે ભગવાન જડે આ બધું ?

આ પુદ્‌ગલ શબ્દ બહુ મોટી શોધખોળ છે. એટલે આ પૂરણ-

ગલન એટલું જ જો સમજાયું હોય ને, બહુ થઈ ગયું. આ પૂરણ-ગલન અને તું શુદ્ધાત્મા છું. તો એની મેળે પૂરણ-ગલન શું શું થાય છે જોઈ લે અને આ બાદ કરી નાખું, તો તું શુદ્ધાત્મા જ છું. હવે એટલી બધી સમજણ લોકોને હોય જ નહીં આ બધી. એટલે પાછું જ્ઞાનીની પાસે આવવું પડે. આમ શીખવવાથી, આમ બોલવાથી કંઈ પેલો સમજી જાય ખરો કે બરોબર, વાત તમારી કરેક્ટ છે પણ પાછું અમલમાં મૂકવું વસમું પડી જાય ને !

**પ્રશ્નકર્તા :** દાદા, આમ શાસ્ત્રમાં તો પુદ્ગલ શબ્દનો અર્થ તો લખેલો જ છે ને, આ રીતે આ બધે શાસ્ત્રોમાં ? તમે કહો છો કે ૨૦ વર્ષે અમે એનો અર્થ શોધ્યો.

**દાદાશ્રી :** આપણાં તો હમણાં લખાયાં, એ તો હમણાં આપ્તવાણી એ બધું આ બહાર પડ્યું. નહીં તો પડ્યું જ નહોતું ને ! આ તો નવી ચોપડીમાં લોકો સમજી ગયા, જાણી ગયા બધા. સત્સંગની વાતોમાં ને વાતોમાં, વાતો કરી. લોક જાણતા નો'તા પુદ્ગલ, ખાલી 'પુદ્ગલ, પુદ્ગલ' એટલું બોલ્યા કરે છે.

**પ્રશ્નકર્તા :** દાદા, આ કઈ સાલની વાત છે આ ? ક્યારથી 'પુદ્ગલ' શબ્દ સમજવાનો પ્રયત્ન કરેલો ?

**દાદાશ્રી :** આ તો ૧૯૩૨ની સાલની વાત છે. '૪૦, '૪૨ની સાલમાં મને પુદ્ગલ નહીં સમજાયેલું, '૪૫ની સાલમાંય નહીં સમજાયેલું.

**પ્રશ્નકર્તા :** દાદા, આપ જે પુદ્ગલ કહેવા માંગો છો, આખું મિશ્ર ચેતન અને પેલા લોકો જે પુદ્ગલ એટલે પૂરણ-ગલન કહેવા માંગે છે એમાં ફરક ખરો ને ?

**દાદાશ્રી :** એ પુદ્ગલ અને પૂરણ-ગલન એ બધા કહે છે ખરા, પણ એટલે શું, એ ના સમજે. એવું તેવું કશું સમજે નહીં. અત્યારેય સાધુ મહારાજો નથી સમજતા.

## પ્રાધાન્યતા કેવળ આત્માને જ !

**પ્રશ્નકર્તા :** સંસારમાં બધું પુદ્‌ગલ જ છે.

**દાદાશ્રી :** બધું પુદ્‌ગલ જ છે. પણ એકલું પુદ્‌ગલ તો કહેવાનો ભાવાર્થ શું ? જ્ઞાની કહે કે છે બધું મિક્ષ્ચર પણ એકલું પુદ્‌ગલ કહેવાનો ભાવ શું કે ભઈ, આ આપણે આત્મા સાથે કામ છે ને ? ને બીજું પાછું આ ફોડ પાડવા જાય ત્યારે પેલું ભૂલી જાય, આત્મા ભૂલી જાય એટલે જ્ઞાની પુરુષ એકલું પુદ્‌ગલ કહે. હોય તો પાંચ વસ્તુ ભેગી (વિભાવિક આત્મા, 'પોતે' છૂટો પડે એટલે પછી પાંચ તત્ત્વો રહ્યા તે) પણ એકલું પુદ્‌ગલ કહે. આ આત્મા અને આ એક પુદ્‌ગલ.

**પ્રશ્નકર્તા :** આ પાંચ તત્ત્વોને જોવાં ખરાંને ?

**દાદાશ્રી :** હમણે જોવાની જરૂર નહીં. હમણે તો આપણે આ આત્મા જ જોવો. આ પાંચ તત્ત્વોનું બનેલું છે એને જુઓ.

**પ્રશ્નકર્તા :** પાંચેય તત્ત્વો શું શું કરી રહ્યા છે ?

**દાદાશ્રી :** હલનચલન એ પુદ્‌ગલનો સ્વભાવ નથી, એ બીજાનો સ્વભાવ છે પણ આપણે બધું એક પુદ્‌ગલમાં ઘાલી દો ને. કારણ કે આત્મા નહોય, આપણે તો આત્મા સાથે કામ.

અને આ શરીરમાં પુદ્‌ગલ અને આત્મા બે જ છે. જો પુદ્‌ગલ ને આત્માની જેને વહેંચણ કરતાં આવડી જાય, સમજી લે, તો આત્મા જડી જાય. પરંતુ એવી માણસની શક્તિ નથી, માણસની મતિની બહાર છે. જ્યાં બુદ્ધિથી પર વાત છે ત્યાં આગળ આ વાત છે. એટલે અમુક હદ સુધી પહોંચી અને વહેંચણ કરે પણ ના આવડે. એટલે એ તો જ્ઞાની પુરુષનું કામ. જ્ઞાની પુરુષમાં ભગવાન મહીં જાતે બેઠેલા હોય, એમની કૃપાથી શું ના થાય તે ! એમની કૃપાથી વર્લ્ડમાં કોઈ એવી ચીજ છે, જે ના થાય !

❖❖❖❖❖

# [૧૧]
# પુદ્ગલ ભાવ !

## ઈચ્છાપૂર્વકની વૃત્તિ એ ભાવ !

**પ્રશ્નકર્તા :** આ જે પુદ્ગલભાવ કહેવામાં આવે છે એ શું ?

**દાદાશ્રી :** હવે અત્યારે તમને જલેબી ખાવાનો વિચાર આવે નહીં. પણ બજારમાં જતા હોઈએ અને પેલો તાજી તાજી જલેબી કાઢતો હોય ને સુગંધી આવી કે મહીં ભાવ ઉત્પન્ન થાય જલેબી ખાવાનો. એ પુદ્ગલ ભાવ કહેવાય. જલેબી 'તમને' ભાવ કરાવડાવે. કરાવે કે ના કરાવે ?

**પ્રશ્નકર્તા :** કરાવે, કરાવે.

**દાદાશ્રી :** જલેબી ના જોઈ હોય ત્યાં સુધી કશું નહીં. જોઈ કે ભાવ કરાવડાવે.

**પ્રશ્નકર્તા :** આત્માનો ભાવ પુદ્ગલમાં વાપરે તો ?

**દાદાશ્રી :** આત્માનો કોઈપણ ભાવ કરવો એ જ પુદ્ગલ છે. ભાવ એ જ પુદ્ગલ છે. ઈચ્છાપૂર્વકની વૃત્તિને ભાવ કહેવાય. ભાવ એ જ પુદ્ગલ છે.

દાગીનામાં સોનું અને તાંબું જુદું ના પાડી શકાય ?

**પ્રશ્નકર્તા :** પાડી શકાય.

**દાદાશ્રી :** અને છૂટું પાડ્યા પછી અત્યારે આપણે અહીં આગળ જરા કાટ જેવું લાગતું હોય તો આપણે જાણીએ કે આ સોનાનો ગુણ

નથી, તાંબાનો ગુણ છે. એવી રીતે આપણે અહીં આગળ કયા ભાવ પુદ્ગલના છે, કયા ભાવ આત્માના છે, એ જ્ઞાન અમે બતાવી દીધેલું છે.

ભાવ બે પ્રકારના આવે છે મહીં. આ બધા ભાવ શેના છે ? ત્યારે કહે, પૌદ્ગલિક ભાવ છે, આત્માના ભાવ નથી. તેથી અમે કહ્યું, મન-વચન-કાયાના તમામ લેપાયમાન ભાવોથી હું સર્વથા નિર્લેપ જ છું. લેપાયમાન ભાવો અંદર આવે, જાત જાતના આવે. ૬૦ વર્ષે લેપાયમાન ભાવ એવાંય આવે કે ૩૦ વર્ષ તો બ્રહ્મચર્ય પાળ્યું પણ હવે પૈણી નાખવું છે. ૬૦ વર્ષે વિચાર આવે પણ તે આત્માના ભાવ નથી, તે પુદ્ગલના ભાવ છે. શ્રીમંત માણસને ચોરી કરવાના ભાવ ઉત્પન્ન થાય, તો શું એ કંઈ ચોરી કરનારો માણસ ? ના, ભાવ મહીં ઉત્પન્ન થાય. જે પૂરણ કરેલું છે તે ગલન થશે, તે વખતે મૂંઝાશો નહીં. જે ભાવનું તમે પૂરણ કર્યું છે તે ભાવનું ગલન થયા વગર રહે નહીં. અને જે ભાવે કર્મનો બંધ કર્યો છે તે ભાવે જ નિર્જરા થશે. પણ નિર્જરા થતી વખતે તમે જ્ઞાનમાં આજે હો, પણ નિર્જરા તો પેલા ભાવે થયા કરે ને ! અજ્ઞાન ભાવે કર્મના બંધ પડેલા, તે નિર્જરા તો થયા જ કરવાનીને !

મન-વચન-કાયાના એટલે પુદ્ગલના જે ભાવો ઉત્પન્ન થાય છે, આ ભાવે છે, તે ભાવે છે, તે પુદ્ગલના ભાવો છે. તેના પરથી (વ્યવહાર) આત્મા પોતાના ભાવો કરે છે, એનાથી સંસાર ઊભો થાય છે. મન-વચન-કાયાના જે જે ભાવો થાય છે તે બધા જ પુદ્ગલના ભાવો છે, આટલું જ જે સમજી ગયો તેનું કામ થઈ ગયું. ઊંધિયું ખાવાના ભાવ થતા હોય, લગ્નમાં જવાના ભાવ થતા હોય તે બધા પુદ્ગલના ભાવ છે.

સાયન્સ શું કહે છે કે આમાં સોનું-તાંબું છે, તે સોનાના ભાવ તાંબામાં ના આવે ને તાંબાના ભાવ સોનામાં ના આવે ને જોડે રહે તોય સહુ સહુના ભાવમાં રહે તેમ છે.

આ સાધુ કહે કે મેં ત્યાગ કર્યો, મેં બૈરી-છોકરાં છોડ્યાં. ત્યારે

ભગવાન કહે કે આમાં તારા આત્માનું શું છે ? આ તો પુદ્ગલના ભાવ છે. હવે સામી દુકાનમાં આ બધું ચાલે ને માને કે મેં બહુ કર્યું પણ ભગવાન કહે છે કે ના, કશું કર્યું નથી.

ઘર, બૈરી, છોકરાં ત્યાગ્યાં એય પુદ્ગલના ભાવ, પૈણ્યો એય પુદ્ગલના ભાવ. પુદ્ગલના ભાવને પોતાના ભાવો માને છે, તેનાથી સંસાર ચાલે છે. કારણ કે એને એમ છે કે મારા સિવાય બીજા કોઈ ભાવ કરે જ નહીં. બીજું બધું જડ છે પણ એને ખબર નથી કે આ જડના ભાવો છે. આ ભાવેય જડ છે. આ ચેતન ભાવ છે ને આ જડ ભાવ છે એ સમજાયું કે છૂટી ગયો.

પુદ્ગલના ભાવ કેવા છે ? આવ્યા પછી જતો રહે. જતો ના રહે એ આપણો ભાવ. પુદ્ગલ એટલે પૂરેલો ભાવ છે. તે ગલન થઈ જશે. જતો રહેશે માટે એ પુદ્ગલનો ભાવ છે, 'આપણો' ભાવ નથી.

આ બહુ ઝીણી વાત છે ને !

**પ્રશ્નકર્તા :** પુદ્ગલ ભાવ નષ્ટ થાય ત્યારે જ શુદ્ધાત્મા સ્વરૂપ ગણાય ને ?

**દાદાશ્રી :** હા, પુદ્ગલ ભાવ નષ્ટ થાય એટલે શુદ્ધાત્મા.

**પ્રશ્નકર્તા :** એ તો નષ્ટ થાય જ નહીં ને ! સોય લાગે તો આપણને વાગે છે જ.

**દાદાશ્રી :** ના, એ વાગે છે તે જુદું થાય છે. તે આત્માને લાગતું જ નથી, એ પુદ્ગલ ભાવને લાગે છે. આમાં મિશ્રચેતનેય છેવટે પુદ્ગલ જ છે. આ મિશ્રચેતન જ કામ કરી રહ્યું છે ને, તે તો પુદ્ગલ જ છે.

એ પુદ્ગલ છે, પણ જ્ઞાન ના હોય ત્યાં સુધી એ ચેતન ગણાય. કારણ કે અહંકારથી માને છે કે હું આ છું, એ આરોપિત ભાવ છે. એટલે આ 'જ્ઞાન' પછી ભાવ ઊડી જાય, પુદ્ગલ ભાવ જ ઊડી ગયો ત્યાં આગળ. પુદ્ગલનો માલિક જ ના રહ્યો એ પોતે. એટલે જ્યાં પોતે માલિક નથી, ત્યાં શું લેવાદેવા ?

## આ 'અમે' 'અમારે' ઘેર જઈએ...

**પ્રશ્નકર્તા :** રાગ-દ્વેષ હવે તો નથી પણ છતાં કોઈ વખતે અભાવ ઉત્પન્ન થાય.

**દાદાશ્રી :** એ બરોબર છે, રાગ-દ્વેષ નથી એ મુખ્ય આપણે અને અભાવ તો પુદ્‌ગલનો સ્વભાવ છે. ભાવેય થઈ જાય કોઈ જગ્યાએ, અભાવેય થઈ જાય પણ આપણને રાગ-દ્વેષ ના હોય.

રાગ-દ્વેષ નહીં થવું એ આપણો ધર્મ. અભાવ અને ભાવ એ પુદ્‌ગલનો ધર્મ છે.

રાગનો અર્થ જ સમજ્યા નથી તેનું આ બધું બફાયું છે. કોઈની ઉપર ભાવ થાય છે તેને રાગ માને છે, કોઈની ઉપર અભાવ થાય છે તેને દ્વેષ માને છે. પણ આ ભાવ-અભાવ તે પુદ્‌ગલનો સ્વભાવ છે. ઘરમાં આકર્ષણ થાય તે દેહનું આકર્ષણ છે, આત્માનો સ્વભાવ જ નથી.

**પ્રશ્નકર્તા :** આ ભાવ અને અભાવ કરાવે એ પણ વ્યવસ્થિત છે?

**દાદાશ્રી :** ભાવ અને અભાવ એ વ્યવસ્થિતના આધીન ખરા. તેની પર આપણે 'જોવાનું' ફક્ત. પુદ્‌ગલ ભાવ છે, ભાવ છે તે વ્યવસ્થિતના આધીન આવે ને જાય. અભાવ થાય છે તે વ્યવસ્થિતના આધીન થાય. એ હઉ 'જોયા' કરવાનું તો જતો રહેશે. પછી આપણે જો નામ ના દઈએ તો કશો વાંધો નથી. આપણે એને ડખલ કરીએ તો ઊભો રહે ને દાવો માંડે. 'અમે અમારા રસ્તા ઉપર, તમે તમારા રસ્તે જાઓ. અમારામાં શું કામ ડખલ કરો છો ? તમે તમારા વીતરાગના રસ્તે જાઓ. અમે અમારા પૂરણ-ગલનના રસ્તે જઈએ છીએ.' એમનો કયો રસ્તો ? પૂરણ-ગલનનો. જે અભાવ ભર્યા હોય તે અભાવ ઉદય આવે ને જતા રહે પછી. પૂરણ કરેલો અભાવ, એ ગલન થતી વખતે અભાવ જ હોય. તે પછી અભાવ થઈને નીકળી જાય. તે આપણે જોયા કરવાનું. આપણે એ ઉપરથી સમજી જવાનું કે

આપણે આ અભાવ ભરેલો છે તે નીકળે છે, ભાવ ભર્યો હોત તો ભાવ નીકળત અને આ બેઉ કૈડશે. આ બાજુ મોટો જુઓ છો તો આ બાજુ નાનો જુઓ છો પણ બન્નેય જુઓ જ છો. માટે વિદાયગીરી આપી દેવી, આપણે વીતરાગ રહેવું.

વીતરાગ જ થવાની જરૂર. બીજા બધા ભાવ દેખાય, એ પુદ્ગલના દેખાય છે ને આ પુદ્ગલ એને રસ્તે જતું હોય, આપણે આપણા રસ્તે જતા હોઈએ. એ આપણામાં ડખલ ના કરે, આપણે એનામાં ડખલ ના કરીએ. એની મેળે એ જતા રહે.

## એ છે બધા પુદ્ગલ ભાવો !

**પ્રશ્નકર્તા :** કર્મના ઉદયથી એક પરિસ્થિતિ ઊભી થાય અને આત્મભાવથી એક પરિસ્થિતિ ઊભી થાય, તો એ કર્મના ઉદયથી થઈ છે કે આત્મભાવથી થઈ છે, એનું લક્ષણ ખરું ?

**દાદાશ્રી :** એ બન્નેય ખબર પડે. (આ જ્ઞાન લીધેલા) લગભગ દસ-દસ હજાર માણસને ખબર પડતી હશે. આ પુદ્ગલ ભાવ આવ્યો, આ જડ ભાવ ને આ ચેતન ભાવ, બેઉને ઓળખોને તમે ?

તરત જુદું જ પડી જાય. તે ધારા જ તદ્દન જુદી વહ્યા કરે, નિરંતર આખો દહાડોય અને તે જુદું જ દેખાયા કરે. ગુસ્સો નીકળે ત્યારે જુદું દેખાતું નથી ? તદ્દન જુદું દેખાય છે ? અને તે ઘડીએ તમારો ભાવ કેવો હોય છે ? તે ઘડીએ આત્મભાવ અહિંસક હોય છે અને બહાર ગુસ્સો ચાલે છે, અજાયબી જ છે ને !

મહીં ભાવો, પુદ્ગલ ભાવો ઉત્પન્ન થાય છે, તેને સંસાર ભાવો કહેવાય છે. મહીં જાત જાતના ભાવો ઉત્પન્ન થાય એ બધા પણ પુદ્ગલ ભાવ છે. જે ભાવ આવે ને પછી વિનાશ થઈ જાય એ બધા પુદ્ગલ ભાવમાં છે. તે આપણે ચોંટી પડીએ, કે 'મને ઉત્પન્ન થયું આવું', તો માર ખાવો પડે.

**પ્રશ્નકર્તા :** પણ જે પુદ્ગલ ભાવો આવે, આપણે જે જાણ્યા તો

એ ચાર્જ રૂપે છે કે ડિસ્ચાર્જ રૂપે છે ?

**દાદાશ્રી :** ડિસ્ચાર્જ રૂપે.

**પ્રશ્નકર્તા :** ગમે તે સારા આવે, ખરાબ આવે, કોઈ પણ આવે ?

**દાદાશ્રી :** સારા-ખોટા તો સમાજે પાડેલા, ભગવાનને ત્યાં નથી. આ તો સારા-ખોટાનું સૌ સૌના સમાજ પ્રમાણે. આપણે છે તે કોઈ બકરાને કાપવો એને પાપ ગણીએ છીએ ને કેટલાક લોકો એને પાપ નથી ગણતા. એટલે એ સમાજની વ્યવસ્થા છે સારું-ખોટું. ભગવાનને ઘેર બધું હવે એક જ સરખું. જ્યારે મોક્ષે જવું હોય ત્યારે સારા-ખોટા વિચારને જોવાની જરૂર નથી. હા, આપણા વિચારથી કોઈને દુઃખ થતું હોય તો તારે ફાઈલ નં. એકને કહેવું પડેને, 'ભઈ હજુ ક્ષમા કરી લો. માફી માંગી લે.' કોઈને દુઃખ ના થાય એટલું જ જોવાનું. આપણા થકી કોઈ ધક્કો મારવાની જરૂર નથી. ન શોભે આપણને. ધક્કો મારીને આપણે મોક્ષે જઈએ એવું બનેય નહીં. કિંચિત્ માત્ર દુઃખ કોઈને ન અપાય.

જે વિચાર આવે છે ને, એ બધા પુદ્ગલના ભાવ છે. આખો દા'ડો બધો આ પુદ્ગલના ભાવથી જ ચાલે છે, લોકો એને ચેતન માને છે, બસ.

આને ગરીબ છે તો મદદ કરું, આમ છે, તેમ છે, તે બધાય પુદ્ગલ ભાવો છે. તે આ સ્વીકારે નહીં. એ જ્ઞેય તરીકે છે. આ તો ચૈતન્યભાવ હોય તો સ્વીકારે. તમને છે તો પેલા બધા ચૈતન્ય જ લાગે, 'મને વિચાર આવ્યો !'

**પ્રશ્નકર્તા :** એ તો 'મને વિચાર આવ્યા' કહે તો વળગી જ પડે.

**દાદાશ્રી :** હવે આ આજનું આ ક્રમિક જ્ઞાન, બધા શું કહે છે, આ બધું બંધ થઈ જવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** બંધ કરવાનું એટલે દબાય દબાય કરવાનું ?

**દાદાશ્રી :** બંધ કરવા માટે ભયંકર ફાંફાં મારે છે. તે એ નથી થાય એવું. જ્ઞાન ને અજ્ઞાન ઓળખું તો દહાડો હેંડે. બાકી અજ્ઞાનને 'મારું' કહી સ્વીકારી લઈશ તો પાર નહીં પડે. મને વિચાર આવ્યો, તે અંગ્રેજોય એવું બોલે છે ને મુસલમાનોય એવું બોલે છે ને જૈનોય એવું બોલે છે. કશું ફેર ના હોય, મુસલમાનોમાં, અંગ્રેજોમાં ને જૈનોમાં? તમે એવું જ કહેતા ને, મને વિચાર આવે છે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** પાછા એવું હઉ કહે, હિંસાના વિચાર કેમ આવતા હશે, બળ્યા? એ પુદ્ગલ ભાવો છે બધા.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલ ભાવ તો અનંત કાળથી છે.

**દાદાશ્રી :** અનંત કાળથી પુદ્ગલ ભાવ જ છે આ જગત. તે મહીં એટલા બધા પુદ્ગલ ભાવો ઊભા થઈ જાય કે 'સાલો નાલાયક છે, આમ છે ને તેમ છે, હું તો આમ કરીશ, તેમ કરીશ.'

**પ્રશ્નકર્તા :** હા થાય, એમ થાય છે.

## જાણવું પણ સાંભળવું નહીં !

**દાદાશ્રી :** એ જડ ભાવો, પ્રકૃતિ ભાવો, તે મહીં કૂદાકૂદ કરે. ત્યારે હવે એ સાંભળવાનો તો આપણને અધિકાર જ નથી. આપણે ચેતન ભાવો જ સાંભળવા જોઈએ. જડ ભાવો ના સાંભળી શકાય.

**પ્રશ્નકર્તા :** સાંભળી ના શકાય કે સાંભળવા ના જોઈએ, દાદા?

**દાદાશ્રી :** સાંભળી તો શકાય પણ એને લેટ ગો કરવાના કે ભઈ, આ જડ ભાવ મારા નહોય, મારું સ્વરૂપ નહોય આ.

**પ્રશ્નકર્તા :** એ મહીં કૂદાકૂદ કરી મેલે, બહુ કૂદાકૂદ કરે.

**દાદાશ્રી :** લેપાયમાન ભાવો એ જડ ભાવો છે, પ્રાકૃત ભાવો છે. હું સર્વથા નિર્લેપ જ છું. તે આ તમે જે બધા કહો છો એ તો

જડ ભાવો છે, અચેતન છે, આપણને છેતરી લે, પણ એને સાંભળવાનું જ નહીં, જાણવાનું એટલું જ. એ તો એની મેળે કૂદાકૂદ કર્યા જ કરવાના. ધમાલ ધમાલ ધમાલ માંડે. અમને હઉ આવું થાય.

**પ્રશ્નકર્તા :** આપને હઉ થાય ?

**દાદાશ્રી :** હા, પણ અમે તો જડ ભાવો ઓળખી ગયેલા. એટલે એના તરફ ધ્યાન જ ના આપીએ. ચેતન ભાવ હોય એટલું જ ધ્યાન આપવાનું.

**પ્રશ્નકર્તા :** એટલે આપ ચેતન ભાવને એટેન્ડ કરો, બીજાને નહીં.

**દાદાશ્રી :** બીજા સાથે લેવાદેવા નહીં. આપણે ચેતન થઈ ગયા, શુદ્ધાત્મા થયા પછી બીજાને ને આપણે શું લેવાદેવા ? આખું જગત જડ ભાવથી મૂંઝાય છે. એને ખબર નથી કે આપણે ચેતન છીએ ને આ જડ છે, એવી ખબર નથી.

આપણે ભેદ પાડી નાખ્યા, નહીં તો એ જડ ભાવો બધા હેરાન કરી નાખે. 'કોણ કહેનારા બધા ? નવા કંઈથી આવ્યા મારી વિરુદ્ધ? પુરાવો કોણ આપનારા તમે ? દાદાની પાસે દસ્તાવેજ હું કરનારો ને તમે વળી નવા કોણ આવ્યા ?' કહીએ. તેં જાતે જ દસ્તાવેજ કર્યા, પછી તારો માલિક કોણ ? માલિકનો માલિક કોઈ ખરો ?

**પ્રશ્નકર્તા :** વચમાં આવું થયું પછી મેં એમને કહ્યું કે 'દાદાની પાસે કહેવાયું છે, પછી તમે કોણ છો ? ગેટ આઉટ', છતાંય આવે છે.

**દાદાશ્રી :** હા, તો એ જડ ભાવો છે. એનું તો સંભળાય જ નહીં, બિલકુલેય ! જડ ભાવો આમથી આમ દેખાડે, આમથી આમ દેખાડે. શાને માટે ભડકે છે મૂઆ, નહોય તારું. બહુ માણસને હેરાન કરી નાખે. આપણે સહી કરી હોય ને તેય કહેશે, 'ફાડી નાખો.' એવું હઉ કહે. 'મૂઆ, અમારી જાતનેય ખરાબ કરી નાખવી છે તારે ? કોણ છું તું તે ?' એ જડ ભાવો કહેવાય. તારે આવે છે ને ?

**પ્રશ્નકર્તા :** બહુ જ આવે છે.

**દાદાશ્રી :** બહુ જ આવે છે, નહીં ? આ ભાઈને તો એના ઘર સામે એક બાઈ બળીને મરી ગઈ. એ બળતાં એણે જોઈ. તે ચિત્રપટ જ નથી જતું. બોલો હવે, એ એની મુશ્કેલી શું થાય ?

**પ્રશ્નકર્તા :** પાછા એ વિચારો એમ આવ્યા કરે કે હું મરી જઈશ તો મારા બૈરાં-છોકરાનું શું થશે ?

**દાદાશ્રી :** બળતી હોય, જે બૂમાબૂમ કરતી હોયને, જે લ્હાય લ્હાય થતી હોયને એ સીન એણે જોઈ લીધો, એના ભાગે આવ્યો. તે પુણ્યશાળીના ભાગે આવે છે ને ! કંઈ દરેકને ભાગે આવે ? એનો હિસાબ હશે એટલે તો ભાગે આવ્યો. પણ આપણે ડરવાની જરૂર નથી, દાદાનું જ્ઞાન છે આપણી પાસે.

છોને દેખાય બધું અને દેખાવાનો કાળ હોય કે ભઈ, બેથી ત્રણ વાગ્યા સુધી, એની મેળે અમુક ટાઈમમાં આવી જાય. પછી પાછું ચાર વાગ્યા પછી કશું જ ના હોય. કોઈ દહાડો ત્રણ કલાક હોય, કોઈ દહાડો બે કલાક હોય, તે આવે. આ તો આખો દહાડોય ન હોય. આખો દહાડો હોય છે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** એટલે જડ ભાવો છે. હવે એને તો ગભરામણ થાય. કારણ કે દેખાયા જ કરે ને કે જાણે હમણાં જ બળતું ના હોય ! બૂમાબૂમ કરતી હોયને, અકળામણ કરતી હોય, એ બધું દેખાય એને. જેવું જોયું હતું એવું જ દેખાયા કરે. બોલો, એ ભડકાટ જાય શી રીતે ? જતાં વાર લાગે ને ? તારે તો એવું કશું છે નહીં.

**પ્રશ્નકર્તા :** પણ દાદા માથે છે છતાંય થોડું થોડું હાલી જવાય છે. દાદા માથે છે, પછી મારે તો મજબૂત થઈ જવું જોઈએ ને ?

**દાદાશ્રી :** તો શું થઈ ગયું ? વાત તું જાણીશને આ, એટલે મજબૂત થઈ જશે. આ વાત આજે જ નીકળી ને ! મને લાગે કે નહીં જાણે શેના વિચાર આવ્યા કરે છે ? વિચાર આવા તે હોય નહીંને !

અને પછી શોધખોળ કરતાં એવું લાગ્યું કે આ તો જડ ભાવોમાં તું ગૂંચાયો છું. નહીં તો આટલું બધું હોય નહીં ને ! એક-બે દહાડા થાય તો અમે કહીએ એટલે નીકળી જાય બધું. પણ આ જડ ભાવો તો નીકળે જ નહીં કોઈથી.

અમે કોઈ માણસ આખા સત્સંગને હેરાન કરતો હોય, તો અમે કહીએ કે 'એય નાલાયક, અહીં નહીં ચાલે તારું.' અહીં સત્સંગની હેરાનગતિને કાપવા માટે અમે આમ વીતરાગતાથી બોલીએ. તોય પછી મહીં તો, 'નાલાયક છે, બહુ જ ખરાબ માણસ છે, એ આમ છે ને તેમ છે' ને બધું તોફાન મહીં ઊભું થાય. એટલે અમે કહીએ કે 'એ ઉપકારી છે', તો ચૂપ. આપણે પહેલાં કહ્યું ને, આપણે જાતે કોઈને ખરાબ કહીએને, એટલે એને જોઈતું હોય, પછી મૂઆ કૂતરાં (જડ ભાવો) ભસાભસ કર્યા કરે. કારણ કે મહીં બધી બાજુનાં કૂતરાં હોય. જગત આખું તો તેમાં જ મૂંઝાયું છે ને જડભાવોમાં ! પોતે ચેતન ને જડ ભાવમાં મૂંઝાયેલું છે જગત. તે એમાંથી મુક્ત કરીએ છીએને આપણે.

જો આ જાત્રા કરી આવ્યા એક મહિનો, પણ પેટમાં પાણી હાલ્યું છે ? દાદા જ્યાં ને ત્યાં દેખાતા હતા, કહે છે. કારણ કે એ વાતને સમજી ગયેલા કે આમાં આથી બહાર બીજું નહીં. એટલે આ જડ ભાવો છે, આપણા ભાવ હોય તો વાત જુદી છે.

**પ્રશ્નકર્તા :** આપણે ચેતન ભાવને જ સાંભળવાનું ?

**દાદાશ્રી :** આપણે ચેતન ભાવનું સાંભળવું. જડ ભાવનું તો સંભળાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** હવે આપણે કહીએ છીએને, 'ઉપકારી છે', તો 'કેવી રીતે ઉપકારી છે' એવું કહે છે બધા.

**દાદાશ્રી :** ઉપકારી બોલવાનું તો એટલા માટે કે એને નાલાયક કહ્યા, એટલે એ બધી જાતના, એ તરફનું જ બધું નેગેટિવ બોલ બોલ કરશે બધા. એટલે આપણે જાણીએ કે આ આપણે નેગેટિવ બોલ્યા, તેને

લીધે આ બધા કૂતરાં પાછળ ભસવા માંડ્યાં. આપણે તો જરૂર પૂરતું નેગેટિવ બોલ્યા, કેમ કે આને કાઢવા પૂરતું. અત્યારે આ મુશ્કેલી થાય છે, પણ તેમાં કંઈ કાયમ માટે એની પર રાગ-દ્વેષ નથી. પણ પછી પેલા જડ ભાવો રાગ-દ્વેષ કરાવડાવે, પછી તો કહેશે, 'આમ છે ને તેમ છે ને ફલાણું છે.' એટલે અમે કહીએ કે, 'ભઈ, એ તો ઉપકારી છે.' ત્યારે પાછા બધા ચૂપ થઈ જાય.

પહેલેથી તું બોલું કે આ ભાઈ તો ઉપકારી છે, તો એ બાજુ નહીં બોલે પછી. તું બોલું કે આ તો પક્ષપાત કરે છે, એટલે ધમધોકાર બોલવાનું ચાલુ થઈ જાય. જડનું કામ જ એ છે. સામાને જાળમાં નાખી દે. નાખીને ફેંકી દે અંદર. એથી તો બધાને ચેતવેલા અમે, કે જડ ભાવથી ચેતજો. મન-વચન-કાયાના તમામ લેપાયમાન ભાવોથી હું સર્વથા નિર્લેપ જ છું. લેપાયમાન ભાવો કહેવાય એને. આપણે ન લેપાવવું હોય તોય લેપી નાખે.

કેટલાક અહીં હાથચાલાકીવાળા માણસ નથી હોતા? આપણે ચા ના પીવી હોય તોય આમ દાઢીમાં હાથ ઘાલી ઘાલીને પીવડાવી દે ત્યારે છોડે. અલ્યા, મારા અધિકારની બહાર તેં કર્યું ? પાંચ રૂપિયા ના આપવા હોય તોય પાછા એના ફંડમાં પાંચસો લખાવડાવી દે.

અમથી દાઢીમાં હાથ ઘાલે, આમ કરે, ગલીપચી કરે, ફલાણું કરે પછી જતો રહે, મૂઓ. હવે એ લેપાયમાન ભાવો આપણે સંઘર્યા એટલે આપણું ધાર્યું ના થયું.

**પ્રશ્નકર્તા :** એ ભોગવટાના પ્રસંગને લીધે જ અહીં આવ્યો છું. એ પ્રસંગ ના બન્યો હોત તો અહીં આવત જ નહીં.

**દાદાશ્રી :** હા, ત્યારે તો એ પ્રસંગ ઉપકારી કેટલો તારા માટે, નહીં તો તું ગોથા ખાયા કરત.

**પ્રશ્નકર્તા :** અંદરના જડ ભાવો એવા છે ને કે સામાને દોષિત દેખાવડાવે છે.

**દાદાશ્રી :** આપણે દોષિત કહીએ તો, આપણી ઈચ્છામાં દોષિત છે એવું લાગે ત્યારે પેલા ફરી વળે. નહીં તો આપણે કહીએ, ‘ના, એ તો બહુ સારા માણસ છે’, પછી એ બંધ થઈ જાય. અમારેય એડજસ્ટમેન્ટ લેવું પડેને આવું કો’ક ફેરો ! અમારે હોય નહીં બનતા સુધી, પણ આવું કો’ક ફેરો તો અમને હઉ થાય. પણ અમે તો પરિચિત એટલે ઓળખીએ કે, ‘ઓહોહો ! આ તમે જડ ભાવ કંઈથી આવ્યા પાછા ? બધાના જડ ભાવ કાઢું છું ને તમે મારે ઘેર અહીં આવ્યા છો ?’

આ વિજ્ઞાનમાં સફળ થઈ ગયો એટલે કામ થઈ ગયું. પછી પ્રારબ્ધ યારી આપ્યા જ કરે. એ કો’ક ફેરો વાંકુંચૂંકુ ચાલે થોડો વખત, પણ પછી યારી આપ્યા જ કરે.

**પ્રશ્નકર્તા :** ત્યાં જ પરાક્રમ કરવાનું ને !

**દાદાશ્રી :** સ્વપુરુષાર્થ, સ્વપરાક્રમ સહિત હોય.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન મળ્યા પછી ચાર-પાંચ વરસ પુરુષાર્થ કરવાનો હોય, હવે પરાક્રમ કરવાનું.

**દાદાશ્રી :** તે ઘડીએ પાછો આમ બગાડે નહીં જ્ઞાનને. મહાપરાણે જ્ઞાન સાચવેલું, સિદ્ધ કરેલું ત્યારે પાછું બગાડે નહીં, એટલા માટે પરાક્રમ કરવાનું. સ્ટીમર તો સારી ચાલ્યા કરે જ, પણ ડોલમડોલ થાય ત્યારે જ એની (જ્ઞાનની) કિંમત.

**પ્રશ્નકર્તા :** પણ એ પરાક્રમમાં આવે તો પછી શ્રેણી બહુ ચડી જાય.

**દાદાશ્રી :** બહુ ઊંચી ચડે. શ્રેણી બહુ ઊંચી જતી રહે.

**પ્રશ્નકર્તા :** આજથી બાર મહિના પહેલાં શું થતું’તું કે દોષ દેખવાની સાથે જ પ્રતિક્રમણ થઈ જતું’તું કે આપણે દોષ કેમ જોયા ?

**દાદાશ્રી :** તરત જ શૂટ ઓન સાઈટ થતું’તું ?

**પ્રશ્નકર્તા :** શૂટ ઓન સાઈટ. દાદાના વિજ્ઞાનનું બેઝમેન્ટ છે કે આખું જગત નિર્દોષ છે અને આપણે ભોગવે એની ભૂલ છે, પછી શું કામ દોષ દેખાય છે ? એવું બનતું'તું. હમણાં તો પછી શું થયું કે કન્ટિન્યુઅસ દોષિત જ છે, એવું લાગે.

**દાદાશ્રી :** આ તો પેલા જડ ભાવો મૂંઝવી ગયા, બધા ભેગા થઈને.

## ચેતનનો ભાવ, જ્ઞાતા-દ્રષ્ટા જ !

એક જડ ભાવ ને એક ચેતન ભાવ. ચેતન ભાવ ભળે તો દોષ બંધાય. અને જડ ભાવને લીધે જો આપણે મહીં સહી કરી આપી હોય તો દોષ બંધાય. મહીં સહી ના કરી હોય તો જડ ભાવોને લીધે આપણને કશું બંધાય નહીં. આટલું જ જો સમજે તો આખું જગત સમજી ગયો કહેવાય. જડ ભાવ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સથી હોય અને તે વધ-ઘટ થયા કરે. તે ગુરુ-લઘુ સ્વભાવના હોય. એને ઓળખવા પડે કે આ જડ ભાવ ને આ ચેતન ભાવ. કશું પૂછવા જેવું રાખ્યું જ નથી. તોય બુદ્ધિ ગૂંચવ્યા કરે. એ એનો સ્વભાવ એવો છે. જો સંપૂર્ણ સમજી જાય તો કામ થઈ જાય. અને લોકોને જડ ભાવ ને ચેતન ભાવની તો પરીક્ષા ના હોયને કે આ જડભાવ છે કે આ ચેતન ભાવ ! જગત આખું જેને ચેતનભાવ માને છે, તે જડ ભાવ છે. અને તેથી જગત ઊભું રહ્યું છે ને નિરાંતે. પોતે પોતાને જ ઓળખવાનો છે. અનંત કાળથી ઢંકાઈ રહેલો, પોતે પોતાને જ ના જાણે. અનંત કાળથી પોતે પોતાની ખબર નથી પડતી, પોતે કોણ છું તે ? તે અજાયબી છે ને !

**પ્રશ્નકર્તા :** ચેતનમાં તો જ્ઞાતા-દ્રષ્ટા બે જ ભાવને કે બીજા કોઈ ભાવ ?

**દાદાશ્રી :** બીજા બધા બહુ ભાવ છે પણ તે બધા અગુરુ-લઘુ ભાવ છે. પોતે ઘટ-વધ જ ના થાય. અને ઘટ-વધ થાય એ આપણે જોવાનું કે આ જડ ભાવ છે.

**પ્રશ્નકર્તા :** એ ગુરુ-લઘુ સ્વભાવ એ સ્વભાવ છે કે ગુણ છે ?

**દાદાશ્રી :** એ તો (વિભાવિક) પુદ્ગલનો ગુણ છે.

**પ્રશ્નકર્તા :** પણ એ ચેતનના માટે પૂછ્યું.

**દાદાશ્રી :** ચેતનનો નહીં. ચેતનનો અગુરુ-લઘુ સ્વભાવ. તેથી કૃપાળુદેવે લખ્યું,

'જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં,
કહી શક્યા નહીં તે પદ શ્રી ભગવાન જો.
તેહ સ્વરૂપને અન્ય વાણી તે શું કહે,
અનુભવ ગોચર માત્ર રહ્યું તે જ્ઞાન જો!'

અપૂર્વ અવસર...

ચાર વેદોને પૂછે કોઈ તો શી રીતે કહે ? અવક્તવ્ય છે, અવર્ણનીય છે, શી રીતે બોલે ? વેદેય કહે, ધીસ ઈસ નોટ ધેટ, ધીસ ઈસ નોટ ધેટ. જ્ઞાન જ્ઞાની પાસે હોય. જ્ઞાન એ જ આત્મા છે, તે જ્ઞાની પાસે છે. ચેતન ભાવો ને જડ ભાવોને સર્વ રીતે જુદા કરી શકે છે, ભેદ પાડી શકે છે. ત્યારે જ આ ઉકેલ આવે ને ! નહીં તો ઉકેલ ના આવે ને ગૂંચાય. એક કલાકમાં જવાય એવા રસ્તા માટે તો લાખ અવતાર જાય. ગૂંચારો જ ને ?

**પ્રશ્નકર્તા :** દાદા, ચેતનના જ્ઞાતા-દ્રષ્ટા સિવાય બીજા કયા ભાવો ?

**દાદાશ્રી :** બીજા બધા બહુ ભાવ છે. અનંત સુખધામ, બીજા કેટલાય ભાવો, બધા પાર વગરના ભાવો છે. જેટલું જડ છે, એ બધામાં જ્ઞેયાકાર થવાની શક્તિ છે. આ કેરી હોય તે કેરીના ડિઝાઈનનો આત્મા થઈ જાય, જ્ઞેયાકાર થઈ જાય. છતાં નિર્લેપ, પાછો અડે નહીં. અનંત શક્તિ એ પરમાત્માની જ છે. જે ગણો તે એ જ છે, એથી બહાર કોઈ પરમાત્મા નથી બીજો. જગત આખું મૂંઝાયું છે આમાં અને ખઈ-પીને મૂંઝાય છે નિરાંતે.

## તમામ જ્ઞાનીઓ ત્યાં એક !

જગતના લોકોને એ લક્ષમાં નહીં હોવાથી બંધ પડ્યા કરે છે. તેથી આપણે કહેલું ને કે ભઈ, આ જડ ભાવો છે, તે પોતાના ચેતન ભાવ નથી. માટે એ જ્ઞેય છે ને આપણે જ્ઞાતા છીએ. એને જોવાના જ છે. જેણે એ લખેલું ને, 'જે ચેતન-જડ ભાવો અવલોક્યા છે મુનિન્દ્ર સર્વજ્ઞે.'

**પ્રશ્નકર્તા :** 'જે ચેતન-જડ ભાવો અવલોક્યા શ્રી મુનિન્દ્ર સર્વજ્ઞે. એવી અંતર આસ્થા પ્રગટ્યે, દર્શન કહ્યું છે તત્ત્વજ્ઞે.'

**દાદાશ્રી :** મને રસ-રોટલી ભાવે છે એ જડના ભાવો છે. જડ ભાવોને પોતાના ભાવો માને છે. કહેશે, 'મને બટાકાની ઈચ્છા થાય છે.' એ છે જડ ભાવ, એને ચેતન ભાવ માને છે. મુનિન્દ્ર સર્વજ્ઞે બટાકાની ઈચ્છાને શું કહ્યું કે 'આ જડ ભાવ છે. એને ચેતન ભાવ માને તો શી દશા થાય?' જે ચંચળ ભાગ છે, મીકેનિકલ ભાગ છે, ઘટ-વધ થાય છે. ચિત્ત આઘુપાછું ખસે, ઘટ-વધ થાય, બુદ્ધિ વધ-ઘટ થાય, સ્મૃતિ આઘીપાછી થાય કે 'મને યાદ છે પણ ભૂલી ગયો' ને માથે બે ટપલા મારે ને મશીનરી ખૂલી જાય, તે યાદ આવી જાય.

જડના પણ ભાવ છે, એ ચેતનનો ભાવ ન હોય. ચેતનના ભાવ બધા ચેતન છે. જડના ભાવ એ જડ છે. એટલે આ જડ ભાવો છે એવું સમજવું બહુ મુશ્કેલ છે. જડ ભાવને ચેતનભાવ માને છે બધા. આ કર્યું ને સામાયિક કર્યું, પ્રતિક્રમણ કર્યું, આ કર્યું, તે કર્યું, એ બધા જડ ભાવો છે.

**પ્રશ્નકર્તા :** 'મેં કર્યું' બધું જડ ભાવમાં આવે ને ?

**દાદાશ્રી :** હા, આ વાક્ય મોટું લખ્યું.

**પ્રશ્નકર્તા :** 'જે ચેતન જડ ભાવો અવલોક્યા શ્રી મુનિન્દ્ર સર્વજ્ઞે.'

**દાદાશ્રી :** સર્વજ્ઞ મુનિરાજ લખે છે, આ જડ ભાવ છે ને આ ચેતન ભાવ છે. તેથી આપણે કહીએ છીએને, અવસ્થા માત્ર કુદરતી

રચના છે, જેનો કોઈ બાપોય રચનાર નથી અને તે વ્યવસ્થિત છે. મેં પલાંઠી વાળી, મેં આમ કર્યું, સામાયિક કરી, મેં પદ્માસન વાળ્યું ને પદ્માસન કર્યું ને પ્રાણાયામ કર્યું, ફલાણા આસન કર્યા...

**પ્રશ્નકર્તા :** 'હું'પણાનો ભાવ છે, એ જડ છે ?

**દાદાશ્રી :** હા, એ પાછો ગુરુ-લઘુ હોય. બધાય જ્ઞેયો જડ ભાવ છે ને ગુરુ-લઘુ સ્વભાવના. વધી જાય, ઘટી જાય. એટલું નહીં સમજવાથી આ બધું આંટી પડે. એમાં તો બધું આખું વિજ્ઞાન આવી જાય. આ શાસ્ત્રો જ એટલા હારુ લખ્યા છે. આત્મા જડતો જ નથી ને ! અને જડે એવો છેય નહીં આત્મા !

ચેતન-જડ ભાવોનું કોઈને ભાન ના હોય. પણ અમે તમને જ્ઞાન આપીએ છીએ ત્યારે જડ ભાવોને આમ બતાવીએ ને ચેતન ભાવને આમ જુદા બતાવીએ. 'આ' અને તે મુનિન્દ્ર સર્વજ્ઞે જોયેલા, તેમાં કશો જ ફેર નથી, એ જ આપીએ છીએ.

મુનિન્દ્ર સર્વજ્ઞે જે ચેતન ભાવો અવલોક્યા છે અને આ ભાવો એ જ ચેતન છે, એવી આસ્થા બેસે, એવું એક કિરણ ફૂટે, એ વાંચીને ધારણ કરે, તેને સમ્યકત્વ કહ્યું. તે અમે અવલોકન કરીને કહ્યું. તમામ લેપાયમાન ભાવોથી સર્વથા નિર્લેપ છું. મન-વચન-કાયાના લેપાયમાન ભાવો એ જડ ભાવો છે, એ ચેતનના ભાવો નથી.

ફક્ત દૃષ્ટિફેરમાં શું છે ? ત્યારે કહે છે કે આ પુદ્ગલ ભાવ છે અને આ આત્મ ભાવ છે. એની જગતના લોકોને ખબર જ નથી. બધા જ્ઞાનીઓ આ સ્ટેશને ભેગા થાય કે આ પુદ્ગલ ભાવ છે ને આ આત્મ ભાવ છે. એ અહીં જો મળતું ના આવતું હોય તો એ જ્ઞાની નહોય. આ સ્ટેશન એવું છે, એની આગળ બધું બહુ લાંબું છે, પણ પહેલું અહીં તો ભેગું થવું જ પડે. એને જીવાજીવનું જ્ઞાન થયું કહેવાય.

❖❖❖❖❖

# [૧૨]

# પુદ્ગલ અને આત્મા !

## આત્માનું વજન કેટલું ?

**પ્રશ્નકર્તા :** જે આ પુદ્ગલ કે આ પરમાણુઓ છે, અત્યારે વિજ્ઞાનમાં આ પરમાણુઓ પર જ વધારે ભાર મૂકાયો છે, પણ જે આત્મતત્ત્વ છે, એના પર કોઈએ કશું વૈજ્ઞાનિક દૃષ્ટિએ કહ્યું નથી કે આ અમુક તત્ત્વ છે.

**દાદાશ્રી :** એ શબ્દની વૈજ્ઞાનિકોને ખબર જ નથી ને !

**પ્રશ્નકર્તા :** વિજ્ઞાનમાં એ માપી શકાય એવું નથી ?

**દાદાશ્રી :** ખબર જ નથી એમને.

**પ્રશ્નકર્તા :** પણ ખબર પડે એ વિજ્ઞાનની અંદર ?

**દાદાશ્રી :** ના, એ લોકોને જડે એમ નથી. એ લોકોને મહીં શંકા પડે છે કે એવું તત્ત્વ છે કે જે કંઈ આ બધાને જીવંત કરે છે, પણ એમને કયું તત્ત્વ છે એ ખબર નથી પડતી. અને આપણું કહેલું એ માનવા તૈયાર ના થાય. એ એમને સમજણમાં આવે, પોતાને દર્શનમાં આવે તો જ તૈયાર થાય. એટલે આપણાં શાસ્ત્રોને એ એક્સેપ્ટ ના કરે.

**પ્રશ્નકર્તા :** એ એમને મગજમાં ઉતરે તો બધું કામ થાય.

**દાદાશ્રી :** આત્મા માન્યો મનાય તેવો નથી. જેમ આ પુદ્ગલ અનુભવમાં આવે તેવું છે તેમ આત્મા અનુભવમાં આવે તેવો છે.

**પ્રશ્નકર્તા :** કેટલાક સંતો એમ કહે છે કે આત્માનું વજન પણ

થઈ શકે છે, આવું શક્ય ખરું ?

**દાદાશ્રી :** એ વ્યવહાર આત્માનું વજન થઈ શકે છે. એટલે એનું કહેવું ખોટું નથી. વ્યવહાર આત્મા છે એટલે શું કે મૂળ આત્માની સાથે બીજા પરમાણુ ગયા, એ પરમાણુનું વજન થાય છે એને આત્માનું વજન માને છે.

એટલે આત્મા વજનદાર છે એ કહે છે એ ખોટું નથી. એનું વજન નીકળી શકે છે. કારણ કે અહીંથી બીજી યોનિમાં જતી વખતે મહીં મૂળ આત્મા અને જોડે જોડે વ્યવહાર આત્મા જાય છે, એમાં પુદ્ગલો જાય છે તે પુદ્ગલનું વજન થાય. મૂળ આત્માનું વજન ના હોય.

મૂળ દૃષ્ટિ બદલાયા સિવાય જે કંઈ પણ કરવામાં આવે છે તે બંધન છે. અમદાવાદને બદલે સુરત ભણી ગાડી જાય, પછી જેટલી સ્પીડ વધારે તેટલી વધારે ઊંધી જાય.

## પુદ્ગલ જ વળગ્યું આત્માને !

પરમાણુ જે છે એને આદિયે નથી ને એનો અંતેય નથી. ભગવાનને એકલાને જો ઈનામ આપો તો પરમાણુને દુઃખ થાય.

**પ્રશ્નકર્તા :** પરમાણુને શું દુઃખ થવાનું છે ?

**દાદાશ્રી :** ના, પણ એય અધિકારી છે ને ! એ આદિ-અંત વગરનું છે.

**પ્રશ્નકર્તા :** પોતાના પ્રભાવથી અધિકારી લાગે છે ને !

**દાદાશ્રી :** ના, લેવાદેવા જ નહીં. પરમાણુનો પ્રભાવ ભગવાન ઉપર નહીં, ભગવાનનો પ્રભાવ પરમાણુ ઉપર નહીં, બેઉ સ્વતંત્ર તત્ત્વ છે. તો તો ભગવાન આખા દુનિયાનો કર્તા થઈ પડત. ના ચાલે, આટલીય શક્તિ નહીં.

આ ભગવાન બંધાયા છે કે આ પરમાણુ બંધાયા છે ? ઊલટા પરમાણુએ તો ભગવાનને બાંધ્યા છે તે છૂટવા નથી દેતા. (વિભાવ

ઊભું થવાથી બંધન થયું છે. પરમાણુ સ્વતંત્ર રીતે બાંધતા નથી.) લોક છૂટવાનો પ્રયત્ન કરે છે.

આખા જગતમાં એવા પુરુષાર્થી લોક છે કે લોખંડની મોટી સાંકળોના બંધ તોડી નાખે પણ આ સૂક્ષ્મ બંધન પુદ્‌ગલ અને આત્માનું ના તોડી શકે ને જો તે તોડવા જાય તો ઊલટાના બીજા બંધન વધારે વીંટળાય. 'પુદ્‌ગલ' તો આત્માની જેલ છે.

**પ્રશ્નકર્તા :** આ પુદ્‌ગલને એવો તો શું મોહ હશે કે આત્માને છોડતો નથી ?

**દાદાશ્રી :** ના, એવું નથી. પુદ્‌ગલ તો એમ કહે છે કે તારું બનાવ્યું હું બન્યું, તારી એક ફૂટી છે કે બે (આંખ ફૂટી છે, તે સાચું દેખાતું નથી) ? એ તો આપણું ઊભું કરેલું છે તત્ત્વ!

દાદાની ભાષામાં પુદ્‌ગલ આત્માને વળગ્યું છે, આત્મા પુદ્‌ગલને નહીં. આખું જગત એમ કહે છે કે આત્મા જ પુદ્‌ગલને વળગ્યો છે. આ અમારી શોધખોળ છે, અમે જાતે જોઈને બોલીએ છીએ કે પુદ્‌ગલ જ આત્માને વળગ્યું છે. આ છ તત્ત્વોથી ઊભું થયેલું પુદ્‌ગલ, આત્મા માટે ગૂંગળામણ છે આ એક જાતની. આ પુદ્‌ગલ તો વિશેષ ગુણ છે.

**પ્રશ્નકર્તા :** આ જોઈને કહો છો, એ શેમાં જોવાનું હોય ?

**દાદાશ્રી :** એ ઈન્દ્રિય જ્ઞાન નથી, એ અતિન્દ્રિય જ્ઞાનથી હું જોઈને કહું છું. આ અમને સૉલ્યુશન થઈ ગયું. આ ઈન્દ્રિયજ્ઞાન બુદ્ધિના હિસાબમાં ને લિમિટેડ હોય અને પેલા જ્ઞાનને લિમિટ ના હોય.

## બ્રહ્મની સામે, બ્રહ્મ લટકાં કરે !

**પ્રશ્નકર્તા :** ભક્તિ કોણ કરે છે ? પુદ્‌ગલ ? પુદ્‌ગલ કરે છે તો પુદ્‌ગલથી ક્યારેય ચેતન પ્રાપ્ત ના થાય, તો શું પુદ્‌ગલ ચેતનની ભક્તિ કરી શકે ? ને તેમ હોય તો ચેતન પ્રાપ્ત થાય ? પુદ્‌ગલની કઈ ક્રિયા, કેટલી ક્રિયા ને કેવી ક્રિયાથી ચેતન પ્રાપ્ત થાય ?

**દાદાશ્રી :** પુદ્ગલનો સ્વભાવ છે ભક્તિ કરવાનો. પણ વાંકું કર્યું હોય તો ભક્તિ કરવાનું બંધ થઈ જાય. પુદ્ગલનો સ્વભાવ જ બ્રહ્મ સામે બ્રહ્મ લટકાં કરે. આપણે વાંક, ચૂક, આડઈ કાઢી નાખીએ એટલે પુદ્ગલ ભકિત કર્યા જ કરે. આ જ્ઞાન આપીએ એટલે 'હું ચંદુ છું' રોંગ બિલીફ ઊડી જાય ને 'હું શુદ્ધાત્મા છું' રાઈટ બિલીફ થાય, એ જ ચેતનની ભક્તિ છે. એ ભક્તિથી આવરણ તૂટે ને દેખાય.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલ છે તે ચેતનની ભક્તિ કરે તો ચેતન પ્રાપ્ત થાય ?

**દાદાશ્રી :** ચેતનની ભક્તિ એટલે ચેતન પ્રાપ્ત થયા પછી જ ચેતનની ભક્તિ થાય. ભક્તિથી આવરણ તૂટી જાય ને વધારે દેખાય. એ ભક્તિ કોની કરે છે એના પર આધાર છે. ચેતન પ્રાપ્ત કરેલા પુરુષની ભક્તિ કરવાથી ચેતન પ્રાપ્ત થાય.

## મારે કોણ ? વાગે કોને ?

**પ્રશ્નકર્તા :** આત્મ તત્ત્વ ને જડ તત્ત્વને કોઈ દિવસ ઘર્ષણ થાય?

**દાદાશ્રી :** બે જીવંત વસ્તુને ઘર્ષણ થાય.

આમાં એક ચેતન ને એક જડ, પુદ્ગલ. આપણે જડને માર માર કરીએ તો મારનારને વાગે, એવી રીતે આ (વ્યવહાર) આત્માને વાગે છે બધું.

**પ્રશ્નકર્તા :** પણ એ મારે એટલે મારવાથી જડને અસર તો થાય ને ?

**દાદાશ્રી :** અસર થાય પણ જે ચેતન હોય તેને સમજણ પડે ને ! નહીં તો લોઢું ટીપ ટીપ કરો તો લોઢાના બાપનું શું જાય ? ટીપનાર થાકશે.

**પ્રશ્નકર્તા :** પણ લોઢાને વાગવાથી એની, એની કંઈક...

**દાદાશ્રી :** ના, એવું કશું નહીં. એને આત્મા ક્યાં મારે છે,

લોઢાને લોઢું મારે છે.

**પ્રશ્નકર્તા :** હંઅ.

**દાદાશ્રી :** ત્યારે લોઢાને મારનાર કોણ ? ત્યારે કહે, આ તેનું તે જ પુદ્ગલ, એમાં આત્મા ભળતો જ નથી. આત્માનો ભાવ એકલો જ ભળે છે. બધાં એના હથિયારથી જ બધું થઈ રહ્યું છે પણ એમાં ચેતન નથી એટલે પાછું જોખમદારી નથી ને ! આ આંખે આખી દુનિયા રૂપી દેખાય છે એ બધી જ પરમાણુની છે, એમાં આત્મા નથી. આ સંત પુરુષો બધાં ફરે છે ને, એમાં આત્મા જ નથી. એમાં આત્મા જે છે તે તદ્દન જુદો, એમને ખ્યાલેય નથી કે આત્મા ભીતર ક્યા કર રહા હૈ ? એ તો એમ જ જાણે છે કે 'વાત કરે છે, બધું કરે છે, એ જ ચેતન છે.' આ તો પાવર ચેતન છે, મૂઆ.

**પ્રશ્નકર્તા :** તો શુદ્ધ ચેતનને દેહની જરૂર ખરી, પુદ્ગલની જરૂર ખરી ?

**દાદાશ્રી :** કેમ ?

**પ્રશ્નકર્તા :** કારણ કે ચેતન એકલું ન રહી શકે, તો પુદ્ગલની જરૂર ખરીને ?

**દાદાશ્રી :** એને જરૂર હોય, તો એ ભિખારો કહેવાય. એવો ભિખારી નથી એ. એ તો પુદ્ગલને લઈને ક્ષેત્ર પોતાનું જ્યાં નથી, ત્યાં રહેવું પડે છે. એ પુદ્ગલ એનું છૂટી ગયું, એની બહાર નીકળી ગયો એટલે થઈ રહ્યું. આ સાયન્ટિફિક ઈફેક્ટમાં આવી ગયા છે, સરકમસ્ટેન્શિયલ એવિડન્સમાં. આ બધા છ તત્ત્વો ફર્યા કરે તેમ આ બે તત્ત્વો મેટર (જડ) અને સૉલ (ચેતન) સાથે આવે, તો એનાંથી ફેરફાર થઈ જાય.

## આત્મા અનૂઈફેક્ટિવ !

શુદ્ધ ચૈતન્ય અન્ઈફેક્ટિવ છે. પુદ્ગલ હંમેશાં ઈફેક્ટિવ છે. વિભાવિક પુદ્ગલ ઈફેક્ટિવ હોવાથી તેમાં 'હું'પણાનો ભાર છે, તેથી

આત્મા ઈફેક્ટિવ લાગે છે. તેમ પુદ્ગલ તરફ તેનું લક્ષ હોય તો ઈફેક્ટિવ લાગે, તેનું લક્ષ આત્મામાં હોય તો ઈફેક્ટ ન લાગે. માંકડ કરડે તોય આત્માને ઈફેક્ટ ન થાય. આ (પુદ્ગલ) ઈફેક્ટિવ છે અને ઈફેક્ટ રહે છે ને તેમાં 'હું'પણાનો આરોપ કરે છે. એટલે કોઝિઝ ઉત્પન્ન થાય છે ને કોઝિઝ ને ઈફેક્ટ, કોઝિઝ ને ઈફેક્ટ થાય છે.

ચાલતાં ચાલતાં જેમ માથાના વાળ ઊડે અને તે આપણને હરકત કરતા નથી તેમ સંસારમાં રહેતાં પુદ્ગલો આપણને હરકત કરતાં નથી.

એક પરાઈ ચીજ પુદ્ગલ છે અને બીજી પોતાની ચીજ છે. પરાઈ ચીજ ક્યારેય પોતાની થવાની નથી. પરાઈ ચીજ તો કરણ (મન-વચન-કાયા) કહેવાય. હથિયાર છે અને કરણના સ્વામી થઈ બેઠા છે. પોતાની ચીજના સ્વામી એ ભગવાન પોતે છે.

## ખાનારો થતાં જ બને વિષ !

આત્મા કેવી રીતે ખાય ? આત્માને મોઢું નહીં, કશુંય નહીં. સ્થૂળ શરીર નહીં, માટે આત્માથી ખવાય ? પુદ્ગલને તું આત્મા માનું છું ?

**પ્રશ્નકર્તા :** પુદ્ગલને આત્મા માનું છું એટલે આ ખવાય છે ને ?

**દાદાશ્રી :** પુદ્ગલ જ ખાય છે, આ તમે માનો છો એટલું જ. જીભના ચટાકા તો પુદ્ગલને છે. તમે માની બેઠા છો, મને ચટાકા છે. પુદ્ગલની બધી અસરો પોતા પર આરોપ કરે છે. કેમ બહુ ઊંડા ઉતરી ગયા ?

**પ્રશ્નકર્તા :** નહીં, પુદ્ગલ આ ચેતનની સાથે છે, એટલે તો ખાય છે નહીં તો પુદ્ગલ શું ખાય ?

**દાદાશ્રી :** ચેતન આમાં કશું કરતું નથી.

**પ્રશ્નકર્તા :** ના, કરતું કશું નથી.

**દાદાશ્રી :** છતાં હાજરી છે એટલે જીવે છે આ પુદ્ગલ.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** જીવે છે, ખાય છે, પીવે છે, બધું પુદ્ગલ કરે છે. એને ભ્રમણા ઊભી થઈ છે કે હું કરું છું આ, બીજું કોણ હોય ? એ જજો મોટા મોટા, તેય પણ સમજે કે અત્યારે કોઈ છે નહીં, માટે હું જ છું.

શુદ્ધ ઉપયોગપૂર્વક આહાર લે તો આહાર જુદો અને 'હું' જુદો. પણ 'હું' મહીં નાખ્યું, 'મેં ખાધું કહ્યું', તેથી તરત જ મહીં પોઈઝન ઊભું થઈ જાય અને બધા પરમાણુ પોઈઝનવાળા થઈ જાય અને એનો પછી કેફ ચઢે અને જો એવું ના બોલે તો કશું ના થાય. આ તો 'મેં ખાધું, મેં ભોગવ્યું', એ પોઈઝન રેડે છે. ખોરાક પોઈઝન નથી, પણ અણસમજથી પોઈઝન થઈ જાય છે. બંધુકિયો ટેટો સળગાવીને ટેટાની દુકાનમાં નાખે તો શું થાય ? એવું આ લોક કરે છે ને પછી કહે છે, 'મારું બધું બળી ગયું.' ભગવાન કાંઈ બાળવા નથી આવતા, આ તો 'પોતે' જ બધું સફાચટ કરી મેલે છે.

## વોસરાવ્યો સચોડો આત્મા !

આ સુખ મળ્યા પછી, 'હું શુદ્ધાત્મા છું' જ્ઞાન થયા પછી આ બધાં પુદ્ગલનાં જે સુખ છે તે લીમડા જેવાં લાગે. સિમીલી કરેલીને, સિમીલી બધી સમજાવી જોઈએ. એટલે આ જે પુદ્ગલ છે તે આપણને કેવું લાગે છે ? લીમડો લાગે, એટલે કડવો ઝેર જેવો, નહીં તો આ પુદ્ગલની મીઠાશ જાય નહીંને મનમાંથી. એક બટાકાવડાં સારા ખાઈ આવ્યો હોય તોય ચિત્ત એમાં જાય.

છોડવાની વસ્તુઓ કેટલી છે ? એક-બે છે કે દસ-બાર-પંદર છે ?

**પ્રશ્નકર્તા :** બધું જ.

**દાદાશ્રી :** બધું એટલે એને સો-બસો, પાંચસો, હજાર, લાખ, બે લાખ, પાંચ-દસ લાખ, બે અબજ, પાંચ અબજ ?

**પ્રશ્નકર્તા :** બધી પુદ્ગલ વસ્તુ, આત્મા સિવાયનું બધું જ.

**દાદાશ્રી :** એટલે આ છોડવાનું અનંતું. તમે એક આ બટાકા છોડ્યા, આ ડુંગળી છોડી, આ ફલાણી છોડી, એનો ક્યારે પાર આવે ? ત્યાં સુધી તો આયુષ્ય ખલાસ થઈ જાય. ત્યાં સુધીમાં કશું આટલુંય ના ચાલ્યા હોઈએ. ફરી બીજા અવતારમાં હતા તેના તે જ. પાછા વૈષ્ણવને ત્યાં જન્મ થયો, તે પાછા બટાકા ખાધા જ હોય.

વોસરાવાનું હતું તે ના કર્યું અને સચોડો આત્મા જ વોસરાવી દીધો. વોસરાવાનું પુદ્ગલ હતું અને વોસરાવ્યો આત્મા, શી દશા થાય હવે ?

## પુદ્ગલને જાણે તે જ્ઞાતા !

જડ ચૈતન્યને ખેંચે તો આપણે જડથીએ ગયા ?

પુદ્ગલ પણ ચેતનને હલાવી નાખે છે. એ બહારવટિયા નથી છતાં ધ્રૂજી જાય છે. તેમાં એ રજીસ્ટર્ડ આવ્યું તો ફફડાટ ફફડાટ. પુદ્ગલનો ભય શો ? આત્મા તેવો ને તેવો જ છે. પુદ્ગલનો સ્વભાવ ચંચળ છે અને આત્માનો સ્વભાવ અચળ છે. જેટલી ચંચળતા વધે, એટલો પુદ્ગલ તરફ જાય. જેટલી સ્થિરતા વધે, તેટલો આત્મા તરફ જાય. પાંચ ઈન્દ્રિયો અને મન પુદ્ગલના બનેલા છે. તે જીત્યા જીતાય નહીં. તે જ્ઞેય છે અને આત્મા જ્ઞાતા છે. તે મૂઓ જડને પોતે છે તેમ માને છે. અર્થાત્ પોતે ભ્રાંતિને લઈને જ જ્ઞેયને જ્ઞાતા માને છે. તે ભ્રાંતિ ભાંગે ત્યારે જીતેન્દ્રિય જીન કહેવાય. આત્મા અને પુદ્ગલનું અસ્તિત્વ જ ભિન્ન છે. અસ્તિત્વ છે તેનું વસ્તુત્વ હોય જ. 'પુદ્ગલ'ને જ જાણવું ને સમજવું, એનું નામ 'જ્ઞાતા.'

આત્મા જાણ્યો એને 'જ્ઞાન' કહ્યું છે. જે આત્માને જાણે તે પુદ્ગલને જાણે. પુદ્ગલને જાણે તે આત્માને જાણે. બેમાંથી એકને જાણે તો બીજું જાણી લેવાય. ઘઉં ને કાંકરા બેઉ ભેગા હોય ને તેમાં કો'ક કહેશે કે ભઈ, મને આમાં કાંકરાની ઓળખાણ પાડો. ત્યારે ઘઉં કેમ

ઓળખવા નથી ? ત્યારે કહે, 'ના, બે જ વસ્તુ છે ને, તો મને કાંકરા એકલાની ઓળખાણ પાડો તો હું સમજી જઈશ કે આ ઘઉં.' બીજું પૂછવું ના પડે ને ?

'હું કોણ છું' તે ઓળખી જાય, તો બાકી રહ્યું તે પુદ્ગલ. જેમ કાંકરા લઈ લે, એટલે બધા ઘઉં જ રહે. બે ઓળખાવશો નહીં. બેની ફી ક્યાં ભરીએ ? એકની ફી ભરીએ. તે આત્મા પૂરો જાણ્યો નથી, તેથી પુદ્ગલ નથી જાણ્યું. આત્મા પૂરો જાણે એટલે બીજું રહ્યું એ બધુંય પુદ્ગલ. એ ક્રમિક માર્ગમાં આત્મા પૂરો જાણવો મહામુશ્કેલ છે. એટલે તપ-ત્યાગ બધુંય કરાય કરાય કરે. આમ કરો, તેમ કરો. ઘઉં અને કાંકરામાંથી એક ના સમજણ પડે ? બેઉ જાણવું પડે ? બન્નેની ફી ના ભરવી પડે ને ? એક જ જાણવાની ફી ભરવી પડે ને ! ક્રમિક માર્ગમાં તો બન્નેની ફી ભરવી પડે, ત્યાં સુધી જણાય નહીં. ત્યાં આખોય આત્મા શી રીતે જણાય ? છેલ્લા અવતારમાં આખોય આત્મા જણાય. ત્યારે તે અવતારે તપ કે ત્યાગ કરવાનું કશું રહ્યું જ નહીં ને ! ત્યાગ કરવું એ પરસત્તાના હાથમાં છે, આપણા હાથમાં નથી. કંઈ પણ કરવું એ પરસત્તામાં છે, આપણી સત્તામાં જ નથી ને !

## નામ કોનું ? જ્ઞાન કોનું ?

**પ્રશ્નકર્તા :** મને તો એટલું સમજાયું છે. આત્મા અને પુદ્ગલ બે જ છે, બાકી બધું નકામું છે.

**દાદાશ્રી :** એ તો મેં તમને કહ્યું'તું ને, કે શુદ્ધાત્મા અને પૂરણ-ગલન બે જ છે.

**પ્રશ્નકર્તા :** અરે, પણ તમે તો રોજ ત્રીજું-ત્રીજું લાવો છો ને, તો કન્ફ્યુઝન (ગૂંચવાડો) થાય છે.

**દાદાશ્રી :** પણ બીજાને બીજી રીતે સમજાવવું પડે ને, તમને જુદી રીતે સમજાવવું પડે. એટલે એક જગ્યાએ કહ્યું હોય, તે તમારે એમ પકડી લેવાનું નહીં.

**પ્રશ્નકર્તા :** પ્રગટ પુરુષની વાણી અજરામર કરી દે.

**દાદાશ્રી :** હા, બરોબર છે. આત્મા પુસ્તકમાં ના હોય, કશામાંયે હોય નહીં. શબ્દમાંય ના હોય, ભાવમાંય ના હોય, સંજ્ઞામાંય ના હોય. આત્મા તો એટલો બધો સૂક્ષ્મતમ છે કે આ દીવાલ જ નહીં, પણ ડુંગરનીય આરપાર ચાલ્યો જાય. પણ આ પુદ્‌ગલના જે વીંટાળા છે એની આરપાર નથી જવાતું એને. એ અજાયબી છે ને ! ત્યારે પુદ્‌ગલના વીંટાળા કેટલા ચીકણા ?

એક શેઠ જ્ઞાન માટે આવેલા. મેં પૂછયું, 'શું નામ છે ?' તો કહે, 'હું શેઠ, આનો પ્રેસિડન્ટ.' (નામ પૂછયું તો માન જાહેરાત કર્યું) અલ્યા, જરા વિનય તો રાખ. જ્યાં પુદ્‌ગલને ખલાસ કરવાનું છે ત્યાં પુદ્‌ગલની ખેંચ શી ? પુદ્‌ગલનો ભાર શો રાખવાનો ? જ્યાં આત્મા પ્રાપ્ત કરવાનો છે ત્યાં તો પરમ વિનય જોઈએ.

**પ્રશ્નકર્તા :** નામ પુદ્‌ગલનું છે કે આત્માનું છે ?

**દાદાશ્રી :** નામ તો બધું પુદ્‌ગલનું જ હોયને ! જેનું જેનું નામ પડે એ પુદ્‌ગલ.

**પ્રશ્નકર્તા :** તમે એક વખત કીધેલુંને, પુદ્‌ગલ તો બેઈઝ છે અને આત્મા એ દર્શન છે. આત્માના જ્ઞાન માટે આ પુદ્‌ગલનો બેઈઝ જોઈએ.

**દાદાશ્રી :** હા, ખરું કહ્યું. આત્માનું અજ્ઞાન થયું છે તે પુદ્‌ગલને લઈને અને પુદ્‌ગલને લઈને જ જ્ઞાન થાય છે પાછું. પુદ્‌ગલનો તો આધાર છે અત્યારે તો.

**પ્રશ્નકર્તા :** એટલે આ અહંકાર ઉત્પન્ન થાય, તેવું જ્ઞાન પ્રગટ થાય ?

**દાદાશ્રી :** જેવો અહંકાર તેવું પેલું એ જ્ઞાન પ્રગટે.

**પ્રશ્નકર્તા :** કયું જ્ઞાન ?

**દાદાશ્રી :** પરપ્રકાશ.

## આત્મા સ્વભાવથી સ્થિર, તેવું પુદ્ગલ અસ્થિર !

અંદર આત્મા સ્થિર જ છે. આ તો જગત આખું પુદ્ગલમાં જ રાચે છે. પુદ્ગલની બહાર એક ક્ષણ પણ રાચ્યા નથી અને સ્થિરતા જે કંઈ ઉત્પન્ન થાય છે તે પુદ્ગલની સ્થિરતા છે. આત્મા તો સ્થિર જ છે. નિરંતર સ્થિર રહે તેનું નામ આત્મા. આમાં ક્ષયોપક્ષમ ના હોય. ક્ષયોપક્ષમ તો પુદ્ગલમાં થાય છે. આત્માનો ક્ષયોપક્ષમ નથી હોતો.

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન પછી પુદ્ગલ પણ સ્થિર થઈ જાય ને ?

**દાદાશ્રી :** પુદ્ગલ સ્થિર થઈ જાય પણ કેવું ? પુદ્ગલને ભગવાન કહે તેવું. મહાવીર ભગવાન જ કહેવાય, કારણ કે એ સ્થિર છે.

## પુદ્ગલ બને કેવળી ત્યારે મોક્ષ !

**પ્રશ્નકર્તા :** એમ કરતાં કરતાં એક વખત એવો ના આવે કે જ્યારે આપણે કમ્પ્લિટ અક્રિય થઈ જઈએ, આત્માની દૃષ્ટિએ અને પછી ચંદુલાલ અક્રિય થાય ?

**દાદાશ્રી :** હા, પણ અહંકારથી અક્રિય થઈ જવાનું નહીં, એની મેળે અક્રિય થવા માટે જ છે આ માર્ગ.

**પ્રશ્નકર્તા :** એટલે અક્રિય થાય એ બરાબર છે ને ?

**દાદાશ્રી :** પણ અક્રિય થવાનું જ છે છેવટે તો. આત્માના જેવું જ પુદ્ગલને થઈ જવાનું છે. આત્માની જોડે ચાળા પાડતો હોય ને એવું કરવાનું છે પુદ્ગલ અને આજ્ઞામાં રહેવાથી એવું થઈ જશે, અક્રિય. આત્માનુભવ થયા પછી અક્રિય થશે.

કેવળીનો ફોટો પડે ત્યારે જાણવું કે આ પુદ્ગલ કેવળીનું થયું. પુદ્ગલ પણ કેવળી થાય એ મોક્ષ. અત્યારે 'તમે' બધા પુદ્ગલને કેવળી કરી રહ્યા છો. 'આત્મા' કેવળી જ છે પણ 'તમારી' સમજણમાં કેવળી

થવો જોઈએ. કેવળ આત્મા તો મોટો ડુંગર હોયને તો તે ડુંગરની આરપાર જતો રહે, એવો છે. કારણ કે ડુંગર સ્થૂળ છે અને આત્મા સૂક્ષ્માતિસૂક્ષ્મ છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન પણ સૂક્ષ્મ છે ! જ્ઞાન પણ સૂક્ષ્માતિસૂક્ષ્મ છે !

**દાદાશ્રી :** એ જ આત્મા છે. જ્ઞાન અને આત્મામાં ફેર નથી.

## આત્મરક્ષક તે જ્ઞાની !

**પ્રશ્નકર્તા :** કેવળીને આત્મા દેખાતો હશે ? જોયો હશે ?

**દાદાશ્રી :** જોવું એટલે ભાન થવું. જાણવું એટલે અનુભવ થવો. કેવળીઓએ જોયેલો એટલે તેમને ભાન થયેલું. તમને ભૂલ તમારી લાગે છે તે દેખાય છે કે અનુભવમાં આવે છે ? મૂળ આત્મા એ અનુભવગમ્ય છે, અરૂપી પદ છે. કેવળી ભગવાન જે અનુભવે તે આ પુદ્‌ગલ પોતાનાથી જુદું પૂતળું છે. ખરું કર્યું કે ખોટું, તે જોવાનું નથી. એ તો પૂતળું જ છે, અચેતન છે. કર્તાભાવ જ ના દેખાવો જોઈએ. પુદ્‌ગલની જોડે કે પુદ્‌ગલનાં મન-વચન-કાયાનાં વર્તન જોડે લેવાદેવા જ નથી. તમે તેનાથી તદ્દન જુદા જ છો. તમને તમારો આત્મા જોવામાં ને જાણવામાં આવ્યો જ છે, તે ભાન થયું છે. થોડો અનુભવમાં પણ આવ્યો છે. હવે મૂળ વસ્તુ પૂરેપૂરી અનુભવમાં આવી જાય, એટલે કામ થઈ ગયું !

જે પુદ્‌ગલનો રક્ષક થયો, તે 'જ્ઞાની' નહીં. જ્ઞાની તો આત્માનો, સ્વભાવનો જ રક્ષક હોય.

❖❖❖❖❖

# સંપર્ક સૂત્ર - દાદા ભગવાન પરિવાર

| | | |
|---|---|---|
| **અડાલજ** (મુખ્ય કેન્દ્ર) | : | **ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ-૩૮૨૪૨૧, જિ. ગાંધીનગર. **ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦, ૯૩૨૮૬૬૧૧૬૬/૭૭ |
| **અમદાવાદ** | : | **દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોન :** (૦૭૯) ૨૭૫૪૦૪૦૮ |
| **વડોદરા** | : | (૧) **ત્રિમંદિર,** બાબરીયા કોલેજ (BITS)ની પાસે, વડોદરા-સુરત હાઈવે, વરણામા ગામ, વડોદરા. **ફોન :** ૯૫૭૪૦૦૧૫૫૭<br>(૨) **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** ૯૯૨૪૩૪૩૩૩૫ |
| **ભાદરણ** | : | **ત્રિમંદિર,** સ્ટેશન રોડ. **ફોન :** ૯૯૨૪૩૪૩૭૨૯ |
| **રાજકોટ** | : | **ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૯૨૪૩૪૩૪૭૮ |
| **સુરત** | : | **દાદા દર્શન,** મમતાપાર્ક સોસાયટી, કાપોદરા પોલીસ સ્ટેશન પાસે, વરાછા રોડ, સુરત. **ફોન :** ૯૫૭૪૦૦૮૦૦૭ |
| **ગોધરા** | : | **ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. **ફોન :** (૦૨૬૭૨) ૨૬૨૩૦૦, ૯૭૨૩૭૦૭૭૩૮ |
| **સુરેન્દ્રનગર** | : | **ત્રિમંદિર,** સુરેન્દ્રનગર-રાજકોટ હાઈવે, લોક વિદ્યાલય પાસે, મુળી રોડ, સુરેન્દ્રનગર. **ફોન :** ૯૭૩૭૦૪૮૩૨૨ |
| **મોરબી** | : | **ત્રિમંદિર,** પો. જેપુર, (મોરબી) નવલખી રોડ, જિ. મોરબી. **ફોન :** (૦૨૮૨૨) ૨૯૭૦૯૭, ૯૯૨૪૩૪૧૧૮૮ |
| **ભુજ** | : | **ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન :** (૦૨૮૩૨) ૨૯૦૧૨૩, ૯૯૨૪૩૪૫૫૮૮ |
| **અંજાર** | : | **ત્રિમંદિર,** અંજાર-મુન્દ્રા રોડ, સીનોગ્રા પાટીયા પાસે, સીનોગ્રા ગામ, તા. અંજાર. **ફોન :** ૯૯૨૪૩૪૬૬૨૨ |
| **જામનગર** | : | **ત્રિમંદિર,** વ્રજભૂમિ-૧ સામે, TGES સ્કૂલ પાસે, માણેકનગર, ચેમ્બર ઓફ કોમર્સની બાજુનો રોડ. **ફોન :** ૯૯૨૪૩૪૩૬૮૭ |
| **અમરેલી** | : | **ત્રિમંદિર,** લીલીયા રોડ બાયપાસ ચોકડી, ખારાવાડી. **ફોન :** ૯૯૨૪૩૪૪૪૬૦ |
| **મુંબઈ** | : | **ત્રિમંદિર,** ઋષિવન, અભિનવનગર રોડ, લા વિસ્ટા બિલ્ડીંગ પાસે, કાજુપાડા, બોરીવલી (ઈસ્ટ). **ફોન :** ૯૩૨૩૫૨૮૯૦૧ |

| | | | |
|---|---|---|---|
| **દિલ્હી** | : ૯૮૧૦૦ ૯૮૫૬૪ | **બેંગ્લોર** | : ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **ચેન્નઈ** | : ૭૨૦૦૭ ૪૦૦૦૦ | **કોલકતા** | : ૯૮૩૦૦ ૮૦૮૨૦ |

| | | | |
|---|---|---|---|
| **U.S.A.** | : +1 877-505-DADA (3232) | **Singapore** | : +65 91457800 |
| **U.K.** | : +44 330-111-DADA (3232) | **Australia** | : +61 421127947 |
| **Kenya** | : +254 733-92-DADA (3232) | **New Zealand** | : +64 21 0376434 |
| **UAE** | : +971 557316937 | | |

**વેબસાઈટ : www.dadabhagwan.org**

